# નિવેદન

"તારી જણુશ વીરા જુદિયું એના જુદા જાણણહાર જી."

—ઝવેરચંદ મેઘાણી જેવા 'જે મહાજનોના ખમીરથી પ્રજાઓ ઘડાય છે તેમાંના એક', 'મોટા ગજાના', 'ઘટના પુરુષ'—ની વાઙ્‌મય પ્રવૃત્તિ 'જુદેરી જણુશો' ધરાવે છે. જે સાહિત્યકાર 'રાષ્ટ્રિય શાયર' બનવા ઉપરાંત 'કૃષ્ણની બંસરીની અદ્‌ભુત સેવા' બજાવે, જે એક દેશવિશેષના પ્રતીક બની રહે, 'માણસાઈ'ની જ્યોતને અણખૂટ શોધથી ઝંખ્યા કરે, પોતાના હૈયાની ધારણે ઊઠતા સૂરમાં ધ્યાન રાખી પોતાના જીવનને અને કવનને કસુંબલ રંગે રંગી નાખે..અને જેને મમતાનો વસમો માર લાગતાં અંતરના કો ગોવાળને ડચકારે દિશા ચૂક્યા વગર પોતાની પ્રવૃત્તિઓ આદરે...એવા 'સાહિત્યકાર'ની તો 'જણુશો' જુદી જ હોય ને?

ધૂમકેતુએ લખ્યું છે: "લેખકો અનેક કારણોસર લખે છે પણ તમામ કારણો કે એમાંના કેટલાંક કારણો હાજર હોય છતા પણ અંતિમ કારણ એ સૌથી જુદું જ હોઈ શકે છે અને એ વસ્તુસ્થિતિનું લેખક–જીવનમાં : કે હરકોઈ વ્યક્તિના જીવનમાં મહત્ત્વ છે મેઘાણીના જીવનમાં આવું એક અતળ ઊંડાણ હતું અને એ ઊંડાણની ભીનરમા જ સાચી વ્યક્તિ બેઠેલી હોય છે—એ હરકોઈ મૂલ્યાંકન કરનાર માણસે જાણવું જરૂરી છે." મેઘાણીની વાઙ્‌મયી પ્રવૃત્તિ અનેક દિશાઓમાં પ્રવૃત્ત થઈ છે: કાવ્ય, નવલકથા, નવલિકા, વિવેચન, સંશોધન, પત્રકારિત્વ...વગેરે અને આ દરેક પ્રવૃત્તિમા કંઈ ને કંઈ આંગવી વિશેષતા મેઘાણીએ પ્રગટાવી છે. મેઘાણીના વિશિષ્ટ વ્યક્તિત્વનો તેમાં અનુભવ થાય છે. આવું વ્યક્તિત્વ આ સઘળી પ્રવૃત્તિમાં રહ્યા છતાં, તેમાં અંતઃસ્તલમાં ને સર્વત્ર વ્યાપ્યું હોવા છતા, એને અતિક્રાન્ત કરીને એથી ઉપર ઊંફરું ન્યારું ને ન્યારું રહે છે. માટે જ અખાને જ્ઞાની કહેવો કે કવિ, નરસિંહ મહેતાને ભક્ત કહેવા કે કવિ, કલાપીને પ્રેમી કહેવો કે કવિ..એવા એવા પ્રશ્નો ઊઠે છે ને ચર્ચાય છે. કારણ કે આવા કવિઓની કવિતાનું સાચું તેજ એના અંતરની પેલી મોટી મહાન વિભૂતિમત્તામાંથી આવે છે: ભિન્ન ભિન્ન

સાહિત્યપ્રવૃત્તિ કરતાં, અને એ સઘળી પ્રવૃત્તિઓના સમુચ્ચય કરતાં વ્યક્તિત્વ મહાન હોય છે. અને એ વ્યક્તિત્વ કરતાં પણ અંદર બેઠેલું ગૂઢ સાદ દેતું તત્ત્વ મોટું હોય છે.

આવી દૃષ્ટિથી પ્રેરાઈને મેઘાણીના એવા વ્યક્તિત્વનું આકલન કરવ અહીં પ્રયાસ કર્યો છે.

આ 'જદેરી જણસ'ના 'જાણણહારે' હોવાનો દાવો કર્યા વગર, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ જેને 'ઉપાસ્ય શ્રેષ્ઠતાવાદ'—હીનોથીઈઝમ કહે 'જે પળે જે દેવની ઉપાસના ચાલતી હોય તેજ દેવ સર્વ શ્રેષ્ઠ'–તેવું કર જોખમ વહોરીને પણ મેઘાણીની સૌરાષ્ટ્ર ભૂમિ, એના સાંસ્કારિક બળો, કે મેઘાણીને મળેલી પ્રેરણા, મેઘાણીનો સૌરાષ્ટ્ર પ્રેમ, લોકસાહિત્યનું સંશોધન, પીર અને વિવેચન, મેઘાણીનું પત્રકારિત્વ અને પત્રકારી લખાણો, વિવેચન ર ગદ્યશૈલી, વાર્તાકાર મેઘાણી અને રાષ્ટ્રિય શાયર મેઘાણી એ રીતે અધ્યય વહેંચીને તેમાંથી મેઘાણીના મહત્તા જોવાનો જ પ્રયાસ કર્યો છે. આમ કરવા જ કેટલીક વાતોનું પુનઃ પુનઃ કથન કર્યું છે. ક્યાંક વિવેચકોનાં મંતવ્યોનું ખં કરવાનો પણ પ્રયાસ કર્યો છે...આ પ્રયત્નથી જો સહુ કોઈની અંદર બેઠે લોકહૃદયને પ્રતીતિ થતી હશે, અને અનુભવ કરનાર હૃદય અહીં વ્યક્ત થયે વિચારોને અનુમોદનનો હોંકારો ભણશે, તો મારો પ્રયત્ન સાર્થક લેખીશ. આ વિશેષ વિદ્વત્તાયુક્ત વિવેચન કરવાનું કે સર્વાંગી અધ્યયન રજૂ કરવાનું કે મોટું ધ્યેય રાખ્યું નથી.

આ અધ્યયન માટે મેઘાણી સ્મૃતિગ્રંથમાંથી શ્રી ઉમાશંકર જોષી 'મેઘાણી એક જીવનચિત્ર' એ લેખમાંથી અને ઊર્મિના ૧૯૪૭ના સ્મૃ અંકમાંથી મને ઠીક ઠીક પ્રેરણા મળી છે. મેઘાણીના ગ્રંથો ઉપરાંત 'આપ લોકસંસ્કૃતિ' અને અન્ય સાહિત્યકારોના ગ્રંથોના વાચને અહીં લાટ પ્રદેશ આટલે વરસે ફરીથી સૌરાષ્ટ્રનું વાતાવરણ મારા મનમાં ગુંજતું અનુભવ એથી હું એ સર્વનો ઋણી છું.

આવા પ્રિય વાતાવરણમાં લગભગ આ સાતેક મહિના સુધી રમમા રહેવાનો અવસર આપવા બદલ શ્રી ગજાનન પુસ્તકાલયના શ્રી હીરાલાલ ઠક્કરનો હું ઋણી છું. શ્રી હીરાલાલભાઈ અને પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ મ પ્રેર્યો ન હોત તો આ લખાણ લખવાની સ્ફૂર્તિ મારામાં આવત નહીં...

વિદ્યાર્થીઓને આ પુસ્તક માટે ખૂબ રાહ જોવરાવી. મારી એ આળસ

અને મંદ લેખનપ્રવૃત્તિ માટે હું દિલગીર છું. પુસ્તક સૂરત છપાતું હતું અને આમેય પ્રૂફ તપાસવામાં મારી ઝીણી દૃષ્ટિ નહીં, તેથી ઘણી ભૂલો રહી જવા પામી છે અર્થનો અનર્થ ન થાય તેટલા પૂરતું એક શુધ્ધિપત્રક આ સાથે રજૂ કર્યું છે. મારા આ પ્રમાદ માટે હું સહુની ક્ષમા માગી એ ભૂલોને ઓળંગી મેં વ્યકત કરેલા વિચારોને સમભાવથી ગ્રહણ કરવાની હું સહુને વિનંતી કરું છું...

ભદ્રસંસ્કૃતિના જ્ઞેયાવરણો અને અન્ય વિક્ષિપ્ત કરનારા કલેશાવરણો હોવા છતાં જે વિશદ લોકમનોમુકુર આપણા સહુની અંદર રહેલું છે તેને આ લોકસાહિત્યવીરનું અધ્યયન નિવેદિત કરું છું...એ લોકહૃદયમાં મને શ્રદ્ધા છે.

શ્રી વૃન્દાવન,
૧૯, આશાબાગ,
નવસારી.
૧૦ જાન્યુઆરી, ૧૯૬૮.

જયંત શા. જોશી

# અનુક્રમણિકા

# (૧) મોરે રે આરાધ્યો મલ્હાર !

*

"મોરલા, હો ! મુંને થોડી ઘડી તારો આપ અષાઢીલો કંઠ
ખોવાયેલી વાદળીને હું છેલ્લીવાર સાદ પાડી લઉં !"

—મેઘાણી

※

—અને ખરેખર મેઘાણીની સમગ્ર સાહિત્યપ્રવૃત્તિએ ખોવાઈ ગયેલી સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિની વાદળીને સાદ પાડી પાડીને ગુજરાતી સાહિત્યાકાશમાં પુનઃ ગોરંભાતી કરી દીધી છે. હૈડાના ભાવે અને પ્રાણના પુકારે એ સંસ્કૃતિને ફરીથી રસધારા વહાવતી બનાવીને સૌરાષ્ટ્રીના ચિત્તાકાશમાં ગોરંભાતી કરી દીધી છે. એ મોરલાનો છેલ્લો સાદ વૃથા ગયો નથી, ખોવાયેલી વાદળી અદૃશ્ય થઈ નથી......

કવિ 'કાન્તે' 'કલાપી'ને 'સુરતાની વાડીના મીઠા મોરલા'–કહી સંબોધન કર્યું, સૂરસિંહજી ગોહિલે પોતાનું કાવ્યવ્યક્તિત્વ 'કલાપી' નામમાં પ્રગટ થતું અનુભવ્યું. (મિત્રોના કહેવાથી, અલબત્ત ) કેટલાક રસિકોએ 'કાન્ત'નું એ સંબોધન 'નંદનવનના પ્રાસાદોની ટોચથી,' 'સુરભિઓની સાથે સંસારે સરી,' 'અન્તદ્વારે ગીતા શી અથડાતી' ન્હાનાલાલની કવિતાને અનુકૂળ હોય તેવું સૂચવ્યું છે. પણ, ગુજરાતના કોઈ પણ સાહિત્યકારના સમગ્ર સાહિત્ય-વ્યક્તિત્વ માટે મોરલાનું પ્રતીક યથાર્થ રૂપે યોજી શકાતું હોય તો તે સૌરાષ્ટ્રની વંકી ભૂમિની કોઈ ડુંગરધારેથી ગળું ભરીને સૌરાષ્ટ્રની સંસ્કૃતિને સાદ પાડનાર ઝવેરચંદ મેઘાણી માટેજ યોજી શકાય તેમ છે.

કોયલનો લટકાળો ટહૂકાર, બપૈયાનો કરુણ નિર્ઝરતો મંદ્રસ્વર... વગેરે કરતાં મોરનો ગેહકાર પ્રાણમાં જુદો જ મસ્ત ઉલ્લાસ ભરે છે. તાપે તપેલી સૂકી ધરતીને ઠારવા માટે કાળા મલીર ઓઢીને આમતેમ ફરતી વર્ષાઋતુની વાદળીઓ આમે ય મસ્તીનું ચેતનનું વાતાવરણ સર્જે છે. પણ એવા એ મેઘને જોઈને મત્ત બનતા મોરલાની મસ્તી અને છટા અનોખી હોય છે.

**મેઘાલોકે** મસ્તીએ ચડેલો મોર કોઈ ડુંગરધારેથી ટેહૂક ટેહૂક કરી જે ગેહકાર કરે છે તે સમસ્ત ગામને આવરી લઈ વર્ષાકાલીન ઉલ્લાસમય પ્રકૃતિ સાથે તદ્રૂપ બને છે. હવાના થરેથરમાં મંડરાઈને એ અવાજ આકાશમંડળને ભરી દે છે અને કેકારવ શમ્યા પછી પણ એના ભણકાર–એ નાદનો કોઈ પ્રતિધ્વનિ આકાશમાં ગુંજતો હોય તેવું લાગે છે. જેટલા ઉલ્લાસથી, આરતથી અને મસ્તીથી એ મોર લલકાર કરે છે તેટલા જ ઉલ્લાસ, આરત અને મસ્તીથી આપણાં હૃદય ભરાઈ જાય છે, આપણા પ્રાણ થનગની ઊઠે છે. આવું મોરનું સ્વરૂપ મેઘાણીની પ્રકૃતિ અને વ્યક્તિત્વને જ સાચી રીતે સૂચવે છે ને?

મોરની કલા, છટા, સૌન્દર્ય અને વૈભવ પણ એના ગેહકાર સમા ચિત્તહારી અને મનભર હોય છે રૂપાયેલ મોરલો, મલપતો મોરલો વગેરે લાડભર્યાં વિશેષણો લોકોએ મોરને માટે યોજ્યાં છે. મલપતો મોરલો અને ઢળકતી ઢેલ એ તો કોઈ ઊંડા માર્મિક પ્રણયના પ્રતીક બની ગયાં છે. 'મેઘાલોકે' પાસે પાસે રહેલા સ્નેહીઓનાં હૃદયમાં પણ "અન્યથા વૃત્તિ" થાય છે, તેમ મયૂરની કેકાથી પણ એવી જ ઝંખનાઓ જાગે છે. મેઘાણીની સાહિત્યપ્રવૃત્તિએ પહાડી મોકળા પ્રેમની વેગીલી રસધારા વહાવી, દિલાવર દિલનું ખીરત્વ દાખવનારા બહારવટિયાઓની મસ્તી આલેખી, સૌરાષ્ટ્રની અખંડ પરંપરાપ્રાપ્ત સંસ્કૃતિ સજીવ અને ચેતનવંતી બનાવી, રસિકોનાં હૃદયમાં કોઈ ન સમજાવી શકાય તેવી ઝંખના, તેવી "અન્યથા વૃત્તિ"નો પ્રબળ સંચાર કર્યો છે.

"પછી તો વાદળાંનાં હૈયાંમાં વિજોગની કાળી બળતરા સળગતી હોય[1] તેવી વીજળી આકાશનાં કાળજાં ચીરી ચીરીને ભડભડાટ નીકળવા લાગી. કોણ જાણે કેટલાયે આવેરા સાગરને કાંઠે દિલડાનાં સંગી બેઠાં હશે, તેને સંભારી સંભારી વિજોગી વાદળાંઓ મનમાં મનમાં ધીરું ધીરું રોવા માંડ્યાં. પોતાની સાંકળ (ડોક)ના ત્રણ ત્રણ કટકા કરીને મોરલા કેહૂક કેહૂક શબ્દે ગેહકાર કરવા મંડ્યા; ઢેલડીઓ ઢેહૂક ઢેહૂક કરતી સ્વામીનાથને વીંટળાવા લાગી" (રસધાર–૩).

'વર્ષાઋતુ તો પ્રચંડ પરિવર્તનની ઋતુ છે. એનું આગમન કોઈ[2] દિગ્વિજયી રાજેન્દ્રના આગમન સરીખું છે. ઘડીમાં સોનેરી તડકે તપતો તેજોમય ઉઘાડ, તો ઘડીમાં કાળાઘોર મેઘાડમ્બર : ઘડીમાં સૂકી ધરતી, તો ઘડી પછી ધોધમાર વહેતા પાણી : નિષ્કલંક નીલ આકાશના અંતઃકરણ પર

---

૧. સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૩ : ઘોડી અને ઘોડેસવાર.
૨. ઋતુગીતો : પ્રસ્તાવના પૃ. ૧૨

ઓચિંતી વાદળીઓ અને વીજળીઓનો ઉન્મત્ત આકમઝોળ નાટારભ ; મૃગજળે સળગતા મેદાનો પર વળતી જ પ્રભાતે રેશમસમા તરણાની લીલી લીલી તૃણ-ચૂદડીનું આચ્છાદન : એ સર્વ દૃશ્યો વર્ષાને મહાન પરિવર્તનની ઋતુ બનાવે છે. અન્ય ઋતુઓને તો એક જ જાતની સાગોપાગ સપત્તિ . કા ટાઢ ને કા તાપ; પણ વર્ષા તો સૌમ્ય તેમ જ રૌદ્ર બન્ને સ્વરૂપે ગોભીતી : ક્યાઈક મરક મરક મુખ મલકાવતી તો ક્યાઈક ખડખડ હસતી : ક્યાઈક જ પીને વિચારમગ્ન બેઠેલી તો ક્યાઈક ચીસો ને પછાડા મારી વિલાપ કરતી : ક્યાઈક મેઘધનુષ્યના દુપટ્ટા ઝુલાવતી તો ક્યાઈક કાળા ઘન ઓઢણાના ચીરે ચીરા કરીને પવનમા ફરફરાવતી :-આ બધુ આપણા દેહપ્રાણને હલમલાવી નાખે ને આપણા ભીતરમા પોતાની મસ્તીના પડઘા જગાવે . .. વર્ષાનુ સ્વરૂપ .. એ તો જોનાર કે ન જોનાર સર્વને હચમચાવી મૂકે " (ઋતુગીતો)*

આ વર્ણન સૌરાષ્ટ્રના લોકસાહિત્યે ગાયેલા જીવનનું જ સાક્ષાત્ પ્રતીક છે. સૌરાષ્ટ્રનું લોકજીવન અને લોકસાહિત્ય એ જાણે કે વર્ષાઋતુ છે અને મેઘાણી એ વર્ષાને આરાધનાર, ઝખનાર, માણનાર મોરલો છે.

"સૌરાષ્ટ્રના લોકસાહિત્યમા ચોમાસુ અગ્રપદે છે", કારણ કે "આ તો પાખા પાખા ઝાડપાદ અને આછા આછા ઘાસચારાની પહાડી ભોમ છે. આહીં વસતે કોળનારી ને નવપલ્લવિત બનનારી વનશ્રી નથી, ગ્રીષ્મમા શીળા મધુરા વાયરા ઢોળનારી લકુબઝકુબ વનસ્પતિ કોઈ કોઈ સ્થળ સિવાય ક્યાંયે નથી. ઊભા ઊભા નિર્જળા ડુગરા તપે અને સપાટ મેદાનો ઉપર ઝાઝવા સળગે ભૂમિ વસવા લાયક બને છે કેવળ ચાતુર્માસમા ખેતરોના અને ડુંગરાના વન કિલ્લોલ ચોમાસે જ જામે બપૈયા ને મોરલાની પણ મજા વર્ષામા જામી પડે પ્રવાસીઓ આશાભર્યા પાછા પણ ચોમાસામા જ વળે મેળા તહેવારો, ઉત્સવો વગેરે પણ ત્યારે જ અનુકૂળ બને ' (ઋતુગીતો) સૌરાષ્ટ્રનું વર્તમાન જીવન નહીં, પણ વર્તમાન જીવનમા ક્યાક ક્યાક ઝબકી જતુ મધ્યકાલીન સોરઠી સાહિત્યે બિરદાવેલુ જીવન, જીવનતાપે તપેલાને ચોમાસા જેવું વસવા લાયક લાગે છે પ્રાણમા એવા જીવનની ઝખના જાગે છે, આત્માને તૃપ્તિ તો એવા જીવનમા જ્યારે ઝપલાવવામા આવે છે ત્યારે થાય છે છેવટે કઈ નહીં તો ભાવનારૂપે, રસમય કાવ્યરૂપે એ જીવનને ગાવામા આવે છે ત્યારે આત્મા તૃપ્ત થાય એવો સ્વયભૂ રસ આપોઆપ પેદા થાય છે "પહાડી મુલકના

* ઋતુગીતો : પ્રવેશક પૃ ૧૨

સંગ્રામપ્રેમી નિવાસીઓને તો આ વાદળાંની ધૂમાધૂમ, કડાકા, ગર્જના, વીજળીના સળકારા, પાણીના પ્રચંડ પછડાટા ને નદીઓનાં ધસમસતાં પૂર ઇત્યાદિ થકી કોઈ યુધ્ધક્રીડાની જમાવટ કરતી આ વર્ષા જ વધુ વહાલી થઈ પડે એ યથાર્થ છે. માટે જ-વર્ષાના સૂર પ્રબલ અને પ્રમત્ત વાણીમાં નીતર્યા છે." (ઋતુગીતો)

સૌરાષ્ટ્રવાસીનું હૃદય સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિએ સર્જેલા વર્ષાઋતુ સમા વાતાવરણની સહેજ પણ ઝાંખી થતાં ઉચમચી ઊઠે એ સ્વાભાવિક છે. "કનડાના ડુંગર પર ઓઢાની સંગે હોથલ સમી રસિકા સ્ત્રી હતી ને બે કિશોર બાળકો હતાં, ત્યાં યે ઓઢો 'ઉત્તર શેડ્યું કહ્રિયું" નિહાળીને પોતાનું વતન કચ્છ સાંભરતાં રડયો હતો—એટલું બધું રડયો હતો કે, 'છીપર ભીંજાણી છક હુવો ત્રંબક હુઈ વ્યાં નેણુ.' એ જ્યાં બેઠો હતો તે શિલા આખી આંસુડે ભીંજાઈ ગઈ, ને નયનો ત્રાંબાવરણાં બની ગયાં. વતનમાં ગયા વગર પોતે ન જ રહી શકયો. એટલું આ ભૂમિના લોકો પર વર્ષાનું આબલ્ય હતું." સૌરાષ્ટ્રવાસીના આમ તો ગરીબડા, દબાયેલા અને ગૃહકલેશ આદિથી વેરાન સમા જીવનમાં એ પરંપરાપ્રાપ્ત લોકસંસ્કૃતિ, લોકસાહિત્ય અને તેની અસર નીચે ક્યાંક ક્યાંક ક્યારેક ઝબકી જતું લોકજીવન વર્ષાઋતુ સમું આવી ચડે છે અને એ વતન અને વતનની એ લોકસંસ્કૃતિનું કારમું આકર્ષણ તે અનુભવે છે. "અલકાપુરીનો પ્રિયાવિયોગી યક્ષ અન્ય ઋતુઓ તો ખાસ કશી અસર વિના વટાવી ગયો, પરંતુ આષાઢના પ્રથમ દિવસે પ્રકૃતિનું જે સંક્ષુબ્ધ સ્વરૂપ એણે નિહાળ્યું, તેણે એના અંતરમાં ઘરનાં સ્મરણો જગાવ્યાં, ઊર્મિનું ઉદ્દીપન કર્યું, ને કાવ્ય ખળખળાવ્યું." પોતાના પ્રથમ "ચોરાનો પોકાર" જેવા લેખ દ્વારા મેઘાણીએ એવું જ "આષાઢસ્ય પ્રથમ દિવસ"નું વાતાવરણ ખડું કર્યું. ઘરની, વતનની ઝંખના અનેકના હૃદયમાં જગાવી. "સૌરાષ્ટ્રમાં એ ખળખળાટ વધુ વેગીલો અને વધુ મસ્ત હોય તો તેનું કારણ છે સોરઠી પ્રજાની આવેશભરી કલ્પનાભરી અને કાવ્યરસભરી પ્રકૃતિ."

મેઘાણીની આવેશભરી, કલ્પનાભરી, અને કાવ્યરસભરી પ્રકૃતિને—જે એ ધરતીએ જ નિપજાવી છે ને પોષી છે તેને-પણ આવી વર્ષાઋતુ સમી લોકસાહિત્ય અને લોકજીવનની રંગીલી મસ્ત રૌદ્ર-રમ્ય લીલા, એનું ચિત્ર-વિચિત્ર સમવિષમ રંગોથી ભાતીગળ લાગતું છતાં આખરે તો પ્રબળ ગૂઢ એક રંગીલા રંગે સમગ્રતયા રંગાયેલું—દૂજા રંગ વિહોણું કસુંબલરંગી જીવન સંક્ષુબ્ધ કરે છે, ઊર્મિનું ઉદ્દીપન કરે છે, કાવ્યઝરણાને વહેતું કરી ખળખળાવે છે. મેઘાણીના મનને, મેઘાણીના પ્રાણને, મેઘાણીના આત્માને ઊંડે ઊંડેથી

વતન સાંભરે છે, ઘરના સ્મરણો જાગી ઊડે છે. તીન આરતથી છતાં કલામય ઓવા ભંગ કરી મેઘાણીનુ સમગ્ર સાહિત્યવ્યક્તિત્વ એ મનમાં વસેલા સૌરાષ્ટ્રને સાદ પાડે છે.

"મોર બની થનગાટ કરે
ઘનઘોર કરે ચૌહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે
બહુ રંગ ઉમંગનાં પીંછ પસારીને
બાદલનુ નિજ નેનન ધારીને
મેઘમલાર ઉચારીને આકુલ પ્રાણ કોને કલસાદ કરે
મન મોર બની થનગાટ કરે–

* * *

નવ મેઘ તણે નીલ આંજણીએ મારાં ઘેપુર નેન જમાટ કરે
મારાં લોચનમાં મદ ઘેન ભરે
...મારો પ્રાણ કરી પુલકાટ ગયો પથરાઈ સારી વનરાઈ પરે
ઓ રે! મેઘ આષાઢીલો આ જ મારે દો ય નેન નીલાંજન ઘેન ભરે."
મન મોર બની થનગાટ કરે.



# (૨) ઘોર અતિ વંકી ધરતી

સિંહ સમા શૂરવીર નરોની દુર્ગમ ધરતી શાખ પૂરે
ડુંગરની વિકરાળ કરાડુ ઊભી મિત્ર વિજોગ ઝૂરે,
કેસરી ધિંગાણા ધીંગ તણાં..
વર્ષાની ઘનઘટા ચડે નભ, ડુંગર પર વીજળી ઝબુકે
મેઘ-દુન્દુભી ગડે ગગનમાં મત્ત બની મોરા ટહુકે
ગાજત કેસરી ધીર તણાં....

—ત્રિભુવન વ્યાસ

—'લાડકવાયા લોક, મીઠા બોલા માનવી'—ની સૌરાષ્ટ્ર ધરણી એવી તો મુગ્ધ બનાવનારી; આસમાની તોરની મસ્ત ભાવનાઓ પ્રેરતી રંગભરી—કૌતુકરંગી ધરતી છે, કે એનુ નર્યું વાસ્તવદર્શન, નર્યું સરળ શબ્દચિતરામણ પણ માનવહૃદયમા કઈ કઈ અચવ્યા રસની ઝખનાઓ જગાડે છે ત્રિભુવન વ્યાસના 'ગાજે જગલ ગીર તણા'—એ વર્ણનકાવ્ય વિષે બળવતરાય ઠાકોર લખે છે. "કૃતિ સાદી છે એમ કહેશો કે શબ્દે શબ્દ જાતે અલંકાર છે એમ કહેશો? વિષય જાતે એટલો તો રોમેન્ટિક છે, કે તેની ભાવવાહી છબીમાત્ર પાડતું છબીરાગી—રીયલિસ્ટિક ચિત્ર, ભાવમુગ્ધ શૈલી વાપરી ટોચ તે કરતા પણ વધારે ખૂબીદાર અને દ્રાવક બની રહે છે" ('આપણી કવિતા સમૃદ્ધિ').

સૌરાષ્ટ્રની ધરતીનો ભૌગોલિક નર્યો દેખાવ જ કોઈ આસમાની તોરની રંગભરી ખુમારી પ્રગટાવે તેવો છે આમ તો આવળ બાવળ બોરડી જેવા કાંટયના પારવા ઝાડ ઝાંખરાવાળી સૂકી તરડાયેલી એ ભોમકા છે છતા એની એ જ "કંકુવરણી ભોમકા" —કાળી ભૂખરી, પિત્તવરણી, રતુંબડી, નીલી એવી એ ધરતી ત્યાના લોકોના હૃદયમા દેશપ્રીતની કોઈ અનેરી લાગણી જન્માવે છે ન્હાનાલાલે તો પ્રસન્ન થઈને ખુમારીથી "અમારા દેશોમા સૂરજ ગોભીતા" એવા કેસરિયાળી ટશરોવાળા–ઉન્હા ઉન્હા કિરણોવાળા "ગરમ દેશનુ" વર્ણન કર્યું છે.

આવી એ સૂકી ધરતી નાના મોટા ડુંગરા અને ડુંગરમાળોથી શોભે છે. ક્યાક એ વિકટ વિકરાળ અને કપરી બને છે ક્યાક 'ઉતાવળી નદીયુ' ને નદીવોકળાની કે પાણીની સીંચાતગીથી માના ખોળા જેવું આશ્રયસ્થાન બની

રહે છે. સૌરાષ્ટ્ર ડુંગરિયાળો દેશ છે અને ચોમાસામાં છલોછલ ભરાઈ વેગીલી ગતિએ સાંકડા પટમાં વાંકીચૂકી ગતિએ દોડતી અને પછી આછાં નીરમાં આરપાર લાલલીલી વેકરાની કાંકરીઓ ચમકાવતી નદીઓથી એ ડુંગરિયાળ દેશ રળિયામણો લાગે છે......વંકો લાગે છે. "સોનલા વરણી સોરઠધરાને આ સરિતાઓના રૂપલાવરણા પ્રવાહો અનોધાં રૂપ અર્પે છે" १

સોરઠીધરાનું આવું અનોધું રૂપ તે એકસરખા સપાટ નથી માટે અનુભવાય છે. વંકવોળામણી પથરાયેલી ડુંગરધાર એની બિહામણી ગાળીઓ, વાંકીચૂકી ચાલતી ઊંડી કે છીછરી પણ સાંકડા પાત્રમાં વહેતી નદીઓ, ક્યાંક ખેડુકણબીની આંખને ઠારે તેવી મોલથી લચીપચી જતી રસાળ કે રજકાથી લીલીછમ ધરતી અને ક્યાંક કાળમીંઢ કે ભૂખરા પત્થરા ને ટાચથી વેરાન અને આછા લીલા પીળા ઘાસચારાથી છવાયેલી ધરતી; ક્યાંક અડાબીડ જંગલ અને ક્યાંક દૂર સુધી ઝાડવું ચે જોવા ન મળે તેવો ભૂમિભાગ, હાથિયા થોર અને કાંટ્યના ઝાડ ઝાંખરાથી દુર્ગમ તો ક્યાંક મજાના ભૌમિતિક આકારો સર્જતાં ખેતરોથી સુગમ લાગતો પ્રદેશ... આ બધાની એવી ચિત્રવિચિત્ર અને છતાં 'નાક નેણુને તોલ' એવી સમતોલ ગોઠવણી કરી છે પ્રકૃતિદેવીએ, કે એકંદરે સૌરાષ્ટ્રની ધરતી રળિયામણી ને વંકી લાગે છે. આવા વંકા અને અનોધાં એનાં રૂપ મનમાં વસી જાય છે. પ્રાચીન સૌન્દર્યમરમી કુન્તકે વક્રતાને સૌંદર્યનું પ્રાણતત્ત્વ ગણ્યું છે. સૌરાષ્ટ્ર ધરણીની આ બંકિમ છટા એના જોનાર અને માણનારના હૈયામાં એક પ્રકારની હામ, મસ્તી, આવેશ અને ઉલ્લાસ પ્રેરે છે. કાચું પોચું માનવી ડરી જાય તેવું આ પ્રાણ, ઓ, કોતરોનું વંકુ રૂપ એના આરાધકના હૃદયને કાકું બનાવે છે. ડુંગરની ગાળીઓના ઉન્મત્ત એકાંત અને નદીવોંકળાના ઘેલા પ્રવાહો, એ ધરતી વચ્ચે ઉછરનારને એવી ઉન્મત્તતા અને ઘેલી જીવનભાવનાઓથી જાણે અજાણે ભરી દે છે સરળ સાદાં રૂપ કરતાં આવા વંકા રૂપ— "સૌન્દર્ય પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે" એ કથનને પ્રમાણે માનવીને વંકુ રૂપ આપે છે. એ અનોધા રૂપનો સ્વાદ પણ ઓર હોય છે.

ડુંગર વંકો ગાળીએ ને વંકી સરણ્યે
રાજા વંકો રાવતે ધણ્ય વંકી નેણે...

१. આપણી લોકસંસ્કૃતિ : જયમલ પરમાર પૃ ૩૦૨



# (૩) સદા ઝળુંબતો ભૂતકાળ

"શૈલે શૈલે કણ કણ વિષે સ્વાર્પણો શુદ્ધ સોહ્યાં
પત્રે પત્રે પુનિત કવિતા વીર્ય ને ધૈર્ય કેરી
શ્રદ્ધા શૌર્ય પ્રણય તણીએ પુણ્યશીલા ત્રિવેણી
જેને ખોળે સ્થિતિ ચિર કરી નંદ આનંદ કંદે."

—મનસુખલાલ ઝવેરી

સૌરાષ્ટ્રની વંકી ધરતીના અનોખાં આકરાં રૂપની સાથે સાથે એની વિશેષતા એ છે કે, ,એના ડુંગરે ડુંગરે, ગામના પાદરે પાદરે, નદીઓના કાંઠે કાંઠે આખી ધરતીના વ્યક્તિત્વને–એના આત્માને–ઓજસ્વંતો ઉઠાવ આપતો ભૂતકાળ સામો આવી હાજરા હજૂર થઈ રહે છે. વૃંદાવનની કુંજ–નિકુંજમાં ફરનારા ભક્તજનો, હજારો વર્ષ થયાં છતાં "શબ્દ સુનત મુરલી કો..." એવો અનુભવ કરે છે; ગિરનાર પર બેસણું માંડી સાધના કરનાર વેલો બાવો એના ભક્તોને ગરવાને માથે ઝળુંબતો રહેલો લાગે છે, રમકડાં વેરવિખેર કરીને ચાલ્યા ગયેલા મસ્તીખોર બાળકની હાજરી એ રમકડાંમાં વરતાય છે; એમ સૌરાષ્ટ્રની આ વંકી ધરતી પર મહાકાવ્યમાં મઢવા જેવી આવેશશીલ, રાગબદ્ધ, ભાવનાસભર, ઉદાત્ત કે ભવ્ય અને રંગીલી જીવનલીલા માનવીઓ ખેલી ગયા છે, તેનું ભાન અને તેમની હાજરી એ પાત્રો રંગભૂમિ ખાલી કરી ગયા છે છતાં થયાં કરે છે. સૌરાષ્ટ્રના સાવજથરા "માડુ સવાયા લખ" —જે પ્રેમશૌર્યની ખુમારીભરી કસુંબલરંગી ક્રીડા કરી ગયા છે; તેમનાં સંભારણાં એવાં તો સજીવ થઈ સળવળી ઊઠે છે કે, માનવીઓ આપણને અહીં ક્યાંક હમણાં સામે આવી મળશે અથવા અદૃશ્ય રહીને એ આ ધરતી પર ફરનારને જોઈ રહ્યાં છે તેવી અનુભૂતિ થયા કરે છે

સૌરાષ્ટ્રની નદીનાં સેંજળ જળ પીતા ડાલામથ્થા સાવજો, મદઝરતી ભેંસો, બંકી ગરદને ચાલતા દેવાંગી ઘોડાઓ, ધીંગા ધોરી, મલપતા મોર, ઢળકતી ઢેલ, ઘૂઘવાટ કરતાં પારેવાં, આકાશમાં એક પંક્તિમાં કુરરરર કુરરરરર" કરતી ઊડી જતી કુંજડીઓ... આ બધી પરિચિત પશુ–પંખીની સૃષ્ટિ પણ કૌતુકરંગી ભૂતકાળની ફોરમ ફેલાવે છે. સૌરાષ્ટ્રના ઘરોની બાંધણીમાં, વ્યવસ્થામાં ને શણગારમાં–તોરણ ચાકળા, ચળકતાં બેડાંની માંડ, પટારા પાણિયારાં–

ડામચિયામાં, ભાતભાતની આંટિયાળી પાઘડી ફેંટા સાફા, પટકા વગેરે માથા-બધણાંમાં, ચોરણો કેડિયું, સુરવાળ અંગરખું, કેડય પર વીંટળાયેલી ભેટ, ને ખભે ઝૂલતો ખેસ વગેરે પુરુષના પડછંદ રૂપને પ્રગટાવતા પહેરવેશમાં, પાતળી કટિ પર ચપોચપ વીંટાયેલી ઝીમી, તસતસતી કાચળી, છૂટે છેડે ઓઢેલા ગૂઢા રંગના મલીર, ઘેરદાર ઘાઘરા, ભાતીગળ ચૂંદડી આભનામઢી લોબડી વગેરે નારીના નમણા અને પ્રતાપી રૂપને પ્રગટ કરતા વસ્ત્ર પરિધાનમાં વર્તમાન સમયના આ પહેરવેશમાં પણ ભૂતકાળ હજી જતો જતો અટકી રહ્યો હોય તેવું લાગે છે જુદા જુદા દેવસ્થાનો અને સંતોની જગ્યાઓમાં ગોસેવા, સદાવ્રત, રામરોટી વગેરેની અખંડ પરંપરામાં, ઉત્સવો અને મેળાઓમાં, દાંડિયારાસ, રાસડા, રાસ ગરબી, દુહા, છંદ, ભજનોની રજૂઆતની આગવી કલામાં બાલક-બાલિકાની રમતો અને જોડકણાંમાં, દાદાજી ને ડોશીમાની વાર્તાકથનની રીતમાં, સ્ત્રીઓની વ્રતકથાઓમાં, જનોઈ, લગ્ન, સીમંત અને મરશિયાના ગીતોમાં, ભૂતકાળની સૌરાષ્ટ્રની સૃષ્ટિ અખંડ અને અવિભાજ્ય રૂપે આપણા ચિત્તમાં પથરાઈ રહે છે. કાવ્ય અને વાર્તાને પોતાની જ્ઞાતિએ આપેલા અમૂલ્ય વારસો ગણી ભૂતકાળના કે વર્તમાનના બિરદાવવા જેવા કિસ્સાઓને, પરંપરાને, ભાવ અને ભાવનાની સરસ અભિવ્યક્તિને રજૂ કરનારા ચારણ, બારોટ, ભરથરી, મીર, રાવળ . વગેરે જ્ઞાતિઓના વાલડાલા, કાવ્ય કવનાર માનવીઓ, એમના વાર્તાલાપની કથનરીતિ, અને કાવ્યલનકારની વિશિષ્ટ લઢણ ને લહેકાઓ, એ જેને કથવા જેવા ગણે છે તે કિસ્સાઓ, બનાવો પાત્રો વર્તમાનથી અતીત કોઈ રંગદર્શી મધ્યકાલ આપણી સામે ખડો કરે છે

આમ સૌરાષ્ટ્રમાં ઇતિહાસના પલટા ખૂબ થયા માટે નહીં, પણ લોકજીવને, લોકવિદ્યાએ, લોકસ્મૃતિએ એ ઇતિહાસને અને પરંપરાને સાચવી રાખી, જાળવી રાખી, અને છેવટે રસપૂર્વક સંભારી રાખી, તેથી સૌરાષ્ટ્રની ધરતી જીવતા ઇતિહાસથી, ભૂતકાળની કૌતુકરંગી છાયાથી મઢાઈ ગયેલી લાગે છે સૌરાષ્ટ્રની એ પરંપરામાં ને જીવનરીતિમાં ઓછામાં ઓછું પરિવર્તન થયું છે સૌરાષ્ટ્રના કણબી, ચારણ, ભરવાડ, કાઠી, મેર વગેરેના પહેરવેશમાં એમના દાઢીના કાતરા, મૂછના આંકડા, ઠાકડિયા ઓડિયામાં પરિવર્તન આવ્યું નથી મરદની મર્દાનગી અને નારીનું નારીત્વ આ પહેરવેશથી ઓપે છે એમાં સુરુચિ અને સુઘડતા છે, સંયમ અને રંગીલાપણું છે, સાદાઈ અને રૂપવૈભવ છે એવા કોઈ પ્રચ્છન્ન ખ્યાલથી જ આ પહેરવેશ પલટાયો નથી છતાં એ પહેરવેશ ભૂતકાળને વર્તમાનમાં વિહરતો દાખવે છે, અને પહેરનારની એ અપરિવર્તનની રીત પણ તેમનામાં ભૂતકાળની છાયા જોવા આપણને પ્રેરે છે બહારના માનવીઓને આ

પહેરવેશ આદિ આકર્ષક લાગે છે, મૂલ્યવાન લાગે છે, એમની કૌતુકપ્રિય દષ્ટિને ભૂતકાળની અદશ્ય હાજરીથી કાવ્યમય અને મોહક લાગે છે.

આમ બન્યુ છે કારણ કે સૌરાષ્ટ્રનાં માનવીનું જીવન આ ધરતી સાથે જડાયેલુ રહ્યુ છે. ધરતીએ જ, ધરતીના વાતાવરણે જ તેના માનસને ઘડયુ છે, પોષ્યું છે, વિકસાવ્યું છે દાદીમા, દાદાજી, અને બીજા ઘરે ઘરના વાતડાહ્યા–(જેને મેઘાણી સૌરાષ્ટ્રીય સંસ્કાર કહે છે તેવા) માનવીઓએ એવી વાતને રંગ આપી આપીને, અસંખ્ય ચારણ, બારોટ, વગેરે લોકગાયકોએ તેમ જ સમગ્ર લોકસાહિત્યે સૌરાષ્ટ્રની બિરદાવવા જેવી પ્રણાલિકાઓને ગાઈ ગાઈને, વાર્તામાં મઢી મઢીને, રસાળ બનાવીને સનાતન બનાવી મૂકી છે. એથી નવી પેઢીના હૃદયમાં-હાડમાં, ઊતરી જાય છે એ પ્રાચીન પરંપરાઓ અને તેનાં જીવનમૂલ્યો. બાળપણથી જ તેના પ્રત્યે રુચિ વળે, શ્રદ્ધા ઠરે, ભાવના પોષાય તેવું વાતાવરણ સૌરાષ્ટ્રમાં ઊભું થાય છે જમાનો પલટાતાં, નવું શિક્ષણ લેનારાના હૃદયમાં પણ જે જીવનને અને જે જીવનમૂલ્યોને આટઆટલા રંગ અપાયા છે તે જીવન પ્રત્યે પરાઙ્મુખ થવાની લાગણી ઉદ્ભવતી નથી એટલી બધી આ પરંપરાની શોભા લોકસાહિત્યના રસમાં રસાઈને તેના હૃદય અને મનમાં વસી ગઈ છે. નવા વિનાકારણના ફેરફારમાં તેને છીછરાપણું, અરસિકતા અને અપરુચિ લાગે છે

કોઈક નવા નવલે હિયાઓ બહારની વેશભૂષા, રીતરિવાજ અને નવીન જીવનદષ્ટિને અપનાવે છે ખરાં, છતાં હૃદયથી તો પ્રાચીન પરંપરાપ્રાપ્ત મૂલ્યને ભજનારા રહે છે કોઈક કૌતુકરંગી મધુર ઝખનાથી, (એ જીવનને રંગ આપનારી ઉત્સાહી ઉલ્લાસમય મનોવૃત્તિની સાથે સાથે, પરિચિત વર્તમાન વાસ્તવમાંથી એ જીવન અદશ્ય થતું જાય છે, સરતું જાય છે તેથી વિરહી સમી વિષાદ અને કરુણાભીની લાગણીઓથી ) – કરુણ મધુર ઝખનાથી આ જીવનમૂલ્યોને ને ભૂતકાળને પોતાની કલ્પનાસૃષ્ટિમાં, સાહિત્યસૃષ્ટિમાં અને ભાવનાસૃષ્ટિમાં જાળવી રાખે છે. આથી સૌરાષ્ટ્રના સામાન્ય લોકજીવનમાં ઓછામાં ઓછો ફેરફાર થયો છે અને જ્યા ફેરફાર થયો છે ત્યા ભૂતકાળ સાથેનું તેનુ અનુસંધાન જળવાઈ રહ્યું છે.

લોકસાહિત્ય અને લોકસંસ્કાર દ્વારા વિશાળ સમૂહ પર એવી અસર થઈ છે અને એવો પ્રભાવ પડયો છે કે. બાહ્ય જીવનરીતિમાં ફેરફાર થાય, પરિવર્તન થાય છતા અંતરથી લોકોને રસિક તો લાગે માત્ર લોકસાહિત્યે ગાયેલું જીવન, લોકને માણવા જેવું તો લાગે લોકસંસ્કારથી સમૃદ્ધ જીવન; લોકને

ભજવા જેવું તો લાગે લોકભાવનાઓએ ઉપાસેલું જીવન. પરિણામે બાહ્ય જે કંઈ પરિવર્તન થાય તે અંતરની ભાવનાથી અનુમોદન પામી શકે તેવું જ થાય. અને તેથી ભૂતકાળનું અનુસંધાન પરિવર્તિત લોકજીવન અને તેની રહેણીકરણીમાં ઝળકયા કરતું લાગે છે.

આવા સૌમ્ય, ધીમા, લોકસંસ્કૃતિ દ્વારા અનુમોદન પામેલા ફેરફારોને લીધે સૌરાષ્ટ્રના જીવનમાં એક તરફથી જીવંત ભૂતકાળ હાજર રહેલો અનુભવાય છે, તો બીજી તરફથી સૌરાષ્ટ્રનું લોકજીવન ભૂતકાળના વામી, જડ, માત્ર સંરક્ષક મનોવૃત્તિથી પીંજરસમા થઈ પડેલા રૂઢિઓના વાતાવરણમાં ડૂબેલું દેખાતું નથી. વહેતિયાળુ સ્વચ્છ, નિત્યનવીન તાજો ભૂતકાળ જાણે કે સૌરાષ્ટ્રની જીવન પરંપરામાં અનુભવાય છે ઇતિહાસને પૂજવાની અને ભાવનાથી તેમજ રસિકતાથી તેને વધુ રસમય રીતે જીવતો રાખવાની સૌરાષ્ટ્રના માનવીને આદત પડી છે, કારણ કે ઇતિહાસની બળવાન અને રસભરી ભાવનાઓ ઝમતી ઝમતી સંસ્કાર રૂપે તેમના પ્રચ્છન્ન માનસમાં–હાડમાં–ઊતરી ચૂકી છે આથી નવી ભાવનાઓ, નવા વિચારો, ક્રાન્તિકારક ફેરફારોનું ઉતાવળિયું, ઉત્સાહી, ધાંધલિયું દર્શન એમનાં વાણી વર્તનમાં દેખાતું નથી. ઘડાયેલા–સંસ્કારાયેલા હૃદયની આત્મસૂઝની કસોટી પર, પ્રાચીન પરંપરાના અર્ક સમી નિજની સૌરાષ્ટ્રીય ભાવનાઓની સોનરેખ સાથે નવીન ક્રાન્તિકારક ભાવના, વિચાર, જીવનરીતિને તે કસે છે, સરખાવે છે; અને એ કસોટીમાં જો નવીનતા બરોબર જણાય તો જ તેને સ્વીકારે છે. આથી યુગનાં પગલા પ્રમાણે સૌરાષ્ટ્રના સમાજમાં પરિવર્તન તો થયું છે છતાં એ પરિવર્તન તદ્દન નવું, પારકાએ પ્રેરેલું હોય તેવું નથી લાગતું. ભૂતકાળમાં ક્યાંક એનું મૂળ હોય, અને ભૂતકાળની પરંપરાનો કોઈ કોઈ ગુપ્ત રસ પરિવર્તનના અંગપ્રત્યંગોમાં વ્યાપીને પરિવર્તનને પ્રેરતો હશે, એવું વર્તમાનકાળનાં પરિવર્તનોને જોતા લાગે છે. આમ સૌરાષ્ટ્રના જીવનમાંથી, વ્યક્તિત્વમાંથી, એના વિચારો અને ભાવનાઓમાંથી, એની બોલી અને વર્તનમાંથી, એના સામાજિક જીવનમાંથી . . . એવી એવી અનેક બાબતોમાથી ભૂતકાળની વહેતિયાળ પરંપરા પરખાઈ આવે છે આથી આજે પણ સૌરાષ્ટ્રનો માનવી તેના ચહેરામહોરાથી અને પહેરવેશથી ભૂતકાળને હાજરાહજુર ન કરતો હોય તોપણ તેની આવેશશીલ ઊર્મિમયતાથી, કૌતુકરંગી મનોભાવથી, ઊંચી ભાવનાભક્તિથી જુદો તરી આવે છે.

સૌરાષ્ટ્રનો અવ્વલ દરજ્જાનો સોરઠી માણસ ગ્રામજીવનની સાદાઈથી આત્મીય અને વહાલસોયો લાગે છે. એની નિષ્કપટ નિખાલસતા, માયાળુપણું,

દિલની દિલાવરી, સ્વભાવની મીઠાશ અને અતિથિની વણચોર્યા દિલની ભાવભરી મહેમાનગીરી વગેરેથી વર્તમાન નાગરિક સભ્ય સમાજ વચ્ચે "લાડકવાયા લોક મીઠા બોલા માનવી" તરીકે એ જુદા તરી આવે છે સાદી પ્રાપ્ત સામગ્રીમા પણ જીવનને ભરપેટ રંગભરી રીતે માણવાની તેને આવડત હોય છે ધરતી અને લોકસમૂહે આપેલી ધીંગી સાદી સમજ અને અનુભવથી પક્વ થયેલુ ડહાપણ તેના આવેશશીલ સરળ સ્વભાવને ઠાવકો બનાવે છે તેનો તીખો કરડો સ્વભાવ આ ઠાવકાઈને લીધે અને દિલની દિલાવરીએ આપેલી ક્ષમાવૃત્તિને લીધે, ભોળપણ અને માયાળુપણાને લીધે માણસાઈથી ઓપતો બની રહે છે કપરો સ્વાર્થત્યાગ વીરને યોગ્ય તેવા ઉત્સાહથી આત્મસમર્પણ, સતના જેવી દ્વિધાવિહોણી એકમાર્ગી નિષ્ઠા આ બધી સૌરાષ્ટ્રીજનની વિશેષતાઓ આપણી કૌતુકભરી દૃષ્ટિ સમક્ષ વર્તમાનની આરપાર 'હજારો વર્ષની જૂની" ભૂતકાળની પરંપરાને ખડી કરે છે

ભૂતકાળની આ ભાવનાઓ અને વિચારો એ પરંપરા અને જીવનરીતિઓ વહેતિયાળ રહી હોવાથી–ભૂતકાળના કોઈ સમયવિશેષની મર્યાદામા જ જકડાયેલી ન રહી હોવાથી સ્થિતિચુસ્ત જડ રૂઢિની બધિયાર હવા પેદા કરતી નથી એ ભૂતકાળનુ સઘળુ રસમય બનીને વર્તમાનને પણ રસમદ્યુ ને રંગીલુ બનાવે છે વર્તમાન જીવનને નિહાળતા નિહાળતા આપણે વર્તમાનની આરપારના ભૂતકાળને અવલોકીએ છીએ, અને ઇતિહાસ સામગ્રી કે લોકકથાઓને આધારે ભૂતકાળને ઓળખવા જતા વર્તમાનને તેમાથી વહી આવતો નિહાળીએ છીએ

સૌરાષ્ટ્રની આવી ખૂબી પરદેશીની નજરે–કોઈ ટોડ, ફાર્બસ, વોકર, કિનકેઇડની નજરે માણવા જેવી કૌતુકસભર સામગ્રી પૂરી પાડે છે વર્તમાનકાળમાની ભૂતકાળની બોલકી છબીઓને અનુભવી તેઓ આશ્ચર્યચકિત બને છે એમ છતા એવા પરદેશીઓને પણ કોઈ જંગલના આદિવાસીની પછાત સંસ્કૃતિ જેવી સૌરાષ્ટ્રની સંસ્કૃતિ લાગતી નથી એનો ભૂતકાળ ભૂતકાળની પરંપરા અને ભાવનાઓ પછાત લાગતી નથી ભૂતકાળના એ જીવનમૂલ્યો તો "લાખ અમારા મોલ' કહેતા એ પરદેશીની આંખને પણ આંજી દે છે

જ્યારે એ ધરતીમા જ ઉછેર પામી મોટો થયેલો સૌરાષ્ટ્રવાસી વર્તમાનના કણ કણમા રહેલા એ ભૂતકાળને અનુભવે છે ત્યારે એ પોતે જ પોતાને અનુભવતો હોય તેવી ગૂઢ લાગણી અનુભવે છે ભૂતકાળની ઉત્કટ ફોરમ જેમાથી ફોરે છે તેવા સ્થળો, માનવીઓ ઘટનાઓ તેને કંઈક કંઈક છાના સનકારા કરી સાદ પાડી બોલાવતા હોય તેવુ લાગે છે સૌરાષ્ટ્રની ધરતી પ્રત્યે એના હૃદયમા

અપાર મમત્વની લાગણી ઊભરાય છે સાસરવાસમા રહેનારી નવોઢા જેવી કરુણમધુર ઝખનાથી પિયરને ઝખે તેમ એ વહેતા ભૂતકાળની મીઠાશ પ્રસરાવતા સૌરાષ્ટ્રને ઝખે છે આવી ભાવનાસભર સહૃદયતા કે કવિહૃદય ન હોય તેવા પરદેશ ખેડતા વેપારીના ગણતરીબાજ હૃદયમા પણ સૌરાષ્ટ્રનો મસ્ત, ઉન્મત્ત, ક્ષાત્રતેજ મઢ્યો રગીલો ભૂતકાળ મમતાનો ઘેરો પ્રવાહ વહાવે છે સોરઠી લહેકાદાર લાડથી બોલી સાભળવાની મળે, નાબાવરણો સોરઠી ચહેરો જોવાનો અવસર સાપડે એની હૃદયના તારને ઝણઝણાવતી કોઈ એકાદ લોકગીતની પક્તિ સાભળવાની મળે, દુહાના હૃદય વીંધતા બોલ સાભળવાના મળે, એકતારા સાથે રણુકતા ધેરા સૂરના ભજન સાભળવાના મળે તો એના આત્માને અપાર તૃપ્તિ થાય છે એનુ હૃદય ઉછાળા મારે છે અતરાત્મા જાણે કે સામેથી અનુમોદનના હોકારા ભણે છે

રૂઢિદાસ્યમા રાચતા દેશવાસી કરતા સૌરાષ્ટ્રીનો આ પરપરા પ્રેમ અને ભૂતકાળ પ્રત્યેની આ મમતા કાવ્યમય છે એક તો એ ભૂતકાળ લોકસસ્કૃતિ બનીને વહી રહ્યો છે બીજુ એ ભૂતકાળના જોરાવર જીવનમૂલ્યો ગૂઢ સસ્કારો કરી પ્રેરતા હોય તેવુ લાગે છે, ત્રીજુ એ જીવનનુ સમગ્ર વલણ પ્રેમશૌર્યથી અકિત કસુબની રગી કેફમા ચકચૂર કરે તેવુ હોય છે અને ચોથુ એ જીવનની રસિકતા, સુઘડ સુરુચિ ઊર્મિલી ભાવના અને અનુભવગત પરિપક્વ ડહાપણુ તેને મનમા રમતુ કરી આપે છે તેથી આ ભૂતકાળની આરાધના સનાતન તત્ત્વની આરાધના સમી ચિરજીવ અને રસમય લાગે છે પરપરાને સાચવનારા લોકગીતકારો, ચારણો વાતડાહ્યાઓ વગેરની વાણીમા જડતાની પ્રચારકતાની ગધ પણ આવતી નથી મમતાની મધુર કુમાશથી સુરુચિભરી વિવેકી રસગ્રાહકતાથી, જૂના કે નવા સઘળા જીવનમૂલ્યોથી બધાવા વગર મોકળા મનના સ્વતત્ર તોરથી, કાળના પ્રવાહમા જે ઉત્તમ જળવાયુ તેના તરફના સહજ ગભીર અને વેગીલા ભક્તિભાવથી, આ ભૂતકાળની પરપરાને તે રજૂ કરે છે જૂનવટની એ અસલી પરપરાને એવા તો લાડ લડાવે છે એને એવા તો ઢબના ઢાળ આપી રજૂ કરે છે ગળુ ભરી ભરીને મુક્ત કઠે એને એવા તો રગ આપીને બિરદાવે છે, કે એ સમગ્ર ભૂતકાળ અને ભૂતકાળની પરપરા કાવ્યતત્ત્વથી આચ્છાદિત બની જાય છે સૌન્દર્યમડિત બની રહે છે કવિએ રજૂ કરેલા વાસ્તવચિત્રો જેમ કવિના અતઃકરણમા તિરોધાન પામી રગાઈ જઈ, રગાઈ જઈ કલ્પનાશક્તિના સ્પર્શે અભિનવો આકાર ધરી, અનન્ય શોભા ધરી— "ક્વાઽપિ વિચ્છિત્તિ" ધારણ કરી પ્રગટે છે તેમ સૌરાષ્ટ્રમા ભૂતકાળ શોભીતો અને રસચર્વણા યોગ્ય બની રહે છે, અને તેથી ક્ષણે ક્ષણે નવતા ધારણ કરનાર રમણીયતાનુ

લક્ષણ તે પણ પ્રાપ્ત કરી લે છે. અળખામણી વરવી, અબડ અને કલેશકારક પરંપરા પણ કુસુમવરણી ચમચૂર કરનારી મસ્તવની ખુમારી આપનારી બની રહે છે. વહેમીલી, અસંભવિત, અપ્રતીતિકર વાતો પણ સત્યનો રણકાર કરતી બની જાય છે, દૂર દૂરની દંતકથાઓ હોય, તરંગે સર્જેલી કાલ્પનિક કથાઓ હોય, વણબનેલી ઘટનાઓ હોય તો તે પણ પરિચિત નજર સામે જ બનેલી ઘટનાઓ હોય તેવી જીવંત બની રહે છે. આમ સાહિત્યરસમાં ઝબકોળાઈ રસ ટપકતો બનીને ભૂતકાળ આવતો હોવાથી એ ભૂતકાળની વાતો, ઘટનાઓ, ભાવનાઓ, જીવનમૂલ્યો પ્રત્યક્ષ વર્તમાનની વાતો ઘટનાઓ, ભાવનાઓ અને જીવનમૂલ્યો હોય તેવી ભ્રાન્તિ-ચેતનવતી ભ્રાન્તિ સર્જાવે છે.

સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર ઝળુંબતો આ ભૂતકાળ એથી કોઈ સમર્થ સાહિત્યકારના સર્જનની જેમ ન માનવાનો આગ્રહ રાખનાર આપણા મનને એના સાહિત્યિક બળે કરીને માનતુ કરે છે. સંશય અને તર્કવિર્તકના બુદ્ધિના પ્રખર પ્રકાશમાંથી આપણા હૃદયને બળપૂર્વક ખેંચી જઈ ભાવનાના કુમળા સ્વપ્નસમા ચન્દ્રપ્રકાશમાં લઈ જાય છે. ભૂતકાળની એ સઘળી વાતો રસધાર બની આપણને ચારે તરફથી ભીંજવી નાખે છે. વેરઝેર અને પ્રેમમમતાના એ સઘળા કિસ્સાઓ એક વ્યાપક રસસાગરના પડતા ઉપડતા કલ્લોલોનો આસ્વાદ આપે છે. આપણી નીતિ-અનીતિની, સભ્ય-અસભ્યતાની, માપપટ્ટી એના વિશાળ પરિમાણ આગળ ભોંઠી પડી જતા આપણે એનો ત્યાગ કરી લોકસૃષ્ટિના કોઈ નવા જ મૂલ્યોને અપનાવતા થઈ જઈએ છીએ. ભૂતકાળના ગુણ અવગુણને તપાસવાની અરસિક પ્રવૃત્તિ ત્યજી મુગ્ધ હૃદયે એ ભૂતકાળના રસને ભોગવવા માટે, માણવા માટે આપણુ રસપીપાસુ હૃદય આતુર બની રહે છે. અને ફરી એ ભૂતકાળની જીવંત પરંપરાવાળો સૌરાષ્ટ્રી જીવનનો રસ એક વાર માણ્યો, કે આપણને ખબર ન પડે તેમ આપણુ દુચિત્ત ત્રણ વાઈ ગયેનુ આપણે અનુભવીએ છીએ. વિશ્વના નવવિચારોએ આપણને ભલે ગમે તેટલુ ઠરાવી ઠરાવીને ભણાવ્યુ હોય છતા એ જ ઘડીએ સૌરાષ્ટ્રનો ભૂતકાળ જ્યાં રસધાર બનીને આપણી સમક્ષ આવે છે ત્યારે-આપણો અંતરાત્મા હોકારો કરીને એ ભૂતકાળ સાથે તન્મય બને છે. આ બધા નવતર મૂલ્યો ને રસરુચિ વિષેની ભાવનાઓ વેરવિખેર બની જાય છે "અસલી ચીજ" એટલે જ રૂપાળી વસ્તુ-નવીન નહીં-નવીનનુ સૌન્દર્ય તો આછકલુ ને છીછરુ; ખાનદાની કે કુળપરંપરાની જાળવણી એટલે જ જીવનની ઉદાત્તતા અને ગૌરવ- નવુ ક્રાન્તિકારક પગલુ તો કુળમાં લાંછન લગાડનારુ ને ગૌરવ ઘટાડનારુ લેખાય, જનવટ એટલે જ ઉચ્ચ નૈતિક મૂલ્ય

ધરાવતું કાર્ય; વીરનું કેસરિયાં કરેલું રૂપ એટલે જ દેવતાઈ રૂપ; તેજ સરીખી તીખી, અને સોપારી શી બંકી સ્ત્રી એટલે જ સાચું રસિક નારી રૂપ આવાં આવાં મૂલ્યોમાં આપણે માનતા બની જઈએ છીએ. 'પ્રેમ જાતાં ઘર પલટતાં, તિયાં પડન્તા તાવ" એવા કસોટીના કપરા કાળે આંખ લાલ કરવી મરવું કે મારવુંનો એક જ નિશ્ચય કરવો એનું નામ જ માણસાઈ એવી માનવજીવનની–માણસાઈની વ્યાખ્યા આપણે આનાકાની વગર સ્વીકારી લઈએ છીએ. "એ કથાઓમાંથી પ્રધાન ધ્વનિ ચમરબંધની સામે પણ સામાન્ય આમજનતાનો પ્રતિનિધિ અન્યાયનો પ્રતિકાર કરતો ઊભો રહે અને અન્ય સેંકડો મગતરાં માનવીઓની **માણસાઈ**ને જાગ્રત કરે." આવી-પ્રતાપી સમય આવે હૃકીગેને જાગી ઊઠે એવી ચેતનવંતી શક્તિથી જ માણસની સાચી માણસાઈ પરખાય છે. માત્ર દયા, દીનતા, કરુણા, અરેરાટના ભાવપ્રદર્શનમાં જ તે પરિસમાપ્ત થતી નથી. આવી તેજસ્વીતા એ જ માણસાઈનું સાચું રૂપ છે સૌરાષ્ટ્રનો સાહિત્યિક રસ ધારણ કરનારો વર્તમાનમાંથી ઝળુકતો અને સમગ્ર સૌરાષ્ટ્ર ભૂમિ સાથે સદા હાજરાહજર રહી પથરાઈ ગયો હોય, વ્યાપી ગયો હોય તેવી રીતે ઝઝૂંબતો ભૂતકાળ આવા આવા આપણો આત્મા જેને 'સત્ય છે, સત્ય છે' કહી અનુમોદન આપવા પ્રેરાય તેવાં જીવનમૂલ્યોને કાવ્યમય રીતે આપણા હૃદયમાં સંક્રાન્ત કરે છે. ભૂતકાળના એવા ઉજ્જવળ મૂલ્યોનું વર્તમાનમાં દર્શન થતાં આપણું મન ઊંડે ઊંડે અંતરમાંથી તેને આપણા સૌરાષ્ટ્રનું સાચું રૂપ ગણવા લાગે છે. જોધા માણેકના લોકગીતમાં 'મૃત્યુની વાટ પકડનો વીર એના સાચા રૂપમાં આવે છે" એવું સૂચન્યુ છે સૌરાષ્ટ્રની વંકી ધરતીમાં અને તેના વર્તમાન સમયનાં માનવોમાં ભૂતકાળનાં રસમય મૂલ્યો જ્યારે ઝળકે છે ત્યારે સૌરાષ્ટ્રનો આત્મા–સૌરાષ્ટ્રનું સાચું રૂપ પ્રગટ થાય છે.

> **મન મૌલા સેં મિલાયો, જોધો રે માણેક રૂપમેં આયો**
> **કેસર કપડાં અલા! લા! માણેકે રંગીઆ ને**
> **તરવારે સેં રમાયો જોધો માણેક રૂપ મેં આયો.**



# (૪) નિરનિરાળા સંસ્કારની ભાતીગળ સૃષ્ટિ

સુંદર વરની ચૂંદડી
માંઈ છે આતમરામનો આંક વોરો, સંતો ! ચૂંદડી...
...સદ્‌બુદ્ધિએ બુટા જડ્યા ને એની જૂજવી જૂજવી ભાત...
વોરો રે, સંતો ! ચૂંદડી !

...શીલ રંગ રહેણી તણો રે એનો પુરણ લાગ્યો પાસ...
અનંત જુગે નહિ ઊખટે રે વાણી ગાય છે મૂળદાસ
વોરો રે, રામા ! ચૂંદડી !

સૌરાષ્ટ્રની વંકી ધરતી જેમ એના કારમા અનોખાં રૂપથી સોહે છે, ...ના અનેક અંશોમાં ઓતપ્રોત થયેલા વહેતિયાણ ભૂતકાળથી રંગદર્શી લાગે છે, તેમ એની આગવી એકતાની છત્રછાયા નીચેના વૈવિધ્યથી નિત્યનૂતન રસનો આસ્વાદ આપે છે. એના પાઘડીના ભાતભાતના ઠાઠ નિરખો, એના જુદી જુદી કોમનાં લગ્નગીતોની ઉપાડનું વૈવિધ્ય જુઓ, એના કુંકાવાવના કણબી, ઝાંઝમેરના કોળી, પોરબંદર બાજુના મેર વગેરેના દાંડિયારાસની નોખી નોખી છટાઓ અનુભવો, અરે ! ભરવાડ રબારી, પરજિયા ચારણ કે ચારણ્ય સ્ત્રીને કંઠે ગવાતા દુહાઓનું પણ વૈવિધ્ય જુઓ.. ક્યાંય એકધારી બીબાંઢાળ યાંત્રિકતા મનને અકળાવશે નહીં...કૃષિ સંસ્કૃતિ, ગોપ સંસ્કૃતિ, ભ્રમણશીલ આઝાદ જાતિઓની સંસ્કૃતિ, ક્ષાત્ર સંસ્કૃતિ...વૈષ્ણવી ભક્તિ, નાથ અવધૂતની અલગારી યોગ ખુમારી, જૈન મહાજનોની દયા અને વ્યવસ્થા, સંતોના સદાવ્રત, ગોસેવા આદિ સંસ્કારો.: આ બધાથી સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું ચંદરવા સમુ ભાતીગળ રૂપ ખીલી ઊઠ્યું છે.

સૌરાષ્ટ્રમાં ગોહિલો, પરમારો, ઝાલાઓ, જાડેજાઓ.. વગેરે વગેરે રજપૂતો; કાઠી. આહીર, મેર, વાઘેર વગેરે ભ્રમણશીલ પશુપાલક વીર જાતિઓ; ભરવાડ, રબારી, કણબી કોળી, ખારવા...વગેરે શ્રમજીવી ગ્રામજીવન સાથે જોડાયેલી જાતિઓ, જત મિયાણા મકરાણી, સિપાઈ, મોલેસલામ, સુમરા, મુમના ..વગેરે વિવિધ ઇસ્લામી જાતિઓ, લુહાણા, ખોજા, મેમણ, વોરા, વાણિયા અને સોની, દરજી વગેરે વસવાયાં કોમની વ્યાપારી વર્ગની જાતિઓ; નાગર, બ્રાહ્મણ વગેરે ઊજળિયાત લોકો; રખડુ ગણાતી બાવા, અતીત, ભરથરી, ચારણ, બારોટ...નટ

બજાણિયા, આડોડિયા, વાઘરી...વણજારા...વગેરે કેટલી યે જાતો આ બધાના નિરનિરાળા સંસ્કાર છે. નિરનિરાળી જીવનરીતિ અને પ્રણાલિકાઓ છે. આ સંસ્કારોને અત્યાર સુધી તો મહામૂલી સંપત્તિની જેમ તેમણે સાચવી રાખ્યા છે. સૌરાષ્ટ્રની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે આ પ્રજાઓ એટલી બધી એકબીજામાં ઓતપ્રોત થઈ ગઈ છે, કે પોતપોતાની આગવી વિશિષ્ટતાઓ જાળવતાં છતાં એક સમાન સંસ્કૃતિનો સંસ્કારનો સુમેળભર્યો રંગ તેમાંથી પ્રગટી શક્યો છે. સમાન શક્તિ અને ઉચ્ચતા ધરાવનાર વચ્ચે જેમ સમજપૂર્વકની બિરાદરી જામે છે, તેમ આ ભાતભાતના સંસ્કારોની એક બિરાદરી બંધાઈ ગઈ છે. નિજના આગવા સંસ્કારો અને રીતરસમ જાળવતાં છતાં એકબીજાના સંસ્કારની, ધર્મકર્મની પૂરેપૂરા સમભાવપૂર્વક સભાનપણે અને પૂરતાં આદર અને સન્માનથી અદબ જાળવવાની સહજ આદત આ સૌરાષ્ટ્રીઓને પડી ગઈ છે. આથી કોઈના પહેરવેશની હાંસી કોઈ કરતું નથી. "બાર ગાઉએ બોલી બદલાય," એ માન્યતાને સ્વીકારી કોઈ કોઈની બોલીની, ઉચ્ચારણો ને લહેકાની મશ્કરી કરતાં નથી...કોઈ કોઈની માન્યતાઓ અને ધાર્મિક વિધિવિધાનો પ્રત્યે કટાક્ષ કરતાં નથી પોતાને ઊંચા સંસ્કારનાં ગણી કોઈ જાતિવિશેષના સંસ્કાર, અન્ય જાતિના સંસ્કારને ગળી જતા નથી. અન્યને ઉદ્ધારવાનો, સુધારવાનો, જ્ઞાન આપવાનો મિથ્યા ઉતાવળો ઉદ્યમ અહીં આરંભાતો નથી. આને લઈને દરેક વિશેષતા ને વિશેષતાના સંસ્કારો પોતાની પૂર્ણતા સુધી ખીલી શક્યા છે; ખૂબીઓ અને શોભા દાખવી શક્યા છે. પોતપોતાની સંસ્કારભૂમિકામાં સંતોષપૂર્વક રહી, પોતપોતાના ધર્મમાં જ—સંસ્કારમાં જ સિદ્ધિ છે એવું સહજપણે સહુ માને છે.

સહઅસ્તિત્વની આવી ઉદાર ભાવનાએ કોઈ સંસ્કાર-વિશેષને દબાવી રહેવા દીધો નથી. અને છતા આવી ઉદારતા એ જ એકત્વનો રંગ ખીલવે તેવી ભાતીગળ છતા એકરંગીલી સંસ્કૃતિ ઊપજાવી છે. કોઈ કોઈ જાતિઓના મુક્ત પ્રણય અને લગ્નવ્યવહારના ફળસ્વરૂપે આ વૈવિધ્ય વધારે છટામય બન્યું છે ઝવેરચંદ મેઘાણીએ જેને દિલાવર સંસ્કૃતિ કહી છે, તેવી મોકળા મનની ઉદારતાથી અને જાતિઓના મિશ્રણમાથી રંગછાંટણાં સભી સવિશેષ ભાતીગળ સંસ્કૃતિ પ્રગટ થઈ છે

"બગીચાની અંદર વસંતના વાયરા વાયા, અને સેંકડો પુષ્પો જાણે હોળી ખેલવા નીસરીને સામસામાં પોતાના પરમાણુઓ ફેંકી ફૂલદડે રમ્યાં, એમ

રમતાં રમતાં કૈં કૈં વર્ષો વીત્યે ભાતભાતના રંગબેરંગી પાકા છાંટા પરસ્પરની પાંખડીઓ ઉપર ઊપડી આવ્યા. ભમ્મર પણ એકેક ફૂલમાંથી જાણે વિવિધ ભાતની ફોરી...એમ કાઠીઓ ને કોળીઓ, મેર ને ખસીઆઓ, આયરો ને ચારણો...એ બધા ભાતભાતના લોહી-મિશ્રણમાંથી રંગાઈને ખીલેલાં માનવ પુષ્પો છે." ..."પુષ્પની દુનિયામાં જે બન્યું તે આ સોરઠી પ્રજાની દુનિયામાં[1] પણ બની ગયું. આજે 'કાઠિયાવાડણ' કહીને જેની આપણે અવગણના કરી છે, તે બધી જાતિઓના ચહેરા નીરખીને જુઓ: એના પહેરવેશ, રીતરિવાજ, દાઢીમૂછના વળાંક, આંખોની અણીઓ અને ભમ્મરના ભાલા નિહાળો; એની રમણીઓનાં અંગલાવણ્ય, અવાજની મીઠાશ, ગાવાની હલક, ઓરડાની કલા-કારીગરી, સિવણગૂંથણના શણગાર, એ બધું તપાસો. એ બધાંમાં અનેકવિધ સંસ્કારોની રળિયામણી ભાત પડી છે એક મેરાણીના દેહને નિહાળો; ચોવીસ કલાક પરિશ્રમ કરતી કર્મભૂમિ જેવાં એનાં સ્નાયુઓ છે, રાતદિવસ ધૂળમાં રોળાતાં એ અંગોમાં રાણીવાસની કોઈ તન્વાંગી રજપૂતાણીનાં રૂપ નીતરે છે, અને છતાં યે કામદેવની કામઠી સરીખાં એનાં નેણની નીચે કોઈ ચારણી જોગમાયાની અગ્નિઝરણી આંખો ઝગે છે એવી જ રીતે એના પુરુષને તપાસો અને પછી એ સાંતી હાંકતો કણબી છે, ઘોઘાળો રજપૂત છે, કે દેવીનો પૂજક કોઈ ચારણ છે, તે ગોધવાની રમણીય મૂંઝવણો અનુભવો..."

જાતિએ જાતિએ જુદાં જુદા રૂપ છે, જુદા જુદા પહેરવેશ છે, જુદી જુદી ધર્મકર્મની રીતરસમો છે, જુદા જુદા ઇતિહાસ ને સંસ્કાર છે...છતાં જેમ અનેકરંગી પટ્ટીઓવાળું ચક્ર ફેરવતાં આંખને એક જ રંગ દેખાય છે, તેમ-વૈવિધ્યમયતામાંથી એને અતિક્રાન્ત કરીને પ્રગટતી કોઈક જીવનભાવના, કોઈક આગવી સંસ્કૃતિ-આ જાતિઓના પરસ્પરના પ્રગાઢ વ્યવહાર, બિરાદરી અને જાતિમિશ્રણને લીધે વ્યાપી રહે છે આ બહુવિધ સંસ્કાર છટાઓ કોઈક સુમેળમાં ગોઠવાઈ ગયા છે "એ સર્વ સંસ્કારોના સમુચ્ચયમાંથી, ઉજળા[2] ખડકલામાંથી નહિ, પણ સપ્રમાણ ગૂંફનમાંથી જે નીપજે છે, તેને હું સંસ્કારિતા કહું છું એ સંસ્કારિતા આપણી સ્થિર જીવનવાસીઓની સંસ્કારિતાથી જુદેરી ભ્રમણશીલ જીવનની સંસ્કારિતા હતી; પણ હતી જ હતી."

પરસ્પર એકબીજાના રીતરસમો અને ધર્મભાવનાઓ વગેરે પ્રત્યેના આદર, સમભાવ અને અદબ જાળવવાની ખાસિયતથી, અને છતાં સમૂહમાં

૧. ધરતીનું ધાવણ. ભાગ ૨ પૃ ૧-૭
૨. લોકસાહિત્યનું સમાલોચન. પૃ. ૯૭

એકબીજાની સાથે એક જ ધરતી પર વ્યવહાર કરવાનો હોવાથી, અને એક જ પ્રકારની જીવનને વીરની રીતે માણવાની એષણાઓ ઉપાસવાથી સાહજિક રીતે સમાન તત્ત્વો આપમેળાએ તરી આવી, એકબીજામાં ભળી ગયાં, પ્રસરી ગયાં. એવા ભાતીગળ સંસ્કારોના મિશ્રણમાંથી એક પ્રકારની ધરતીસમા ગૂઢા રંગની સંસ્કૃતિ વ્યાપતી ગઈ. ભાતભાતનાં પુષ્પો અને લાલ લીલી વનસ્પતિથી સોહામણી ધરતી દૂરથી જોતાં એકરંગીલી ગૂઢા રંગની લાગે છે, તેમ સમગ્રતયા એક વ્યાપક દૃષ્ટિએ સૌરાષ્ટ્રની સંસ્કૃતિને જોવાનો પ્રયત્ન કરતાં તે એકલરંગી કસુંબલરંગી સંસ્કૃતિ રૂપે છાપ પાડે છે, છતાં એની જુદી જુદી સંસ્કારછટાઓ પણ એ વ્યાપક સંસ્કૃતિમાં સમાયેલી અનુભવાય છે.

સૌરાષ્ટ્રની, આમ એક કસુંબલરંગી, છતાં ભાતીગળ રંગબેરંગી સંસ્કારછટાઓની વિવિધતાથી ઓપતી સૃષ્ટિ મોહક લાગે છે, આંખને ઠારે છે, હૈયાને રસમય કરે છે, કલ્પનાને ચગાવે છે...રંગદર્શીતા રસનો–આસ્વાદ આપે છે



# (૫) કસુંબલ રંગની લોકસંસ્કૃતિ

ઘોળી ઘોળી પ્યાલાં ભરિયાં : રંગીલા હો !
પીજો કસુંબીનો રંગ !
દોરંગા દેખીને ડરિયાં ટેકીલા હો,
લેજો કસુંબીનો રંગ.—

—મેઘાણી

સૌરાષ્ટ્રની વિશિષ્ટતા એની વંકી ધરતીનાં આકરાં રૂપમાં, વર્તમાનમાં પર્ણ દેખાયા કરતા ભૂતકાળમાં, એના સંસ્કારોના ચંદરવાશા વૈવિધ્યમાં, અને એની લોકસંસ્કૃતિમાં રહેલી છે. આટલી બધી લોકકલાઓ, લોકગીતો, લોકવિદ્યાઓની સમૃદ્ધિ બીજા દેશોમાં સાંપડતી નથી. ગઈ કાલ સુધી તો એ એકમાત્ર લોકસંસ્કૃતિ એ સૌરાષ્ટ્રની સંસ્કૃતિ લેખી શકાય તેવું હતું. શહેરની ભણેલાની સંસ્કૃતિથી ભિન્ન એ પછાત ગામડી સંસ્કૃતિ તરીકે કોઈપણ સ્તરમા ઉપેક્ષા પામતી ન હતી. બધાને સમાન રસ એ લોકગીતોમાં, લોકવાર્તામાં, લોકવિદ્યાની પ્રથામાં–પરબમાં સાંપડતો.

"સોળમી સદીના અંત ભાગે જામનગરમાં રસકૌમુદીનો રચયિતા કવિ* શ્રીકંઠ થઈ ગયો સૌરાષ્ટ્રની પંચરત્નો રૂપે એણે પ્રશસ્તિ ગાઈ છે. આ પંચરત્નો છે : નદી, નારી, તુરંગ, સોમનાથ અને દ્વારામતીના હાજરાહજૂર હરિ.. આમ શ્રી, સરસ્વતી, સૌન્દર્ય, શક્તિ અને ભક્તિનો ભારી મેળ આ ભોમકા ઉપર મળ્યો છે" સૌરાષ્ટ્રની વિવિધ પ્રજાના વિવિધ સંસ્કારોએ આ શક્તિ ને ભક્તિનો, લક્ષ્મી ને સરસ્વતીનો, ભ્રમણશીલની મુક્ત હવા અને ધરતીનાં છોરુનો સ્થિર સંસ્કારપ્રેમ, ગામડાના જીવનની સરળતા અને અગમનિગમના તત્ત્વજ્ઞાનના આસમાની ભેદભરમો ..મુક્ત પ્રેમની નિર્બન્ધ ભાવના અને કુટુંબ કુલ જાતિની શુદ્ધતાનો આગ્રહ વગેરે વિરોધોનો કોઈ અદ્‌ભુત અને અસાધારણ સુમેળ સૌરાષ્ટ્રની ધરતી પર જન્મ્યો છે. કારણ કે તત્ત્વતઃ સૌરાષ્ટ્રની સંસ્કૃતિ એ લોકસંસ્કૃતિ છે. એની સંસ્કારોની વિવિધતા લોકજીવને સ્વીકારેલી અને પ્રશંસેલી વિવિધતા છે. એનો જાજુબી રહેલો ભૂતકાળ...લોકસંસ્કૃતિએ વહેતો રાખેલો ભૂતકાળ છે. અને એની વંકી ધરતીની ભયાનક રમણીયતા કૌતુકરંગી લોકજીવને જોયેલી, માણેલી ગાયેલી રમણીયતા છે

---

* આપણી લોકસંસ્કૃતિ પૃ. ૨૮૯

પ્રજાજીવનમાં જે સંસ્કાર પ્રસરે છે, જનજનના હૃદયમાં સહજભાવે સામે હોંકારો મેળવી લે છે, એ સંસ્કાર ચિરસ્થાયી બની પ્રજાના હાડમાં ઊતરી જઈ, લોહીના સંસ્કારરૂપે પેઢી દર પેઢી વહેતા રહે છે. જુદી જુદી પ્રજાની આવી રીતે જે જે વિલક્ષણતા પ્રસરી, એ‍ાગળી અને અર્ક રૂપે સમગ્ર પ્રજામાં પહેલાં તો રસાત્મક ભાવનાએ‍ા રૂપે હૃદયમાં વસી ગઈ તે સઘળી ભાવનાએ‍ા પછી સમૂહમાં સમૂહજીવનની સાહચારી સંપત્તિ થઈ પડી. ભિન્ન ભિન્ન જાતિઓનાં હૃદયો, તેમની એષણાએ‍ા અને ભાવનાએ‍ા આમ ગુપ્ત રીતે એકત્રિત થતાં ગયાં. પછી આ સમગ્ર અર્કરૂપ ભાવનાઓના સમુચ્ચયમાંથી, તેના સુમેળમાંથી, વ્યાપક અને કેવળ એક એવી લોકસંસ્કૃતિનો ઉદય થયો. સમૂહમાં જ્યાં માનવો એકત્રિત થાય, ત્યાં લોકમેળામાં માત્ર એક જ લોકભાવના સર્વોપરિ વ્યાપી રહે છે. વ્યક્તિના વ્યક્તિત્વનું સમષ્ટિમાં વિલોપન થાય છે. લોકગીતા, રાસ-રાસડા, ગરબા-ગરબીઓ; માથું હલાવી હલાવીને સહુ "સાચું ભાઈ! સાચું," કહી વેણે વેણને ઝીલતા હોય તેવા દોહા-સોરઠા, સમૂહમાં સાથે બેઠાં છતાં સહુ સાથે મળીને પોતપોતાના હૃદયની એકાંત ગહ્વરમાં ઊતરવા લાગે તેવી સહુને સામટી અસર કરતી લોકભજનની અને કથાઓની વાણી...આ બધું સંઘજીવનનું સમષ્ટિનું લોકસાહિત્ય છે. અને તે મેળાઓમાં સહુના હૃદય પર વ્યાપી રહે છે તેમ આ સૌરાષ્ટ્રરૂપી મેળામાં સમયે સમયે ભાતભાતના સંસ્કારો લઈને આવેલી પ્રજાઓ, ગામડાનાં ધીંગા અને નગરનાં સુંવાળા માનવો, ઊજળિયાત વર્ણના ઢીલા અને કાંટિયા વર્ણના કંટિલા લોક, ગામનો ઠાકાર અને ઊભડિયો ખેડૂત એ સહુ નિજ નિજની વિશિષ્ટતાને વિસરીને "લોક" રૂપે આ મેળામાં ભેળાં મળ્યાં છે, અને સમૂહગત લોકસંસ્કાર, લોકભાવના અને લોકવિદ્યા ત્યાં સર્વત્ર વ્યાપી રહી છે.

થોડા જ સૈકા પૂર્વેનો સમાજ ગામડાં અને શહેરો એવા તીવ્ર ક્ટ્ટર ભેદોને કે વિરોધોને ઓળખતો નહોતો. લોકસાહિત્યની એની એ જ સામગ્રી એ બેઉ સ્થળોએ અભેદપણે પ્રવર્તમાન હતી. સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ આમ માત્ર પછાતવર્ગની, માત્ર ગામડી, માત્ર જંગલજીવનની, માત્ર આદિવાસીની સંસ્કૃતિ નથી. ઊજળિયાત અને પછાત, શહેરી અને ગામડાના ભણેલા, વિદ્વાન અને અભણ ધરતીની ધીંગી કોઠા વિદ્યાવાળા સહુમાં એકમાત્ર લોકસંસ્કૃતિ વ્યાપીને પથરાયેલી છે.

આ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિની બીજી વિશેષતા એ છે કે એમાં વિકસતી સંસ્કૃતિઓનાં ઉત્તમ તત્ત્વો સંઘરાયાં છે. એ માત્ર પ્રાચીન કાળની આદિવાસીની

લોકસંસ્કૃતિ નથી. લોકસંસ્કૃતિને ઘણા પંડિતો ગામડાંની સંસ્કૃતિ, અભણની સંસ્કૃતિ, સ્ત્રીઓની ઐરક વિદ્યાઓની સંસ્કૃતિ, આદિવાસીઓની વહેમીલી સંસ્કૃતિ, જંગલીઓની શિકારજીવનની સંસ્કૃતિ...વગેરે રૂપે ઓળખે છે અને ઓળખાવે છે. અત્યારના લોકવિદ્યાના વિજ્ઞાનીઓ–શાસ્ત્રીઓમાંના કેટલાક એમ માને છે; અને મનાવે છે કે, આદિમ કાળથી માનવના હૃદયમાં જે કંઈ કલ્પના રૂપે, ભાવ રૂપે, આંતરિક સૂઝે આપેલા સહજજ્ઞાન રૂપે સંઘરાય છે, એ પ્રજા સિમસ્તના પ્રચ્છન્ન મનમાં ઘર કરીને રહે છે. એવા એ પ્રચ્છન્ન મનમાં રહેલા સંસ્કારોને—ભાવ, વિચાર, કલ્પનને સ્પર્શ કરી જગાડે તે લોકવિદ્યા, લોકસાહિત્ય અને લોકસંસ્કાર...પ્રાચીન કાળના જંગલવાસીઓ જે કોઈ એકાદ દેવની કલ્પના કરે, તેના પ્રતીક સમક્ષ નૃત્ય, બલિદાન વગેરે જે વિધિ-વિધાન કરે:...તેના તે જ વિધિવિધાન અને દેવ વગેરે નવસંસ્કારની આભા ધારણ કરી ફરીથી એ પ્રજાની સંસ્કાર મજલમાં આવ્યા જ કરે છે. એને સંસ્કાર, તત્ત્વજ્ઞાન આદિનો ઓપ ચડે છે, પણ તત્ત્વતઃ મૂળના જ આદિ દેવ, અને આદિમ વિધિવિધાન હોય છે. લોકવિદ્યાઓમાં લોકધર્મ રૂપે, લોકસંસ્કાર રૂપે, લોકસાહિત્ય રૂપે આ આદિમ સંસ્કાર જ પ્રગટતા હોય છે. એ જ એના મૂળમાં હોય છે. શાસ્ત્રીય દૃષ્ટિએ આ કદાચ સાચું હશે, પણ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિને બરાબર તપાસીએ તો એનું ઊંચેરું બહુરંગી મિશ્રિત સંકુલ રૂપ, આ લોકસંસ્કૃતિને આદિકાળની કોઈ આદિવાસીની આદિમ ભૂમિકાથી ઘણી ઘણી આગળની ભૂમિકાનું સ્વરૂપ ઠરાવે છે. અત્યારના લોકપ્રચલિત લોકસાહિત્ય, લોકના ગૃહશણગાર, લોકનૃત્ય વગેરે તો જાણે સો બસો વરસનો જ વિકાસ હોય તેવી લાગણી જન્માવે છે. વિજ્ઞાનીની શાસ્ત્રીય દૃષ્ટિએ નહીં, પણ આંતરિક અનુભૂતિ અને આંતરિક કોઠા સૂઝથી મેઘાણીએ આ લોકસાહિત્યની સંસ્કૃતિની સાચી ભૂમિકા પ્રત્યક્ષ રજૂઆત દ્વારા પ્રગટ કરી છે. "મારું મંતવ્ય એ છે કે,* સમગ્ર લોકસાહિત્ય એ કોઈ પણ એક જ પ્રારંભિક માનવદશાનું સર્જન કે દર્પણ નથી; એમાં પ્રારંભિકથી માંડી સુવિકસિત પર્યંતની અનેક માનવદશાઓ ગૂંજી ગઈ છે."

સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ રૂપી કેળ—એ "રંભા અદ્ભુત" અનેક મુલાયમ સુંવાળા રેશમશા સુવિકસિત સુસંસ્કૃત સંસ્કૃતિઓનાં પડ ઉપર પડ ચડવાથી જ ગોભિતી બની છે. એના એ પડ પછી પડ ઉખેળવાનો પ્રયત્ન કરો, અંદરથી કદાચ કાંઈ હાથ નહીં આવે અથવા તો એકાદ કુંભો તે પણ એવાં પોતાનો જ બનેલો હાથ આવશે. આમ પ્રયત્ન

* લોકસાહિત્યનું સમાલોચન. પૃ. પર

કરીને આદિવાસીની સંસ્કૃતિનું મૂળ જોવાનો પ્રયત્ન કરવો એ માત્ર ઇતિહાસકારની જ વૈજ્ઞાનિક પ્રવૃત્તિ છે: સંસ્કૃતિપૂજક અને સાહિત્યરસિકને મન તો તે મિથ્યા પ્રવૃત્તિ છે. આ "રંભા અદ્‌ભુત"—જે પાંગરી છે એનો જ આનંદ તેને તૃપ્ત કરે છે. એ પડોને દૂર કરી વચ્ચેના ગર્ભમાં આદિવાસીની સંસ્કૃતિ, વિધિવિધાન, ધર્મપ્રવૃત્તિ જોવાનો, સમજવાનો પ્રયત્ન કર્યાથી આ પ્રત્યક્ષ લોકસંસ્કૃતિની સમજ, રસ, આનંદ અને મૂલ્ય વધતું હોય તેવું તે અનુભવી શકતો નથી.

ખરી રીતે સભ્ય સમાજની સંસ્કૃતિના મૂળમાં પણ એવી જ કોઈ આદિવાસીની સંસ્કૃતિ રહેલી હોય છે. પાંડિત્યના, તત્ત્વજ્ઞાનના અને શાસ્ત્રોના ઓપથી આદિકાળના મૂળથી ઘણી વેગળી ચાલી ગયેલી સંસ્કૃતિ હોય છે એટલું જ. એ સંસ્કૃતિની સુવાસ અને તેના પ્રભાવશાળી અંગો માત્ર નાનકડા સમાજમાં, કે ગણીગાંઠી વ્યક્તિઓમાં જ જોવા મળે છે. એવી એ સંસ્કૃતિને દિલથી સાથ તો થોડા ઘણા કેળવાયેલા લોકો જ આપી શકે છે. એ સંસ્કૃતિને માણવા અને જીવનમાં સંસ્કાર રૂપે અવતારવા શિક્ષણની, તાલીમની જરૂર પડે છે, અને એમ છતાં ઇતિહાસકાર એ સંસ્કૃતિનું બીજ તો આદિવાસીની જ સંસ્કૃતિમાં રહેલું જોઈ શકશે...લોકસંસ્કૃતિને માણવા, જાણવા અને જીવનમાં ઉતારવા માટે ખાસ તાલીમની જરૂર નથી પડતી. એ સંસ્કૃતિને લોકોએ સમૂહગત રીતે ધીરે ધીરે વિકસાવી હોય છે, ઘડી હોય છે આદિવાસી સંસ્કૃતિનો અર્ક—એનાં વિધિવિધાન જ માત્ર નહીં—, એ તો કદાચ ખરી પડે; પણ એનો અર્ક કે પ્રાણરસ તેને સ્વીકારીને લોકસંસ્કૃતિ સંસ્કૃતિનો સ્વાભાવિક પ્રકૃતિપ્રેર્યો સહજ વિકાસ કરતી રહે છે. પાંડિત્યનો તત્ત્વજ્ઞાનનો તેને બહારથી ઓપ આપવામાં આવતો નથી. પણ અંદરથી આદિવાસીના જ કદાચ વિધિ-વિધાનનું રહસ્યમર્મ પ્રાપ્ત કરી, ઊંડું ને ઊંડું સહજજ્ઞાન વિકસતું જાય છે, અને તેને આધારે લોકસંસ્કૃતિ સર્જાતી આવે છે. આથી જ લોકસંસ્કૃતિ બિનકેળવાયેલા બાળકના હૃદયને, તર્કવિતર્કથી સંકુલ બુદ્ધિ જેની નથી બની તેવા ધરતીના જાયા પ્રાકૃત લોકોના હૃદયને, ઊંચા પરમ તત્ત્વને પામી ગયા છે તેવા સરળ સંતોના હૃદયને, સંવેદનશીલ મનોવૃત્તિથી સંસ્કૃતિનું સઘળું સુંદર અને શુભ માણવાની જેને આતુરતા છે એવા કવિ કલાના રસિકના હૃદયને...આ લોકસંસ્કૃતિ વિશેષ સ્પર્શે છે. સભ્ય સંસ્કૃતિ બુદ્ધિને, વિવેકને, વિચારને સ્પર્શે છે, તો લોકસંસ્કૃતિ સીધેસીધી હૃદયને સ્પર્શે છે. આપણા હૃદયમાં રહેલા આદિ રસના ઝરાને મુક્ત કરે છે. ક્લેશાવરણ અને જ્ઞેયાવરણથી મુક્ત

થતાં વિશદ બનેલા મનોમુકુરમાં આ લોકસંસ્કૃતિના રસનું પ્રતિબિમ્બ પડે છે. લોકસંસ્કૃતિ નર્યા માનવહૃદય સાથે સીધી વાત કરે છે... લો. સ. ૧

લોકસાહિત્ય આમ માનવહૃદયને માનવહૃદય તરીકે સ્પર્શે છે. એ અર્થમાં એ આપણી અંદર રહેલા આદિવાસીને સ્પર્શ કરે છે, અને આદિવાસીના સંસ્કારોનું ઉદ્દીપન કરે છે, એમ ગણવું હોય તો ગણી શકાય. બાકી સૌરાષ્ટ્રનું લોકસાહિત્ય અને લોકવિદ્યા તો મુખ્યત્વે આપણા મનમાં રહેલા રજપુતકાળના વીરજીવનના પ્રેમશૌર્યના અંગોને વિશેષ સ્પર્શે છે. સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં તો કૃષિસંસ્કૃતિના, ગોપ સંસ્કૃતિના, રાજપૂત સંસ્કૃતિના, શ્રમણશીલ ખમીરવંતી લડાયક કોમોની સંસ્કૃતિના અર્કો ઘૂંટાયા છે આ અને આવી સંસ્કૃતિની છટાઓ ઉપરાંત ભારતીય જીવનનાં સાંસ્કારિક આંદોલનોનો પ્રવાહ પણ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં ભળતો રહ્યો છે...આ ઘૂંટાયેલા અર્કોએ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિને કસુંબલ રંગે રંગી છે. એમાં ક્ષાત્રત્વનું ઓજસ્ છે, વૈશ્યની હૈયાઉકલત છે; બ્રાહ્મણનો વિદ્યાપ્રેમ અને સંસ્કારશુદ્ધિ છે; શૂદ્રની સેવાવૃત્તિ અને શ્રમની હોંશ છે...શ્રમણશીલોનો મનમોકળાઈ વ્યક્ત કરનારા દિલાવર સંસ્કાર છે, બહારવટિયા અને અવધૂતોની આવેશભરી એકલતાની ખુમારી છે. સતી-જતિનાં અડગ નિશ્ચય અને સમર્પણના ભાવ છે, સંતો અને ભક્તોની સરળતા, પવિત્રતા અને પ્રેમભક્તિ છે, જોગી જ્ઞાનીના અગમનિગમના અનુભવના આછાં અજવાળાં છે...અને આ બધું લોકસંસ્કૃતિમાં છે, લોકવિદ્યા અને લોકસાહિત્યરૂપે પ્રગટ થયું છે, અને લોકોએ એ સઘળાંને લોકવિદ્યા રૂપે ઝીલ્યું છે ..

"સૌરાષ્ટ્રમાં અનેક જાતિઓનાં સંસ્કૃતિ વહેણ ઊતરી આવેલાં, એમાં* વિધવિધ વાણી ને વિધવિધ વેશવાળાં કુળો-એમની પરંપરાઓ, એમની ખાસિયતો ઊતરી આવી. વાળાઓના ત્યાગ ને બલિદાન, જેઠવાઓનાં પ્રેમ અને શૌર્ય, અટંકી ચૂડાસમાઓના પ્રતાપ અને સંસ્કાર, ઝાલાઓની ટેક અને તાકાત, ગોહિલો અને પરમારોનો આશરાનો ધર્મ, બિરાદરી ને બહાદુરી, જાડેજાઓના વિદ્યા સંસ્કાર અને ધર્મપ્રેમ અને કાઠીઓનું શૌર્ય, ખાનદાની આદર, અતિથ્ય અને અણનમપણું એમાં ભળ્યા.. એમનાં જ શા માટે ? આયરો, ચારણો, મેર, વાઘેરો, સુમરા, જત, ખાંટ, કોટીલા, બસ્રિયા, બાબરીઆ, સરવૈયા, રબારી, ભરવાડ, કોળી, હરિજન, નાગર, બ્રાહ્મણ અને વાણિયા વગેરે કૈંક કોમોએ પોતાનું જે કાંઈ વિશિષ્ટ-જે કાંઈ શ્રેષ્ઠ હતું તે સૌરાષ્ટ્રને બાખૂબ

* જયમલ પરમાર : આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૬૬

આપ્યુ છે ” અને જે જે શ્રેષ્ઠ સસ્કારધન આ પ્રજાઓએ આપ્યુ તેને લોકજીવનના વહેણમા ભેળવી તેને લોકવિદ્યાનુ રૂપ આપી, સૌરાષ્ટ્રે ઉપાસ્યુ, માટે જ સૌરાષ્ટ્રની લોકસસ્કૃતિ પછાત કે ગામડી નથી એ ઉજ્જવળ અશો ધરાવનારી સસ્કૃતિ છે

'સૌરાષ્ટ્રના લોક કોઈ પણ સાહિત્યમર્મજ્ઞને શકા ન ગમાવે તેવી નિરાળી[1] સસ્કારિતાના વારસદાર હતા કે નહિ? 'નિરાળી' હુ એટલા માટે વાપરુ છુ, કે વેદ, વેદાન્ત, ઉપનિષદો, પુરાણો, રામાયણ મહાભારત ઇત્યાદિની પરપરા દ્વારા ઊભી થયેલી આર્યસસ્કૃતિ તો સર્વસામાન્ય છે, અને એનો દાવો તો પોતપોતાની શ્રેષ્ઠતા આર્યતાના સાચાખોટા પ્રતિપાદનને ખાતર ભીલો, કોળીઓ, ભગીઓ સહુ કોઈ કરે છે પણ એવા દાવામાનથી કઈ સાહિત્ય નીપજતુ નથી નીપજે તો તે વટલેલા લોકોના ખ્રિસ્તી સાહિત્યસમુ મુડદાલ જ હોય સૌરાષ્ટ્રનો એ 'નિરાળો' સસ્કાર લોકસસ્કાર રૂપે સૌરાષ્ટ્રની ધરતીમાથી પાગર્યો છે, 'ધરતીનુ ધાવણ" ધાવી પુષ્ટ થયો છે, ને વિકસ્યો છે. 'પાંચેક હજાર વર્ષથી ચાલ્યો આવતો આ લોકસસ્કાર નાશ નથી પામ્યો એના સ્વરૂપો બદલાયા છે, પણ સસ્કાર એનો એ રહ્યો છે અહીં રહેલુ છે લોકસસ્કૃતિનુ અવિનાશી સ્વરૂપ ” સૌરાષ્ટ્રના લોકજીવનના ઇતિહાસમા આ 'નિરાળા' સસ્કારનુ મૂળ છે 'એ ઇતિહાસમાથી કોઈ વિશિષ્ટ પ્રકારના સાહિત્યોપાદક રગ ચડાવણ અને ફોરમ છાટતા સસ્કારબળોનો હવાલો મળે છે? સાહિત્યનો ઉદ્ભવ શામાથી? ઊર્મિઓમા તુમુલ સક્ષોભ પ્રકટાવે પ્રાણમા રોમાચ જન્માવે, મર્માઘાત કરે, લાગણીઓને કલાદેહ ધારણ કરવા પ્રેરે એવા જીવનમાથી, એવુ જીવન એકધારુ, એકતાનીલુ નિયમબદ્ધ નહિ પણ મોકળુ, ઘટનાઓથી ભરેલુ, વૈવિધ્યપ્રચૂર હોવુ જોઈએ, દિલાવર અને સઘસવેદનશીલ હોવુ જોઈએ." આવા બળો સોરઠી જીવનમા હતા ખરા? હા ”

રસધારાથી હૃદયને ભીંજવીને આનંદ આપે તેવા તો આ લોકજીવન અને લોકસસ્કારો છે પણ કોઈ પણ ઉચ્ચ સસ્કૃતિનો ચાહક માનવના સસ્કારોમા જે ઉચ્ચતાની આશા રાખી શકે તે સઘળુ આ લોકસસ્કૃતિમા રહેલુ છે શ્રી જયમલ પરમારે એના વિગતપ્રચૂર ચિત્રો પૃથક્કરણ કરી કરીને "આપણી[2] લોકસસ્કૃતિ"મા રજૂ કર્યા છે લોકનૃત્યો, રાસ-ગરબા, લોકસગીત, વસ્ત્રાલકારની કલા, ઘરખોરડાના શણગાર ઢોર આભનાના ભરતગૂથણ મરે! ગેટલાના અને

૧ મેઘાણી લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૫૮
૨ જયમલ પરમાર આપણી લોકસસ્કૃતિ પૃ ૭૮૨

ખોગાહની રાખડુમ્લા અને ખાવાની કલા-મુદ્દાના ચિત્રો રજૂ કરી આ સંસ્કૃતિ ગમાર કે પછાત સંસ્કૃતિ નથી સંસ્કૃતિઓના મહામેળામાં સૌરાષ્ટ્રની આ લોકસંસ્કૃતિ નીચું માથું ઢાળી છેવાડે બેસવા લાયક કોઈ ઊગતી, ઊછરતી અન્ય પાસેથી શીખતી સંસ્કૃતિ નથી અન્યને આપવા જેવા ઉમદા ઊંચા ખવાસના સંસ્કારોથી ટટ્ટાર ડોક તે રાખી શકે તેમ છે સોરઠીઆણીની ભરતગૂંથણી ચિતરામણ આદિ કલામપત્તિનો પરિચય આપતા મેઘાણી લખે છે 'પોતે કઈ કુદરત વચ્ચે રહેતી અને એ પ્રકૃતિ ગોની પાર્શ્વભૂ પર કયા રંગ-ભરત ને રંગગૂંથણું સુમેળ લઈ શકે તેની એને સાન હતી આ સાન કેવળ માળા બાંધનાર સુગરી પક્ષીઓના જેવી Instinctive-કુદરતપ્રેર્યાં અનુકરણહીન તત્ત્વથી નહોતી, આ તો હતી સ્વાધીન કલાદૃષ્ટિ સૌરાષ્ટ્રી મધ્યયુગને જેઓ રક્તમાં જ ઝબોળાયેલો જીવનમાળ નમજી બેઠા છે, તેમની વાત જો સાચી હોય તો એ જ ગામીઅતને ખોળે ઊછરેલી આ કલાસંપત્તિને માટે અને એ કલાસંપત્તિ જેની દ્યોતક છે તે નારીહૃદયની સ્વસ્થતા માટે ઘણું પ્રશસ્ય ગણાય"

સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ આવો ઊંચો રસ દાખવનારી, સુરુચિપૂર્ણ, ભાવનાના ઊંચા પ્રશસ્ય માર્ગે ચાલનારી લોકસંસ્કૃતિ છે, અને એમાં એની વિશેષતા અને સૌરાષ્ટ્રીપણું છે.

ભારતના ધર્મ જીવનમાં અને આધ્યાત્મિક જીવનમાં જે જે આંદોલનો ઊઠ્યાં તેને સૌરાષ્ટ્રના લોકજીવને લોકસંસ્કૃતિનું રૂપ આપી ઝીલ્યાં છે અને એના પ્રવાહને વેગીલો બનાવ્યો છે રામાનંદના શિષ્ય કબીરે જે સંતવાણી ઉત્તર ભારતમાં વહાવી તેના પ્રતિધ્વનિ સૌરાષ્ટ્રની ભજનવાણીમાં કોઈ લુહાણાએ, કોઈ વાણિયાએ, કોઈ રજપૂતે, કોઈ ઢેડે, કોઈ ચમારે, કોઈ મુસલમાને ઝીલ્યા છે ગુજરાતના ભાણસાહેબ અને ભાણફોજની વાણીનો સૌરાષ્ટ્રમાં જ વિશેષ પ્રચાર થયો કેટલાક ધાર્મિક આંદોલનનો ઉદ્ભવ પણ સૌરાષ્ટ્રમાંથી થયો છે. [1]નિજાર પંથ નામે ઓળખાતા પંથની સાધના, વાણી વગેરે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિની પેદાશ છે સાધુસેવાનો, ગૌસેવાનો, સદાવ્રતનો અને ગમરોટીની, પાણીના પરબની સેવાનો ધર્મમાર્ગી સંતોનો માર્ગ પણ સૌરાષ્ટ્રની ઊપજ છે વૈષ્ણવ ધર્મમાનો ગોપીભાવ પણ નરસિંહને સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિની પ્રેરણામાંથી સાંપડ્યો ભક્તિનો અને ગોપીભાવનો પ્રેમભાવ, યોગમાર્ગના અને સંત સાધનાના ગૂઢ અનુભવો, વેદાન્તનું અદ્વૈત અને અભેદનું જ્ઞાન એ બધું સૌરાષ્ટ્રની

---

[1] લોકસાહિત્યનું સમાલોચન પૃ ૯૭

લોકસંસ્કૃતિએ લોકસંસ્કૃતિ રૂપે ગામડી વાણી અને લોકભજનરૂપે ઝીલ્યું છે ને ઝીલાવ્યું છે.

સંતોએ સામાન્ય લોકસંસ્કૃતિમાંથી પ્રેરણા લઈ સામાન્ય લોકજીવનમાં લોકધર્મ રૂપે પોતાની વાણીને ફેલાવી છે. બૌદ્ધ સમયના સિદ્ધો, ત્યાર પછીના નાથ સંપ્રદાયના નાથો, કબીર, દાદૂ આદિ સંતોએ ઉત્તર ભારતમાં સંતજીવનનું આંદોલન લોકજીવનમાં પ્રસરાવ્યું; તેમ દક્ષિણ ભારતના આળવારો, મહાનુભાવ સંપ્રદાય અને વારકરી સંપ્રદાયની ભક્તિ પણ જનઆંદોલન રૂપે ઉદ્ભવી અને જનતામાં પ્રસરી. હજારીપ્રસાદ દ્વિવેદી અને ધર્મવીર ભારતી જેવા સંત મતના અભ્યાસીઓ માને છે કે, ભારતમાં પંડિતમાન્ય શાસ્ત્રીય સ્માર્ત ધર્મપ્રવાહથી ભિન્ન સ્વતંત્ર ભક્તિસાધના અને ધર્મનો પ્રવાહ લોકધર્મ રૂપે વહેતો હતો. કેટલાક અભ્યાસીઓ તો ઉપનિષદોની જ્ઞાનસરવાણીને, વેદધર્મથી ભિન્ન દેવી-દેવતાની પૂજા-ભક્તિના ભક્તિમાર્ગને, અને તંત્રમાર્ગની ઉપાસના અને સાધનાને લોકજીવનની સ્વતંત્ર સ્ફુરણા રૂપે નિહાળે છે...આમ તો સમગ્ર ભારતની પ્રાચીન સંસ્કૃતિને રવીન્દ્રનાથ ઠાકુરે વન્ય સંસ્કૃતિ ગણી છે. વન ઉપવનની વિજનતામાં પાંગરેલી એ સંસ્કૃતિએ ધરતી અને ધરતી સાથે જડાયેલા સામાન્ય લોકથી વેગળો, ઊંચાપણાની ભાવનાવાળો ધર્મ અને તત્ત્વજ્ઞાનની ક્યારેય ઉપાસના કરી નથી...એટલે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ સંતોની સંસ્કૃતિના આધ્યાત્મિક અંશોને ધારણ કરે એ સ્વાભાવિક છે. પરિણામે પ્રેમશૌર્યની રસ્નેગુણી સોરઠી સંસ્કૃતિમાં આધ્યાત્મિકતા, સેવા, ભક્તિ અને કરુણાના અંશ ભળ્યા છે. "સૌરાષ્ટ્ર એટલે સમરાંગણની ધરતી,...આ બધી ભ્રમણશીલ પ્રજાઓ યુદ્ધઘેલી ખરી, પણ મૂંજી દિલની કે બેકદર ન હતી. ભ્રમણશીલ હોવાને કારણે ભાવઘેલી વિશેષ. જેમ યુદ્ધમાં એમ જ વેરમાં અને જેમ પ્રેમમાં તેમ ભક્તિમાં પણ જોરાવર. શૌર્યનો આ સંસ્કાર સંતોમાં પણ ઊતર્યો."[1]

સૌરાષ્ટ્રની ધરતીના જીવ એવા સામાન્ય પ્રજા વર્ગમાંથી આવતા સંતો, દેખીતી રીતે ધરતીનાં ધાવણ સમી એ લોકસંસ્કૃતિથી ઘડાયા હોય છે. મોટા ભાગના સંત, કાઠી, કોળી, ચમાર, ઢાઢી, ઢેડ, ચારણ, ગધઈ વગેરે લોકવર્ણમાં જન્મ્યા ને ઉછર્યા છે. બાળપણ ને યુવાનીમાં એમાંના કેટલાંક ડાકુ, લૂંટારા કે થોડોક હાથફેરો કરનારા હશે. આથી આ સંતોની વાણીમાં, ભાવનામાં ને સંતમાર્ગ અને સાધનામા જોરાવર શૌર્યની ઉત્કટતા, ઉન્મત્ત ઘેલો ભાવ, કાળમીંઢ પત્થરની નિષ્ઠુરતા અને કડક મસ્તીની ખુમારી અવતર્યાં છે. "અને

૧. આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૮૦૦

સતોનો સસ્કાર શૂરાઓમા ઊતર્યો ” બહારવટિયાની ધર્મભાવના, જોગીપણું, દાનવૃત્તિ, અને અતરને પૂછીને સદા જાણે દેવ સાક્ષીરૂપે હાજર છે, તેમ માનીને અતરની સૂઝ પ્રમાણે પગલુ ભરવુ વગેરે સતોના સસ્કારે આપેલી ઉદાત્તતા છે ‘ એ મસ્તોનુ સાહિત્ય આ સોરઠી પ્રજાસસ્કાર પર જે અસર કરી રહ્યુ હતુ તે અસર પેલા યુદ્ધવીરોની વીરનીતિની જોડાજોડ વહેતી રહી છે બન્ને પરસ્પર પૂરક ને પોષક ગણ્યા છે કોઈ પણ પ્રજા કેવળ એકલી સહારક સમશેરબાજીની પાવરધાઈથી સાહિત્યરગે રગાઈ શકતી નથી ”[1] વાડાબધી અને સપ્રદાયોથી મુક્ત થઈ, અતસ્ફુરણાએ ગોચર કરેલા અનુભવ જ્ઞાનમા મસ્ત રહેવુ, મહિમાવતો ત્યાગ, અસાધારણ દાન, ઉત્કટ પ્રેમની અનન્યભક્તિ, શીલ સયમની સદા જાગતી કડક ચોકી રોગિયા–દોગિયાની સેવા ગોસેવા, અન્નદાન પરબ વગેરે કર્મમય ભક્તિ આ બધા સતોએ પ્રસરાવેલા લક્ષણો સૌરાષ્ટ્રના લોકજીવનમા ઊતર્યા છે આવી સૌરાષ્ટ્રની લોકસસ્કૃતિ માત્ર આદિમ વનવાસીની પછાત સસ્કૃતિ નહીં પણ ધર્મની આધ્યાત્મિક ધૂપસુગધે ફોરતી જીવનવ્યાપી સસ્કૃતિ છે

‘કિશોરલાલભાઈએ દુનિયાના ચાલતી ભદ્ર અને સત એ બે સસ્કૃતિઓ વિષે માર્મિક વિવેચન કરેલુ છે આ બે સસ્કૃતિઓ વચ્ચે એક વિશાળ અખડ અને સજીવ એવી લોકસસ્કૃતિની ભાગીરથી વહ્યા કરી છે ’ (મનુભાઈ પચોળી) ‘કેળવણીના વિકાસ’મા કિશોરલાલ મશરૂવાળાએ ભદ્ર સસ્કૃતિ અને ઓલિયા સસ્કૃતિ એમ ભેદ પાડી બતાવ્યા છે, પણ આપણને તરત જ પ્રશ્ન થશે કે, ઓલિયા તો વિરલ જ હોય છે, અને એની અસર ઝીલનારા શિષ્યો કેટલા? જ્યારે ભદ્ર સસ્કૃતિ ઉચ્ચ ભણેલા શહેરી નાગરિકોની સભ્યતા છે તો આ બે સસ્કૃતિ વચ્ચે રહેલા ગામડાના લોકસમુદાયને સસ્કારહીન–સસ્કૃતિહીન ગણશો? દેખીતી રીતે એથી સસ્કૃતિઓના અભ્યાસમા અને પૃથક્કરણમા આવડો મોટો વ્યાપ ધરાવનારી વિશાળ સમુદાયની સસ્કૃતિની અવજ્ઞા કરી શકાય જ નહીં એ વિશાળ સમુદાયની સસ્કૃતિ લોકસસ્કૃતિ છે

કિશોરલાલભાઈના પૃથક્કરણમા માનવની ઉચ્ચતમ સસ્કૃતિ તે ભદ્રસમાજની સસ્કૃતિ હોય એવી ભ્રાન્તિ થાય છે ઓલિયાઓ તો પોતાના અલગારીપણામા મસ્ત બની–બહારવટિયા બની–એ ધર્મસપ્રદાય અને સભ્યતાને છિન્નભિન્ન કરી ધૂમકેતુશા ફરતા હોય અને અતરોની ગીચ્ચતમમા કોઈ સસ્કૃતિ નામને પાત્ર

[1] લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૬

પ્રાચીન ભારતીય લોકધર્મ વાસુદેવ શરણ અગ્રવાલ પ્રસ્તાવના મનુભાઈ પચોળી

લક્ષણ ન હોય, એટલે એક માત્ર લોકભદ્રની સંસ્કૃતિ તે જ સાચી વાછનીય સંસ્કૃતિ એવો આપણા મનમા ખ્યાલ બધાઈ જાય છે ધન, સત્તા, યશ વગેરેના તેજથી અને શિક્ષણ અને બુદ્ધિમાનોના વનણથી ઊજળિયાતોની, નાગરિકોની, સભ્ય સમાજની સભ્યતા, એના વિધિ નિષેધો અને અને આચાર વિચારના આકી મૂકેલા નિયમો એ જ જાણે સસ્કારમયતાનુ અને સંસ્કૃતિનુ પરમ લક્ષણ હોય એવો પ્રચ્છન્ન ગ્રહ મનમા બધાઈ જાય છે જોકે મશરૂવાળાએ ઓલિયા સસ્કૃતિના માર્મિક વિવેચનમા ભદ્રેતરોનો ઉલ્લેખ કર્યો છે, પણ એ ભદ્રેતરા કોઈ સંસ્કૃતિ સર્જે છે એવો સ્વીકાર તેમણે કર્યો નથી, આ ભદ્રતરો ભદ્ર કે ઊજળિયાત સસ્કૃતિથી કાઠે ફેકાઈ ગયેલા, ઉપેક્ષિત ને તેથી ભદ્ર સંસ્કૃતિ તરફ ખાસ સહજભાવે ઉન્મુખ નહીં તેવા સામાન્ય લોકો હોય છે દુનિયાનો વિશાળ માનવ સમુદાય આ ભદ્રેતરોનો બનેલો હોય છે, અને તેમને પણ પોતાની આગવી સંસ્કૃતિ હોય છે એ અસભ્ય નથી, અસસ્કારી નથી, સ્થળકાળની મર્યાદામા જીવતર ખેચ્યે રાખનારા પશુ સમા જડ નથી. એમની સંસ્કૃતિ એ લોકસસ્કૃતિ છે અને લોકસસ્કૃતિ માનવને માનવ તરીકે સહજ ભાવે સ્પર્શતી હોવાથી આ લોકસસ્કૃતિ દેશકાળના બધનોને વેગળા કરી સનાતન, લોકસસ્કૃતિ રૂપે દોરી રહી છે સમાન વિચાર, સમાન ભાવના, સમાન ભાવ, અને સમાન સમજ દેશદેશની લોકસંસ્કૃતિમા જોવા મળે છે આવુ જ બને છે સત સંસ્કૃતિ કે ઓલિયા સસ્કૃતિ પરત્વે દેશપરદેશના સતોની માન્યતા, સાધના સિદ્ધિ અને સતત્વ સમાન જ હોય છે માત્ર સ્થળકાળના બધન હોય છે કેવળ ભદ્રસસ્કૃતિ ને નાગરિક સભ્યતાને ભદ્ર સસ્કૃતિ પ્રયત્નપૂર્વક વિધિનિષેધોની રચનાથી રચવામા આવે છે એ સ્વય સ્ફુરેલી સ્વય આત્મશક્તિથી વિકસેલી સસ્કૃતિ નથી જ્યારે હૃદયની સ્ફુરણાથી પાગરેલી લોકસસ્કૃતિ તો વાતાવરણમાથી ઝીલાય છે, ધરતીના ધાવણે પુષ્ટ થાય છે સસ્કૃતિની મજલમા ભિન્ન ભિન્ન સસ્કારોના અર્કને આત્મસાત્ કરી વિકસે છે ઇતિહાસના મરમી ટોયન્બીએ સસ્કૃતિના પ્રવાહોનુ અવલોકન કરતા એવી મતલબનુ કહ્યુ છે કે, સાચો ધર્મ અને સંસ્કાર પરમ સત્યના સપર્કમા આવેલા સતો સમાજમા ફેલાવે છે તેઓ સમાજને ઘડે છે, પણ કૃષ્ણની બસરી જેવી પરમ તત્ત્વની એ અગમ વાણીને સતો બરાબર વ્યક્ત કરી શકતા નથી એની વાણી પ્રતીકોમા સૂચનોમા અવળવાણીમા રાચે છે આથી વૈયક્તિક રીતે કોઈ કોઈ હૃદયસંપત્તિવાળો સાધક આ સતને અનુસરી શકે છે

જ્યારે બીજા વિશાળ સમુદાયના માનવો સતની વાણીના મર્મને પકડી શકતા નથી એ આથી સતની બાહ્ય વાણીને અનુસરે છે તત્ત્વને વિસરી,

મર્મથી અજાણ્યુ માત્ર વિધિનિષેધો અને નિયમોમાં રાચે છે. પ્રજાને કેળવવાની, વાળવાની ખેવના રાખનાર આચાર્ય કક્ષાનો સંત એથી એવી બંસરીથી અગમ વાણી ઉચ્ચારવાને બદલે કવાયત કરાવનારના સ્પષ્ટ આદેશો આપતી મોસોટી સમી વાણી ઉચ્ચારે છે, ને એ પ્રમાણે એને અનુસરનારા નિયમબદ્ધ બની રહેણીમાં રાચે છે. એમને પણ મર્મ જાણવાની-સમજવાની જરૂર જ ઊભી થતી નથી આ રીતે જેને ઊજળિયાતનો સ્થાપિત ધર્મ કહે છે, તે ધર્મ અને સંપ્રદાયો અસ્તિત્વમાં આવે છે.

સંત-ઓલિયાની વાણી મર્મ સમેત વાણી-ઝીલનારા' લોકો મુખ્યત્વે લોકસંસ્કૃતિમાં ઉછરનારા લોકો હોય છે. અખાને મતે એ "પ્રાકૃત ભલા" માં "સમજ્યાની કળા" હોય છે જે પંડિતોમાં નથી હોતી. જ્ઞાનગુમાનની ગાંસડી ફેંકી દેનારા આ સામાન્ય જનતાના 'લોક' ઉન્મુખ અને સ્વચ્છ હૃદયે સંતોનાં વચનોને ઝીલવા આતુર હોય છે. એમની બુદ્ધિ નિર્મળ હોય છે. હૃદયના ભાવ મુક્ત ગતિએ વેગ પકડનારા હોય છે. બાળક સમી તાજી સ્વચ્છ નિર્ભેળ કલ્પનાશક્તિ તેમને સહજ હોય છે. એમની જાડી ધીંગી સાદી સમજ-શક્તિ સભ્ય સમાજની સંકુલ અને કૃત્રિમ વિચારસરણીને ગ્રહી શકતી નથી. એ તો એની એ સમજથી એવી કૃત્રિમતાને, અતિશયતાને, આડંબર અને દંભને હસીને વેરવિખેર કરી નાખે છે. એમ છતાં એ કોઠા વિદ્યા જેવી આતમસૂઝ એ સમજશક્તિમાંથી પ્રકાશકિરણ ફેંકી સંતોના સાચા અનુભવ જ્ઞાનને બરોબર ઝીલી શકે છે. સંત જીવનને યોગ્ય સાદાઈ, સરળતા, ભાવાવેશ, તીવ્ર ઇચ્છાશક્તિ,-અને ચોકખું હૃદય તેમને મળેલું હોય છે. એમની સાદી સમજે તેમને શીખવ્યું હોય છે કે, શૂરવીર બહારવટિયો તો એકલવિહારી હોય છે, તેમ સંતનો પરમ તત્ત્વને અનુભવવાનો માર્ગ પણ એકલવિહારીનો હોય છે. સમૂહમાં ટોળે વળીને બહારવટે ચડાતું નથી, તેમ સમૂહમાં ટોળે વળીને પરમને પામવા જવાતું નથી સભ્ય સમાજના ધર્મકર્મના નિયમો સમૂહ માટે હોય છે. સંત 'ધર્મ'ને કર્મ છે જેટલા તે મુજને નવ 'ભાવે રે' કહી ધર્મકર્મની નિજની આગવી સ્વતંત્ર કેડી પાડે છે લોકસંસ્કૃતિમાં ઊછરનાર સંતની આ પ્રવૃત્તિને સમજી શકે છે. કારણ કે, ઊજળિયાત સંસ્કૃતિ પ્રવાહમાંથી બહાર ફેંકાઈ ગયેલા તેની ઉપેક્ષા પામેલા "લોક" પણ નગરની, ભદ્ર લોકની સભ્યતા, વિધિનિષેધો, અને એ બધી જડપરંપરાની મારકીનતા સમજનારા, તેની જાડી ધીંગી બુદ્ધિએ હાંસી કરનારા હોય છે. તો આવું ભદ્રસંસ્કૃતિનું શાસ્ત્રજ્ઞાન નહીં પણ અનુભવ જ્ઞાન મેળવવા માટે લોકસંસ્કૃતિનો માનવ સંત સમક્ષ ઉન્મુખ બનીને જાય છે. સંતની

વાણીનો એને મર્મ ન સમજાય તોપણ ભોળા ભાવે એ સંતનું કહેલું બધું સ્વીકારીને ચાલે છે. પરિણામે આવી શ્રદ્ધા જેવી દુર્લભ ચીજ તેને પ્રાપ્ત થઈ હોવાથી એ શ્રદ્ધાવાનના અંતઃકરણમાં સંતનું જ્ઞાન આપોઆપ સ્ફુરવા લાગે છે...

બીજી તરફથી સંતો પણ જ્ઞાનગુમાન અને તર્ક વિતર્કની સંશય-જાળમાં અટવાયેલા, વિધિનિષેધ ને ધારા ધોરણોના મર્યાદામાં જ વિચરનારા, અને આચારવિચારનો પરંપરાપ્રાપ્ત માર્ગ ત્યજતાં ડરી જનારા સભ્ય સમાજના લોકોને ત્યજી ભોળા ગામડયા લોકોમાં વિશેષ ભળે છે. એનો જન્મ અને ઉછેર પણ કદાચ એવા લોકો વચ્ચે થયો હોય છે. અને કવચિત્ પોતાના સંતમાર્ગનું બીજ પણ ક્યાંક લોકસંસ્કૃતિમાંથી તેને હાથ લાગ્યું હોય છે. આમ લોકસંસ્કૃતિ અને સંતસંસ્કૃતિ એકબીજાની વધારે નજીક હોય છે. પરસ્પર ભાવ-જ્ઞાન-માર્ગ-વિચારનું આદાનપ્રદાન એમની વચ્ચે ચાલે છે અને સાધક અને સિદ્ધ વચ્ચેના ગૂઢ વિનિમય સમો સંસ્કારનો ને ગૂઢ જ્ઞાનનો આંતરિક વિનિમય તેમની વચ્ચે થતો હોય છે. કિશોરલાલ મશરૂવાળા લખે છે: "આખી દુનિયાના દેશોમાં ઓલિયા અને સંતોની પણ એક પરંપરા હંમેશાં ચાલતી આવી છે. એનું કામ જેટલું બીજા લોકોમાં થયું છે તેટલું ભદ્ર લોકોમાં નથી થયું. તેઓ કાં તો ભદ્રેતરોમાંથી પેદા થયેલા છે; અથવા તો ભદ્ર વર્ગમાં જન્મ લેવા છતાં તેમણે ભદ્રેતરોની સાથે જીવન સાંધ્યું છે." આમ કિશોરલાલ મશરૂવાળાએ જે બે સંસ્કૃતિઓ દર્શાવી છે: ભદ્ર સંસ્કૃતિ અને ઓલિયા સંસ્કૃતિ; તો તેમાં ત્રીજી વિશાળ અને વ્યાપક લોકસંસ્કૃતિનું સ્થાન એ બંને સંસ્કૃતિની વચ્ચે આવે છે. લોકસંસ્કૃતિમાંથી ઉપર ઊઠીને ભદ્રસંસ્કૃતિ બંધાય છે, અને એથી ઊંચેરી ઓલિયા સંસ્કૃતિ હોય છે તેવો ક્રમ સત્ય નથી. પણ લોકસંસ્કૃતિ અને તેથી ઊંચેરી સંતસંસ્કૃતિમાંથી પ્રેરણા લઈ ભદ્રસંસ્કૃતિ બંધાય છે. પણ સંતત્વના ઊંચા આકાશમાં મુક્તપણે ઊડવાની તેને ફાવટ નથી, એટલે તે જડ અને ઝાંખી પડી જાય છે, જ્યારે લોકસંસ્કૃતિ તો સંતના ઝીલાય તેટલા સાંસ્કૃતિક અંશોને ઝીલીને હમેશાં વહેતિયાણ રહે છે. સભ્યસંસ્કૃતિમાં માનવનો સઘળો આત્મા પ્રવૃત્ત નથી થતો; માત્ર બુદ્ધિ પ્રવર્તમાન થાય છે. જ્યારે લોકસંસ્કૃતિમાં સંતસંસ્કૃતિની જેમ માણસનો અખંડ આત્મા પ્રવૃત્ત થાય છે. બુદ્ધિ, ભાવ, કલ્પના, સ્મૃતિ, સંસ્કાર...એમ સમગ્ર સંવિત્ પ્રવૃત્ત થાય છે ઓલિયા સંસ્કૃતિ પરમ તત્ત્વ તરફ ગતિ કરે છે. લોકસંસ્કૃતિ એ પરમ તત્ત્વની આછેરી ઝલક મેળવી ધરતી પરનું જીવન જીવવા માગે છે; જ્યારે ભદ્રસંસ્કૃતિ પરમની ખેવના વગર અને ધરતી-તળની પરવા વગર પોતે માનેલા અને ઘડેલા સંસ્કારોને જ

પોતાનું ગંતવ્ય સ્થાન માને છે. માટે ક્રમ જો જોવો હોય તો ભદ્રસંસ્કૃતિ, લોકસંસ્કૃતિ, અને સંતસંસ્કૃતિ એમ ચઢિયાતો ક્રમ જોઈ શકાશે... [1]

સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં આ સંતસંસ્કૃતિમાં આપણને પહેલી નજરે ખ્યાલ ન આવે તેટલા અંશો ઓતપ્રોત છે. આ રીતે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ એ ઊંચી સંસ્કૃતિ છે. સૌરાષ્ટ્રમાં ભદ્રસંસ્કૃતિના, ઊજળિયાતની સભ્યતાના અંશો ખૂબ અલ્પ છે. સૌરાષ્ટ્રના રાજાઓ, પંડિતો, શાસ્ત્રીઓ, કારભારીઓ, કવિઓ, કલાકારો કારીગરો, ચારણો ભજનિકો, બાવાઓ, સંતો...સહુ ભોળા જનસમૂહ સાથે એક ડાયરામાં બેસે, લોકમેળામાં ઘૂમે એવા વિનમ્ર હોય છે. અને મેળામાં, ભજનમંડળમાં, કીર્તનમાં, મંદિરચોકમાં, બજારના ચૌટામાં, ઉત્સવોમાં, ડાયરામાં, ચોરો, ડેલી, ગામપાદરનો વડલાનો વિસામો વગેરેમાં સાથે બેસીને, હળીભળીને ભદ્ર નહીં પણ ભદ્રેતર એવી લોકસંસ્કૃતિ જ વિકસાવી છે.

શ્રીકંઠે સૌરાષ્ટ્રનાં પંચરત્નોની પ્રશસ્તિ ગાઈ. આજ પણ સૌરાષ્ટ્રની આ પાંચ વિશિષ્ટતાઓ—એની રંગીલી ધરતી, એનો હાજરાહજૂર ભૂતકાળ, એનું ભાતીગળ સંસ્કાર વૈવિધ્ય, અને એની લોકસંસ્કૃતિ-રત્ન સમી મૂલ્યવાન અને રસદાયક છે. એમાં એના માનવીની આવેશશીલતા, ભાવપ્રવણતા, ભાવનામયતા, હેતાળ સ્વભાવ, મીઠી બોલી અને ભોળી સરળતા વગેરે માણસાઈની દેવાંશી વિશિષ્ટતા ઉમેરો. એટલે શ્રીકંઠે કહેલાં પંચરત્નો સમી પંચવિશિષ્ટતાઓ સૌરાષ્ટ્રને એક નિરાળી ભાત પાડનાર દેશવિશેષ તરીકે સ્થાન અપાવશે.

આ પાંચેય વિશેષતાઓને લીધે સૌરાષ્ટ્રને કસુંબલરંગી દેશ તરીકે આપણે ઓળખાવી શકીએ. લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિ તો સૌરાષ્ટ્રની જ વિશેષતા છે અને લોકસંસ્કૃતિઓમાં પણ પ્રેમશૌર્ય અને સંતત્વ ઉપાસનાર, ઉગ્ર જીવનધર્મોને ઉપાસનાર ઘાટા કસુંબલ રંગની લોકસંસ્કૃતિ જ છે. કસુંબલ રંગ બીજી રીતે પણ યોગ્ય છે, કારણ કે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં પ્રજા–પ્રજાના સર્વોત્તમ સંસ્કારો ઘૂંટાઈ ઘૂંટાઈને એકરસ બની અર્ક રૂપે ઘેરા કસુંબલ રંગનો ઉઠાવ આપ્યો છે. કસુંબલ રંગ-કેફમાં ચકચૂર કરે છે. પ્રશંસાના બોલ વખતે, બિરદાવતી વખતે, રસ માણતી વખતે વાહ ! વાહ ! કહી મર્દાનગીને–માણસાઈને રંગ આપવામાં આવે છે. કસુંબાની અંજલિની જેમ સૌરાષ્ટ્રની આ પાંચે ય વિશેષતાઓ અને ખાસ કરીને તો લોકસંસ્કાર અને લોકસાહિત્ય માણવા જતાં એ આપણા જીવનમાં કેફ લાવી દે છે. ગાલ પર લાલી લાવે છે. કસુંબલ

---

[1] આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૩૫૩

રંગનો અર્થ સમજાવતાં જયમલ પરમાર લખે છે : "એ કસુંબાનો રંગ હતો કસુંબલ : ઉદાત્ત પ્રેમના, અપ્રતિમ શૌર્યના અને જેનો માંયલો મરી જાય એવી ભક્તિના રંગને કસુંબલ રંગ ચઢ્યો કહેવાતો" સામસામા રંગ આપી કસુંબો લેવામાં આવે છે. કોઇનું પરાક્રમ, કોઈની દાનાઈ, કોઈનો અદ્દભુત ત્યાગ વગેરે જીવનના ઉદાત્ત ગુણોને જે રીતે બિરદાવવામાં આવે છે, જે ગળું ભરીને બોલાતા ભર્યા ભર્યા શબ્દોમાં રંગ આપવામાં આવે છે એ સાંભળતાં જ વગર કસુંબે કસુંબો ચડી જાય છે, સામાન્ય સપાટી પરનો જીવનની ક્ષુલ્લકતાથી રંગમાં આવી આપણે ઉપર ઊઠીએ છીએ.

"આ કસુંબાનાં વર્ણન અને વર્ણનના ધ્વનિ સાંભળનારે વગર કસુંબે કસુંબો ચડાવી દે એવાં હોય છે." "ઘૂંટાયેલા અને કપડાની ગળણીમાંથી ગળાતા કસુંબાનો રંગ જોવા જેવો હોય છે. એક દિ' આ કસુંબો લેનારા યુદ્ધમાં અપ્રતય શૌર્ય દાખવતા" અને મેઘાણી સમા કોઈ લોકસાહિત્યનો આશક લોકસાહિત્યરૂપી કસુંબાની અંજલિ ધરે છે, ચારણની હલકથી એને રંગ આપે છે, બિરદાવે છે, એનું વર્ણન કરે છે, ત્યારે એ વર્ણન સાંભળવા માત્રથી જ આપણને વગર કસુંબે કસુંબો ચડે છે. એના કેફમાં ચકચૂર બની એ ઘેનમાં ને તાનમાં ડોલ્યા કરીએ છીએ. આવી છે કસુંબાની અંજલિ સમી કસુંબલરંગી સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ.[૧]

"પંથી કા સાથી, થાકે કા વાહન, સૂર કા સખાઈ, દુશ્મનકા દાહન કાયરકુ પોરસ ચડે, શૂરા ખાય તો ચોગુણા લડે. ...જોગીકા જોગ સિધ્ધે રોગ મટે, બિજોગી કી ઉદાસી કટે, જુવાન મેહલીકા ગુમાન બી ગંજે."[૨]

"બેટા પીએ તો બાપને ચડે, બાપ પીએ તો બેટાને ચડે" એવા આ અમલના રંગ જેવો સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો રંગ છે. ઉપરનું વર્ણન લોકસંસ્કૃતિ અને લોકસાહિત્ય માટે પણ એટલું જ સાચું છે. લોકસાહિત્યના એક બિંદુ સમા દુહાના વેણ કોઈ પરજીયા ચારણના મેઘગંભીર ઘૂંટાયેલા સૂરમાં સાભળવાના મળે છે, તો વર્ષો સુધી એની લહરમા ડોલ્યા કરીએ, "દુહાના ડંખેલ" બની મસ્તીમાં ને ઘેનમા ફર્યા કરીએ.

આવુ એક દુહો સાભળવાથી પણ થતું હોય તો બાળપણથી જ

૧ આપણી લોકસંસ્કૃતિ પૃ ૩૫ર
૨ ચારણો અને ચારણી સાહિત્ય પૃ ૬૯

બાળકની નિંદરભરી આંખ વાટે આ સૌરાષ્ટ્રનુ વાતાવરણ પીધુ હોય અણજાણ્યું રીતે હૈયામા એના રસને સઘર્યા કર્યો હોય, સવેદનશીલ મુગ્ધહૃદયે એ લોકસાહિત્યનુ આકઠ પાન કર્યું હોય, એની સાથે અતરનો ગુપ્ત વિનિમય સાધી એકતાર બન્યા હોય, તેવ ને તો આ ચકચૂર કરતો કેફ સદાકાળ ચડેલો જ રહે તેમા શી નવાઈ!

આવી કસુબલરગી સૃષ્ટિ જે માણી શકે નહીં, ભદ્ર સસ્કૃતિના માનવી બની એનાથી ભડકીને ભાગે, સાહિત્ય સિદ્ધાતોની આધારવિહોણી અમૂર્ત ચર્ચાચર્ચીમા મગ્ન રહી સાક્ષાત્ રસાનુભવ માટે જે તત્પર ન થાય તેમને શુ કહેવુ ? સાક્ષાત્ સૌન્દર્ય સમક્ષ જડ પત્થર રહે, આસમાની તોરમાં ચકચૂર કરે તેવા વાતાવરણમા જે ધ્યાનસ્થ બની વિવેક સભાળવા માડે રગદર્શી લહેરની મસ્ત પળોમા જે સયમ અને વૈરાગ્ય ધારણ કરે તેને તે શુ કહેવુ! આવી કસુબલ સૃષ્ટિ જે માણી શકે નહીં તેનામા એ જીવનતેજ ઓછુ, જીવન જીરવવાની તાકાત ઓછી, જીવન માણવાની તદુરસ્તી અને ચૈતન્ય ઓછુ છે એમ માનવુ રહ્યુ આટલા બધા લોકો જે માણે છે અને માણતા આવ્યા છે લોકોને મસ્તીના હિલોળે જે સાહિત્યે ચડાવ્યા છે જે સાહિત્યે ઘાટો કસુબલ રગ આજી આખને મદઘેનની લહેરમા ડોલતી બનાવી છે, તે સાહિત્યથી જરા પણ ચલિત ન થાય, જેને તેમા જરાય રસ ન પડે તેનુ હૃદય તપાસવુ ઘટે.

પરભાતે જે ના પિયા ઘાટા કેસુબા ઘૂંટ
વે નર સરજે ઊંટ વેરાગીને બારણે—



## પ્રકરણ બીજું

# ધરતીનાં ધાવણની ધીંગી તાકાત

"જનનીના હૈયામાં પોઢંતા પોઢંતા પીધો કસુંબીનો રંગ
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ ઘોળ્યો કસુંબીનો રંગ."

માણસની સર્જકશક્તિને જગાડે કે છેવટે રસગ્રાહક શક્તિને સંકોરીને જગાડે તેવું સૌરાષ્ટ્રની ધરતીનું હૈયામાં હામ અને મમતા પ્રેરતું વંકુ રૂપ; એનું કૌતુકરંગી લાગે તેવું ભૂતકાળનું હાજરાહજૂરપણું, એની સંસ્કાર સમૃદ્ધિનું ભાતીગળપણું; એનાં પ્રેમ, શૌર્ય અને સંતત્વથી ઉજ્જવળ લોકસંસ્કૃતિનું સ્વરૂપ અને સરળ સ્વભાવના નિખાલસ પ્રેમશૌર્યના ભાવદોર પ્રમાણે જીવનની રૌદ્રરમ્ય લીલા ખેલનારાં માનવો—આવું પચરંગી છાંયવાળું કસુંબલરંગી વાતાવરણ ઝવેરચંદ મેઘાણીએ ખૂબ ઝીલ્યું છે. અને ઝીલી ઝીલીને એની સાહિત્ય પ્રવૃત્તિ દ્વારા પુનઃ અભિનવી શોભામાં મઢીને તેને સર્જ્યું છે. સૌરાષ્ટ્રના લોકકવિ દુલાભાઈ કાગે "સૌરાષ્ટ્રના સાહિત્યની સૃષ્ટિ તણા બ્રહ્મા ગયા;"[1] એવું અનુભવવેણ ભાખીને આ સૌરાષ્ટ્રની સંસ્કૃતિને પોતાની પ્રતિભાના સ્પર્શે એકદમ તેજે મઢી બતાવી રજૂ કરનાર મેઘાણીને, એ લોકસંસ્કૃતિની સૃષ્ટિનો સર્જક જ–એનો બ્રહ્મા જ ગણ્યા છે

### અખિલ સોરઠનો સાક્ષાત્કાર :

"અંદર પ્રવેશ કરીએ ત્યાં જ જો સુગંધ ન આવે તો એ ફૂલવાડી શાની? એમ સાચું લોકસાહિત્ય તો એ જ જેમા દાખલ થતાં જ લોકજીવન અને તેની ચોગમ પથરાયેલી કુદરત આપણને એવી નુવાસ વડે ઘેરી લે."[2] લોકસાહિત્ય પરત્વે મેઘાણીએ કરેલું આ કથન, મેઘાણીના સમગ્ર સર્જન અને પ્રવૃત્તિને માટે યોજી શકાય તેમ છે. "આ ગીતોની અંદર સમસ્ત લોકસૃષ્ટિ જેવી ને તેવી સજીવન ઊભી છે. શબ્દો વાચવાની સાથે જ એ વસ્તુઓ પોતે વાચકની આંખોને ભેટી પડે છે. લોકગીતોમા પ્રવેશ કરનારો વાચક જાણે કે ગ્રામ્ય જગતનો પ્રવાસી બની જાય છે. એની આસપાસ છેક ગામની સીમડીથી

---

૧. ઊર્મિ-નવરચના : એપ્રિલ ૧૯૪૭ : પૃ. ૨૨
૨. લોકસાહિત્ય : પુસ્તક પહેલું : પૃ. ૨૨

માંડીને ગ્રામ્ય કુદરતનું તથા લોકનિવાસનું સમસ્ત વાતાવરણ બંધાતું આવે છે"

લોકગીતોમાંથી 'સમસ્ત વાતાવરણ' અનુભવવાની "સમસ્ત લોકસૃષ્ટિને સજીવ." અનુભવવાની તીવ્ર આકલન શક્તિ સંવેદનપટુ મેઘાણીમાં છે, કારણ કે મેઘાણી એ ગીતો સાથે તન્મય બન્યા હતા. એ તન્મયતાને લીધે મેઘાણીની સ્વતંત્ર સર્જનાત્મક કૃતિઓમાં પણ "શબ્દો વાંચવાની સાથે જ વસ્તુઓ પોતે વાચકની આંખોને ભેટી પડે છે." મેઘાણીની સર્જકશક્તિનું હાર્દ પારખી રામનારાયણ પાઠકે યોગ્ય જ કહ્યું છે કે, "એક રીતે એમ કહી શકાય કે માનવની કલારુચિ જ વ્યાપારમય થઈ સર્જન કરે છે."[1] મેઘાણીનાં ગીતો ભાવનાશીલ અને આવેશને ઊર્મિલતા શા માટે દાખવે છે? મેઘાણીની નવલકથાઓ વાતાવરણની નવલકથાઓ શા માટે બની છે? કારણ કે લોકસાહિત્ય ઝીલીઝીલીને-તેની સાથે તન્મય થવાથી મેઘાણીની કલારુચિ ઘડાયેલી છે, અને એ કલારુચિ વ્યાપારમય થઈ જ્યારે સ્વતંત્ર સર્જન કરે છે નવલ–નવલિકા–કાવ્ય નિબંધનું, ત્યારે "સમસ્ત સૌરાષ્ટ્રનું વાતાવરણ બંધાતું આવે છે. રામનારાયણ પાઠક એથી મેઘાણીને "સૌરાષ્ટ્રી સાહિત્યકાર"[2] કહે છે. "આપણા સમગ્ર સાહિત્યમાં જો કોઈ ખરેખરા કાઠિયાવાડના જ સૌરાષ્ટ્રના જ સાક્ષર હોય તો તે સદ્‌ગત મેઘાણી હતા. હું એમને કાઠિયાવાડના કહું છું એનું મુખ્ય કારણ એ કે, એમનું સમગ્ર જીવન, ખાનગી જીવન તેમજ સાક્ષરજીવન કાઠિયાવાડમય હતું... તેમની સર્જન કૃતિઓમાં પણ મુખ્ય પ્રેરણા કાઠિયાવાડની છે, અને એ કૃતિઓમાં કાઠિયાવાડના રંગો એક કે બીજે રૂપે આવ્યા વિના રહ્યા નથી."

મેઘાણીએ સંશોધિત કરી, સંઅઢ કરી રજૂ કરેલા લોકસાહિત્યમાંથી જ નહીં, પણ મેઘાણીના ગદ્યમાંથી ગદ્યની લઢણ અને લહેકામાંથી, મેઘાણીએ પસંદ કરેલાં નવલ અને નવલિકાના વસ્તુમાંથી, પાત્રમાંથી, નવલકથાની વસ્તુની રજૂઆતની અને પાત્રને જીવંત બનાવવાની કલામાંથી, મેઘાણીનાં કાવ્યોના ઢાળમાથી, શબ્દોમાંથી, કાવ્યબાની અને કાવ્યભાવમાંથી, કલ્પના અને તરંગમાંથી; મેઘાણીના વિવેચન અને ચિંતનની કંડિકાઓમાંથી, નીડર અડીખમ છતાં સમજપૂર્વકની સુજનતા દાખવનાર પત્રકારિત્વમાંથી...સૌરાષ્ટ્રના આત્માની ફોરમ અદ્ભુત રીતે ફોરી રહે છે.

સૌરાષ્ટ્રના સાહિત્યકારો તો ઘણા છે. સૌરાષ્ટ્રના ઇતિહાસને કે વર્તમાન જીવનને વિષય તરીકે સ્વીકારી વાર્તાકાવ્યાદિ લખનારા અનેક છે. સૌરાષ્ટ્રની બોલીને,

1 મેઘાણી સ્મૃતિગ્રંથ : પૃ. ૭
2 એજન પૃ. ૭

લોકોક્તિઓને અને બોલીના લહેકાઓને આગ્રહપૂર્વક પોતાના લખાણમાં અવતારનારા પણ ઘણા ઘણા 'ગ્રામજીવનના લેખકો' છે, સૌરાષ્ટ્રના લોકગીતોના ઢાળમાં પોતાની કવિતાને ઢાળી લોકગીતોની સાજસામગ્રી : ધ્યાનપાત્ર ટેક, અને મનમાં રમી રહે તેવો અંત, લોકોને ચિરપરિચિત એવી ઉપમાઓ અને પ્રતીકો... પનઘટ, વણજારા, સીમડી, ખેતરનો શેઢો, પાવા, સાફાનાં છોગાં, 'ચૂંદડીના ફરકતા છેડા-આવી આવી સાજસામગ્રી-કાવ્યત્વ માટે કાવ્યમાં યોજનારા' ઘણાય કવિઓ છે; આમ છતાં તે કોઈના સાહિત્યમાથી સૌરાષ્ટ્ર-તેની સકળ સંસ્કાર સમૃદ્ધિ, ઇતિહાસ અને વાતાવરણ સહિતનો અખંડ સૌરાષ્ટ્ર-ઊભો થતો નથી. દ્વારકાદાસ રાયચુરા, ગુણવંતરાય આચાર્ય, ચૂનીલાલ મડિયા, દેવશંકર મહેતા, 'સુધાંશુ', મનસુખલાલ ઝવેરી......વગેરે અનેક સૌરાષ્ટ્રની કથાઓ આલેખે છે, અતિરેક થાય તેટલી સભાનતાથી લોકબોલી યોજે છે, ઉપર ગણાવી તેવી સાજસામગ્રી અને લોકઢાળોથી કાવ્યો રચે છે. છતાં સૌરાષ્ટ્રનો પ્રાણ, સૌરાષ્ટ્રનો આત્મા તેમની કૃતિઓમાંથી આપણો માયલો-આપણો અંતરાત્મા પ્રસન્ન થઈ પારખી જાય તે રીતે પ્રગટતો નથી.

કવિ દલપતરામે કાઠિયાવાડનું વાતાવરણ ઊભું થાય તેવાં લગ્નગીતો, ધોળ, સોરઠા.. લખ્યાં છે ચારણી સાહિત્ય જેવી શીઘ્ર કવિતા લખી છે. ચમત્કૃતિજનક અલંકારો અને ઝડઝમક યોજ્યા છે સરળ પ્રાસાદિક વાણીમાં ગીતો લખ્યા છે. ગોવર્ધનરામ ત્રિપાઠીએ સૂરસિંહ બહારવટિયો, ભીમજી વગેરે તેના સાથીદારો, માનચતુર જેવા તરવારધારી વૃદ્ધ નાગરો, અભરામ જેવા વફાદાર શૂરવીર સૈનિકો.. ગુણસુંદરી આગળ લોકગીતો રજૂ કરતી સ્ત્રીઓ, રજવાડાનું વાતાવરણ, રાજવીની પ્રતાપી છબી વગેરે આલેખ્યું છે. વંકી ભૂમિ અને જંગલનું પણ સરસ આલેખન કર્યું છે. નિર્જન શિવમંદિર અને તેની જર્જરિત દીવાલો પરના લોકોએ કોલસાથી કરેલા ચિતરામણ જેવા ચિરપરિચિત દૃશ્યને પણ તેઓ આલેખવાનુ ભૂલ્યા નથી બોટાદકરે "ઢોલીડા ઢોલ ઢબૂકતો રે જરી રાખજે ધીરે" વગેરે સ્ત્રીકંઠમા રમી રહે અને ગ્રામસૌન્દર્ય અને ગૃહસ્થાશ્રમનું મધુર મંગલ વાતાવરણ મ્હોરી રહે તેવા લોકસાહિત્યસમા રાસ લખ્યા છે; ન્હાનાલાલે પણ કેસરભીના કંથને વિદાય આપતી ક્ષત્રિયાણી, સાતમે માળની અટારીએ ચડી, આછા સમીરમા ઝીમીને હેવે ચડાવતી, અને "કસુંબલ રાતી આંખડી રોમે રોમે ઢીંગલનાં દૂધ" થી બળવાન એવા પતિની પ્રતીક્ષા કરતી કાઠિયાણીનાં ગીતોમાં, સૌરાષ્ટ્રની હવા લહેરાવી છે. ચર્ચરી છંદના પડછન્દા પાડયા છે, ખુમારીભર્યા ભજનિકની ભજનવાણીને પણ ઝીલી છે. રાસમાં 'સો

લોકગીતોની ઉમંગ ઉછાળ આપતી ટેક, પ્રતીકો અને લહેકાઓ. તેમણે લોકગીતોનું હાર્દ પચાવીને યોજ્યા છે...ધૂમકેતુએ પણ અનેક વાર્તાઓ અને પાત્રોની રેખાઓ સૌરાષ્ટ્રના લોકજીવનમાંથી વીણી છે...આ બધા લેખકો સૌરાષ્ટ્રીઓ હોય છે તેવા સંવેદનશીલ, ભાવનાભક્ત અને આવેશમય રાગમય ઊર્મિના પ્રવાહમાં તણાતા કૌતુકરંગી સાહિત્યકારો છે...તોપણ "સમસ્ત સૌરાષ્ટ્રનું વાતાવરણ" બંધાય છે કેવળ ઝવેરચંદ મેઘાણીની કૃતિઓમાં. સૌરાષ્ટ્રનો આત્મા જાણે કે આપણી સામે ઊભો હોય તેવું ભાન થાય છે કેવળ મેઘાણીના સાહિત્યદ્વારા.

## અંશમાં અખિલ :

મેઘાણી તો તેની વાર્તાઓમાં એકાદ રૂખડ શેઠની, કે સિપારણની અલપઝલપ ઝાંખી કરાવે છે. 'બચાડા જીવ'–એવું સરે અવસરે બોલ્યા કરી ભદ્રિકતા દાખવતા ભાભુમાનું, પાનબા ડોશીનું, વિધવા બ્રાહ્મણી ગંગા ભાભીનું, સમજુ વાણિયણ સુશીલાનું, ત્રાજવાં ત્રોફનારીનું, મદારીનું, ચારણય બાઈ નાગબાઈનું...માત્ર થોડા શબ્દોમાં રેખાંકન કરે છે, પરદેશી કવિઓનાં ગીતો–'કોઈનો લાડકવાયો', 'સુના સમદરની પાળે' પોતાની ભાષામાં ગાય છે. "ઓલી મોકળી લટ કરી અંકાશે ચડેલી" વર્ષાનું—રવીન્દ્રનાથનું ગીત રજૂ કરે છે. પશ્ચિમમાં જાગેલી ક્રાન્તિની ભાવનાને સિંહસમી ડણક નાખી ચર્ચરી છંદમાં ઝીલે છે. એમના મીઠા લાગતા ગદ્યની કંડિકાઓના શબ્દો, ઉપમાઓ, પ્રયોગો અને લહેકાઓ ડોલનમય ગતિએ એમના લખાણમાંથી સંભળાવે છે...આ બધા છૂટક છૂટક, વેરણ છેરણ, અહીંતહીં પીંછી મારી ઉપજાવેલાં ચિત્રોમાં સમસ્ત સૌરાષ્ટ્ર ક્યાં? હા આ છૂટાં ચિત્રોમાં સમસ્ત સૌરાષ્ટ્ર નથી જ. આ બધાંના સમુચ્ચયમાં અને મેઘાણીની સઘળી કૃતિઓમાં પણ સમસ્ત સૌરાષ્ટ્ર સંપૂર્ણપણે વ્યક્ત થતો નથી. અને છતાં આપણને કેમ એમ થાય છે કે, મેઘાણીએ સમગ્ર સૌરાષ્ટ્રને સજીવ અને તેજોમઢયો બનાવી આપણી સન્મુખ સાક્ષાત્ ખડો કર્યો છે?

આવો અનુભવ એ આપણા મનનો માત્ર તરંગ હશે? મેઘાણી અને સૌરાષ્ટ્ર એ બન્નેને મનમાં સાથે સાથે જોવાં તેથી માત્ર એ બેના સહઅસ્તિત્વે મેઘાણીને અને સૌરાષ્ટ્રને એક બનાવી દીધા? આવો અનુભવ એ શું આવી એસોસિયેશનની સ્મૃતિસમી પ્રક્રિયાએ સર્જેલી ભ્રાંતિ હશે? મેઘાણીએ 'ઢોલ પીટી પીટીને' સૌરાષ્ટ્રના લોકસાહિત્યનો પ્રચાર કર્યો તેથી શું આપણે મેઘાણીની કોઈ પણ કૃતિમાં સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ જોવા લાગીએ છીએ? મેઘાણીના સાહિત્યના પરિચયથી બંધાઈ ગયેલા ખ્યાલને લીધે આપણે તેની કૃતિઓ ઉપર 'આવો અનુભવ થાય છે' માની આરોપણ કરતા હશું?

આવા અનુભવને મનનો માત્ર તરંગ ગણીએ, ભ્રાંતિ ગણીએ તો સાહિત્યપ્રદેશના અનેક અનુભવોને, તેની સમગ્ર રસસૃષ્ટિના મંડાણને પણ ભ્રાંતિ ગણવી પડે. સાહિત્યમાં ભાવનો અનુભવ, ધ્વન્યાર્થનું મધુર સંવેદન, કલ્પનનો આસ્વાદ, પાત્રનો અંતઃકરણમાં જીવંત પરિચય, વગેરે સઘળું જે કંઈ અનુભવાય છે તે શબ્દમાં વ્યક્ત થયું હોય તેના કરતાં ઘણું યે વિશેષ હોય છે, અને તેમાં જ કાવ્યનો અને સાહિત્યનો આત્મા રહેલો છે એવું સઘળા રસિકોએ સ્વીકાર્યું છે.

મેઘાણીએ એક વખત કહેલું કે, કાદુ મકરાણીના ગીતનો કે વાલાનામોરીના રાવણહથ્થા સાથે ગવાતા ગીતનો શબ્દ કાને પડતાં જ કંકુવરણી એ પાંચાળની ભોમકા, એ ડુંગરાની ભયાનક ગાળીઓ અને ડુંગર પર અહીં તહીં પથરાયેલા ગડગોડયા પથરાઓ અને વાંકીચૂકી કેડીને લઈને ક્ષિતિજ સુધી ચાલી જતી ડુંગરધારો એ બધું પ્રત્યક્ષ થાય છે : "મને સ્પષ્ટપણે ઘોડાના ડાબલા સંભળાય છે" લાંબી હલકે શરણાઈ જેવા સરવા વહેતા સ્વરે ગવાતાં "મોર જાજે ઊગમણે દેશ મોર જાજે આથમણે દેશ" —જેવાં લગ્નગીતો સાંભળતાં એ રણઝણ રણઝણ અવાજ કરતું ચાલ્યું જતું વેલડું, આગળ પાછળ દાઢીના મૂછના થોભિયા વચ્ચે કે બુકાનીવાળા ચહેરા પરથી તગતગતી રતુમડી આંખોને ચારે તરફ ફેરવતા વોળાવિયાઓ...કેડે કટારા વાંકડા અને ખભે ખાંતીલા ખેસ ધારણ કરી વરણાગી વેશે થનગનાટ કરતા જુવાનો આવું આવું ઘણું મનમાં તરવરવા લાગે છે. હજી પણ એ અનુભવ તરંગો આગળ ચાલે છે...લગ્નનો મંડપ, રાત્રિનું મધુર વાતાવરણ, રામણ દીવડો, અને મશાલોનું આજુબાજુ રમતું તેજ, તેલ કપાસિયાની ગંધ, કંકુ પીઠીની અત્તર ફૂલોની મિશ્રિત સુવાસ, ગીતોના ધીર પ્રશાંત સૂરોથી બંધાયેલી હવા, 'કુર્યાત્ સદા મંગલમ્'ના બ્રાહ્મણ-કંઠે ઉચ્ચારાતા શ્લોક...આવું આવું કેટલું યે અંતઃકરણ અનુભવવા લાગે છે, અને આ અનુભવ તરંગોનો અનંત સાગર લહેરાય છે માત્ર એકાદ લગ્નપ્રસંગના ગીતની સુરાવટથી. ભગવાને માનવનું અંતઃકરણ કેવું મજાનું કર્યું છે ! અંતઃકરણમાં અનુભૂતિના સૂતેલા સાગરને એકાદ કોઈ કાવ્યપંક્તિ, એકાદ સ્વરલહરી, એકાદ કોઈ મજાનું વેણ અનુભવકણ બનીને સ્પર્શે છે—જરાક જ સ્પર્શે છે, ત્યાં તો અનંત લહરીઓ ઊછળીને લહેરાવા લાગે છે. કાવ્યની અનુભૂતિને માઝા નથી.

અમેરિકન તત્ત્વજ્ઞ ડ્યુઈ ચિત્તની આવી અખંડ અનુભૂતિને એસ્થેટિક એક્સ્પિરિયન્સ—રસમય અનુભવ ગણે છે. આપણી સકળ ઇન્દ્રિયો આતુર બની

જ્યારે કોઈપણ અનુભવને સમગ્રપણે, અખંડ રૂપે ઝીલે છે. આપણું સમગ્ર સંવિત્–મન, બુદ્ધિ, ભાવ, લાગણી, મતિ, સ્મૃતિ એ સહુ સ્ફૂર્તિશીલ રહી એ અનુભવને પૂર્ણપણે ઝીલે છે, ત્યારે એ અનુભવ રસમય, સૌન્દર્યમય, એસ્થેટિક બને છે અને પછી કાવ્યમાં રહેલા કોઈ પૃથક્કરણથી પર એવા કીમિયા દ્વારા એ અનુભૂતિનો અંશ રજ થાય, કે તરત જ એની ગૂઢ પ્રત્યાયનની પ્રક્રિયા દ્વારા વાચકના સંવિતમાં પણ એવી જ અખંડ રસમય અનુભૂતિ ઊભી થાય છે ગુજરાતણના મરસ અને ગરવા ચિત્ર લેખે વિવેચક ન્હાનાલાલની–"ચોળી ચણિયો પાટલીનો ઘેર સેંથલે સાળુની સોનલ સેર..." એ પંક્તિને વખાણે છે. આ પંક્તિમાં તો માત્ર સ્ત્રીઓના લાક્ષણિક કપડાંઓનો નામોલ્લેખ થયો છે, છતાં ક્યા જાદુથી એ વિવેચકોની જેમ આપણે પણ લાજાળ, –મલાજાથી મહિમાવંતી ગરવી અને કાન્તિમયી ગુજરાતણને અંતઃકરણમાં સાક્ષાત્ અનુભવી પ્રસન્ન થઈએ છીએ?

'કાન્ત'ના 'સાગર અને શશી'માં માત્ર આટલો જ ઉલ્લેખ છે કે, આકાશમાં ચન્દ્ર છે–સાગરમાં ભરતી છે. સાગરના મોજાંઓ ઉપર ચાંદની ચમકે છે, રાત્રી નિરવ પગલે સરી રહી છે. કોકિલા કૂજન કરે છે...આવું અહીંતહીંથી થોડુંક એ સમગ્ર અનુભવમાંથી લઈને કવિએ રજ કર્યું. પણ એ વ્યક્ત થયેલું થોડુંક સકળ અને અખંડ અનુભવથી છલબલતું બનીને–કે અખંડ અનુભવમય બનીને એવી રીતે વ્યક્ત થયું છે, કે સાગરનો ઘેરો ઘૂઘવાટ, ભીની ખરી હવાની લહેરખીઓ, ચાન્દનીથી સભર આકાશ જાણે ક્યાંક વહાણની જેમ સરી રહ્યું હોય તેવો અનુભવ, દૂર સુધી વિસ્તરતું ભવ્ય એકાન્ત, સાગર પરથી આવતી ભીની કોઈક ગંધ અને સમગ્રપણે અનુભવાતું કંઈક ગૂઢનાનું અપાર્થિવ તત્ત્વ...એવું એવું કેટલુંય સહૃદયી વાચક કાવ્યની ચર્વણા કરતાં અનુભવે છે. કાવ્ય તો આ રીતે જ અનુભૂતિ સંક્રાન્ત કરે ને? અને સહૃદયી પણ આવી જ અખંડ અનુભૂતિની લહરીઓને પોતાના અંતઃકરણમાં લહેરાવીને ચર્વણા દ્વારા–કન્ટેમ્પ્લેશન દ્વારા જ–કાવ્યત્વ માણે છે અને અનુભવે છે ને?

તો મેઘાણીની વ્યક્ત કૃતિઓમાંથી અવ્યક્ત એવી અખંડ સુશ્લિષ્ટ સોરઠી સંસ્કૃતિસ્પષ્ટ–નિરાળી અને વિશિષ્ટ–ઊભી થાય છે. અને સહૃદયી મર્મજ્ઞ તેને એવી સુશ્લિષ્ટ, નિરાળી, વિશિષ્ટ એવી સમસ્ત સોરઠી સંસ્કૃતિરૂપે પૂર્ણરૂપે અનુભવે છે. મેઘાણીએ ભલે બહારવટિયાની વાત લખી હોય, કે બ્રાહ્મણ કુટુંબની વાત રજ કરી હોય; તેણે ભલે વાણિયાના કુટુંબની વાત લખી હોય કે વાઘરી, બાવા, વસવાયાં, કોળી આદિનાં ચિત્રો દોર્યાં હોય, પણ એકંદરે સૌરાષ્ટ્રના

સસ્કારના એ આશિક દર્શનદ્વારા સમગ્ર સૌરાષ્ટ્રનુ પૂર્ણ દર્શન થઈ જાય છે અને આ પૂર્ણ દર્શન થઈ જાય છે કલામય રીતે કલાતત્ત્વની રીતે મેઘાણી એ પૂર્ણ દર્શન વિગતોના સમુચ્ચયથી આપતા નથી પણ આપણુ રસિક હૃદય એ પૂર્ણદર્શનને અતકરણમા અનુભવે છે અપૂર્ણમાથી પૂર્ણ, અશમાથી સમગ્ર અવ્યક્તમાથી વ્યક્ત, આપણી આવી અનુભૂતિની ગતિ થાય છે માટે જ એ અનુભવ જ્ઞાનરૂપે નહીં પણ અનુભૂતિ-રૂપે રસાત્મક અનુભૂતિ રૂપે અનુભવાય છે અને મેઘાણીએ પણ એ જ રીતે સૌરાષ્ટ્રનુ જ્ઞાન નહીં પણ સૌરાષ્ટ્રની અનુભૂતિ થાય તે રીતે લખન કર્યું છે માટે આ લખાણો મેઘાણીની ઊંડી અનુભૂતિની નીપજ છે

મેથ્યુ આર્નોલ્ડ જે સાહિત્યકૃતિ રાષ્ટ્રીય સસ્કૃતિના સર્વવ્યાપી સ્વરૂપનો અર્ક રજૂ કરે છે તેને ઉત્તમ સાહિત્ય ગણ્યુ છે મેઘાણીની કૃતિઓ પણ આવા સર્વવ્યાપી સસ્કારિતાના અર્કબિંદુઓ છે એ બિંદુઓમાથી સર્વગ્રાહી સસ્કૃતિના દર્શન-બિંદુમા સાગરસમા અદ્ભુત-સહ્રદયીને થાય છે કારણ કે મેઘાણીના અતકરણમા નર્યો સૌરાષ્ટ્ર સભર ભરેલો છે અને મેઘાણીનુ સર્જન એ અતકરણમા ડૂબકી મારી તેમાથી ઉદ્ભવે છે કલ્પનાપ્રક્રિયાનુ જાદુ આ સર્જન વ્યાપારમા રહેલુ છે એ બુદ્ધિની, મેઘાની પત્રકારી, છીછરી, ઉતાવળી, મહેનત કરી કરી મેળવેલી હથોટીની-ક્ષણિક માયાજાળ નથી

કવિની અનુભૂતિ લાબા સમય સુધી એના અતકરણમા નિમજ્જન પામે છે તિરોધાન થાય છે ત્યા એ અનુભૂતિ રેલાઈ જઈ વેરવિખેર બનીને ઓગળી જાય છે અતકરણમા રહેલા અન્ય અનુભવકણો સાથે સર્વતન્ત્ર સ્વતન્ત્ર રહી આપમેળે યથેચ્છ રીતે સેળભેળ થાય છે કવિના અતકરણમા રહેલી કોઈ ગૂઢ સૃષ્ટિમા આમ તે સુપ્ત રહી ડૂબાડૂબ પડી રહે છે પછી જ્યારે કોઈ બળવાન ઊર્મિના સ્પર્શ કવિને પ્રેરણા મળે છે, ત્યારે અતકરણમાથી એકાદ અનુભવકણ એકાદ વિચાર એકાદ ભાવ અને ભાવની લહરી, કોઈ આકાર રૂપ ધરી અભિવ્યક્ત થવા જાય છે ક્ષીર સમુદ્રમાથી સાક્ષાત એકાદ શોભારૂપ શ્રીસદ્યસ્નાતાની કાન્તિ ઝળકાવતી, શરીર અને વાળ પર હજી જળબિંદુઓ સરી રહ્યા હોય તે રીતે લાવણ્યમયી બનીને પ્રગટે, તેમ કવિની અનુભૂતિ સમગ્ર અનુભૂતિના રસથી આવૃત્ત કાન્તિ અને લાવણ્ય ધરીને રસબિંદુઓ ટપકાવતી પ્રગટે છે દરેક અનુભવકણ સમગ્ર અત-કરણમા ડૂબેલો ઝબકોળાયેલો હતો, એટલે એ સમગ્રથી ટપકતો, છલબલતો પ્રગટ થાય છે પરિણામે એ અનુભવ સમગ્ર અને અખડ અને પોતાના જ

સ્વકીય નિયમોને વશ એવી કવિ અંતઃકરણની સુશ્લિષ્ટ, આગવી, નિરાળી સૃષ્ટિ પ્રબળતાથી સૂચવે છે. આવી કલ્પના શક્તિની પ્રક્રિયા હોય છે અને આવો હોય છે એનો જાદુ. મેઘાણીની કૃતિઓ પણ એમના અંતઃકરણમાં રહેલી સૌરાષ્ટ્રની કસુંબલ સૃષ્ટિમાંથી રસટપકતી સ્થિતિમાં ઉદ્દભવે છે, અને તેથી વ્યક્ત થયું હોય માત્ર કોઈ "ઘણુ રે બોલે ને એરણ સાંભળે" એવું નવવિચારને ઝીલતું ગીત, કે વ્યક્ત થયું હોય માત્ર આવા દાના ભગતનું કોઈ સ્મૃજી લાગે તેવું માર્મિક વેણ...તોપણ એક ને અખંડ, પૂર્ણ અને સુશ્લિષ્ટ-એના બધાં લક્ષણોને એકી સામટાં સ્પષ્ટ-અસ્પષ્ટ રીતે અંતઃકરણમાં ઝળકાવતી સૌરાષ્ટ્ર-સંસ્કૃતિની સૃષ્ટિ ઊભી થાય છે.

માટે જ ઈડરના ડુંગરાના વાસી સહૃદયી શ્રી ઉમાશંકર જોષીએ અનુભવોન્મુખ બની કવિની મર્મગામી રસગ્રાહક દૃષ્ટિથી સ્પષ્ટ રીતે કહ્યું : "મેઘાણી મોટા સદ્દભાગી કે એમની જે અંતરની ઇચ્છા હતી તે મહદંશે પૂરી થઈ." સૌરાષ્ટ્રનો સાદ એમને બોલાવી લાવ્યો. થોડા સમયમાં જ સૌરાષ્ટ્રના પ્રતીક રૂપ એ બની રહ્યા. એમનો સૌરાષ્ટ્રી પહેરવેશ, બોલી, આતિથ્ય, વીરતા, ટેક...મેઘાણીના સહેજ અનુભવથી પણ સૌરાષ્ટ્રનું દર્શન થતું. અને સૌરાષ્ટ્રના ગત ગૌરવને તો લીખામાત્રમાં એ અમરતા આપી શક્યા."[1]

કાકા કાલેલકરે પોતાનો આ જાતનો અનુભવ આ રીતે નોંધ્યો છે : "વહુએ વગોવ્યા મોટા ખોરડા રે" —[2]વાળી લોકકથા જ્યારે પોતાની મેઘ-ગંભીર વાણીથી તેઓ ગાતા, અને વચમાં વચમાં વિવેચનપૂર્વક સમજાવતા, ત્યારે તો મધ્યયુગનો જમાનો નજર આગળ જીવતો થતો......મધ્યકાલિન લોકજીવન, એ જીવનના એકાંગી પણ ઉત્કટ આદર્શો જીવતા કરવાનું કામ જેટલું મેઘાણીએ કર્યું છે, તેટલુ મને નથી લાગતું, બીજે કોઈ સાહિત્યિક ચારણ કરી શક્યો છે. કેમકે કાળના ઉદરમાં જઈ સૂતેલા જમાના સાથે એકરૂપ થવા માટે જોઈતું હૃદયનું તાદાત્મ્ય અને કલ્પનાનું ઉડાણ કોઈ વિરલ વિભૂતિ પાસે જ હોય છે."

અને જ્યારે સૌરાષ્ટ્રના જ સહૃદયી કોઈ ને સાક્ષાત સૌરાષ્ટ્રની સમક્ષ ઊભા હોય તેવો અનુભવ મેઘાણીની કૃતિથી થાય ત્યારે આપણાપણાની મમતાની લાગણીથી એનું હૃદય કેવું છલોછલ ભરાઈ જાય ! પ્રેમાનંદે આલેખેલા દામોદર

૧. મેઘાણી સ્મૃતિગ્રંથ : પૃ ૧૭
૨. કાકા કાલેલકર-ઊર્મિ . ૧૯૪૭

દાપીનું ચિત્ર વાંચીને, જસોદામૈયાની વાત્સલ્યભીની છબિને જોઈને, દોહેલા લોકાચારમાં સપડાયેલી કુંવરબાઈની વ્યથા નિહાળીને, બાળુડાને મોસાળ મોકલતાં રહેજો, મામા મામીની ગાળ–એવી ઓશિયાળી સ્થિતિ કલ્પતી દમયંતીનો વિલાપ સાંભળતાં...આપણે "ગુજરાતીપણું" અનુભવી પ્રસન્નતાની લાગણી અનુભવીએ છીએ. અન્ય સ્થળોએ આવી જ સ્થિતિ, આવાં જ ભાવો અને આવા જ માનવો હશે. છતાં અહીં આપણામાંથી જ કોઈક, આપણા જીવનમાંથી જ કંઈક ઘટના, આપણી ભાવસૃષ્ટિનો જ કોઈ ભાવ–આખ્યાનમાં છે એવી આત્મીયતાની, આપણાપણાની, ગુજરાતના ચિરપરિચિત વાતાવરણની અભિજ્ઞા થાય છે. પોતાનું કોઈ ઓળખાતાં કેટલો બધો ઉમળકો માણસ અનુભવે છે!—તેવો ઉમળકો અનુભવાય છે. એ જ રીતે સૌરાષ્ટ્રનો માનવી મેઘાણીની કૃતિઓમાંથી ચિરપરિચિત પોતાના સૌરાષ્ટ્રને આવી કોઈક ઉમળકાની લાગણીથી ઓળખે છે, અને તેથી સવિશેષ એ કૃતિઓને માણી શકે છે.

પ્રેમાનંદની કલાથી આપણે આખ્યાનના ભોળા મધ્યકાળના સર્વસામાન્ય સ્તરના શ્રોતા બની આખ્યાનના પાત્રમાં, પ્રસંગમાં ગુજરાતીપણાની મધુર પરિચિતતાની, આપણાપણાની, આત્મીયતાની લાગણી અનુભવીએ છીએ. એ જ રીતે લોકસાહિત્યકારની જેમ આત્મવિલોપન સાધી લોકહૃદય સાથે એક થઈ લોકહૃદયને સ્પર્શે તેવી લોકકલાદ્વારા મેઘાણીએ સોરઠી સંસ્કૃતિ રજૂ કરી છે, તેથી એવું જ લોકહૃદય ધારીને, આત્મવિલોપન સાધીને–અથવા આપણા હૃદયમાં રહેલા "લોકમાનસ" – "લોકરુચિ"ને કલેશાવરણ અને જ્ઞેયાવરણ વિહોણી કરી વિશુદ્ધ સ્થિતિમાં મેઘાણીની કલાને ઝીલતી કરીએ તો એવી જ આપણી પરિચિત સોરઠીપણાની ગૂઢ અને સૂક્ષ્મ લાગણી અનુભવાશે. આવું થતાં પ્રસન્ન બની વિશ્વનાથ ભટ્ટે ખોટાદકરની કવિતા વિષે જે ઉદ્‌ગારો રજૂ કર્યા છે તેવા ઉદ્‌ગારો અને તેવો અભિપ્રાય આપણે મેઘાણીની કૃતિ વિષે રજૂ કરશું: "એમની છાપમાં કાઠિયાવાડનો ભાગ વિશેષ પ્રતિનિધિત્વ પામેલ છે, એથી જ એમનાં કાવ્યપુષ્પોમાં કાઠિયાવાડનો જીવનપરાગ સૌથી અધિક પ્રમાણમાં ભભકી ઊઠયો છે."[1] આવો જીવનપરાગ તો મેઘાણીની કૃતિઓમાં ઉત્કટ અને બુલંદ રીતે ફોરી રહ્યો છે. "એકે એક પુષ્પની શિરાએ શિરાએ કાઠિયાવાડી રસ જ ભરેલો છે માટે જ ગુજરાતી ભાષાના સમસ્ત કાવ્યસાહિત્યમાંથી કાઠિયાવાડીઓને પોતાનો જીવન વ્યવહાર જેમાં વધારેમાં વધારે મૂર્તિમાન થયેલો દેખાય, પોતાનો રસ જેમાં વધારે ઝિલાયેલો જણાય...જેના વાચનથી જન્મભૂમિમાં જ વિહરતા હોય એવી પ્રતીતિ થાય, આત્મીયતાનો અનુભવ કરી શકાય તો તે મેઘાણીની કૃતિમાં જ." વિશ્વનાથ

૧. પૂજા અને પરીક્ષા : વિ. મ ભટ્ટ–પૃ. ૧૬૪

ભટ્ટ જેવા વિવેચકો જો પોતાની ધરતીના સંસ્કારથી સભર હોય અને મેઘાણી જેવા સાહિત્યકારની સાહિત્યસૃષ્ટિ તરફનો અભિગમ ઉન્મુખ લોકહૃદય સમો રાખે તો જરૂર તેમને ઉપર કહી તેની પ્રસન્ન કરનારી સૌરાષ્ટ્રપણાની સુરભિ – ભરી ભરી ઉત્કટ ફોરમ–માદક સોડમ્–મેઘાણીની કૃતિઓમાંથી ભારોભાર સાંપડે.

## ‘ દિશાભૂલ્યા વિધાનો ! ’

વિશ્વનાથે ઝવેરચંદ મેઘાણી વિષેના પોતાના બૃહદ વિવેચન લેખનું નામ આપ્યું છે, “સોરઠી જીવનનો સાહિત્યકાર.” એમને સોરઠી જીવનનો રંગ મેઘાણીની મુખ્ય સાહિત્યકૃતિઓમાં સંભળાય છે. પોતાના નિબંધમાં આ વાત તે ઉત્સાહી સૂરમાં રજૂ કરે છે. “ભવિષ્ય રા. મેઘાણીને સંભારશે તે પણ ભૂલાઈ જવાની અણી પર આવેલા આ કંઠસ્થ સોરઠી સાહિત્યને એમણે પ્રાણવન્ત શૈલીમાં અંથસ્થ કરી દીધું અને તે દ્વારા વિલક્ષણ ચેતનથી ધબકતું એક આખું અભિનવ જગત આપણી આગળ ખડું કરી દીધું તેટલા માટે જ. જૂની સોરઠી સંસ્કૃતિના સર્વતોમુખી સંગ્રાહક અને સાહિત્યકાર તરીકે તો એમનું નામ ગુજરાતી ભાષામાં ચિરંજીવ રહેવાનું.”[1] × × ×[2] “ગુજરાતી નવલકથા સાહિત્યમાં મેઘાણીની વિશિષ્ટતા શી ? એક જ અને તે સોરઠી જીવનના જૂના નવા પ્રશસ્ય અંશોનું ભાવભરી પીંછીથી આલેખન . એ જીતી જાય છે તે મુખ્યત્વે આ જ લક્ષણને બળે.” × × ×[3] “સોરઠી લોકવાણીનું તત્ત્વ અને તે પણ ઉજળિયાત કોમોના રગ્યાખગ્યા શબ્દ માત્ર નહિ પણ ગ્રામ પ્રજાના નીચલા થરો સુધીના સમસ્ત લોકવર્ગના શબ્દો રૂઢિપ્રયોગો તેમ વ્યાકરણરૂપો સુધીનું વ્યાપક લોકવાણીનું તત્ત્વ ગુજરાતી કવિતામાં રા. મેઘાણીએ જ સૌથી પહેલું દાખલ કર્યું છે...” × × ×[4] “ગુજરાતી કવિતામાં રા. મેઘાણીની જે વિશિષ્ટતા છે તે પણ એમણે જૂના સોરઠી લોકસાહિત્યના ઢાળોમાં પ્રચલિત માનસને સહજ એવી ઊર્મિઓ, કલ્પનાઓ, ભાવનાઓ, વિચારો આદિનો જે નવો રસ પૂર્યો તે જ છે એ સ્થિતિ લક્ષમાં લેતાં એમને કવિતામાં રાષ્ટ્રીય શાયરને બદલે સોરઠી શાયર કહેવામાં આવે તો તે વિશેષ ઉચિત ગણાશે” × × ×[5] “રા. મેઘાણીની બીજી મુખ્ય સાહિત્યસેવા આજે સૌરાષ્ટ્રમાં જે કંઈ અસલી ખાનદાનીના અવશેષો રહ્યા છે તેને સોરઠ તારાં વહેતાં પાણી, નિરંજન, વેવિશાળ, તુલસી ક્યારો આદિ

૧. નિકષ રેખા : પૃ. ૨૦૧
૨. નિકષ રેખા : પૃ. ૨૪૩
૩. એજન : પૃ. ૨૧૬
૪. નિકષરેખા : પૃ. ૨૧૯.
૫. ,, : પૃ. ૧૬૬.

સાપ્રત સમયની વાર્તાઓદ્વારા સાકાર કરી એના વર્તમાન જીવનને એમણે વાચા આપી છે" ××× [1] "રા મેઘાણી સોરઠી જીવનના સાહિત્યકાર છે એ વાતનો અચૂક પુરાવો એમના આ ભાષાન્તર રૂપાન્તરો આપશે મૂળ વાર્તા ગમે તે દેશ કે સમાજની હોય પણ રા મેઘાણીના હાથમા તો એનુ વસ્તુ સોરઠી જીવનનો જ સ્વાગ સજવાનું " ××× [2] "સૌરાષ્ટ્ર કાઠિયાવાડના એ કાઠીઓ, એ ચારણો, એ આહીરો, એ મિયાણાઓ, એ બહારવટિયાઓ અને એ સાધુ સન્તો પોતાને સાહિત્ય દરબારમા સદાનુ સ્થાન અપાવે એવી કલમની વરસોથી વાટ જોઈ રહ્યા હતા, તેમ એના બ્રાહ્મણ–વાણિયા, એના કાઠી–ગરાસિયા એના કોળી–વાઘરી પોતાને વાર્તાના દેહમા વણી ચિરજીવ કરે એવા સર્જકને સાદ પાડી રહ્યા હતા એ સાદ ઝીલીને એમના જીવનને ગુજરાતી ભાષાના સાહિત્યમા પ્રતિષ્ઠિત કર્યું એ જ રા મેઘાણીની સારસ્વત સેવાની વિશિષ્ટતા."

આવા આવા અભિપ્રાયો ઉચ્ચારનાર વિશ્વનાથ શા માટે "પચરંગી લખાણોના શંભુમેળા જેવા જંગી ગંજામાથી એ સર્વને એક સરખો લાગુ પડે એવો સામાન્ય ધર્મ કોઇને પણ જડવાનો ખરો? નહિ જ"—એમ કહે છે? શુ કોઈ લેખકના 'પ્રારભના ગૌણ સૂરો ભણી આપણા કાનને બહેરા બનાવી' મુખ્ય સૂરને મુખ્ય કૃતિઓમાથી તારવવાથી લેખકનો સાચો અને મળગ પરિચય થશે ખરો? પ્રારભની કૃતિમા જ રહેલુ વ્યક્તિત્વનુ બીજ પાગરે છે. અને વિસ્તરે છે સાચા લેખકના સૂર બદલાતા નથી–એની સમગ્ર સર્જન પ્રવૃત્તિ લેખકના એક અવિભાજ્ય માનસમાથી જ જન્મે છે, એટલુ જ નહીં, પણ કોલરીજ જેવા "સર્જકકલ્પનાશક્તિ" ના મર્મજ્ઞ કવિએ તો એમ સૂચવ્યુ છે કે, પ્રતિભા અથવા સર્જકકલ્પનાશક્તિની વિશેષતાઓનો પરિચય તો લેખકની પ્રારભિક કૃતિઓમા જ સારી રીતે થઈ શકે છે વિશ્વનાથના મેઘાણીના અધ્યયનમા પ્રથમથી જ કઈક વિવેચકનો અભિગમ જુદી રીતે થયેલો દેખાય છે લેખકના વ્યક્તિત્વનુ, માનસનુ એની પ્રતિભાનુ આકલન કરવાનો પ્રયત્ન વિવેચકે કરવો જોઇએ અને મુખ્ય સૂર બીજા સઘળા સૂરની અદર આરપાર ક્યાંક પ્રગટતો મુખ્યત્વે પ્રચ્છન્ન રીતે વહી રહ્યો હોય તેને પકડવો એમા જ વિવેચકની મર્મગામીતાની તાકાત પરખાય છે મેઘાણી તો મસ્ત કવિની અદાથી ગાય છેઃ

"હૈયા કેરી ધારણે તારે ઉર ઊઠે જે સૂરછ
એ જ સૂરના ઈમાની ભાઈ! ગાયા કર ચકચૂર'

---

૧ નિકષરેખા પૃ ૧૯૬
૨ „ પૃ ૧૯૭

જે જે સૂર મેઘાણીએ ગાયા તે ચકચૂર બનીને ગાયા છે. હૈયામાં ઊઠતા સૂર પ્રત્યે જ તેની નિષ્ઠા હોય છે, અને હૈયામાં ઊઠતા સુર કદી બસૂર નથી હોતા એનો પ્રારંભિક ષડ્જ જેની ઉપર સકળ સુરાવટોનું મંડાણ થતું હોય છે તે તો એવો ને એવો તંબુરની જેમ સંગત આપતો રહ્યો હોય છે.

"સ્વભાવમાં અને જીવનમાં તેઓ આદર્શ ચારણ હતા. ચારણ એટલે બંધો એકનિષ્ઠ હોય છે કે, એને પોતાની દૃષ્ટિ અને પોતાનું જીવન એકાંગી થાય તો એની એને જરા ય પડી નથી હોતી. એકામતા એ જ એનો કુળધર્મ"[1] મેઘાણીની આવેશશીલ પ્રકૃતિ પ્રબળ સંકલ્પશક્તિને સૂચવે છે; ને એવા સ્વભાવના માનવમાં એકનિષ્ઠા તો ગજબની હોય છે. મેઘાણીને સોરઠભક્તિએ દીધેલો એ પ્રસાદ છે

વિશ્વનાથ ભટ્ટને એકનિષ્ઠાના ષડ્જનો સૂર સંભળાયો જ નથી? એવો એ સૂર —મેઘાણીને ક્યાંથી પ્રેરણા મળે છે તે તેઓ પારખી શક્યા હોય તો આવું વિચિત્ર વિધાન શા માટે કરે છે? 'શ. મેઘાણી વિષય પરત્વે જેમ સોરઠી જીવનના, વ્યવસાય પરત્વે પત્રકારી જમાતના સાહિત્યકાર છે; તેમ વૃત્તિ પરત્વે ધૂમકેતુની પેઠે જુનવાણી જીવનના સાહિત્યકાર છે"[2] લેખકની વૃત્તિ પ્રમાણે જ વિષયની પસંદગી થાય અને વ્યવસાય સ્વીકારાય. મેઘાણીએ સ્વીકારેલો પત્રકારત્વનો વ્યવસાય શું વૃત્તિ પ્રેર્યો નહોતો? એમને કઈ વૃત્તિ સાદ પાડીને સૌરાષ્ટ્રમાં લઈ આવી? શા માટે મેઘાણી પત્રકારત્વના વેરાનથી કંટાળી 'સાહિત્યની દીવી' લઈ જુદી વાટ પકડે છે? પત્રકારત્વમાં શું સોરઠી જીવનનો વિષય મેઘાણીને સાંપડયો નહોતો? જુનવાણી વૃત્તિના જો મેઘાણી હોય તો પીડિતોના ગીતો, ક્રાન્તિનાં ગીતો, સમગ્ર યુગને વંદના કરતી બિરદાવલિ કઈ રીતે ગાઈ શક્યા હશે?

મેઘાણીની મધ્યમ કક્ષાના સાહિત્યકાર તરીકે ગણના કરીને વિશ્વનાથ ભટ્ટ એવો અભિપ્રાય આપે છે કે, મેઘાણીનું અર્જન "જન્મ સિદ્ધ પ્રતિભા કરતા અથડાતા કૂટાતા મહેનત કરીને ક્રમે ક્રમે મેળવેલી આભ્યાસિકી શક્તિના ફળરૂપ વિશેષ છે."[3] આવો અભિપ્રાય તેમણે શા આધારે બાંધ્યો હશે? કોઈ પણ સાહિત્યકાર પોતાની અભિવ્યક્તિની કલા ઉપર, પોતાના ઉપાદાન ઉપર પ્રભુત્વ મેળવે. પોતાના કસબમાં તેનો હાથ ઠરે અને તેને હથોટી સાંપડે તો

---

૧. કાકા કાલેલકર : ઊર્મિ : મેઘાણી અંક પૃ. ૨૫
૨. નિકષરેખા : પૃ. ૨૫૦
૩. નિકષરેખા : ૨૫૦

એવી પ્રૌઢતા, પકવતા, એવુ સિદ્ધપણું અને હથોટી એ શુ માત્ર અભ્યાસથી જ પ્રાપ્ત થતા હશે ? તાલીમ પાછળ પ્રતિભાનુ આતરિક કોઈ પ્રેરણાનુ બળ શુ કામ કરતુ નહીં હોય ? અથડાતા કૂટાતા પ્રયત્ન કરી કરીને સિદ્ધ સાહિત્ય-સ્વામી થવુ એ તો પ્રશસનીય ગુણ છે અને એ ગુણ માત્ર કસરતી તાલીમ અને ગમે તે લખ લખ કરવાથી પ્રાપ્ત નથી થતો એ અભ્યાસ કરવા પ્રેરનાર કોઈ ઊંડેરુ તત્ત્વ ત્યા હાજર હોય છે એ લેખકને અથડાવે છે, કૂટાવે છે. રામનારાયણ પાઠક તો મેઘાણીની વિકસતી શૈલીમા "પ્રગતિકારક પ્રતિભા જુએ છે "તેમની શૈલી દહાડે દહાડે નવા પ્રદેશો અને નવા શિખરોને સર કરતી જતી હતી"[1] "મે તેમને ઠેઠ સુધી સાહિત્યના અભ્યાસમા વિકાસ પામતા જ જોયા છે તેમની પ્રતિભાના વધારે સારા ફળોની આશા તેઓ આપતા હતા"[2]

અમુક લેખકમા જન્મસિદ્ધ પ્રતિભા છે અને અમુકમા અભ્યાસિકી પ્રતિભા છે એ કેમ પારખવુ ? લેખકના સઘળા પ્રયત્નોથી પ્રાપ્ત થયેલી હથોટીની સિદ્ધિથી મુક્ત એના પ્રારભિક કાળના લખાણોમા જે આછી ઊડે ઊડેથી પમરતી કોઈ વિશિષ્ટ ફોરમ—જેની પ્રેરણાથી લેખક લખવા ઉદ્યુક્ત થયો હોય, જેનો પ્રેર્યો એ પોતાની કૃતિઓને ઘાટ આપતો હોય, ઘડતો હોય, ભૂસતો હોય–સર્જન કરતો હોય, વિસર્જન કરતો હોય—એવી એ પ્રેરણાને જ પ્રતિભા કહી શકાય ને ?

શુ વિશ્વનાથ ભટ્ટ જેવા સૌરાષ્ટ્રી સહૃદયીના હૃદયમા મેઘાણીના વેણોથી, નવલકથા, નવલિકા અને કાવ્યથી સૌરાષ્ટ્રનુ જ માત્ર નિરાળુ ને પૂર્ણ વાતાવરણ સર્જે એવી સૃષ્ટિ વ્યાપતી નથી ? સૌરાષ્ટ્ર વિષેના સર્વસગ્રહો, અભ્યાસગ્રથો, ઇતિહાસો–જે માત્ર સૌરાષ્ટ્રનુ બ્યાન આપે છે જે કેવળ અભ્યાસ અને મહેનતનું ફળ હોય છે, તેના કરતા અલ્પ અશો દ્વારા પૂર્ણ સૌરાષ્ટ્રનો સાક્ષાત્કાર કરાવનાર મેઘાણીમા એવી શક્તિ પ્રગટાવનાર તત્ત્વ પ્રતિભા નહીં તો શુ ? નવલકથાનો આકાર, કાવ્યકલાનો કસબ, પાત્રચિત્રણમા મનોવ્યાપારનુ પૃથક્કરણ, વસ્તુનું આદિથી અત સુધી સુગ્રથિત સૌષ્ઠવ જણાય તેવુ ગ્રથન વગેરેમા મેઘાણી ઉત્કૃષ્ટ ન લાગતા હોય તો એ તો કસબનુ હથોટીનુ, અભ્યાસનુ મેઘાનુ કે અભ્યાસિકી શક્તિનુ કાર્ય છે એવી અભ્યાસિકી શક્તિમા પૂરેપૂરી ઉત્કૃષ્ટતા

---

૧. ઊર્મિ નવરચના સ્મૃતિ અક ૧૯૪૭ પૃ ૭

૨ એજન પૃ ૩૧

૩ સ્મૃતિગ્રથ પૃ ૯

ન દાખવ્યા છતાં સળંગ સૃષ્ટિ સૂચવવાનો કીમિયો મેઘાણી કરી જાણે છે. તેજ દાખવે છે કોલરિજે કહેલી સર્જનાત્મક કલ્પનાશક્તિ કે જન્મસિદ્ધ પ્રતિભા મેઘાણીની પ્રારંભથી માંડી પકવ રચના સુધી સ્ફૂર્તિલી ગતિએ કાર્ય કરી રહી છે

"તેમનામાં પહેલેથી સાહિત્યસર્જનની અભિલાષા હતી કે કેમ, તે હું જાણતો નથી, પણ તેમનામાં પ્રતિભાનો સ્ફુલ્લિંગ હતો. અને તેણે તેમને પ્રિય લોકસાહિત્ય પ્રકારની રચનાઓ તરફ પ્રેર્યા. એ જ સ્વાભાવિક છે, કારણ કે એક રીતે એમ કહી શકાય કે માનવની કલારુચિ જ વ્યાપારમય થઈ સર્જન કરે છે."[૧] (રા. વિ. પાઠક)

મેઘાણીમાં પ્રતિભા-સ્ફુલ્લિંગ જન્મજાત હોય કે ન હોય, પણ મેઘાણીની કૃતિએ સૌરાષ્ટ્રનો સાક્ષાત્કાર કરાવવાને સમર્થ છે અને તે પણ થોડાંક લાક્ષણિક રેખાંકનો દ્વારા.

મેઘાણીની કૃતિઓમાંથી આવો અનુભવ મેળવવા માટે સહૃદયોમાં પણ મેઘાણીના જેવી જ એ સૃષ્ટિનું આકલન કરનારી કલ્પનાશક્તિ આવશ્યક છે? ના. લેખકની કૃતિમાં જ એવું સામર્થ્ય છે કે, બળપૂર્વક સૌરાષ્ટ્રનું વાતાવરણ તમારી આસપાસ બાંધીને તમને ઘેરી લે. માત્ર "પંડિતને પંડિતાઈનું જોર" હોવાથી "સગજ્યાની કળા" જાણનાર કોરા હૃદયવાળા "પ્રાકૃત જન" આપણે બનવું પડે. ક્લેશાવરણ અને જ્ઞેયાવરણથી-પૂર્વ ગ્રહો અને બદ્ધ, જની કે નવી વિચારસરણીઓથી અને અહંકારથી આચ્છાદિત હૃદયમાં એ રસસૃષ્ટિનું પ્રતિબિંબ ન પડે તે સ્વાભાવિક છે. પણ તેથી કરીને એવો અનુભવ જે મેઘાણીની કૃતિમાંથી મેળવી શકે છે તેનામાં પેલા ઠગની જેમ 'એ બકરું નથી પણ કૂતરું છે' એમ એક પછી એક આવીને કહેવામાં સાહિત્યનાં મૂલ્યો વિષે અસ્થિરતા અને અરાજકતા પેદા થાય છે. હૃદય અને બુદ્ધિ વચ્ચે, સાહિત્યનો અનુભવ અને અભિપ્રાયના ઉચ્ચારણ વચ્ચે, કુમેળ ઉત્પન્ન થાય છે. આખરે તરંગી અને ભાવનાશીલ માનસવાળા 'ધૂમકેતુ'થી માંડી તાર્કિકની તીણી દૃષ્ટિ અને વૈયાકરણીની ચોકસાઈ દાખવનાર રામનારાયણ પાઠક સુધી, અને આવેશપૂર્ણ વિવેચન કરનાર વિશ્વનાથ ભટ્ટથી માંડી રસવિદની કવિસમી મર્મ પારખુ દૃષ્ટિ ધરાવનાર ઉમાશંકર જોષી સુધીના અનેકોએ આ અનુભવ નોંધ્યો છે. અને ઘણાના અનુભવને નકારવાનું સાહસ સાહિત્ય-વિવેચનમાં કરતાં પહેલાં આપણી રસ-વૃત્તિની કેળવણીની તપાસ કરવી ઘટે.

---

૧ મેઘાણી સ્મૃતિગ્રંથ. પૃ. ૯

# સૌરાષ્ટ્રના આત્માનું આકલન

"લાલી મેરે લાલકી જિત દેખોં તિતલાલ
લાલી દેખન મેં ગઈ, મૈં ભી હો ગઈ લાલ."

શ્રી. ઉમાશંકર જોષીએ આપણા સહુના મનમા અકળ રીતે અનુભવાતી મેઘાણીની કૃતિઓમાંથી સૌરાષ્ટ્રના સાક્ષાત્કારની અનુભૂતિને આવા શબ્દોમાં રજૂ કરી છે : "મેઘાણી એટલે સાક્ષાત્ સૌરાષ્ટ્ર, પચાસ વરસ સૌરાષ્ટ્રની ધરતી મેઘાણીના દેહરૂપે સૌની વચ્ચે વિહરીને પોતાના કેવા કેવા હૈયા–ધબકાર રેલાવી ગઈ! એ ભૂમિની સૈકાઓની સંચિત થયેલી વેદનાઓ અને યાતનાઓ, એના લાજાળ આંસુ, એની મૂંગી વીરતા, એનાં ઉન્મત્ત બલિદાન, એના કાલાઘેલા આતમબોલ —બધું મેઘાણીની વાણીના સ્પર્શથી સજીવન થઈને ગુજરાતી ભાષામાં અમરપદને પામ્યું."

મેઘાણીનું વ્યક્તિત્વ અને મેઘાણીનું સાહિત્ય આવી સાક્ષાત્ સૌરાષ્ટ્રની હવા લઈને આવે છે, કારણ કે મેઘાણીએ સૌરાષ્ટ્રનાં આ કે તે લક્ષણોને નહીં, સૌરાષ્ટ્રનાં લક્ષણોના સમુચ્ચય માત્રને નહીં, પણ સૌરાષ્ટ્રના આત્માને પકડયો હતો, એના આત્મા સાથે તાદાત્મ્ય સાધ્યું હતું; એ આત્માને અને પોતાને એકરૂપ અનુભવ્યા હતા. સૌરાષ્ટ્રનું કસુંબલરંગી વાતાવરણ ઝીલવા માણવા અને જીરવવા માટે કસુંબલરંગી, સદ્ય સંવેદનશીલ, પ્રેમશૌર્યની લાગણીઓથી સભર; નિખાલસ અને સરળ, મમતાળુ અને ભાવનાશીલ હૃદય જોઈએ. એટલે કે "સૌન્દર્ય પામતાં પહેલાં સૌન્દર્ય બનવુ પડે;" એ કથનની જેમ સૌરાષ્ટ્રને સમર્થ રીતે રજ કરતાં પહેલાં મેઘાણીને 'સૌરાષ્ટ્ર" બનવુ પડ્યું.

"દરેક પ્રદેશને પોતપોતાનો એક મુકરર આત્મા હોય છે. એની સંગાથે એકાકાર ન થઈ શકનાર પ્રવાસીને એ બધું નર્યા પથ્થરો, પાણી, ધૂળ અને ધૂળ થકી ય બદતર માનવ માળખાંથી જ ભરેલું એક સ્થાન દેખાય." આત્માનો

જ્યા સુધી અનુભવ નથી કર્યો ત્યા સુધી સાચો દેશપ્રેમ સાહિત્યમા કે ક્રિયાકર્મોમા તેજસ્વી બની ઝળહળતો નથી

સૃષ્ટિ અને આ સઘળાને સતો–મિસ્ટિક્સ–ઈશ્વરરૂપ જુએ છે: ધૂળ અને પથ્થરરૂપે નહીં આવી સર્વેશ્વરને અનુભવવાની–પૅનથિઅિસ્ટિક–દૃષ્ટિ સત સિવાય ઉત્કટ પ્રેમનો રાગીલો–પૅશનેટ–અનુભવ કરનાર પ્રેમીઓ, ઝાડપાદમા કંઈક ઊંડે ઊંડે ગૂથાયેલું અનુભવનાર કવિઓ, દેશપ્રેમથી ગભીર ઉત્સાહનો ભાવ ધરી ઝૂઝનાર વીર.! વગેરે જેને "ઊર્મિલ" અને "ભાવનાગ્રસ્ત" ગણવામા આવે છે તેવા લોકો પણ ધરાવતા હોય છે આવા લોકોને 'વસ્તુનો આત્મા' દેખાય છે.

આત્માના આ અનુભવની આ અનુભૂતિ સતોની અનુભૂતિ જેવી સ્થિર, ધીંગી,.અને પરમ સત્ય કદાચ નહીં હોય, પણ એ અનુભૂતિ તો છે, અવારનવારના ક્ષણિક આકસ્મિક ઝબકારા રૂપની એ અનુભૂતિ હશે; કદાચ આભાસમય કે ભ્રાન્તિરૂપની, હવાઈ અને વાયવીય સ્વરૂપની એ અનુભૂતિ હશે: પણ સામાન્ય કલ્પનાતરંગ કરતાં વિશેષ રીતે ચિત્તનો કબજો લેનારી એ અનુભૂતિ છે આવી અનુભૂતિ કરનારની વાણીનો પ્રભાવ તેજસ્વી હોય છે એનાથી પ્રેરાયેલી ક્રિયાઓ અસાધારણ સામર્થ્ય દાખવે છે. અને તેથી જ એ અનુભૂતિ પણ સાચી છે એવું આપણે સ્વીકારવુ પડે છે

કોઈપણ દેશવિશેષનો આત્મા પકડવો એ આત્મદર્શનની સાધના જેવી જ કપરી સાધના છે. મન દ્વારા એ સાધના થાય છે, પણ એ મનાતીત બની રહે છે એને માટે ગુરુનિર્દિષ્ટ તપ-યોગ ભક્તિ વગેરે સાધના થાય છે પણ એ સાધના આખરે નિ સાધન સાધના બની રહે ત્યારે જ એ આત્માને પકડી શકે છે. તેવુ જ કઈક આ દેશવિશેષનો આત્મા પામવા માટે કરવુ પડે છે

દેશવિશેષના સમગ્ર દર્શન માટે સતેજ જિજ્ઞાસાવાળો સાધક ફરન્દો અને યાત્રી હોવો જોઈએ. તીણી અવલોકનશક્તિ અને પટુ કરણો, અને સવેદનશીલ મન હોવુ જોઈએ, જોયેલું જાણેલુ બધું સ્મૃતિમા જકડી લેવા જેટલી એકાગ્રતા તેનામાં હોવી જોઈએ; વણથાકી કૌતુકવૃત્તિથી, તે દેશની સસ્કૃતિના એકેએક અશનો પરિચય મેળવવા માટે આતુર હોવો જોઈએ, અણુગમતા અનનુકૂળ સયોગોને સહવાની ધીરજ, તિતિક્ષા અને તપ માટેની તત્પરતા, સતત્ ઉદ્યમ અને પ્રવૃત્તિ વગેરે લક્ષણોની હારમાળા કરીએ તો દેશવિશેષની સસ્કૃતિનું છબીરાગી ચિત્રણ આપનારો જ્ઞાની દેશજ્ઞ આપણને મળશે. દેશના આત્મા તરફ આપણી

ગૃતિ આપણે અનુભવી શકશું. પણ દેશનો આત્મા પોતે હજી અનાવૃત્ત થતો નથી. સંસ્કૃતિના મુખ્ય લક્ષણોનું આકલન કરનારી તારતમ્ય બુદ્ધિ, ઊંચી સુરુચિ, અને આદતથી સહજ બનેલી પરખશક્તિ કે સૂઝ સાધનામાં ઉમેરવામાં આવે તો દાચ દેશવિશેષનો કે યુગવિશેષનો આત્મા કંઈક પારખી શકાય.

પરંતુ આ બધી કેળવણીથી પ્રાપ્ત થતી સાધના ઉપરાંત કંઈક વિશેષ—ને સમજાવી શકાય તેવું તત્ત્વ હોય તો જ એ દેશનો આત્મા પામી શકાય. પારખવું અને પામવું વચ્ચે ઘણો ફેર છે. આવા નિગૂઢ તત્ત્વથી દેશના આત્માને જોનાર, ઓળખનાર, અથવા અનુભૂતિ કરનાર પાસે શુદ્ધ શાસ્ત્રીય-વૈજ્ઞાનિક દૃષ્ટિ ન હોય તો ચાલે; ઇતિહાસના અંકોડા એકત્રિત કરનારની ઇતિહાસપારખુ નજર ન હોય તો ચાલે, બધી વિગતો એકત્રિત કરવા જેટલો ઉદ્યમ ન હોય કે સમય ન હોય તો પણ ચાલે. માત્ર અલપઝલપ ઝાંખી કોઈ એકાદ દૃશ્યની થઈ જાય, એકાદ કોઈ વ્યક્તિના ભાવનું દર્શન થઈ જાય, હૃદયને ચોટ મારે તેવો ઇતિહાસનો એક બનાવ સાંભળવા મળે કે તરત જ આવી દૃષ્ટિવાળો—એ દેશવિશેષની સંસ્કૃતિનું હાર્દ પકડી શકે છે: એની આવી કોઈ નિગૂઢ શક્તિથી, મર્મીપણાથી એકાદ અલપઝલપ ઝાંખીમાં પણ આવો માણસ દેશનો આત્મા—પૂર્ણ અખંડ—પામી શકે છે.

મિસ્ટિકની—સંતની આવી દૃષ્ટિ મેઘાણીને મળી હતી...માટે જ મેઘાણી સૌરાષ્ટ્રનો આત્મા પામી શક્યા, અને તેને પ્રગટ કરી શક્યા જે જાદુઈ કીમિયાથી નાની મોટી આડી અવળી વાતો દ્વારા મેઘાણીએ સૌરાષ્ટ્રનો આત્મા પ્રત્યક્ષ કર્યો. પોતે સૌરાષ્ટ્રની વાત કરતાં "મારો ગોવાળ મને સાદ પાડે છે." ચોરાનો પોકાર... વગેરે રહસ્યવાદની પરિભાષા જે યોજી છે, તે જોતાં સૌરાષ્ટ્રનો આત્મા પામવાની મેઘાણીની સાધનામાં સંતની દૃષ્ટિની સમકક્ષ કોઈક નિગૂઢ, મર્મી દૃષ્ટિ માનવી પડશે. આપણે તેને ભાવમય દૃષ્ટિ, ભાવનાશીલ દૃષ્ટિ, ઉત્કટ સંવેદનશીલતા કહીએ છીએ...પણ એ શબ્દો મેઘાણીએ જે જાતની મમતાથી, પ્રેમથી સૌરાષ્ટ્રને પામ્યા છે—એક થયા છે, પોતાને વ્યક્ત કરતાં સૌરાષ્ટ્રને વ્યક્ત કરે છે, અને સૌરાષ્ટ્રને વ્યક્ત કરતાં પોતાને વ્યક્ત કરે છે,—આવું અભેદ સાધ્યું છે, તેનો બરોબર ખ્યાલ કરતાં મેઘાણીના એ પ્રેમને સંતોના પ્રેમઆવેશ જેવો ગણ્યા વગર છૂટકો નથી.

સાહિત્યકારની સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું આકલન કરી પ્રગટ કરવાની આ શક્તિ માટે આવી ભેદભરમની રહસ્યવાદની પરિભાષાની શી જરૂર હતી?

સામાન્ય 'પ્રેમ' કે 'ભાવના' શબ્દથી સમજાવી શકાય, પણ એવા 'પ્રેમ' અને 'ભાવના' કરતા મેઘાણીની 'ભાવનામયતા' અને મમતા' કોઈ ઊંડી, ઊંચી ચીજ છે. એ શક્તિને આવી પરિભાષા દ્વારા જ સારી રીતે સમજીને સમજાવી શકાય છે આવી ગૂઢ પરિભાષા યોજી છતા મેઘાણીનો દેશપ્રેમ ન સમજી શકાય ન સમજાવી શકાય તેવો દુર્બોધ, ભેદભરમવાળો નથી. માત્ર તે ઊંચો છે, સૂક્ષ્મ છે, ઊંડો છે, અસાધારણ છે; એ અર્થમાં તે સંતોના પ્રેમની સમકક્ષ છે તેના જેવી તેની ગતિ છે અને તેવી તે પ્રાપ્તિ કરે છે.



# મમતાનો વસમો માર

મારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય,
મારી આતમ જ્યોતના દીવડા ઝબૂકી ઝબૂકી ઝંખવાય.
જંપે જરી રોતાં લોચનિયાં ત્યાં,
ઝબકીને જાગી જવાય.

આઘે આંઘે આછા ગુગનર કેરા,
પડછાયા પથરાય રે...મહાવીર દૂરે દરશાય...

—મેઘાણી

માતા પોતાના બાળકને પૂરેપૂરો ઓળખે છે, માર્મિકતાથી બાળકના મનની ગતિવિધિ અને ભાવ સાથે તન્મય થઈ શકે છે, કારણ કે માતાને બાળક પ્રત્યે પ્રેમ છે. ભક્ત ભગવાનને ભજીને પામે છે, કારણ કે તેને ભગવાન પ્રત્યે પરમ પ્રેમરૂપા ભક્તિ છે. આવી પરમ પ્રેમરૂપા ભક્તિ દેશ પ્રત્યે, દેશની સંસ્કૃતિ પ્રત્યે, દેશના લોકો પ્રત્યે હોય તો જ એ દેશનો આત્મા પોતાને અનાવૃત્ત કરે છે. દેશનો આત્મા તો જ પામી શકાય છે.

"કાઠિયાવાડની આછીપાતળી પ્રકૃતિરચના અને સામાન્ય એવી પ્રાચીનતામાં"[1] મેઘાણીને આટલો રસ છે, કારણ કે મેઘાણીનું હૃદય ધરતી પ્રત્યેના પ્રેમથી ભર્યું ભર્યું છે. "આ વાત સાચી જ છે. સોરઠની લઘુતામાં પણ હું અતિશય રાચું છું. મમત્વનો માર ખરેખર વસમો છે."

સૌરાષ્ટ્રનું પ્રત્યક્ષ દર્શન કંઈ સર્વત્ર સુંદર અને કસુંબલ રંગમાં ચકચૂર ઠરે તેવું નથી. એના પ્રાણને પારખવા માટે, એના આત્માને પકડવા માટે એની બધી ય મર્યાદાઓ, અતિશતયાઓ, દોષો, મિજાજના પલટાઓ...સહન કરવા જોઈએ સહન કરવા જોઈએ એટલું જ નહીં, એ દોષોને પણ મમતાથી હૈયાના હુલાવ આપવા જોઈએ ધરતી વંકી ખરી પણ સૂકી છે. પથરાળ છે, તાપમાં મૃગજળનાં દર્શન કરાવે તેવી વેરાન પણ છે. પણ પેલા કચ્છના ઓઢાને જ્યાં મઠના ભૂંડા દાણા પાકે છે, વગડાઉ કાંટાળાં ઝાડવાં જ છે એવી એ રસકસ હીણી કચ્છની ભોમ જ વંકી લાગે છે : ---

1. સૌરાષ્ટ્રના ખંડેરોમાં : પૃ. ૨

વંકા કુંવર વિકટ ભડ, વંકા થીયેતા વછ
વંકા વડેરા તો થીયે પાણી પીયે જો કચ્છ...

"માનવીની છાતી જ્યારે વતનને સારુ ફાટફાટ થાય ત્યારે કે હ્રદયમાંથી ક્યા બોલ ક્યું સંબોધન ઊઠે ? લોકકવિતાએ એવો એક ઉદ્ગાર બોન એ દાના મોમાં મૂક્યો...એ, ડાંવરિયો દેશ."[1] સૌરાષ્ટ્રની ગુણી ધરતી મેઘાણીને મન ડાસરિયો દેશ છે. કારણ કે એનું પાણી પીવાથી "નર પટ નીપજે" છે. "લાડકવાયાં લોક મીઠા બોલાં માનવી" તરફ કરુણામિશ્રિત ગ પ્રેમની લાગણી ઊભરાય છે. ઓઢાએ કહ્યું, " હોથલ હલો કચ્છડે જીતે સવાયા-લખ." સૌરાષ્ટ્રના એ પ્રતાપી પાણીદાર જે 'સેંજળ સાવજડા' પીએ તે પાણી પીનારા લોક. મેઘાણીને મન મવાયા લખ છે. આ ધરતીમાં કે સત્વ છે જેથી આવા નર નીપજે છે એમ મેઘાણી માને છે. "આ ભૂ હું અમુક વિશિષ્ટ પ્રકારનાં સાહિત્ય, કુલાચાર, ખાસિયતો અને શરી નિપજાવનારી માનું છું. માટે જ નાની-નાની વાતોમાંથી પણ હું એ સસ્કા ઘડનર બનાવવા મથું છુ."[2]

સૌરાષ્ટ્રના લોકોની પ્રત્યક્ષ જીવનરીતિ પણ પ્રેમ પ્રેરે તેવી સર્વત્ર ક્યાં સાપડે ? કાઠિયા વર્ણના અને કાઠી રજપૂતોના ક્ષાત્ર સ્વભાવના લોકો અફી દારૂ, જુગાર અને પારકી સ્ત્રી પ્રત્યેની કુડી નજરમાં 'પરાક્રમ' સમજતા હ કેવળ શોખ ખાતર કેટલાક ઊભરાતા વીરત્વના લોકો—ખટસવાદિયાઓ લૂંટફ અને રાંક પ્રજાજનોને રંજાડવામાં મસ્તી અનુભવતા. સામાન્ય પ્રજા ગરીબ અને રાંક બની સિપાઈ, તાલુકદાર, તલાટી, કામદાર, પોલીસ-પટેલ, પસાય વગેરેની જોહુકમી મૂંગે મોઢે સહેતી હતી એવાની ખુશામત કરનારાઓનું પાસવાનોનું પણ ઠીક ઠીક સામ્રાજ્ય હતું.

સીધા સરળ વીરના વ્યવહારને બદલે વકીલ કારભારીની કલમોન 'આંટીઘૂંટીએ વ્યવહાર' ચાલવા લાગતા માણસનાં મન આંટીવાળી પાઘડી જેવ સંકુલ ઇરાદાનાં બન્યાં હતા. ખાનદાની ને ગેરાઈ, મહાજનનું ગરવાપણું અં મોવડીપણું ધનલોલુપતા આગળ લુપ્ત થતું હતું. માણસનાં મન સાંકડાં બન્ય હતાં. નાની નાની બાબતમા કુટુંબ કલહો થતા હતા. 'મોટા ખોરડા' વગોવનારી વહુવારુઓ ઉપર તવાઈ આવતી હતી મનના કાયર માનવીઓ આપઘાત

1. સૌરાષ્ટ્રના ખંડેરોમા - પૃ. ૫
2 પરકમ્મા પૃ ૨૫

કરતા હતા...આમ પ્રતાપી લોકસાહિત્યે બિરદાવેલો ભૂતકાળ તો અદશ્ય થયો હતો–મરી ગયો હતો. એ ચિતામાં સળગી પણ ગયો હતો. ભૂતકાળના એ મૂલ્યને જે નવા જમાનાએ ચિતા પર જલાની દીધાં તે નવા જમાનાના ચિતાના અંગારાઓ દઝાડતા હતા.

તોપણ મેઘાણીને એ પ્રત્યક્ષ સમાજ પ્રત્યે મમત્વ બંધાયું. સૌરાષ્ટ્રનાં માનવીઓ 'મારુ સવાયા લખ' તેમને મન રહ્યા અહીં જ મેઘાણીની પ્રેમદૃષ્ટિ કસોટીએ ચડે છે.

વર્તમાનની પાછળ ઊંડે ને ઊંચે, બિરદાવવા જેવું, રંગ આપવા જેવું કંઈક તેઓ નિહાળી શકે છે. ભૂતકાળના પ્રતાપીપણાને વર્તમાનના કોઈ ચહેરા-મહોરામાં તેઓ જોઈ શકે છે. "એ...ના એ પહાડ; એ...ની એ નદીઓ: એ...ની એ જનવટ: ને એનો એ પ્રકૃતિનો પ્રતાપ: પરંતુ હું તો એ તમામની વચ્ચે શોધતો હતો એના સંગી મનુષ્યોના જૂના પ્રતાપીપણાને..." [1] બહાર-વટિયાઓના સાગ્રીતો–રાજપરાની ખળાવાડનો હવાલદાર, જમાદાર ગુલામમહંમદ... એ વાતોના સાક્ષીઓ અને વાતડાહ્યાઓ: વાલજી ઠક્કર ખોજા, રાણા આલા મલેક; ચારણો: ગગુભાઈ નીલા, ગઢવી દાદાભાઈ, દુલા ભગત, જીજી બારોટ, સૂરા બારોટ...વગેરેની વાતોમાંથી...એમની વાત કહેવાની રીતથી મેઘાણીને સૌરાષ્ટ્ર ચાહવા જેવો લાગે છે:[2] રાજકોટના ઠાકોર લખાજીરાજ જોવાના દર્શને "માનવ લીલાની માહિતી લીલીછમ" રહે છે: "એ સદી પૂર્વેના ઠાકોર વજેસંગ, ચારસો સાલ આગળનો અજોજામ...અને તારા સમરાંગણનો વીર મુઝફર નહનૂ—એ જેટલા તારી કલ્પનામાં જીવંત છે તેટલા જ આ...લાખાજીરાજ નહોતા શું?" આવાં માનવીઓ ને ચારણો ઉપરાંત 'વાણીની ક્ષીરધારાઓ" નો "પ્રાસવો" મૂકનાર ડોશીઓ:– "પાંચ ૭ કરચલિયાળાં મોઢાં તરવરે છે. વૈધવ્યના કાળા વેશ, સંસારની ધમાચકડ, પાવળે પાવળે કરકસર કરીને ઘરવ્યવહાર ચાલતો રાખવાની ચીકણાશ, કંઈક ક્ષુદ્રતા, લઘુતાઓ, કંઈક મનોવૈષમ્યો, મૂર્ખાઈઓ ને મૂંઝવણો..."[3] આવી ડોશીઓ પણ 'પ્રાસવો' મૂકીને વાતો કહે છે, માટે મેઘાણીને ગમે છે. "ઇતિહાસ જેની ખેવના જરીકે ન કરે તેવી નાની નાની ગામ ટીંબાની, કુટુંબની, ઘરઘરની ઘટનાઓ લોકજીભે લખી રાખી; કારણ કે

---

૧. પરકમ્મા . પૃ ૨૫
૨ પરકમ્મા : પૃ ૭૮
૩. પરકમ્મા : પૃ ૧૦૭.

એને તો લોકોને ઊંબરે ઊંબરે જઈને સંસ્કાર સચવાવવા હતા...માન
માનવી વચ્ચેનો આચાર—વ્યવહાર ઊજળો રખાવવો હતો."[1]

આમ વર્તમાન કાળ જૂના ઇતિહાસનો પ્રતાપ વહી રહ્યો છે
તેના માટે, વર્તમાનકાળના ચારણો, વાતડાહ્યાઓ, ડોશીઓ વગેરે સંસ્કાર
સરસ રીતે લોકસાહિત્યદ્વારા સાચવણી કરે છે માટે, અને સહુથી વિશેષ આ
જીવનવ્યવહાર અને માણસાઈનું ઉત્કટતાથી ક્યારેક ભાન કરાવી દે છે, મા
મેઘાણીને વર્તમાન સૌરાષ્ટ્રની પ્રીતિ બધાય છે. સોરઠી જીવનના સંસ્કાર
કોઈ વીજળીશો ઝબકારો ક્યાંક થાય છે અને મેઘાણીહૃદય મત્ત બની પ્રેમવિભો
બની રહે છે. "માણસાઈ ઘસાતી ઘસાતી પણ આટલા જમાના પછી જીવન
અનેકવિધ હીનતા વચ્ચે ઝબૂકે છે તે જ આવા 'સંસ્કાર"ની ઊંડી જડ
આભારી છે."

લોકસાહિત્યે જેને ઠીક ઠીક રંગ આપ્યા છે, તે અને મેઘાણીએ 'સંસ્કા
સસ્કાર' કહી ઊછળતા હૃદયના ઉમળકાથી જે જીવનમાં પ્રતાપીપણાની પ્રેમશૌ
આદરી હતી—તે જુનવાણી જીવન પણ કંઈ બધું જ સંસ્કારી, પ્રેમશૌર્ય અકિ
ઝળહળતુ હોઈ શકે જ નહીં. નિખાલસ જુનવાણી પ્રજાની પણ દોંગાઈ, લુચ્ચાઈ
દુષ્ટ હાસ્ય, મીઠાબોલા માનવીની કરડી અને ઊભા ને ઊભા સળગાવી નાખે તેવ
કાતીલ મર્મવાણી, સીધા સરળ વ્યવહારના એ માનવીની ચાલ ન પરખાય તેવ
આંટીઘૂંટી, ઉદારતા અને હાવકાઈથી જીવન સાથે મેળ માટે ઉત્સુક એવાન
ઇરાદાઓ પણ આંટીયાળી પાઘડીના વળ જેવા ગહન, વેરભાવ સળગતો રાખ્ય
કરવાનો આળો મનોભાવ, સઘ સંવેદનશીલતાને લીધે થઈ જતું અવિચારી ન
ઉતાવળું કાર્ય...નાક, કુળ, લાજ, ટેક વગેરેના અતિરેકભર્યા ખ્યાલો, સમાજની
સ્થિરતાને હચમચાવી નાખે તેવા પહાડી પ્રેમની બહારવટે ચડેલી મસ્તી;
બહારવટિયા અને વીરજનોનો જીરવાય નહીં તેવો તાપ, ક્રૂરતા, ઘાતકીપણું,
નિષ્ઠુરતા, રૌદ્ર લીલાઓ...આવા આવા કંઈક અણગમતાં દર્શનો ભૂતકાળના
સોરઠી જીવનમાં થાય છે.

છતાં આ બધા આતંકને મેઘાણી સંયોગોનાં લક્ષણ ગણી ઉપેક્ષા કરે
છે: "લૂંટફાટ હતું એ યુગનું યુગ પૂરતું લક્ષણ, અને બહારવટિયા બનનાર
વ્યક્તિઓનું ચિરંજીવ લક્ષણ તો હતું chivalry, પ્રેમશૌર્ય: એ ચિરંજીવ
હતું અને બલવાન હતું. વળી હતું સ્વયંભૂ."[2] પ્રેમશૌર્યની ઝલકને, સ્વયંભૂ

૧. પરકમ્મા : પૃ ૧૦૭
૨. ધરતીનું ધાવણ ભા. ૨ : પૃ. ૧૧૦

મનોભાવોને, સરળ સીધી નિખાલસ ભાવ અને વિચારસરણીને મેઘાણી આલે છે એજ રીતે "હજારો નેસવાસીના હૈયા ઉપર રાજ કરનાર" પ્રેમ કિસ્સાઓના દુહાઓમાં પણ સભ્ય સમાજના સ્થિર જીવનને આંચકો આપે એવું "ઘણું ય બિહામણું ને કારમું લાગે તેવું છે." છતાં એમાં થોડી "તાજી હવાની લહરીઓ" આપે, 'મસ્તી અને સહજતા' આપે એવા વિધિનિષેધોનો લોપ કરનારા, સાફ દિલનાં માનવીઓનાં સાચા પ્રણયનાં દર્શન થાય છે. [રંગીલા પ્રેમની, પ્રેમની વફાઈની, પ્રેમના રંગીલાપણાની અને પ્રેમની કાવ્યમય મસ્તીની, મનમાં જતનથી સઘરી રાખીએ તેવી પ્રેમભાવના તેમાં છે. પ્રેમને માર્ગે તો મરી ફીટવાનું જ હોય, ખુવાર થવાનું જ હોય એવી ખીંગી સમજથી આ પ્રેમ માર્ગે પળનારની દૃઢતા ને ખુમારી હૃદયને હલાવી જાય છે.]

આમ સૌરાષ્ટ્રના સાંપ્રત જીવનમાં અને ભૂતકાળની ભાવનાઓમાં ઉભયમાં અણગમો ઉપજાવનારું ઘણું ઘણું હોવા છતાં મેઘાણીનો અંતરાત્મા અંદરથી હોંકારો ભણે. હૃદય ઊછળીને મમતા અને પ્રેમનો પ્રવાહ વહેવડાવે એવું પણ ઘણું સાંપડયું. પાછળથી પોતાની સંસ્કારાયેલી રસદષ્ટિથી, બહુશ્રુતત્વે આપેલી બુદ્ધિથી આવા ગમતાં તત્ત્વોને હલકભેર બિરદાવીને મેઘાણીએ આગળ કર્યાં છે. ક્યારેક નવાં મૂલ્યો અને નવા વિચારો આગળ એ સૌરાષ્ટ્રના સંસ્કારો ઝાંખા ન લાગે માટે તેનો બચાવ પણ કર્યો છે. છતાં મેઘાણીના હૃદયમાંથી પહેલાં તો સમગ્ર સૌરાષ્ટ્ર તરફ અહૈતુકી પ્રીતિની જ ભરતી ચડે છે આવા એ પ્રેમ સ્વરૂપને લીધે આ પ્રેમને સંતોની વાણીના પ્રેમ જેવો પ્રેમ માનવો પડે છે.

[સાચા પ્રેમનો એ સ્વભાવ છે. 'પ્રેમને કારણો સાથે કાંઈ યે સંબંધ નથી.' હૃદયમાં પ્રેમ જાગે તો જાગે. એને જગાડનાર બળોનું કોઈ પૃથક્કરણ થઈ શકે નહીં. આપણને માત્ર એટલી જ ખબર પડે છે કે, અમુક પ્રેમપાત્ર તરફ આપણા પ્રેમનો જુવાળ ગતિ કરી રહ્યો છે.] મેઘાણીનો સૌરાષ્ટ્રપ્રેમ પણ આવો સ્વયંભૂ, આવો અહૈતુક, કારણ વિહોણો...હૃદયમાંથી આપમેળે એ સ્ફુરેલો પ્રેમ છે. બાળપણથી જ મેઘાણીમાં સંસ્કૃતિના બલાબલની તુલના કરનારી વિવેકશક્તિ જાગી નહોતી, ત્યારથી જ આ પ્રેમ પાંગર્યો છે. "પહાડનો બાળજીવડો, પહાડનાં ટેટાંટીંબરુ અને ગુંદાં વગેરે ગળચટા મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહા, સોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો."

[આવા સ્વયંભૂ પ્રેમ વખતે પ્રેમપાત્રને આપણે ચારે તરફથી તપાસ્યું

હોતું નથી. જેને આપણો અંતરાત્મા જ જાણે છે, પણ કહી શકાતું નથી, એવા કોઈક સત્ત્વના એ વ્યક્તિમાં દર્શન થતાં આપણું હૃદય હેલે ચડે છે. એ પ્રેમની ભરતીમાં પ્રેમપાત્રનું સમગ્ર વ્યક્તિત્વ રસતરબોળ બની રસલીનું બની જાય છે. પછી પ્રેમ યોગ્ય એવા અનેક ગુણો, લક્ષણો, સત્ત્વો, રૂપછટાઓ એ વ્યક્તિમાં દેખાયા કરે છે. પ્રેમનો એ સ્વભાવ છે. પ્રેમ સૌન્દર્ય–શોધક છે. પ્રશંસનીય વિભૂતિઓની, સત્ત્વોની, શોભાની તે મેળવે જ રહે તેવી તીવ્ર ખોજ કરે છે. આ રીતે મેઘાણીના સૌરાષ્ટ્રપ્રેમે સૌરાષ્ટ્રના અનેક ઊંડા અભિનવા તેજ, સત્ત્વશાળી જીવનદર્શનો, શૂરવીરની, ક્ષમાશીલની, દયાળુની, દાનીની, સંતની, સાંઈની, પ્રેમીની, બહારવટિયાની...પ્રશંસનીય વિભૂતિઓ- મેઘાણીના અંતઃકરણમાં ઉભરાવી પરિણામે મેઘાણીના સૌરાષ્ટ્ર–પ્રેમને ચક્રવૃદ્ધિ વ્યાજની ગતિએ ચોગણો રંગ ચડયો.

કાલક્રમે આપણું સ્વતંત્ર વ્યક્તિત્વ ઘડાતાં અને બુદ્ધિની તટસ્થ વૃત્તિનો પ્રકાશ થતાં પ્રેમપાત્ર વ્યક્તિનાં જુદાં જુદાં લક્ષણો : ગુણ અવગુણ, ગમતી અણગમતી વાતો, રળિયામણી ને અળખામણી રૂપછટાઓ...દષ્ટિગોચર થાય છે. છતાં જો પ્રેમ ઉત્કટ, સ્વયંભૂ અને સાચો હોય અને આ પ્રગટ થતી વ્યક્તિત્વની વિવિધ રેખાઓ તટસ્થ રીતે પૃથક્કરણ કરનારી બુદ્ધિને દષ્ટિગોચર ન થઈ હોય પણ પ્રેમીના હૃદયના અનુભવમાં આવી હોય તો પ્રેમની સૌન્દર્ય દષ્ટિ આ સઘળાં ગમતા અણગમતા વ્યક્તિ અંશોને પોતાના પ્રેમકીમિયાથી પ્રેમપ્રેરક અંશો બનાવી દે છે. પ્રેમના સ્થિર પ્રવાહમાં અવગુણો, કુલક્ષણો, અણગમતી વાતો, અળખામણાપણું વગેરે...લહરીઓ, ભમરીઓ, વમળ, બુદ્‌બુદ્ રૂપે સોહે છે. એ સઘળું પ્રેમપાત્રના અખંડ વ્યક્તિત્વના અંશ રૂપે જોવાય છે. અને પ્રેમ કદાપિ અમૂર્ત ગુણોને, સુલક્ષણોને–જીવંત વ્યક્તિત્વથી અલગ રૂપે તારવીને–થઈ શકતો નથી. પ્રેમ માગે છે સજીવ પ્રાણવાન જીવંત અખંડ વ્યક્તિત્વ. તે જ રીતે કુલક્ષણો, અવગુણો આદિ વ્યક્તિત્વના જ અંશ રૂપે જોયા હોવાથી વ્યક્તિત્વથી અલગ તેને જોઈ શકાતા નથી. અને તેથી જોયેલાં કુલક્ષણો, અવગુણો વગેરે વિહોણું પ્રેમીનું વ્યક્તિત્વ કલ્પી શકાતું નથી...

એટલું જ નહીં, પણ આવા અણગમતા વ્યક્તિત્વ અંશો–અણગમના હોવાથી વ્યક્તિના સ્વભાવમાં-ક્રિયામાં તરત જ દષ્ટિગોચર થાય છે. તેથી એ પ્રેમપાત્રને સંભારતા આવા અણગમતા અંશો પ્રથમ સાંભરે છે. આવાં અણગમતાં લક્ષણો પ્રેમપાત્રની એકદમ યાદ આપે છે. અણગમના અંશો જ

આપણને પ્રેમપાત્રના વ્યકિતત્વના આગવા અંશો લાગે દ
લક્ષણોનાં દર્શને પ્રેમપ્રવાહમાં પૂર આવે છે. વધારે ઊલ
ગોપીને છેડછાડ કરનાર, પજવનાર, રંજાડનાર, કનૈયો જ
વહાલો લાગે છે ને વિશેષ વહાલો લાગે છે. આવાં તોફાન વિહોણું કૃષ્ણનું વ્યકિતત્વ જ કલ્પી શકાતું નથી અને ડાહ્યા ડમરા-કૃષ્ણના વ્યકિતત્વ વિહોણા કૃષ્ણ પ્રત્યે ગોપીને કયાંથી વહાલ આવે? મથુરાના રાજમહેલમાં વસનાર શ્રીકૃષ્ણ ગોપીને કયાં ગમે છે!

આમ સૌરાષ્ટ્રના અસ્પષ્ટ છતાં ઊંડી હૃદયગુહામાં અનુભવાતા અખંડ વ્યકિત્વ તરફ મેઘાણીના હૃદયમાં પ્રેમ જાગે છે સૌરાષ્ટ્રની ગુણ અવગુણની નામાવલિને નહીં, સૌરાષ્ટ્રના વૈજ્ઞાનિક દષ્ટિએ તારવેલાં લક્ષણો પ્રત્યે નહીં... પણ એ સકળ ગુણ અવગુણ લક્ષણો સહિતના અને તેથી વિશેષ બીજું ઘણું સત્વશાળી પોતાના વ્યકિતત્વમાં ધારણ કરનાર સૌરાષ્ટ્રના પ્રત્યક્ષ અખંડ વ્યકિતત્વને મેઘાણી પ્રેમ છોળોથી ભીંજવે છે. એટલુ જ નહીં, એના એ બહારવટિયાની ભીષણ રૌદ્ર જીવનરીતિને, એના પ્રેમીઓની આવેશશીલ ઉત્કટ મોકળી પ્રેમમસ્તીને, એની ખાનદાની, ટેક, આદિની અતિરેકતાને...મેઘાણી મસ્તીભરી ખુમારીથી વધાવે છે. મેઘાણીના હૃદયમાં પારાવાર વહાલ આ માટે જ ઊભરાવા લાગે છે.

આ પ્રેમમાં ઉત્કટતા, આવેગ, રાગમયતા ઉપરાંત આવા અખંડ-અને અલબત્ત અસ્પષ્ટ છતાં અનુભવી શકાય તેવા દેશના વ્યકિતત્વ પ્રત્યે પ્રેમ વહે છે. તેથી એ પ્રેમ અસાધારણ છે

માનવ-વ્યકિતનો તો સજીવ સંપર્ક થઈ શકે છે, અને તેથી તેના તરફનો પ્રેમ સ્વાભાવિક છે. પણ દેશવિશેષ માટેનો પ્રેમ અસાધારણ છે. તેમાં રહસ્યમયતા અને સંતની-મિસ્ટિકની-પ્રેમ સાધનાના અંગો છે. દેશ અમૂર્ત છે. ધરતી જેવી ધરતીને વ્યકિતત્વ અર્પવું; દેશની ભૂતકાળની સંસ્કૃતિને, લોકસંસ્કૃતિને અને વર્તમાન વિશાળ માનવ મેદનીને ચાહવુ એ કપરી સાધના છે. મેઘાણી 'સૌરાષ્ટ્ર-એક વ્યકિત'ને પોતાના પ્રેમના બળે પ્રગટાવે છે. સૌરાષ્ટ્રની ધરતી, એના લાડકવાયાં લોક, એના લોકોની લોકવિદ્યા અને લોક-સંસ્કૃતિ, એના ભૂતકાળની પરંપરા અને ઇતિહાસ.. આ બધું એક વ્યકિત રૂપે મેઘાણી સન્મુખ પ્રગટે છે. સંતો જે રીતે નિર્ગુણ અને નિરાકાર પરમાત્માને

પ્રેમથી ભજે છે, તે રીતે મેઘાણી, નિર્ગુણ એવા આ દેશવિશેષને ભજે છે. વિચાર કરતાં આ પ્રેમસાધના કપરી લાગે છે. દેશની સંસ્કૃતિ અને ઇતિહાસનું જ્ઞાન થાય...એને તો જાણી શકાય, માણી કેવી રીતે શકાય? એક માનવીને પ્રેમ થઈ શકે. દેશવાસી અસંખ્ય માનવીઓને અને માનવીના મેળાને–લોકને–કેવી રીતે ચાહી શકાય?

આમ અનેકમાંથી એકને ઊભો કરીને, અમૂર્ત વિચારગમ્ય સંસ્કૃતિમાંથી અનુભવગમ્ય સાક્ષાત્કારિક વ્યક્તિ ઊભી કરીને, અને જડ ધરતીને ચેતનવંતી ઉષ્માભરી સાકાર વ્યક્તિ લેખીને મેઘાણીએ સંતોએ જ ખેડેલા પ્રેમમાર્ગે પ્રયાણ કર્યું છે.

સંતોની પ્રેમસાધના જેવું એક માર્મિક તત્ત્વ આ દેશપ્રેમનું એ છે કે, એ પ્રત્યક્ષનો પ્રત્યક્ષ ક્રિયામાં અવતરતો પ્રેમ નથી આ પ્રેમ ભાવમય છે. હૃદયમાં જ રહે છે. કલ્પનાનો વિષય બની માત્ર ચર્વણા પ્રધાન બની રહે છે. તેથી આ પ્રેમમાં મોહ...રાગદ્વેષના દ્વંદ્વ આદિ દોષો આવતા નથી. હૃદયનો હૃદયમાં જ રહેતો વિશુદ્ધ પ્રેમ છે. આ અને વર્તમાન સૌરાષ્ટ્ર કરતાં વર્તમાનમાં ઝળુંબતા મધ્યકાલીન સૌરાષ્ટ્ર તરફ અને પ્રત્યક્ષ સૌરાષ્ટ્ર કરતાં લોકસાહિત્યે સર્જેલા સૌરાષ્ટ્ર તરફ આ પ્રેમપ્રવાહ વહે છે, એથી એ પ્રેમ અંતઃકરણમાં રમી રહે તેવો રમણીય, ટકી રહે તેવો સત્ય અને સૌરાષ્ટ્રને વ્યક્તિત્વ આપે અને એ વ્યક્તિત્વનાં મહાન મૂલ્યોને શોધે તેવો મંગલમય બની રહે છે.

સૌરાષ્ટ્રના વર્તમાન કાળમાં તો એ સઘળા બિરદાવવા યોગ્ય–રંગ આપવા યોગ્ય મૂલ્યો ઓસરતાં જાય છે એટલે પ્રેમપાત્ર સૌરાષ્ટ્રનું વ્યક્તિત્વ આજના સૌરાષ્ટ્રના વ્યક્તિત્વમાંથી માંડ માંડ દેખાય છે. ચાહવા યોગ્ય વ્યક્તિત્વને ઝંખનાથી–તલસાટથી–આરાધવું પડે છે. અને છતાં વર્તમાન સમયમાં એ વ્યક્તિત્વ અવતરતું નથી તેથી દર્દ થાય છે. આ અર્થમાં આ અપ્રત્યક્ષ સૌરાષ્ટ્રના પ્રેમનો માર લાગે છે. વસમો માર લાગે છે. પ્રત્યક્ષ કરતાં અપ્રત્યક્ષનો પ્રેમ ઉત્કટ હોય છે. ઝંખના, વેદના અને દર્દથી એ પ્રેમ ખૂબ તીવ્ર, ઉત્કટ અને શક્તિશાળી બને છે.

ઝંખના, તાલાવેલી, વેદના અને દર્દરૂપે આ પ્રેમ ઊછળી રહે છે. ત્યારે એ અપ્રત્યક્ષ પ્રત્યક્ષ થાય છે, નિર્ગુણ સગુણ બને છે, દૂરનું પાસે આવે ... સૌરાષ્ટ્રનો એક વ્યક્તિ તરીકે સાક્ષાત્કાર થાય છે. મેઘાણી સૌરાષ્ટ્રના ... પકડી શકે છે, પામી શકે છે અને બીજા આગળ પ્રગટાવી શકે છે.

આવો મમત્વનો માર મીરાંબાઈને લાગ્યો હતો. "દર્દ કી મારી બન બન ઢૂંઢૂં" એની એની સ્થિતિ થઈ હતી. જેનું મિલન શક્ય નથી—માત્ર દર્દ અને વેદના જ પામી શકાય છે, એવા શ્રીકૃષ્ણને મીરાંબાઈ ઝંખ્યા કરે છે. કૃષ્ણ સિવાયનું સર્વ જગત એને ખારું લાગે છે.. આવું જ કંઈક મેઘાણીની બાબતમાં બન્યું છે.

"પરંતુ હું તો એ તમામની વચ્ચે શોધતો હતો એના સંગી મનુષ્યોના જૂના પ્રતાપીપણાને...પણ હું નિરર્થક શોધતો હતો, જના પ્રભાવથી આંખો આંજતા, જોનારાંને ડારતાં, કોઈ અદ્ભુત નવલકથાનાં પાત્રો સર્જવાની સામગ્રી પૂરી પાડી શકે એવા ચહેરા મહોરાની સમૂળી જ ગેરહાજરી મને બહુ સાલતી હતી...જીવનમાંથી તો જે ગયું, પણ પ્રદર્શનમાં મૂકવા યે જે ન રહ્યું, એવું માનવ-તત્ત્વ આજના લેખકોને પોતાની ચોપડીઓમાં કેવી બેહૂદી રીતે કલ્પવું પડે છે!...અને એ કલાકારોની કલ્પનાનાં વર્ણસંકર ચિત્રો અને વર્ણનોનો આધાર લઈને કોઈ પણ પ્રજા પોતાનો ભૂતકાળ કેવોક ભણી શકે! આવી વિકૃતમાંથી નવો સૌરાષ્ટ્ર કેવો જન્મશે, ને એનું પાપ કલાકારોના માથા પર પણ કેટલું ચડશે તે ભૂલવા જેવું નથી."

સાંપ્રત કાળમાં—જીવનમાંથી તો જે ગયું જ છે તે સાહિત્યમાંથી પણ અદશ્ય થવા લાગેલું મેઘાણીએ જોયું. એ લોકસાહિત્ય અને લોકવિદ્યાની હાંસી જોઈ, ઉપેક્ષા નિહાળી, જના જીવનમૂલ્યો વિસરાયાં ને તેને સ્થાને કેળવણીએ આપેલી નવીન જીવનદૃષ્ટિમાં એ ખાનદાનીનું ઊંચું ખમીર, એ હૈયાઉકલતની ધીંગી સમજ, એ નિખાલસ ઊર્મિઓનું સાચું અને સહજ નૈસર્ગિક વહન...વગેરેની કોઈ મહત્તા નહોતી. લોકસાહિત્ય અને લોકવિદ્યાઓ, અસલી ખમીરવંતી રોમાંચક ઊંચી જીવનદૃષ્ટિ, અને માનવતાના કોઈ ઉપાસનાથી ન સાંપડે તેવા સ્વાભાવિક તત્ત્વને ધારણ કરનારો વિશાળ "લોક" નામે ઓળખાતો માનવસમુદાય—આ સહુ ઓશિયાળા બની, વીલા-ગરીબડા મુખે નવા જીવનની ભભકાભરી દર્પભરી મજલમાં કાંઠે કૈંકાઈ જઈ છેવાડા આત્મદૂબળી મનોવૃત્તિ ધારણ કરી ઊભા હતા. એને એવાં જોતા અકથ્ય વેદના...મેઘાણીને થાય જ.

"હજુ કોઈને ખાતરી થઈ નહોતી કે ગલીએ ને ચોરે, પહાડે-ગાળે ને ઠાકરદ્વારે કથાતું હતું તે બધુ સાહિત્ય હતું, વાઙ્મય હતું. પોતાને નવસંસ્કારી માનતાં મનાવતાં માવતરો પુત્રીઓને 'એ હલકાં ગીતો' ગાવા રમવા જવાની

ને શરું પર તેજ-વર્ષની ગરણ ઉપાડવાથી 'જગાબિયાત'થી બચાવી રહ્યા હતા.'[1]

સૌરાષ્ટ્રનું લોકસાહિત્યનું હલકા ગીતો મનાય, એના નિખાલસ ભાવના આવેશભર્યા અને ટેકીલા ને પ્રબળ ઇચ્છાશક્તિનું રોમાચક તેજ દાખવનારા બહારવટિયા અને શૂરાઓ લૂંટારુ, બદમાશો ગણાય, તેમના ટેક મૂર્ખાઈ ગણાય એના પ્રેમના મસ્ત દુહાઓની ભાવનાઓ 'અસભ્ય' ગણાય" આ બધુ મેઘાણીથી શે સહન થાય? જે જીવનભાવનાઓ આટઆટલા લોકોએ બિરદાવી છે આટઆટલા લોકોની કથાઓ અને કિસ્સાઓમા જે ભાવનાનુ ઉદાર, ઉદાત્ત ઊંચેરું તત્ત્વ પ્રગટ થતા હૃદય પ્રસન્નતાથી ઊભરી ઊઠે છે, જે ભાવનાઓ અંતરના ઊંડાણમા, એ જ પામવા જેવી ભાવનાઓ છે તેવો રણકાર મૂકે છે, તેનુ આવુ વિપરીત દર્શન હૃદયને વસમુ તો લાગે છે ઇષ્ટદેવની નિંદા ભક્તના હૃદયમા કેવી કાળી બળતરા પેદા કરે છે? તેના જેવી જ કોઈ મૂગી વેદના મેઘાણીને થાય છે

આવા પ્રગટ કોઈ કારણથી આ જાતના પ્રેમમા વેદના તો થાય પણ આ પ્રેમ રહસ્યમય અને મર્મ વિદારક એટલા માટે છે કે, આ પ્રેમમા-પ્રેમના તત્ત્વમા વેદના અતર્નિહિત છે અકારણ એ વેદના અનુભવાય છે સગી ઉપર આ પ્રણયની સુખશય્યા છે મિલનની આરત અને ઝખના છે પણ મિલન શક્ય નથી થતુ

'જૂના યુગને પાછો આવતો જોવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ,-જરીકે નહિ-પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ મને છેલ્લા નવેક વર્ષથી સતાવી રહી છે"[2] હુ હજુ યે એથી લજવાતો નથી એના મર્મો ભણી ભણી ઊકેલવા મથુ છુ એમા ભયકર મીઠાશ અનુભવુ છુ જુદેરા જીવનસજોગોમા બદીવાન પડેલ આ દેશને છોડી મારી કલ્પના મમતાભેર કૈં કૈં ખાભીઓ ને કથાઓ, ડુંગરમાળો ને દુહા-સોરઠાઓ શોધે છે"[3]

"મેદાન પર પૃથ્વીની સમતલ સપાટી પર, સમાજની સો સો સાંકળરસી શૃખલાઓમા જકડાએલા જીવોને પહાડી પ્રેમસાહિત્ય થોડી તાજી હવાની લહરીઓ આપે છે મસ્તી અને સહજતા આપે છે રુંધાએલા પ્રાણદ્વારોની

૧ લોકસાહિત્યનું સમાલોચન પૃ ૧૨૪

૨ ધરતીનું ધાવણ ભાગ ૨ પહાડોની ગોદમા પૃ ૨૯

ચિરાડો વાટે ગુપચુપ અંદર પેસે છે''.. કયા ભાવો હજુયે નેસવાસીઓનાં હૈયાં ઉપર રાજ કરતા હતા તેની આ એક તપાસ છે એ એક મસ્ત કૌતુકની વસ્તુ છે. એ આપણને સીધા આદર્શો આપી ન શકે. એમાંનું ઘણું ય બિહામણું ને કારમું લાગે.''[1]

જૂના યુગને પાછો જોવાની ઇચ્છા પોતે જ વિનાશક છે. મેઘાણીને પૂરેપૂરો ખ્યાલ છે કે, જે ગયું છે તે ફરી સજીવન થવાનું નથી, અને એમ છતાં એને અંતરમાં ઘોળવાની, ઘૂંટવાની, માણવાની અદમ્ય ઇચ્છા પ્રગટ્યા કરે છે. એની જગ્યાએ આવેલી નવી ભાવનાઓ–જીવનની, કાવ્યની, રસની... આત્માને હારતી નથી, જ્યારે આત્માને હારે તેવી આ ભાવનાઓ માત્ર શ્રદ્ધાપૂર્વક, રસપૂર્વક માત્ર માણવાની જ રહે છે. ''એ એક મસ્ત કૌતુકની વસ્તુ'' રહે છે. પરિણામે આપણે એને ઝંખીએ છતાં પામી શકતા નથી. એની સાથે એકરસ થઈ શકતા નથી તટસ્થ-બાજુએ કાંઠા પર રહી જઈએ છીએ માંહી આપણે પડી શકતા નથી–માત્ર દેખણહારા રહીએ છીએ અને તેથી દાઝીએ છીએ...

"માંહી પડ્યા તે મહા સુખ માણે:
દેખણહારા દાઝે જોને."

આ ઉગ્ર ભાવનાઓ પ્રેમ પંથ પાવકની જ્વાળા જ છે. એને ભાળીને આપણે પાછા જ ભાગીએ છીએ, પણ જે નથી ભાગી શકતા તે આ પાવકમાં ઝંપલાવી શકતા નથી અને તેથી દાઝે છે. બળવંતરાય ઠાકોરે આ વેદનામય વિચિત્ર સ્થિતિનું સૂચન કર્યું છે મેઘાણી એને પોતાના વ્યાખ્યાનમાં ''અણમૂલ ટકોર'' ગણી રજૂ કરે છે: 'વિદ્યા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સંગ્રહ કરનારા આપણે એ સૈકાઓ જૂના પરંપરાપ્રાપ્ત પ્રવાહમાંનાં જ બિંદુ નથી; આપણે તો તટે ઊભેલા વિવેક–અવિવેક, શાસ્ત્ર–અશાસ્ત્ર આદિ મસ્તિષ્ક ગ્રંથિઓમાં ગૂંચવાઈ પડેલા તટસ્થો છીએ. એ પ્રવાહને પીતાં પીતાં કે એમાં સેલતાં સેલતાં પણ આપણે ખરેખર એ પ્રવાહમય થઈ શકતા જ નથી.''

આ વિરહનો માર–દેખીએ છતાં એક થઈ શકીએ નહીં–તે વસમો છે. મેઘાણી તે અનેક જગ્યાએ અનુભવે છે

અને સહુથી વિશેષ રહસ્યમય વાત તો એ છે કે, વેદનાના માર્ગે જ આ

1. ધરતીનું ધાવણ–ભાગ ૨. : પૃ. ૪૬–૪૭

પ્રેમ ભક્તિ પસાર થય છે. કારણ કે આ સંસ્કૃતિનું સમગ્ર રૂપ તેનું આત્મા-રૂપનું દર્શન હૃદયમાં અનુભવવું છે. જુદા જુદા પ્રયત્ને એની જરાક જ ઝાંખી થાય છે સંપૂર્ણ આત્મા પમાતો નથી સઘળું રહસ્ય પ્રગટ થતું નથી. "અણદીઠેલું દેખવા, અણતગ લેવા તાગ" કપરી ને વસમી સાધના કર્યા જ કરવી પડે છે. વસ્તુમાં જ મૂળગત રીતે પીડા થાય તેવું કાંઈક Evil રહેલું છે. એ પીડાકારકને અતિક્રાન્ત કરીને વસ્તુને પામવા પ્રયત્ન કરીએ છીએ તો અહીંતહીંથી એની માત્ર ઝાંખી જ થાય છે એના સમુચ્ચયમાં સંવાદ, મેળ દેખાતો નથી અને છતા મેળ હશે તેવું લાગ્યા કરે છે.

"મધ્યયુગી માનવ સિદ્ધાંતો—કેવી વિચિત્રતા ભલાવે છે! મૈત્રી, અદાવત, આશરા ધર્મ, ખૂટલાઈ, ખાનદાની બધાં અરસપરસ અટવાઈ જઈ માનવીની આંખો સામે અંધકારભરી રાત્રિ ઉતારે છે. ભૂલું પડેલું માનવહૃદય એ અટવીની અંદર જ્યાંથી શક્ય હોય ત્યાંથી ઝડપે મારગ કરતું આગળ ચાલે છે. સર્વકાલીન સનાતન માનવધર્મની એને ગતાગમ નથી એ વિચારવા તોળવાની એને. વેળા નથી."[1] મારે સૌરાષ્ટ્રની સંસ્કૃતિ જે વિસ્મય પેદા કરે છે તે આંખે અંધારી લાવે તેવી છે; પ્રેમશૌર્યના જે ઘેરા ઘેરા પ્રચંડ લોઢ ઉછાળે છે તે આપણા નાનકડા હૃદયને ખળભળાવી મૂકે છે. એની જીવનની સમજ અને સૂઝ જે માર્ગ અને કેડી પાડે છે તેમાં આપણે ભૂલા પડી જઈએ છીએ; એ જે કારમી મોહિની છાંટે છે હૃદયને તેથી આપણે ગુંગળાઈએ છીએ. આ અર્થમાં પ્રેમનો વસમો માર લાગે છે

"એ વાત મેં વારે વારે સાંભળી છે. સમજણો નહોતો થયો ત્યારથી સાંભળતો આવ્યો છું. તે બાળદિનોમાં કૌતુક હતું, પણ આજે અનુભવ થયે દુહાના મર્મ સમજવાની સાન પામ્યે, અંતરના દર્દની ઓળખ આવ્યે પારખી શકાયું છે કે :

> દુહો દસમો વેદ સમજે તેને સાલે
> વિયાતલની વેણય વાંઝણી શું જાણે?[1]

---

લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૩૧
પરકમ્મા : પૃ. ૧૪૪
ધરતીનું ધાવણ ભાગ ૨ : પૃ. ૨૫
" પૃ. ૨૭



# બાળપણાની પ્રીત :

"મુજ હૃદયને જોયા જાણ્યા વિના કયમ એ થયું ?"
...'હિત અહિતના ભેદે દ્વિધા હૈયું-ન થયું હતું.'

—બોટાદકર

—મેઘાણીના આ સૌરાષ્ટ્રપ્રેમને રહસ્યરૂપ બનાવનારું તત્ત્વ તો આ છે કે જોયા જાણ્યા તપાસ્યા વગર બાળહૃદયમાંથી અકારણ પ્રેમ જાગીને ઉત્કટ બન્યો છે.

"પરંતુ પહાડના સંસ્કાર મારા થોડા થોડા તો યે સતત પોષાતા રહ્યા તેનું કારણ એ હતું કે, મારા પિતા કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના દરજ્જાના અમલદાર એટલે થાણે થાણે એમની બદલીઓ થતી ને લગભગ એ તમામ થાણા—એ ચોક ને દાઠા, ચમારડી ને લાખા પાદર-કાં કોઈ ગીરમાં, કાં કોઈ પહાડમાં, ભયંકર નદીનેરાંવાળી વંકી ને વિકરાળ જગ્યાઓ ઉપર સ્થપાએલા. એ પહાડભેદન્તી નદીઓના ઊંડા ધરા ને એ ડુંગરની એકાંત ઓપો મારા બાળપણના સંગી હતાં. નદીની ભેખડ પરના અમારા નિવાસોની નાની બારીઓમાં થઈને હૂ હૂ હૂ હૂ ! ભૂતનાદ કરતા પવન સુસવાટાએ મારી નીંદરું ઉડાવી દઈને પહાડોના સંદેશા સંભળાવ્યા છે ..ફાગણી પૂનેમની હુતાશણીના ભડકા ફરતા વીંટળાઈને ગોવાળીડા જુવાનો-અરે ઘરડાખખ એકુ દુહાગીરો પણ સામસામા દુહા-સંગ્રામ માંડતા તેનો હું બાલભોકતા હતો."[1]

બાળપણમા પડેલા સંસ્કાર સ્મૃતિમા સંઘરાઈને —ઊંડું સુખ અને ગોળા સંપાદિત ફરી-હૃદયમાં પ્રેમને જગાડે છે. મેઘાણીને એવો અવસર મળ્યો-પણ મેઘાણી માત્ર એ સંસ્કારને હલ્યા વગર ઝીલનારા બાળક નથી લાગતા. એ જે ગળચેરા દુહાને ઝીલે છે તેની સાથે સાથે તીખી અગનઝાળ પેદા કરનારી બહારવટિયાઓની, સિપાઈઓની, શૂરવીરોની, ભરવાડોની, ચારણોની વાતો પણ સાંભળે છે. આસપાસની સઘળી નાની મોટી બાબતો એ વંકી ને વિકરાળ ભૂમિ, એ રાતનો ભૂતના બોલ જેવો પવનનો હૂહૂકાર... વગેરે સમય

૧. પરનીનું પાનણ ૨ : પૃ. ૨૭

પશ્ચાદ્ભૂમિકા સાથે એકરસ થઈને આ દુહાના, કિસ્સાઓના, રૌદ્ર ઉગ્ર સંસ્કારોને ઝીલે છે.

"બાળક ઝવેરચંદનાં શૈશવનાં આ નિસર્ગાશ્રયો જીવનભરનાં પ્રેરણા-નવાણ નીવડવાનાં હતાં." [1](ઉમાશંકર). પણ બાળક ઝવેરચંદના હૃદયને કાંઈ અને કોમળ બનાવનારું આ વાતાવરણ હતું. શૌર્યના કિસ્સાથી હૃદય થડકે નહીં–પણ એ શૌર્યભાવ, એ કિસ્સો, પોતાનો જ હોય તેમ બાળકમન ઉત્સુક બનીને સાંભળે, સાંભળી સાંભળીને મનમાં ને મનમાં ભજવે...ત્રાસદાયક કરુણ કે બિભત્સ પ્રસંગોથી બાળમન પાછું ન હઠે પણ એને ભવ્યોદાત્ત ટ્રેજેડીની જેમ મનમાં ને મનમાં પુનઃ પુનઃ વાગોળ્યા કરે; પ્રેમની ચકચૂર કરનારી વાતો-કદાચ બાળક મેઘાણી ન સમજે પણ મુગ્ધ હૃદયે એમાંની ભાવની ગતિનો કેફ તો જરૂર અનુભવતા હશે. "એ બાળદિનોમાં કૌતુક હતું." બાળક ઝવેરચંદ પવનના હૂહૂકારથી ડરતો નથી. એની નિદ્રા ઊડી જાય છે: પણ એ ભયના માર્યા નહીં પણ પહાડોના એકાંતના સંદેશાઓ સાંભળવા. 'સોરઠ તારા વહેતાં પાણી'માં ભાણાને "રૂખડ શેઠે દીપડાને ચીરી નાખ્યો" એ વાત સાંભળતાં પૂરી વાત સાંભળવાની તાલાવેલી લાગે છે. વાઘજી ફોજદારની કડપની વાતો આતુરતાથી સાંભળે છે. રૂખડ શેઠ સિપારણને જોતાં જ એને પોતાના આદર્શના ઈષ્ટ સ્થાને સ્થાપે છે.' આ બધું બાળમેઘાણી કેવા કસુંબલરંગે બાળપણથી જ રંગાયા હતા તે દર્શાવે છે

"જન્મ સ્થળ, કિશોરવયનો ઉછેર, અને જીવનભરની લેહને લીધે યોગ્ય જ રીતે, એ પોતાને 'પહાડનું બાળક' કહેતા, પણ શૈશવનાં પહેલાં સ્મરણો એમનાં છે રાજકોટનાં, મીઠા બોલી હાલારી ભોમનાં".[2] પરંતુ ત્યાં પણ કોનોટ હૉલની ભીંતો પરના "દાઢીવાળા ને મૂછાળા સમશેરધારી રાજવીઓની કદાવર આકૃતિઓ સામે તાકી તાકીને જુએ છે." ગવર્નરની સવારી, સફેદ ટોપવાળા સોલ્જરો, ઠાકોર સાહેબોની ગાડીને એક અદનો એજન્સી પોલીસ અટકાવી શકે તે નાના માણસની સત્તા અને ખુમારી...આ બધું મેઘાણીની પહાડના બાળકની લેહને પોષનારું વાતાવરણ જ હતું...

આમ એજન્સીના નવી સત્તા સામે ઝૂઝતા રામવાળા આદિ બહારવટિયાની નાની મોટી અનેક વાત છડેચોક જ્યાં સિપાઈઓ કરતા એવા કાઠિયાવર્ણના વાતાવરણે આ બાળકને શૌર્યનો-ક્ષાત્રત્વનો રંગ લગાડ્યો.

---

૧. સ્મૃતિ ગ્રંથ (ઉમાશંકર) : પૃ. ૩
૨. સ્મૃતિ ગ્રંથ ગ્રંથ (ઉમાશંકર) : પૃ. ૫.

[૧] ગુજરાતના દાદા ને દાદીઓ પોતાના બાળકોને એ જ વાતો ને ગીતો સભળાવ્યા વગર જપતા કે જપાતી શકતા નહોતા, ચારણી વાર્તાકારોને ગોઠણભેર બનીને વાતો માડતા કરનારા ગામડિયા ઠાકોરોના કસુંબે ડોલતા ડાયરા હજુ વિખરાયા નહોતા ખાડયામા ખાપણુ બાધીને નીકળી પડેલા બહારવટિયા વીરોના પહાડી નિવાસો પર પહોચતા ચારણોને કોઈ સરકારી દરબારી ગિસ્તો રોકી શકતી નહોતી ભરથરીનાથનો રાવણહથ્થો ચપટી લોટ કે ગડિયુ દાણાથી રીઝી જઈને હજુ નગરો, ગામડાના ઉબરે ઉબરે જઈ લલકારતો ઘૂઘરીના ઘમકારે વાતો ભજનો ને સ્ત્રીગીતોના પચરગી ગાન ગાતો થભ્યો નહોતો હોળીની અગ્નિજાળોની આસપાસ દુહાગાનની સમશેરબાજી જીવતી હતી પીપળાના થડ પાસે ચાતુર્માસની વ્રતિનીઓ અકબધ કથા કહેતી ” આવુ સમગ્ર લોકસસ્કૃતિનુ સૌરાષ્ટ્રીય શૌર્યઅકિત વાતાવરણ બાળમેઘાણીએ માત્ર અનુભવ્યુ નહીં, પણ જોયા જાણ્યા વિના દ્વિધાવિહોણા એ બાળમાનસમા આ પ્રણાલિ પ્રત્યે અતરમા પ્રેમનો પ્રવાહ પ્રચ્છન્નપણે વહેવા લાગ્યો જીવતા માનવીઓના ચહેરામહોરાઓ નારીની નમણાઈ, મર્દાનગીના ઉદાત્ત ભવ્ય કિસ્સાઓ અને કદાચ પોતાના દાદા જેને આધારે ‘ સોરઠ તારા વહેતા પાણી’મા પુત્રને પોરસ ચડાવનાર ને શૌર્યમા પણ સસ્કાર ન ભૂલવાની શીખ આપનાર મહિપતરામના પિતાના પાત્રની રેખાઓ દોરી છે—તે દાદાએ પણ “વાતડાહ્યાનો સસ્કાર ’ દાખવી બાળક મેઘાણીને આ સૌરાષ્ટ્રના પ્રેમ તરફ વાળ્યો હશે.

[૨] ‘ ભીતરની ભોયમા જના રસના ઝરણા વહ્યા કરતા હશે તેની જાણ પણ કયા હતી ? એ પ્રવાહોને ફળનાર પાણીકળો ૧૯૨૨મા ભેટ્યો-(હડાળા દરબાર વાજસુરવાળા )’

‘ વીરત્વ પૂજા, સત્ય પૂજા ટેક પૂજા, સૌન્દર્ય પૂજા પરમાત્મ પૂજા આદિ માનવજીવનને સાર્થક્ય કરી દેનારી ઉદાર ભાવનાઓ રમતુ રમતી હોય એવી લીલાથી તથાપિ હેરત પામીએ એવી સચોટતાથી ” [૩]ઝક્લ નામની હિન્દુ ધોબણને કઠેથી પોતાના કુટુબના એકલ આવાસની અધારી બિહામણી રાત્રિઓએ બળવતરાય ઠાકોરે સાભળી હતી-‘ હુ ઝકલની સામે કે ઝકલના

૧ લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૧૨૪
૨ ધરતીનુ ધાવણ પૃ ૨૮
લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૫૦ ૫૧

ખોળામાં બેઠો બેઠો એનું મોં અને ઇન્દુકણી જેવી તેજસ્વી આંખોને જોતો જોતો સર્વ સાંભળ્યા કર્યું."

"ચિત્તવેધક કવિતા સાથે આ બાળકના મગજનું ત્રાટક રચાતું"

બ. ક. ઠાકોરને જે સંસ્કારો કાઠિયાવાડની વાર્તાઓ અંગે ઉમળકાભેર પ્રવેશક લખવા પ્રેરે છે, તે સંસ્કારો પ્રેમરૂપ બની ન કળાય તેવી રીતે અંદર રહ્યા રહ્યા મેઘાણીને સાદ પાડે છે

મીરાંબાઈને બાળપણ.માં-રમતાં રમતાં શ્રીકૃષ્ણ સાથે પ્રીતિ થઈ હતી. તેના જેવી જ આ પ્રીતિની ગતિ છે. તેવું જ સ્વરૂપ છે. સૌરાષ્ટ્રની સંસ્કૃતિએ પહેલાં મેઘાણીના હૃદયને કબજે કર્યું કે મેઘાણીના હૃદયે સૌરાષ્ટ્રના આત્માને પકડ્યો તે આ બાળપણની નિગૂઢ પ્રેમલીલામાં ખબર પડતી નથી.

માટે તે રહસ્યમય છે. એમ છતાં "કુંવારી ધરતી પર પહેલાં મેઘ-આપટાં પડે તેવી મીઠપથી તે કાળે ગનોભૂ પર વરસેલાં"[1] આ સોરઠી લોક-સંસ્કારે મેઘાણીના આત્માને કોઈ કારમું ખેંચાણ કરનારી ધરતીની મીઠી ફોરમે ભરી દીધો. આવી કારણો સાથેના સંબંધ વિનાની સહજ પ્રીતિની અંતઃસ્રોતા સરવાણી બાળક મેઘાણીના હૃદયના પેટાળમાં વહેવા લાગી

[1]"મનના મધપૂડા છિદ્રો પછી છિદ્રો આપી વિલક્ષણ અસલવારો વડે પુરાતાં જાય છે એમ ટીપે ટીપે, ટુકડે ટુકડે સમસ્ત જીવન ભાષા, વાણી, કવિતા, રીત રસમો, પશુઓ, પરંપરાઓ, પહેરવેશો, સંસ્કારો, ભૌગોલિક અવસ્થાન્તરો ઇત્યાદિનું સમગ્રતાએ ખેડાણ કરતો કરતો હું લોકસાહિત્યમાં પલોટાયો છું.. સર્વ કોઈ સાહિત્યમાં પલોટાવાની રીત એ એક જ છે: બિન્દુએ બિન્દુએ મધુસંચય વગર અને પોતાની અંદરના રસ વડે એ વનમધુનું નૂતન રસાયન નિપજાવ્યા વગર મધપૂડો બનતો નથી."[2] આવું અંદરના રસનું રસાયન બાળક મેઘાણીના પ્રચ્છન્ન મનમાં ચાલતું હતું. સૌરાષ્ટ્રની વાતો મધ જેવી મીઠી હતી ખરી, પણ એ મીઠપમાંથી મધ બનાવવાનું કાર્ય તો બાળપણમાં પ્રેમના રસથી રસાયેલા-બાળક છતાં મમતાના વસમા મારથી વીંધાયેલા હૃદયે કર્યું...મધ મનના પેટાળમાં તૈયાર થતું હતું...

---

૧-૨. પરકમ્મા : પૃ. ૨૫

## ગોવાળનો સાદ

કવિનુલભ કૌતુકથી ઉમાશંકર જોષી "ઝવેરચંદ મેઘાણી–જીવનચિત્ર"[1] મેઘાણીના સંતો–ભક્તોની વાણી જેવા એક પત્રથી શરૂ કરે છે : ' લિ. હું આવું છું.' "સહી કરવાની આ ય તે રીત હશે ? અને ક્યાં "આવું છું ?" આ બે પ્રશ્નો પ્રસન્ન કૌતુકથી એમણે રજ કર્યા છે. એ પત્રની મેઘાણીની ભાષા એ માત્ર આડંબરી ઠાઠ કે શૈલી છે ? એની અગમ વાણી શું માત્ર આલંકારિક છટા છે ? કે નિખાલસ હૃદયના સન્નિષ્ઠ મેઘાણીનું હૃદય મુરબ્બી મિત્ર આગળ આડપડદા વગર ખુલ્લું થાય છે ?

મેઘાણીનો સૌરાષ્ટ્ર–પ્રેમ સંતકોટિનો–મિસ્ટિકના પ્રેમ સમો રહસ્યમય છે એવું આ પત્ર પરથી સ્પષ્ટ થાય છે. એ આખા પત્રના શબ્દે શબ્દ આપણા ગંભીર ધ્યાનને યોગ્ય છે :

"આજ લખ્યાં જ કરું. મારા જીવનની એક નાની સરખી લીટી સમજાવવા આજ ઉલટાવી પલટાવીને લખ્યાં જ કરું. પણ સ્પષ્ટ નહિ કરી શકું. હું જુદા દેશની વાણી બોલું છું, તમે એ ન પણ સમજી શકો.

"અંધારું થતું જાય છે. ગોધૂલિનો વખત થઈ ગયો. વગડામાંથી પશુઓ પાછાં આવે છે. એના કંઠની ટોકરીનો ગંભીર અવાજ કાને પડે છે. મંદિરમાં ઝાલર વાગવા લાગી. હું પણ એકાદ બે માસમાં પાછો આવું છું. રાઈને આવું છું. જીવનની આ ગોધૂલિને સમયે–અંધકાર ને પ્રકાશની મારામારીને વખતે, મારો ગોવાળ મને બોલાવી રહ્યો છે. હું રસ્તો નહિ ભૂલું. એના સાદને હું ઓળખું છું. હું બંધુહીન નથી એમ કહેવા દેજો વધુ શું ?

લિ. હું આવું છું."

આ ભાષા જ અગમનિગમની વાણી ઉચ્ચારનારા સંતોની છે અલબત્ત મેઘાણી સંત નથી. સંત સમી કોઈ સાધનાની છાપ એમના જીવનમાં જણાતી નથી. પણ હૃદયના ભાવ અને ભાવનો વેગ; કલ્પના અને કલ્પનાની પહોંચ તો સંતત્વ પ્રગટાવી શકે તેટલી ખીલી છે આવી જાતના વાક્યો પાછળ રવીન્દ્રનાથ ટાગોરની વાણી અને ભાષાનો સૂર છે એમ છતાં એમાં જે હકીકત રજ થઈ છે તે તો સત્ય છે. ખરેખર કોઈ ગાવાળ–મેઘાણીને સાદ પાડી રહ્યો છે. મેઘાણીનો પોતાનો એ ગોવાળ છે. એનો સાદ તે ખરેખર ઓળખે છે. એ

૧. સ્મૃતિ ગ્રંથ : પૃ. ૧.

કોઈ અજાણ્યા અપરિચિત ગૂઢ તત્ત્વનો સાદ નથી

એ અવાજ શેનો હતો? સાહિત્યજીવનનો? સૌરાષ્ટ્રની સંસ્કૃતિનો? પ્રજાજીવનની નવજાગ્રતિનો? પત્રકારિત્વનો? હૃદયની કોઈ ભાવનાનો? માણસાઈનો? પોતાના જ આત્માનો? એ પ્રશ્ન ચર્ચવા જેવો નથી પૃથક્કરણ કરીને આગળી ચીંધીએ તો એ સાદ "સાદ" જ રહેતો નથી સંતોને જે સાદ સંભળાય છે, ભાવનાશીલોને અંદરથી કોઈ પ્રેરતું હોય તેમ લાગે છે તેવો આત્માની કોઈ અગોચર ગુફામાંથી સંભળાતો અનાહત નાદ સમો એ સાદ છે એ કોણ બોલાવે છે તે પરખાતું નથી, એ ક્યાં બોલાવે છે તે સમજાતું નથી પણ એનો આહ્‌વાન બોલ કારમો હોય છે, દુર્નિવાર હોય છે

અંધકાર અને પ્રકાશની મારામારીના સમયે-જીવનની દિશાશૂન્ય અવસ્થામાં જીવનમાર્ગને નિશ્ચિત કરી આપનારો કોઈ 'જનમ જનમના સખા"-ના બોલ સમો એ બોલ છે જીવનના અંધારા વચ્ચે એકલડી દશામાં એ પરમ બંધુનો સાદ આત્મવિશ્વાસ પ્રેરે છે આપણા કદમ દૃઢ ડગલાં પાડતાં દિશા જોયા વગર આગળ વધે છે એ સાદ ગોવાળનો છે આપણને દોરનાર, રક્ષનાર, આપણું ધ્યાન રાખનારનો, આપણા જીવન નિયામકનો એ સાદ છે એ અવાજના દોર્યા દોરાતાં ખોટું ડગલું પડવાનો ભય નથી સાચી દિશામાં જ પગલાં વળે છે, અને અંતરમાં રહેલો એ અંતર્યામી ગોવાળ પગલે પગલે અનુમોદનનો હોંકારો ભણે છે

મેઘાણી પોતે "ઉપરના પત્રનું કદાચ ઓસાણ પણ રહ્યું નહિ હોય ત્યારે પ્રસ્તુ ગોપાલ" એ જ મિસ્ટિકની ભાષામાં કહે છે. "એ રીતે મને આશાભરી કારકિર્દીને ખોળેથી પાછો વાળનાર અવાજ સાહિત્ય જીવનનો જ હતો" "પણ મારા કાનમાં સંભળાતો અવાજ દુર્નિવાર હતો અને એ અવાજે મને જરા પણ ઝાંખો નથી, તેથી આજે હું વધેલા પરિપક્વ પ્રતીતિ કરું છું"

[નર્મદ જેવો તરંગોમાં રાચનારો અને મનમાં જે સોળા ઊડે તે પ્રમાણે ચાલનારો પણ ઘણી મથામણ પછી જ સાહિત્ય તરફ વળે છે. આંખમાં ઝળઝળિયાં લાવી બોલે છે: કલમ! આજથી તારે ખોળે છઉં!" ત્યારે મેઘાણીને તો ક્યા પ્રકારનું સાહિત્યજીવન જીવવું તેનો ખ્યાલ નથી છતાં કોઈ ગેબ.ળના સાદે દોરાઈને હોંશે હોંશે પોતાના આગમનની-ત્યાગી જીવનના પ્રવેશની એ માસ અગાઉ છડી પુકારે છે. "હું આવું છું", "હું બંધુહીન નથી", "હું રસ્તો નહીં ભૂલું..."]

" તે વખતના મારા ત્યાંના સાથીએ કહેલું તે મને અત્યારે પણ યાદ છે કે—ગુજરાતમાં કલમ ઉપર જીવવાના એવા કયા સંજોગો છે, કે તું અહીંની રોટલીને છોડી જાય છે?"[૧]

આવો ત્યાગ પ્રેરનારો સાદ માત્ર સાહિત્યજીવનનો જ હતો? ત્યાં કલકત્તામાં-બ્રહ્મોસમાજમાં દ્વિજેન્દ્રનાથ અને રવીન્દ્રનાથ ઠાકુરના કાવ્ય-પરિશીલનોમાં શું સાહિત્યની આરાધના શક્ય નહોતી? સાહિત્યવૃત્તિને ગુંગળાવે તેવું શું અસહ્ય વાતાવરણ એ એલ્યુમિનિયમના કારખાનાનું હતું?

ના, સાહિત્યજીવનનો એ સાદ નહોતો. કારણ કે સૌરાષ્ટ્રમાં આવ્યા પછી એ "સ્થિર થવા" મથે છે. "૧૯૨૨માં હું દિશાશૂન્ય હતો. કલકત્તાની નોકરી છોડીને કાઠિયાવાડમાં આવ્યો હતો. સ્થિર થવું હતું. ખેતીના ઉધામા ચડયા. વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લાગ્યા દેશી રજવાડાની નોકરી પણ બહુ દૂર નહોતી. સહુ કોઈને ભાંગ્યાના ભેરુ જેવી શિક્ષણની નોકરી તો સામે ઊભી જ હતી"[૨]

આમ સાહિત્યજીવનનો એ સાદ નહોતો. હતો [કદાચ એ અંતઃકરણમાં સંઘરાયેલા સૌરાષ્ટ્રના લોકસાહિત્યનો – રસધારનો સાદ. એને પોતાના પરિચિત વાતાવરણમાં-માના ખોળા જેવા પરિચિત સૌરાષ્ટ્રના વાતાવરણમાં વિરમવું હતું.] આ પ્રકારની ધરતી શીળી છાંયડીની ઝંખના–Nostalgia-નો આ સાદ શું આવી વાણીમાં વ્યક્ત થઈ શકે ખરો? કલ્પનાની એ મધુરી ઝંખના માણસને સ્થિર જીવનની પરિસ્થિતિનો ત્યાગ કરી, અજાણ્યા સાહસો અને વિટંબણાઓ તરફ ખેંચી શકે તેવી સમર્થ હોય છે ખરી? એટલે Nostalgia કરતા કંઈક વિશેષ ધીંગુ ચોક્કસ તત્ત્વ આ સાદ પાછળ રહ્યું છે.

---

૧. સ્મૃતિગ્રંથ : પૃ. ૨.
૨. સ્મૃતિ ગ્રંથ : પૃ. ૧૦.

"અને વર્ષાની એક સાંજે વતનના ગોધણની ટેકરીનો ગંભીર અવાજ આવીને કાને અથડાતાં નિર્ણય કરી લીધો : હું આવું છું" ઓટાને વર્ષાઋતુમાં પાસે અપ્સરા શા પદ્મિની નારી હોથલ બેઠી છે, એવી નારી કચ્છમાં નથી, છતાં વતન સાંભરે છે. સંભારીને રડે છે. પથ્થરની શીલાઓ ભીંજાય તેટલું રડે છે. આવો વતન પ્રેમ, આવો સૌરાષ્ટ્ર પ્રેમ મેઘાણીના હૃદયમાં ઊછળે છે અને મેઘાણી બોલી ઊઠે છે : હું આવું છું.

ઉમાશંકર લખે છે : પણ જે દુર્નિવાર અવાજ હતો તે વિશિષ્ટ પ્રકારના સાહિત્યજીવનનો હતો—કદાચ વિશિષ્ટ પ્રકારની આખી જીવનચર્યાનો હતો. "'હું આવું છું' એમ એ કહે છે તે માત્ર સાહિત્યજીવનને જ નહિ, સૌરાષ્ટ્રને પણ કહે છે. આ આખી પચીસી કલમની સાથે એ ધૂણે છે અને સૌરાષ્ટ્રના ગત ગૌરવને હંમેશને માટે લિપિબદ્ધ કરી આપે છે; નવીન સૌરાષ્ટ્રને પોતાની વાર્તાનવલકથા દ્વારા એના મુખનું દર્શન કરાવે છે, અને ચાલુ પત્રકારત્વ બેઠીને એના વિકાસની માવજત કરે છે."[૧]

અંતરમાંથી એ ગોવાળ ડચકારે છે તે પ્રમાણે મેઘાણી પત્રકાર તરીકે, લોકસાહિત્યના સંશોધક, સંગ્રાહક, ગાયક તરીકે, તેમના સફળ પીરસણિયા તરીકે, કવિ તરીકે, નવલિકા–નવલકથાના લેખક તરીકે—તન્મય બનીને નિષ્ઠાપૂર્વક કાર્ય કરે છે. પેલો ગોવાળ જાણે કે આગળ આગળ આ કેડીએ કેડીએ ગયો છે. મેઘાણી એ સ્થળે ડગ માંડે છે ને ત્યાં તો દૂરથી ફરી ગોવાળનો સાદ સંભળાય છે. પત્રકારત્વ એ વખતે વેરાન લાગે છે. તેમાં 'દેકારા'ની સ્થિતિ અનુભવે છે. ગોવાળની મધુર બંસી તો દૂર દૂર સંભળાય છે. મેઘાણી સાહિત્યની જ્યોત લઈને નીકળી પડે છે વળી જીવન સાદ આપે છે. પત્રકારત્વમાં ફરી પ્રવેશે છે...આમ સમગ્ર સાહિત્યક્ષેત્ર પર પોતાની હરિએ દીપેલી સઘળી શક્તિ સાથે નિષ્ઠાપૂર્વક મેઘાણી ફરી વળે છે—આવા જીવનપલટાઓમાં મેઘાણી ધૂની નથી લાગતા, મનના તુક્કા અને સોળા પ્રમાણે નાચનાર નથી લાગતા. એમની દરેક પ્રવૃત્તિ પાછળ નિષ્ઠા, ગાંભીર્ય અને સહૃદયતા છે. સમજીને નીસરેલાના પ્રૌઢ ધીંગા મક્કમ ડગલાની છાપ પડે છે. માટે જ એ ખરેખર કોઈ—સંતને સંભળાય છે તેવો સત્ય સાદ નહીં હોય તો ભાવનાત્મક પ્રેરણા, અદમ્યવૃત્તિનો ઉછાળ તો જરૂર છે.

પરંતુ વાસના કે વૃત્તિ તો કોઈ એક આદર્શ વિરામ સ્થાને અટકી

---

૧–૨. સ્મૃતિ ગ્રંથ : ૨–૩.

જાય. મેઘાણીને દોરનાર સાદ તો દૂર દૂર જતો જ જાય છે. એને વિરામ નથી. એનું કોઈ અટક સ્થાન નથી.

(સૌરાષ્ટ્રનો એ સાદ છેવટે લોકવિદ્યાનો અને લોકનો સાદ બને છે. લોકનો સાદ સાંભળતાં સાંભળતાં ભૂતકાળના લોકજીવનના સાદમાંથી વર્તમાનના લોકજીવનના પુકાર સંભળાવા લાગે છે. માનવહૃદય અને લોકહૃદય સર્વત્ર સમાન હોવાથી સૌરાષ્ટ્રનો આ સાદ મેઘાણીને 'માણસાઈના સાદ રૂપે સંભળાય છે અને છેવટે એ અંદરના આત્માનો સાદ બની રહે છે.)

જીવનની પાછલી અવસ્થામાં એકતારો રણકાવતા રણકાવતા મેઘાણીને અગમ્ય તત્ત્વનો સાદ પણ સંભળાતો હોય તેવું લાગે છે...

આમ મેઘાણીને સંભળાયેલા સાદ વિષે આપણે અનુમાન જ કરવું રહ્યું. એ સાદ વ્યક્તિને પોતાને એકલાને જ સંભળાય છે. હૃદયના એકાંત રંગભવનમાં થતાં આ ગૂઢ વિનિમયને પૃથક્કરણથી સમજાવવા જઈએ તો તેનું તેજ ચાલી જાય છે.

તો મેઘાણીએ સૌરાષ્ટ્રના આત્માને આવા કોઈ સંતનાં લક્ષણો ધરાવતી પ્રેમની સાધના દ્વારા અંતરમાં અનુભવ્યો, અને ધ્યાન ધરતાં ધરતાં મેઘાણી પોતે જ સૌરાષ્ટ્ર બની રહ્યા.

"સૌરાષ્ટ્રનો સાદ એમને બોલાવી લાવ્યો, થોડા સમયમાં જ સૌરાષ્ટ્રના પ્રતીક રૂપ એ બની રહ્યા."[1]

કોઈ પણ દેશવિશેષ પ્રત્યે તેના આત્માને પકડીને મૂર્ત કરે, એ દેશ સાથે તન્મય બની એ દેશનો જ સાદ પોતે બની રહે—તે જાતનો આ પ્રેમ, ખૂબ ખૂબ અસાધારણ છે; અને મેઘાણીના મૂલ્યાંકન સમયે આ અસાધારણ "મમતાના વસમા માર"ને વિવેચકે ધ્યાનમાં લેવો જોઈએ.

[હું રે સૂતી'તી મારા શયનભવનમાં
સાંભળ્યો મોરલીનો સાદ.
મોરલી કાં રે વગાડી.]

---

૧. સ્મૃતિ ગ્રંથ : પૃ. ૨૧

## પ્રકરણ ત્રીજું

# લોકસાહિત્યની રસધારા

### કળાયેલ કંઠ

ગાયાં તેં જગચોક, મીઠી ગળકે ગીતડાં. —અશોક હર્ષ

*

કરાયલ કે ન મારી જેં જે તતં રત્તાંકુનેણુ
તડ એહાં ટોકા કરે નિત સંભારે સેણુ—

*

આવડું એ રૂપ ક્યાંથી લાવ્યો રે...
મોરલા ! એ મરત્ય લોકમાં આવ્યો રે... —દાસી જીવણ

રાતાં નેણવાળા મેઘાણી જ્યારે આંખમાં ગીતનું ઘેન ભરીને મસ્તીમાં આવી લલકારતા ત્યારે એક નિરાળી લોકસંગીતની લોકોત્તર સૃષ્ટિ ખડી થતી. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઝવેરચંદ મેઘાણીના નામ સામે સુવર્ણાક્ષરે આ નોંધ પહેલી મૂકાશે કે, સૌરાષ્ટ્રનાં અણપ્રીછેલાં ઉપેક્ષિત લોકસાહિત્યને તેમણે રસધારા રૂપે રજૂ કર્યું અને તેમાં પણ રત્નરજથી ચમકતી નોંધ તો એ મૂકવામાં આવશે કે, ગામડાનાં અભણ લોકોનાં ગાણાંને અને સ્ત્રીઓનાં ગીતોને પોતાના કંઠમાં ઝીલી એવી લોકોત્તર હલકથી રજૂ કર્યાં કે સ્વર પાંખે ચડેલાં એ ગીતો સજીવન બનીને આપણાં આંગણાંમાં ઊડવા લાગ્યાં.

"લોકસાહિત્યનું સમાલોચન" એ નામના તેમના વ્યાખ્યાનોમાં લોકસાહિત્યના સંશોધનનો, રજુઆતનો અને વિવેચનનો ઇતિહાસ રજૂ કરતાં લોકસાહિત્યના રસિકો આખળ તેની પ્રતિષ્ઠા પોતે શેને લીધે કરી શક્યા છે તે વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે.

'આમ વિવેચનની નક્કર ભૂમિકા પર એક પૂરા હકદાર સાહિત્ય તરીકે લોકસાહિત્ય આવી પહોંચ્યું. ન્હાનાલાલ કવિએ પોતાના 'સોરઠી તવારીખના

થશે' નામે વ્યાખ્યાનમાં યથાર્થ કહ્યું કે, "મેઘાણીના સગ્રહોએ તો ઢોલ પીટી પીટીને કહ્યું કે અમને સાભળો' આવો ઢોલ કેવળ પ્રવેશકોએ જ પીટ્યો એમ નહોતુ અને તેથી પણ મોટો ઢોલ તો અમારા જેવાઓએ ઠેર ઠેર જનમેદનીઓ સન્મુખ લોકગીતો ગાઈ સુણાવી, એના મર્મો બતાવી, એના રસોની આલોચના કરી પીટ્યો સભા, સાહિત્યસમેલનની હો કે રાજકીય પરિષદની, જયન્તીની હો કે શિક્ષણ વિશેની, આ ઢોલ પીટાયા ઇચ્છે કે ન ઇચ્છે તોય આમજનતા ને દિષ્ટ સમુદાય ઉભયના કર્ણો પર એ ઢોલના ઘોષ અફળાયા વિવેચનની સવારીને આ ઢોલ શરણાઈ ઓએ સારી તેમજ માઠી બને પ્રકારની અસર પહોચાડી "[૧]

મેઘાણીના નૈસર્ગિક બુલદ ભાવમય સરવા કઠે લોકોને લોકસાહિત્ય પાછળ ઘેલા કર્યા શરણાઈનો હલકદાર શોર અને ઢોલનો ઢવાના થરે થરમા ધ્રુજારી પેદા કરતો નાદ જાણે કે મેઘાણીના કઠમાથી પ્રગટવા લાગ્યો માદલુ, કિન્તુ ચેતનહીન વાતાવરણ ધમકતુ બની ગયુ નવા ભણેલા લોકોને લોકસાહિત્ય પ્રત્યે સૂગ હતી શાસ્ત્રીય સગીતની આમ તો ગુજરાતમા આરાધના વિશેષ હતી નહીં આમ તો શાસ્ત્રીય અને દેશ્ય બને પ્રકારના સગીત લોકના ગળામા એવા ગૂજતા નહોતા ખાસ કરીને સમાજના પ્રતિષ્ઠિતોએ આ ગીતો તરફ ધ્યાન આપ્યુ નહીં, પરિણામે લોકસાહિત્યના તેજ અને લોકગીતોની કરામતો સામાન્ય કક્ષાના માનવીઓના કઠમા રહ્યા રહ્યા ઝાખા પડવા લાગ્યા હતા ગુજરાતની કવિતાએ તો છદોનુ શિષ્ટ વાહન શોધ્યુ હતું અને ઠેઠ નવલરામ પડિતના સમયથી "રાગડા કાઢીને' કવિતા ગાવાની ચાલ સામે સૂગ ઉત્પન્ન કરવાનો વિદ્વાનો પ્રયત્ન કરતા હતા એવા સમયે મેઘાણીએ શરણાઈના શોર અને ઢબુકતા ઢોલના નાદથી ગુજરાતના ચોકને ગજાવી મૂકયો

અને ત્યાર પછી પણ મેઘાણી જ્યારે સભામડપોને બુલદ અવાજે ચેતનવતા બનાવતા હતા, હજારો લોકો 'મોરલી માથે નાગ ડણુ મે' તેમ મેઘાણીના કઠની લહેરે લહેરે ડોલતા હતા ત્યારે 'વિવેચનની" કાઈ કેઈ સવારીને" "માઠી' અસર પણ પહોચાડી ગાયક એ કવિ નહીં કવિતામા અગેયતા, વાક્છટા, ગદ્ય કે નાટકમા જેવુ પઠન હોય તેવુ અર્થાનુસારી પઠન મહત્ત્વનુ ગણાવા લાગ્યુ રખેને ક્યાક રાગડો કાઢીને કવિતા ગવાતા એ રાગના કેફમા ચચ્ચૂર બનીને કવિતાની ખરી ખૂબી જે અર્થ ગૌરવમા અને અર્થ

૧ લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૧૪૨ ૧૪૩

સંપત્તિમાં છે તે રસિકોની નજરે નહીં ચડે તો ? આવી કાંઈક વિચારણાના ઓઠા હેઠળ, અને કંઈક તો પોતાની અંગત રુચિને વિસ્તારવા માટે અગેય પદ્યની અને પછી હવે તો અછાંદસ રચનાઓની બોલબોલા થઈ રહી છે.

'કવિતામાં સંગીત તો ઠીક, રાગડા તાણવાની પ્રવૃત્તિ તો ઠીક પણ સારું ભાવમય સુસ્વનિત પઠન પણ આપણે આમ ગુમાવી બેઠા. ભાવવિહોણા થા લા તંગ મનથી, અર્થને સ્પષ્ટ કરવા માટે ચીપી ચીપીને, સાચા ખોટા અકુદરતી ઉચ્ચારણથી–ખોટે સ્થળે ભાર મૂકીને જે પઠન થવા લાગ્યું, તેનાથી તો સુસ્વનિતતા, નાદમયતા, ગૂંજન વગેરે નવી પેઢીના હૃદયમાથી અદૃશ્ય થયું. પરિણામે આપણે માત્ર સંગીત ગુમાવ્યું નહીં પણ સંગીતની સાથે સાથે સુસ્વનતા, ભાવનો આકાર, શબ્દનો વૈભવ, શબ્દપ્રભુત્વ ખોઈ બેઠા. અને જેના હૃદયમા સંગીત નથી તેને ફાંસીએ તો શુ ચડાવીએ ? પણ તેવાની કવિતાએ અકવિતાઈ કવિતાની પ્રતિષ્ઠા કરી. આ બધું કાવ્ય–ઉત્ક્રાંતિ માટે, નવી રુચિની કેળવણી માટે આવશ્યક મનાયું અને એજ સાચી કવિતા છે એવુ આપણા મનમા ઠસાવવામાં આવ્યુ.....

આવા સમયે કાવ્ય અને સંગીત એ અવિચ્છેદ્ય, અવિભક્ત, એકાત્મ–રૂપ કલા છે, એવું દલીલો દ્વારા, સિદ્ધાંતોની માંડણી દ્વારા નહીં પણ આ જાતનો ઢોલ પીટી પીટીને અને હજારો લોકોને મંત્રમુગ્ધ કરીને મેઘાણીએ સિદ્ધ કર્યું. કેટલાક અગેયતાના પક્ષપાતી કવિઓ મેઘાણીએ પ્રચલિત કરેલા ચારણી ઢબના કાવ્યોમા પોતાનું ભાવ–વિચારોનુ પૌરુષ જેમ વ્યક્ત કરવા પ્રેરાયા. કેટલાક ભજનોના ઢાળ અને લોકગીતોના રમકડાશા રંગદર્શી લહેકાઓમાં કાવ્ય લખવા લાગ્યા. મોટા ભાગના નવા કવિઓએ ગ્રામગીતોના ઢાળોને અપનાવ્યા.

આમ મેઘાણીએ કવિતાને કંઠ આપ્યો. કંઠ મળવાથી કવિતાના ભાવમાં પ્રાણનો સંચાર થયો. નવા ચૈતન્યથી કવિતા જાણે નર્તન કરવા લાગી.

ગુજરાતી કવિતાને તો આ રીતે મેઘાણીની ગીતપ્રવૃત્તિએ દિશા દેખાડી પણ એ ગીતપ્રવૃત્તિ મેઘાણીના લોકસાહિત્ય સંશોધનની મુખ્ય પ્રવૃત્તિ હતી. લોકગીતોના ઢાળ, એ ઢાળની ખૂબીઓ, એમાં ભાવનો વિસ્તાર, ભાવનું ડોલન, છટા અને ગતિ, મુખ્ય ઢાળમાંના વચ્ચે વચ્ચે આવતા લહેકાઓ. મરોડો એ બધાનું સંશોધન કરી એ લોકગીતની ખૂબીઓ પ્રત્યક્ષ કરાવવાનો

અને એની પ્રતિષ્ઠા કરી ફરીથી એને માનવકંઠમાં વહેતુ કરવાનો એમનો ઈરાદો હતો

ધૂમકેતુએ સંક્ષિપ્તતાથી મેઘાણીના આ સમર્થ અને વિશિષ્ટ પ્રદાન તરફ આપણુ ધ્યાન દોર્યું છે. "મેઘાણીને ગુજરાતીઓ હમેશાં યાદ રાખશે એક અનુપમ દિવ્ય ગાયક તરીકે. મેઘાણીએ ધરતીમાં પોઢી ગયેલા એટલાં બધાં લોકગીતોને અને લોકસસ્કારોને જગાડ્યાં છે, કે જાણે એ તમામે તમામ એમની પોતાની વિશિષ્ટ શૈલી અને હલક વિના હવે અપંગ જેવાં લાગશે. લોકગીતો અને આપણી સામાન્ય છંદબદ્ધ કવિતાઓ—એમની વચ્ચે એક મહાન અંતર છે. એમને પ્રગટ થવા માટે જુદી જુદી પ્રાથમિક ભૂમિકા જોઈએ છીએ. લોકગીતોના સુદરમા સુદર ભાવને જ્યા સુધી તમે કઠ ન આપો, ત્યા સુધી એ ભાવ અપ્રગટ જેવો અને શાત નિષ્ક્રિય હોય તેવો જણાય છે. એને જે કંઠ આપે છે તે લોકગીતોનો કવિ છે અને ગાયક પણ છે મેઘાણીના કંઠમા એવી નૈસર્ગિક મોહિની હતી, કે લોકગીતોનો એવો ગાય- મેળવવા માટે તો હવે વર્ષોનાં વર્ષો રાહ જોવી પડશે ."[1]

'રા' ગંગાજળિયામાં' કુંતાદે ગ'ના ખુલ્લા પંજામા તાળીઓ દેતી, રા'ની કમરે હાથ વીંટાળી, પોતાની સાથે ફૂદડી ફેરવતી ફેરવતી ગાયા જ કરે છે : તમસુ લાલા ! તમસુ લાલા ! તમસુ લાગી તાળી રે !"[2] એવુ ભાનભૂલાવણુ એ ગીત હતુ. એવી ભાનભૂલાવણ એ ગીતની મસ્તી હતી, ઢીચ હતી તેમ મેઘાણીને પણ લોકસંગીત સાથે નાળા લાગેલી. એવુ ભાનભૂલાવણુ એ લોકસગીત હતુ એવા ભાનભૂલાવણુ એના સૂરો અને લહેકા હતા, અને એવી ભાનભૂલાવણુ એની ઢીંચ અને તાલની મસ્તી હતી

"મેઘાણીને ગીતોનુ ઘેલુ લાગ્યુ હતુ. તલ્લીન મસ્તીમા આવી ગાવામા મેઘાણીને લાજ નહોતી. મિત્રો પાસે ઉલટમા આવી જઈ ને ગાવા મંડી પડતા ..[3]

એકવાર કડી બીજાપુર તરફ કસબીઓની ક્રોડભરી જનમેદનીઓ સમક્ષ નવા નવા તૈયાર થયેલા એકતારાના ગીતો ગાઈ અમદાવાદ આવેલા ને ખગ મધ્યાહ્નને બુલંદ અવાજે મારે ત્યા એ ગીતો એમણે Possessed હોય એમ ) ગાયેલા." ( ઉમાશકર ) અનેક સભાઓમા અનુભવેલી મેઘાણીની આ

૧. ઊર્મિ-સ્મૃતિ અક (એપ્રિલ ૧૯૪૭) ૪૧
૨. રા' ગંગાજળિયો . પૃ ૯
૩. ઊર્મિ : સ્મૃતિ અક ૧૯૪૭ પૃ ૨૨૫

વૃત્તિમા પરમાનન્દ કાપડિયાએ તન્મયતા જોઈ 'તેમને અન્ય સાહિત્યિકો અને ખાસ કરીને કવિઓથી જુદી પાડતી બીજી બાબત એ હતી કે તેમનામા કવિતા સાથે જે ડોલન હતુ તેવુ ડોલન તન્મયતા—મસ્તી પોતાના કાવ્યવિષય સાથેની એકરૂપતા—મે તો હજુ ગઈ અન્ય કવિમા નિહાળી નથી તેઓ બુલદ અવાજે કોઈપણ ગીત ગાવુ શરૂ કરતા કે તેમના પગ તાલ આપવા માડતા, હાથ ઝૂલવા માડતા, આખોમાથી નૃત્ય ઝરવા લાગતુ અને મદોન્મત્ત હાથીની માફક તેમનો આખો પડ ડોલવા લાગતો વાસ્તવિક દુનિયા તેઓ એકાએક ભૂલી જતા અને શ્રોતાવર્ગને પણ ભૂલવાડી દેતા"[1]

સભામડપમા કાઠિયાવાડી તો ખરો પણ ખાસ મેઘાણીનો જ ગણાય તેવો વિશિષ્ટ પોષાક પહેરી, ચોરણી જાકીટ અને માથે સાફો પણ નહીં, પાઘડી પણ નહીં એવુ પટકા જેવુ પાછળ ઢળતા છોગાવાળુ માથાબધણુ બાધી ગાવા ઊભા થાય અને ઘેનભર્યા જાડા પોપચાવાળી મોટી આખોને સગીતના નશાથી ઊછળતી હોય તે રીતે ફેરવી પટોળા પખતા શ્યામ મુખ પર પ્રસન્નતા પ્રગટાવી એ ગીત લલકારે—ગીતનો ઉપાડ જ કરે કે તરત જ હવાના થરેથરમા એ ગીતનો ધ્વનિ ગુજારવ કરી ઊઠે એક હાથ ઊચો કરી, શરીરને આમ તેમ ફેરવી બધાના સન્મુખ ફરી, ઓડિયાના હાઠથી ઉલ્લાસમય અને રસિક લાગતો ચહેરો આમતેમ ઘૂમાવી પોતાના અગેઅગને એ ગીતના લયની સાથે નચાવતા જાય, હાવભાવ પ્રગટ કરતા જાય ત્યારે સભાખડનુ આખુ વાતાવરણ એ લયથી ધમકતુ બની જાય એ સુરાવટનુ બુલદ સ્વરવાદન શ્રોતાના કાનમા, અતઃકરણમા અને સભાખડના વાતાવરણમા મેઘમડાણ કરી ઝૂમી રહે આ વખતે ધરતી પર રહ્યા છતા, ધરતીના જ ધાવણ રૂપ લોકગીતોની હલક માણી રહ્યા છતા કોઈ દિવ્યલોક કાઈ લોકોત્તર લોકમા આપણે વિહરવા લાગીએ મેઘાણી પણ લોકમાહેના એમ એવા વિનમ્ર કવિ રહ્યા છતા લોકોત્તર-દિવ્યસૃષ્ટિના રહેવાસી લાગવા મડતા મેઘાણી નવલકથાના લેખનમા નહીં પત્રકારી લખાણમા નહીં વિવેચન ભાષણ આદિમા પણ નહીં પણ ગાતી વખતે જ ખરા રગમા આવી જતા એ મેઘાણીનુ ખરુ રૂપ જાણે કે હોય તેમ લાગતુ જોધો માણે જેમ એની વીરતા અને રણમાના પોઢવુ સમયે ખરા રૂપમા આવ્યો એમ લાગતુ હતુ, તેમ મેઘાણી પણ ખરા રૂપમા આવતા હતા જનમેદની સમસ્ત એકતાન બની ગીત લલકારે ત્યારે અને આવુ રૂપ—ચિરપરિચિત આપણા માહેના કોઈ એકનુ રૂપ લાગવા

1 ઊર્મિ સ્મૃતિઅક ૧૯૪૭ પૃ ૮૧

છતાં ક્યાંક અન્ય લોકમાંથી આ રૂપવૈભવ આવ્યો હશે તેવી લાગણી જન્માવતું. મર્ત્યલોકના આ મોરલાનાં રૂપ અને રૂપવૈભવ ખરેખર લોકોત્તર લાગવા માંડતા. "મેઘાણી ગવૈયા ન હતા—પણ દિવ્ય ગાયક હતા." (ધૂમકેતુ)

ગીત એ લોકગીત છે માટે, એ લોકસંગીત છે માટે મમતાના વસમા મારથી ઘાયલ બની એ ગીતોની પ્રેમમસ્તીમાં મેઘાણી ચકચૂર રહેતા. "ભાઈ મેઘાણીની તો આંખોમાં, મુદ્રામાં ને અંતરમાં એક જ વસ્તુ વ્યાપી ગઈ હતી, લોકગીતો. એમને એનું ઘેન રહેતું—એ ઈશ્ક હતો; એનો એને નશો ચડતો." (ધૂમકેતુ)[1]

## સંગીત:—સૂરોનું નહીં, પણ શબ્દોનું

મેઘાણીની ગીતની સાથેની આ તન્મયતામાં બે પ્રવાહો જોવા મળતા. કાવ્યરસભોગી તરીકે કવિના અર્થ અને ભાવ સાથે તો તે તન્મય થતા જ, એવી ભાવતન્મયતામાંથી જ લોકગીતકારના હૃદયમાંથી સૂર ઊઠ્યો હલ્યો, ડગલા માંડ્યા ને નાચી રહ્યો. એના એ નર્તનમાંથી ભાવ અને અર્થ શતશત રસાળી ધારે જાણે કે પ્રગટ થયા લાગ્યા. એ જ રીતે ભાવતન્મયતામાંથી મેઘાણીની ગાયકીમાં લોકગીતકારે રજૂ કરેલો નર્તન્તો સૂર ફરીથી સચેત બની નાચવા લાગતો, પરંતુ મેઘાણીની તન્મયતાનો બીજો પ્રવાહ—ભાવથી અતિરિક્ત, અર્થથી અતિરિક્ત કેવળ સૂર, ઢાળ, હલક, લય, ડોલન અને તાલ સાથે તેમને તન્મય બનાવતો. મેઘાણીએ લોકગીતોમાં ભાવ–અર્થને અને ઢાળ–લયને જુદા માન્યા નથી. "શરીર સાથે આત્માની માફક લોકગીત સાથે સંગીત જડાયેલું છે."[2]

શાસ્ત્રીય સંગીતના ગાયન માટે પસંદ કરાયેલું પદ માત્ર ભાવને આધાર આપવા માટે જ હોય છે. ગીત તો પદથી સ્વતંત્ર ભાવગતિ ધારે છે. જ્યારે લોકસંગીત તો શબ્દસંગીત હોય છે. કેથેરાઈન વિલ્સન નામની અંગ્રેજ વિદુષી કાવ્યના સંગીતનું પૃથક્કરણ કરતાં અનેક દૃષ્ટાંતોમાંથી એ વાત તારવે છે કે, શબ્દ અને વાક્યના સ્વાભાવિક નાદ દેહનું ખીલવેલું રૂપ તે જ લોકગીતનું સંગીત હોય છે. શબ્દના લઘુ ગુરુ ઉચ્ચારણો, એનાં સ્વર વ્યંજનોનાં ઉચ્ચારણો, શબ્દનું સ્વરિતતત્ત્વ અને પ્રયત્ન એ સઘળી નાદ વિશેષતાને સ્પષ્ટ રીતે બરોબર ખીલવીને અને ગળું ભરીને ઉચ્ચારવામાં આવે અને

---

૧. ઊર્મિ: સ્મૃતિ અંક: પૃ. ૪૨.
૨. લોકસાહિત્ય પુસ્તક પહેલું. પૃ. ૯૧.

આવા શબ્દો વાક્યમાં ગોઠવાતાં એ નાદ સમુચ્ચયનો એક સ્વાભાવિક પ્રવાહ કે ઢાળ બંધાય, ત્યારે લોકસંગીત ઉદ્દભવે છે.[૧]

લોકવાર્તા જે બોલીને ગાયન વચ્ચે ગદ્યમાં કહેવામાં આવે છે તેમાં આ શબ્દની નાદ સમૃદ્ધિ, વાક્યની નાદ સમૃદ્ધિ અને નાટ્યાત્મક ઉચ્ચારણના લહેકા અને લઢણ પૂરેપૂરા યોજીને વાર્તાનું ચિત્રાત્મક વાતાવરણ ખડું કરવામાં આવે છે. એ સઘળા નાદ વૈભવને સંગીતનો—નિયમિત આંદોલનનો પાશ આપવામાં આવે; એનો કોઈ ષડ્જ નક્કી કરી એને સ્વરપાંખે ચડાવવામાં આવે, અને ગદ્યની નાટ્ય છટામય વિષમગતિની લયને નિયમિત અને સુસંવાદી બનાવવામાં આવે એટલે લોકસંગીત સર્જાય છે.

આમ લોકસંગીત એ શબ્દસંગીત છે. શબ્દના સ્વાભાવિક ઉચ્ચારણના સમગ્ર નાદ દેહમાંથી પ્રગટે છે. એનાથી છૂટું સંગીતનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. માટે જ આ લોકસંગીતમાં પાસે પાસેના બે ત્રણ સૂરોની જ રમત હોય છે. કેવળ વાજીંત્રમાં–વાજીંત્રની સારીગમમાં એને ઉતારવામાં આવે તો આવા પાસે પાસેના સ્વરોનું એકધારાપણું કદાચ કંટાળો પણ આપે. શાસ્ત્રીય સંગીતના જેવા સાતેય સ્વરોમાં રમતા આરોહ અવરોહ આ લોકસંગીતમાં હોતા નથી. શાસ્ત્રીય સંગીત ગમે ત્યારે પદના કોઈ શબ્દ આગળ અટકીને, કે શબ્દને તોડીને માત્ર સુરાવટની તાન છેડી શકે છે. લોકસંગીતમાં એવી સ્વતંત્ર કેવળ સૂરાવટની તાનને અવકાશ નથી...

આવું વાક્ય સાથે જ સંગીત વાક્યના દેહમાં જ માત્ર રમતું હોવાથી લોકગીતકાર જો ગીતનું વેણ ભૂલી જાય તો ઢાળ પણ ભૂલી જાય છે. ઢાળને ગળામાં ગૂંજતો કરવા માટે શબ્દ કે વેણને યાદ કરવા પડે છે. સ્વતંત્ર ઉત્થાપનિકા–છંદ માટે જેમ યોજતા હોઈએ છીએ તેમ અહીં યોજી શકાતી નથી. આમ લોકસંગીતમાં ગાયન અને પદ બન્ને એક જ હોય છે. આવી એકતા લોકો ભૂલી ન જાય તેટલા માટે કદાચ અજ્ઞાનતાથી મેઘાણી શબ્દ કરતાં શબ્દના નાદને, અર્થ કરતાં ગીતના ઢાળ અને હલકને વધારે લાડ લડાવતા.

"સંગીત રત્નાકર"માં સંગીતના માર્ગી અને દેશી એવા બે ભેદ પાડયા છેઃ...વાગ્ગેયકારોએ લક્ષણયુક્ત જનરંજન કરનારું જે ગાન રચ્યું તે દેશી સંગીતઃ[૨]

૧. સાઉંડ એન્ડ મિનીંગ ઈન ઇંગ્લીશ પોએટ્રી : કેથેરાઇન એમ. વિલ્સન
૨. આપણી લોકસંસ્કૃતિ પૃ : ૨૨૯.

"યત્તુ વાગ્ગેયકારેણ રચિતં લક્ષણાન્વિતમ્
દેશિ રાગાદિષુ પ્રોક્તં તદ્ગાનં જન રંજનમ્."

આમ કેથેરાઈન વિલ્સનની જેમ જ ભારતીય સંગીતના શાસ્ત્રીય ગ્રંથમાં દેશીસંગીત–લોકસંગીતને વાગ્ગેયતા ગણી છે. માનવને ભગવાને આપેલા કંઠમાં અ, આ; ઇ, ઊ; એ, ઓ, ઔ ઐ...વગેરે સ્વરો; ક, થ, ત, ટ, પ વગેરે વ્યંજનો—વગેરેને લીધે સંગીતના સૂરોથી અતિરિક્ત અને નિરાળો કોઈ સંવાદ સર્જી શકાય એવી સામગ્રી રહેલી છે. સૌરાષ્ટ્રના ચારણો વાર્તા કરતી વખતે, ગીત ગાતી વખતે ગળું ફૂલાવી ફૂલાવીને—કદાચ અતિશયોક્તિ કરીને દરેક શબ્દનો આ નાદ સારી રીતે ઉપસાવે છે. શબ્દના આ વિવિધ નાદના સંવાદમાંથી જ એક પ્રકારનો સંવાદ અને સંગાત નીપજે છે લોકગીતનું આ સંગીત સંગીતના સૂરોનું નહીં, પણ શબ્દના નાદ અંશોનું બનેલું હોય છે. સંગીતરત્નાકરે આ સંગીતને જનમનરંજક કહ્યું છે કારણ કે લોકો એને સરળતાથી ઝીલી શકે છે. લોકોની વાણીની જ એ નીપજ છે. એને માટે તાલીમ અને સાધનાની જરૂર નથી પડતી.

લોકોની વાણીની આ નીપજ—લોકોની બોલીની જેમ બાર ગાઉએ બદલાય છે. જુદા જુદા દેશવિશેષના લોકસંગીતની તરત જ પરખાઈ જાય તેવી વિશિષ્ટ હલક હોય છે. શાસ્ત્રીય સંગીત કરતાં આ લોકસંગીત દેશે દેશે જુદું પડે છે; એટલું જ નહીં, ગાવાની પદ્ધતિ અને હલકના સહેજ ફેરફારથી, કોમે કોમે સહેજ જુદું પડે છે. કોમ કોમની ખાસિયત, જીવન-ભાવના, અને રહેણીનું પ્રતિબિંબ જાણે કે આ લોકગીતોની ગાવાની હલકમા પણ પડે છે. જયમલ પરમાર લખે છે કે: "એકના એક રાસડા જુદી જુદી કોમમાં જુદા જુદા ઢાળથી ગવાય છે. ક્યારેક એના શબ્દોમાં પણ ફેર હોય છે. એક કોમના રાસડા ભરતીઓટ જેવા, એકસરખા નીચેથી ઊંચા હિલોળ લેતા, વેગભર્યા હોય છે. એ રાસડાનું સંગીત આદિવાસીઓના સંગીતને મળતું હોય છે. જ્યારે નાવિકોના રાસડામાં મસ્તી અને કરુણતા વિશેષ હોય છે. કાંટિયા વરણની કોમોના રાસડા વિશેષ હલકદાર, સ્વસ્થ, ખુમારીભર્યા અને રસમસ્તીનાં એકધારાં આંદોલન ઉઠાવે છે."[1] મેઘાણીની સૂક્ષ્મ સંવેદનો ઝીલનારી શ્રવણેન્દ્રિયે પણ જુદી જુદી કોમનાં લગ્નગીતોમાં, એના સ્વરોમાં જાતિગત સંસ્કારોની અનુભૂતિ

૧. આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૯૧.
૨. લોકસાહિત્ય ૧ : પૃ. ૧૨૩.

પોતાને થઈ તે આ રીતે તારવે છે: [૨] "જેમ શબ્દોમાં એ 'જાતિગત સંસ્કારો તેમ જ સ્વરોમાં': એટલે કે ગાવાની શૈલીમાં. બ્રાહ્મણ વૈશ્યની સ્ત્રીઓને ગાતાં સાંભળો, તો સાદા સીધા, કાંઈ ખાસ ઊર્મિ ન જગાડનારા સૂરો કાને પડશે. કણબણો ગાતી હોય ત્યારે એમના વ્યવસાયની, રીતભાતોની ને સંસ્કારોની સ્થૂલતા, કાંઈક મારવાડી ગાણાંને સ્મરાવે તેવા ત્વરિત આરોહ અવરોહમાં અને સાંકડા પહોળા ઉચ્ચારોની ધમધમતી ઉતાવળમાં પ્રગટ થાય છે. પરંતુ હવે સંભારો: કોઈ વેલડામાં બેઠેલી પાંચ કાઠિયાણીઓને, ચારણીઓને અથવા ખવાસણોને ગાતી સંભારો: ધીરે ધીરે, સંપૂર્ણ સ્વસ્થતાથી શરૂ થતા, જાણે અનંતકાળ સુધી પૂરા નહિ જ થાય તેવા અખંડિત આંદોલનની ધારા રચીને ચાલુ રહેતા, અને કશી યે ત્વરા ન હોય તેવી ખામોશથી, સંધ્યાના આરા તરફ વળતાં સૂર્ય-કિરણોની માફક ધીરે ધીરે મધુર સમાપ્તિમાં વિલીન થતા એ સૂરોને સંભારો:

"તરવાર સરીખી ઊજળી રે ઢોલા !
તરવાર ભેટચમાં બિરાજે રે વાલીડા વીરને !"

અથવા પેલા, ચાર પાંચ ગાઉના સીમાડાને છલોછલ ભરી દેતા પ્રશાંત જાજરમાન, ઓજભર્યા "મોર જાજે ઉગમણે દેશ..." એ સ્વરોને યાદ કરો... અંતઃકરણની સ્વસ્થતા વીરજાતિનું પ્રશાન્ત ગૌરવ, જાજરમાન વ્યક્તિત્વ અને વિશાળ સીમાપ્રદેશ પર રાજ કરવાની અભિલાષા: એ સંસ્કારોમાંથી આવું સ્વસ્થતાભર્યું સંગીન જન્મે છે."

આવી કોમ કોમની ખાસિયતો સૂરોમાં—ગાવાની હલકમાં પ્રગટ થતી હોય તેવી આપણને લાગણી થાય છે. તેમ દેશ દેશની હલકમાં એ દેશની ભૂમિ, વાતાવરણ, પ્રજાની ખાસિયતો પ્રગટ થતી હોય તેવું અનુભવાય છે રેડિયોના કાર્યક્રમમાં તામીલ પ્રદેશનું, બંગાળનું; પહાડી ઉત્તર પ્રદેશોનું રજપૂતાનાનું... લોકસંગીત આપી સમજાવી ન શકાય છતાં અનુભવી શકાય તેવી તે તે ભૂમિની જાણે કે વિશિષ્ટતા પ્રગટ કરે છે. "આવા તાલબદ્ધ અને લયબદ્ધ લોકસંગીતના પ્રદેશે પ્રદેશે કંઈ કંઈ પ્રકારો સર્જાયા છે. બંગાળે બાઉલ, ભટિયાલી, ઝુમુર અને કીર્તન આપ્યાં છે; તો પંજાબે મહિયા, હીર ધોરી અને ગીદ્દા આપ્યાં, ત્યારે મહારાષ્ટ્રે પોવાડા, અભંગ, લાવણી અને પદ આપ્યાં. ઉત્તર હિંદના દિલ્હીથી બનારસ વચ્ચેના પૂરબ વિસ્તારે કજરી ને શેરી આપ્યાં, ઝુલા, સોહર ને સાવન આપ્યાં, નૌટંકી ચૌકલિયા અને સાકા આપ્યાં સિંધે કાફી ને સફી

સંગીત આપ્યું, સરહદે નીમકાઈ, લોલા અને 'સંદરાના પ્રકાર આપ્યા. એ જ રીતે તામીલ તેલુગુ અને કર્ણાટક વિસ્તારે પણ વિવિધ લોકસંગીત સર્જ્યું છે. જ્યારે પહાડો અને જંગલોમાં વસતી અનેક અભણ આદિ જાતિઓએ હવે નૃત્યમય સંગીત આપીને પોતાની વિશિષ્ટતા નોંધાવી છે."[1]

સંગીત શાસ્ત્રમાં ભાવ પ્રમાણે રાગ નહીં, પણ સમય અને સમયના વાતાવરણ પ્રમાણે રાગની યોજના થઈ છે. સવારે, બપોરે, સાંજે, મધરાતે, નિયત કરેલા રાગ જ ગવાય. સંગીતમાં સ્વરોનું પ્રાધાન્ય હોવાથી વિશ્વના કોઈ સૂક્ષ્મ અગોચર વાતાવરણ સાથે બંધબેસે તેવી વાદી પ્રતિવાદી, કોમળ, તીવ્ર આદિ સ્વરયોજના કરીને રાગને રજૂ કરવામાં આવે છે. ભાવ ગમે તે હોય–હર્ષ કે શોકનો–એ આ વિશ્વસૂર સાથે સંવાદી બનીને જ પ્રગટી શકે. દેશ્ય–સંગીત કે લોકસંગીતમાં સ્વરોનું સ્થાન શબ્દોએ લીધું છે. અને તેથી વાતાવરણ સાથે સંવાદિતા જાળવીને ભાવની અભિવ્યક્તિ કરવાનો માર્ગ પોતાની આંતરિક સૂઝથી લોકસંગીતે જુદો જ લીધો. સમય પ્રમાણે નહીં, પણ દેશ પ્રમાણે ગાવાની લઢણ કે ઢાળની યોજના કરી છે.

મેઘાણીએ આ દેશ ને વાતાવરણ સાથે સંવાદિતા સાધે તેવી ગાવાની પદ્ધતિને બરોબર ઝીલી લીધી. દુહા, લગ્નગીત, ભજન, મરશિયા...વગેરે જુદું વાતાવરણ ભાવદૃષ્ટિએ સર્જે છે, છતાં એ ગાવાની હલકમાં સૌરાષ્ટ્રનું વાતાવરણ સૂસવાય–એવી એ વાતાવરણ સાથે સંવાદિતા પ્રગટ થવી જોઈએ. સૌરાષ્ટ્રની લોકસંગીતની ગાયન પદ્ધતિનું આ તત્ત્વ એ સંગીત સાથે તન્મય થવાથી અને સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ સાથે તાદાત્મ્ય સાધવાથી મેઘાણી મેળવી શકયા.

લોકસંગીતમાં શબ્દોએ અને શબ્દના નાદપ્રવાહે સંગીતના સૂરોનું સ્થાન લીધું હોવાથી એ શબ્દોના નાદના સૂક્ષ્મ મરોડ, છટા; એના ઉચ્ચારણમાં અવાજના કદ–વોલ્યુમની–વધઘટ–અવાજ ઘટ્ટ અને મોટા ક્યારે કરવો અને અવાજ ધીમો અને ઝીણો ક્યારે કરવો તેની સૂક્ષ્મ વ્યવસ્થા, અને ભાવ પ્રમાણે, ચિત્ર પ્રમાણે, ઉપસ્થિત થતી ભાવ કે ચિત્રની ગતિ પ્રમાણે લયનું ઉત્થાન, મરોડ, એની દ્રુત કે વિલંબિત ગતિ, એના સ્પંદનો અને મૂર્છના...વગેરેની યોજના...એવા એવા શબ્દ અને વાક્યના સ્વાભાવિક નાદનાં તત્ત્વો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે. આ રીતે જેમ સંગીતમાં રાગરાગિણી તેમ લોકસંગીતમાં આવા જુદાં જુદાં નાદતત્ત્વોને આધારે થતી ઢાળવિશેષની રચના

---

૧ આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૨૩૨

કોઈ સૂક્ષ્મ અને સ્પષ્ટ ન કરી શકાય તેવા આંતરિક એવા પોતાના શાસ્ત્રને અનુસરે છે.

(લોકસાહિત્યના સંશોધન કાજે ઝવેરચંદ મેઘાણીએ અતિશય કેળવાયેલી શ્રવણેન્દ્રિય દ્વારા આ સૂક્ષ્મ સમજ ધરાવનારા લોકસંગીતને ધ્યાનપૂર્વક ઝીલ્યું, એની વિશેષતા અને ખૂબીઓને બરાબર માર્મિકતાથી પકડી-અને એ સઘળા લહેકા, ખૂબીઓ, ગાવાનું વૈશિષ્ટ્ય...પોતાના કંઠમાં ઉતાર્યું) સંગીતની જેમ એને નોટેશન દ્વારા–લિપિબદ્ધ કરીને દર્શાવી શકાય નહીં, છંદ શાસ્ત્રની જેમ લઘુગુરુ આદિની યોજનાને જુદી તારવીને જેની ઉત્થાપનિકા આપી શકાય નહીં–તેવો પ્રયત્ન કરવામાં આવે, સંગીતના સૂરોમાં લોકસંગીતને પકડવામાં આવે અને સપ્તકલ, ત્રિકલ, ષટ્કલ, એવી માત્રાની બાંધણી કરી તેના લયની અને તાલની ઉત્થાપનિકા આપવામાં આવે, તોપણ લોકસંગીતનું અખંડ સ્વરૂપ પકડયું પકડાતું નથી. આવા સંગીતને–એના અનેક જાતના ઢાળ, ગાવાની છટા, વિશિષ્ટ લહેકા, અને ઝીણી ઝીણી ખૂબીઓને સાંભળતાં વેંત પોતાના કંઠમાં ઉતારી લેવી, પોતાની સ્મૃતિમાં સંઘરી રાખવી અને પોતાને ગાવાનો પ્રસંગ આવે ત્યારે આ બધી ખૂબીઓને–શ્રોતાઓનું એ ખૂબીઓ પ્રત્યે ધ્યાન જાય તે રીતે ગાઈને તેનું પ્રદર્શન કરવું–આ સાધના અસાધારણ છે. લોકગાયક કદાચ સોરઠનો ઢાળ યથાતથ ગાઈ સંભળાવે, ભાવ સાથે તન્મય બની કદાચ ભાવની સમાધિમાં શ્રોતાને ડોલાવે, પણ ચિત્રની નાદ દ્વારા રજૂઆત, ભાવની ગતિની શબ્દની ઠલક દ્વારા અભિવ્યક્તિ વગેરે ખૂબીઓનું શ્રોતા સ્રુદર્શન કરી શકે શ્રોતાના ધ્યાન પર એ વાત આવે એવી રીતે ગીતના નાદદેહ સાથે તન્મયતા અને રજૂઆત તો મેઘાણીની જ વિશેષતા ગણાય.

## લોકગીતોના ગાયકો

મેઘ જેવા ગંભીર ઘેરા અવાજે ગાતા કોઈ ચારણ કવિ, પોતાના ઘેરા, બુલંદ, ઊંચા લલકારના લંબાયેલા સ્વરની હલકે ગીતને રમાડનાર ગઢવી મેરુભા, આર્દ્ર, ઘેરા, ભારે અને બેઠા લલકારના ગંભીર અવાજે શ્રોતાઓને ખેંચી જાય તેવો ભાવનો પ્રવાહ રેલાવતાં ગીત ગાનારા કવિ દુલાભાઈ કાગ, ભજનનું ભક્તિમય વાતાવરણ ઉપજાવનાર યશવંત ભટ્ટ વગેરે રેડિયો કલાકારો અને બુલંદ સૂરનો કાનમાં રણકો મૂકી જનાર હેમુ ગઢવી...એ બધા ગાયકો કરતાં મેઘાણીમાં આ વિશેષતા સ્પષ્ટપણે તરી આવતી. ભાવ તો ઠીક...પણ પંક્તિએ પંક્તિએ જે ચિત્ર ઉપસતા આવે છે તે નાદમાં

કઈ રીતે વ્યક્ત થાય છે તેને રસિક, કલામર્મ પારખુની અદાથી—સાભિનય મેઘાણી રજૂ કરતા.

મેઘાણી આ ચારણ કવિઓની જેમ લોકઢાળના સ્વરૂપને બરોબર સાચવતા ખરા, ભાવ વૈશિષ્ટ્ય દર્શાવવા માટે કે રાગની ખૂબીઓ પ્રગટ કરવા, માટે નાટકીય રીતે એ ઢાળનું સંવાદિત્વ તૂટી જાય તે રીતે અલબત્ત તેઓ ગાતા નહીં. કેટલાક લોકગીતના પ્રચારક હોશીલા લોકગાયકો બુલંદ સૂર એજ જાણે લોકગીતોની વિશેષતા હોય તેમ ગાય છે. ભાર દઈ દઈને જુસ્સો દર્શાવીને ગાવું, કે ગળગળા થઈ સ્વરભંગ કરીને ગાવું, નાટકીય અભિનય—પાત્ર દ્વારા-વાચિક કે નાદનો અભિનય તો તેમના કંઠે પારખીને ઝીલ્યો નથી હોતો—એટલે શરીરના ને મુખના હાવભાવથી અભિનય કરી કૃત્રિમ રીતે ગાવું.. ગાતાં ગાતાં તાલ કે લયનો ભંગ કરી ભાવ વિશેષતા પ્રગટ કરવા માટે વચ્ચે વચ્ચે પંક્તિનું ધીમી લયમાં ઉચ્ચારણ કરવું, શબ્દોનું અતિશુદ્ધ સ્પષ્ટ ઉચ્ચારણ કાનને વાગે તે રીતે કરવું, રખેને સંગીતની હલકમાં શબ્દાર્થની સમજ લોકોને નહીં પડે એમ માનીને સંગીતની લયમાં શબ્દને વહેવડાવવાને બદલે ભાર આપી આપી કે ચીપી ચીપીને શબ્દ ઉચ્ચારવો...એથી પણ આગળ જઈને સંગીત અટકાવી સમજાવવા બેસવું. આવું આવું વિપથગામી લોકસંગીતનું પીરસણ આવા હોશીલા રસિક લોકગાયકો કરે છે. ઝવેરચંદ મેઘાણીને લોકગીતની પ્રતિષ્ઠા કરવાની હોંશ હતી, એના માત્ર ભાવ જ નહીં, એનું કાવ્યત્વ જ નહીં, પણ એનુ સંગીતત્વ પણ કેવું ખૂબીવાળું છે તે દર્શાવવું હતું—આમ લોકગીતના તન્મય કવિ-ગાયક તરીકે નહીં; પણ રસદર્શી વિવેચકની અદાથી તેમને લોકગીતો રજૂ કરવાના હતા, છતાં ઉપર કહી તેવી કૃત્રિમતા તેમણે લોકગીતોની રજુઆતમાં ક્યારેય પ્રવેશવા દીધી નહીં

કારણ કે મેઘાણીને જે પેલો સાદ સંભળાયો હતો—કોઈ અદશ્ય ગોવાળનો—તેની પ્રેરણાથી મેઘાણીએ લોકગીતોની પ્રતિષ્ઠા કરવાનું કામ પોતાનું જીવનકાર્ય ગણ્યું. લોકગીતને લોકકંઠમાં નહીં, તો છેવટે લોકોના રસદર્શી શ્રવણ પર નાખી લોકોના મનમાં તેની મહત્તા, ખૂબી અને ગૌરવ પ્રગટ કરવાનું કામ તેમણે શ્રદ્ધા-પૂર્વક ઉપાડી લીધું. મેઘાણી નામની વ્યક્તિ નહીં. મેઘાણી નામનો સામાન્ય લોકથી જુદો કોઈ ગાયક નહીં, પણ લોકગીત અને તેની આપમેળાએ પ્રગટતી ખૂબીઓની જ પ્રતિષ્ઠા કરવાનો તેમને આદેશ મળ્યો હતો લોકગીત લોક-સંગીત, લોકસંસ્કૃતિ પ્રત્યેના અપાર આદર અને ભક્તિને લીધે, મેઘાણીએ પોતાના વ્યક્તિત્વનું આત્મવિલોપન કરી દીધું હતું. ગોવાળના સાદને બધું

સમર્પણ ન કરીએ પણ આત્મભાન કે અહંકારનું વિલેપન ન કરીએ એવું બને જ નહીં. ગોવાળ એ સાંખે નહીં. એટલે ગીતની રજુઆત વખતે લોકગીતનો સ્વાભાવિક જે ઢાળ છે તે જાળવીને, લોકગીત સાથે સંપૂર્ણપણે તન્મય રહીને લોકગીતની જે કંઈ ખૂબીઓ હતી; જે કંઈ એના લહેકામાં વ્યંજના છૂપાયેલી હતી તેને હૈયાના હુલાવ આપી, બહલાવી તેજોમય બનાવવાનું જ કાર્ય મેઘાણીએ કર્યું.

અન્ય લોકગાયકો—પોતે અસ્મિતાથી—વિવેચકની અદાથી ગીત ગાતા હોય તો મેઘાણી અલબત્ત ગીતની ખૂબીઓના મર્મવિદ્દ તો છે—પણ તે મર્મવિદ્દપણું લોકગીત પ્રત્યેની ભક્તિમાંથી, અનુભૂતિ રૂપનું હોવાથી, લોકગીતની ખૂબીઓ દર્શાવતી વખતે પણ આત્મવિલોપન સાધી શકતા...મેઘાણી નામની વ્યક્તિ અદશ્ય થતી અને સૌરાષ્ટ્રનું લોકગીત દેહધારીને આપણી સમક્ષ નર્તન કરી રહ્યું હોય તેવું લોકોત્તર વાતાવરણ સર્જાતું.

"લોકસંગીતની હલક અને લહેકા અન્ય તમામ સંગીત પદ્ધતિઓ[1] કરતાં વધુ લાલિત્યમય હોય છે. આ હલકમાં ગાતા અને લહેકા લેતા જતા જનસમુદાયના કંઠ એક સ્વરથી બીજા સ્વર પર જતાં વચલા સ્વરોને મૃદુતાથી સ્પર્શ કરતા જાય છે. એમ કરીને વચલા સ્વરોનું આગવું લાલિત્ય ઉમેરતા જાય છે...આવા લાલિત્યમય લહેકાને શાસ્ત્રીય સંગીતકારો કાકુસ્વરસ્પર્શિત સંગીત કહે છે. પ્રખર પ્રયાસથી જ જેના પર પ્રભુત્વ મેળવી શકાય છે એવા કાકુસ્વરસ્પર્શને લોકકંઠમાં આટલી સ્વાભાવિક્તાથી રમતું જોઈ તેઓ તાજુબી અનુભવે છે." [1] જયમલ્લ પરમારે જે લાલિત્યમય લહેકાનો અહીં ખ્યાલ રજૂ કર્યો છે તે બે સ્વરોની વચ્ચેની શ્રુતિની પકડનો છે. પંડિત ઓમકારનાથ ઠાકુરે કોઈ હરિજન પાસેથી સાંભળેલી પંક્તિ : "કોના છોરુ ને કોના વાછરુ કોના મા ને બાપજી..."એમાં છેલ્લે 'જી' જે સ્વરમાં ગાવામાં આવે છે, તે સારંગ રાગના શાસ્ત્રીય ગાયનમાં સેવામાં આવતો નથી—છતાં ત્યાં એનું લાલિત્ય પંડિત ઓમકારનાથને સ્પર્શી ગયું.

## વાચિક અભિનય

પરંતુ આ 'કાકુસ્વરસ્પર્શિત' શબ્દ, બીજા 'કાકુ' તરફ-ઉચ્ચારણની ભાવમય પદ્ધતિથી સ્વરમાં – ઉચ્ચારણમાં કંપ, સ્વરિતતા વગેરે વાચિક અભિનયનાં લક્ષણો તરફ-આપણું ધ્યાન દોરે છે. લોકગીત એ સંગીત છે :

---

૧. આપણી લોકસંસ્કૃતિ : પૃ. ૨૩૩

નાટક નથી. એમ છતાં સંગીતના અખંડ પ્રવાહને વહેતો રાખ્યા છતાં ભાવમય ઉદ્‌ગારનું નાટકમય સૂચન થઈ શકે છે. વાચિક અભિનય મુખ્યત્વે નાટ્યમાં નટ તન્મય બને ત્યારે સાત્ત્વિક અભિનય રૂપે પ્રગટે છે. શિશિર ભાદુરી વિષે એમ ત્યાં બંગાળમાં એમનો અભિનય જોઈ આવેલા કહે છે કે, 'રામના પાત્ર તરીકે 'હા ! સીતે !' આ એક જ ઉદ્‌ગારમાં હૃદયને હલાવી નાખે તેવો વાચિક અભિનય તેઓ રજૂ કરતા ને કેટલાક રસિયાઓ માત્ર એ અવાજ અને માત્ર એ ક્ષણનો રસ માણવા માટે જ ફરીથી નાટક જોવા આવતા ને બાકીનું જોયા વગર પ્રસન્ન થઈને જતા રહેતા. એ. સી. બ્રેડલીએ કીંગ લિયર પાંચ વાર જે નેવર નેવર નેવર... બોલે છે તેમાં અભિનયકારની, વાચિક અને સાત્ત્વિક અભિનયની શક્તિની પરખ થઈ જાય એવી, ઉચ્ચારણમાં ભાવ લહરીઓને સમાવવાની કેવી શક્તિ છે તે દર્શાવ્યું છે.

અનુપ્રાસ, યમક, રવાનુકારી શબ્દો વગેરેથી કૃત્રિમપણે નહીં પણ સ્વતંત્ર રીતે નૈસર્ગિક રીતે શબ્દો આવી ચઢ્યા હોય તે જાતની અર્થાનુસારી શબ્દરચના કાવ્યમાં મળે છે ત્યારે આપણે ખુશી થઈએ છીએ. અર્થાનુસારી આવી શબ્દરચના મુખ્યત્વે શબ્દના નાદદેહ પરસ્પર સંકળાઈને જે સંવાદિતા પ્રગટાવે છે તેમાંથી સૂચવાય છે. અર્વાચીન કાવ્યપ્રવાહનાં વહેણોનું અવલોકન કરતાં રામનારાયણ પાઠક પ્રશંસાપૂર્વક છંદોની પંક્તિ કે અર્ધ પંક્તિમાં જે નાટ્ય છટા ઊતરે છે તેની નોંધ લે છે. ઉમાશંકર જોષીનું કાવ્ય "રચો રચો અંબર ચૂમ્બી મંદિરો" માં કોઈ "હા, રચ્ચે રાખો, રચ્ચે રાખો !" એમ કટાક્ષમાં કહેતું હોય તેવી વાક્‌છટા રામનારાયણ પાઠકે અનુભવી છે ને પ્રશંસી છે. છંદોમાં એ છંદ રહ્યા છતાં સૂચિત વાક્‌છટાઓ વચ્ચે વચ્ચે આવી શકે છે. તે જ રીતે લોકગીતના ઢાળોમાં એ ઢાળ રહ્યા છતાં વિશિષ્ટ છટા અને મરોડ સૂચવતા લહેકાઓ આવી શકે છે.

લોકગીતની ગાયકી ઉપરના સંપૂર્ણ પ્રભુત્વ વગર ગીતના ઢાળને જાળવવો અને છતાં એની આવી છટાઓને આગળ કરી દર્શાવવી એ શક્ય બનતું નથી. એ લહેકાઓ સાંભળવાથી જે અનુભૂતિ થાય છે—ચિત્તમાં જે અર્થ પ્રાપ્ત થાય છે તે નર્યા શબ્દના પઠનમાં શક્ય નથી. ઊંચી કવિતાનો અર્થ જેમ કવિતાની અંદર જ રહ્યો છે–તેના ગદ્યમય રૂપાંતર કે વિવરણમાં નહીં. કાવ્યનો અર્થ ધ્વનિત થાય છે, સૂચવાય છે, અને ધ્વનિ પેદા કરનાર કારણોમાં "કાકુ"ને પણ એક કારણ કાવ્યશાસ્ત્રીઓએ લેખ્યું છે. આ કાકુને લીધે ઉચ્ચારણ-વિશેષ–લહેકાને લીધે લોકસંગીતમાં સ્પષ્ટ રીતે વ્યક્ત ન થયા

હોય તેવા અનેક અર્થ પ્રગટ થાય છે.

"છાપેલા શબ્દોની પાછળ અકળ અખંડ મધુર -અને નિગૂઢ સ્વરો રહ્યા છે તેની એને કલ્પના પણ નથી આવતી. લોકગીતના પ્રચલિત ઢાળોને કોઈ સ્ત્રીકંઠેથી ન સાંભળનારને મન તો : 'આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે'... એ કેવળ સાદા શુષ્ક–Prosaic –શબ્દો જ માત્ર છે–સ્વરોનો અજાણ રસિક એમાં શબ્દાલંકારનાં કે અર્થાલંકારનાં દર્શન ક્યાં યે પામતો નથી. આ સાદી પંક્તિના અંતરમાંથી કોઈ ભાવધ્વનિ એના કાનમાં ગૂંજી ઊઠતો નથી."[1] મેઘાણીએ આ ગીતમાં "અસંખ્ય વિયોગ–ભીરુ પ્રેમિકાઓના મર્મવેધી વિયોગ સ્વરો" કઈ રીતે નિહાળ્યા હશે તે એમની ગાવાની પદ્ધતિમાં પ્રત્યક્ષ થતું. આ રાસમાં પહેલી પંક્તિનો અવાજ દોડતો દોડતો કાને અથડાતો હોય તેમ મોટા અવાજે–મોટા વોલ્યુમથી ગવાય છે અને એ હકીકતનું–આભમા ઝબૂકતી વીજળીનું દર્શન કર્યા પછી...ઝરમર ઝરમર ઝીણા મેહની અનુભૂતિ કેવી હૃદયભેદક છે તે જાણે કે અવાજ દૂર દૂરથી આવતો હોય તેવા ધીમા વોલ્યુમથી–ઝીણા મંદ અવાજથી ગવાય છે. અને તેમાં યે છેલ્લી પંક્તિઓ

તમને વ્હાલી રાજાજીની ચાકરી રે !
અમને વ્હાલો તમારલો પ્રાણ, ગુલાબી !
નહીં જાવા દઉં ચાકરી રે... !

ગવાય છે ત્યારે જોરથી ઉચ્ચારાતી પંક્તિ બોલતાં બોલતાં ડૂસકાનો–મેઘાનો સ્વર જાણે કે તીવ્ર બનતાં બનતાં ભાંગી જાય છે. ધ્રુજતા, ગળગળા સાદે અટકી અટકીને 'જે વાત અમારે પ્રગટ કરવા જેવી ન હતી, અમારે માટે પરમ ગોપનીય રહસ્ય હતું' તે પ્રગટ કરવું પડે છે'–તેના દર્દ સાથે, 'અમને વ્હાલો તમારલો પ્રાણ" એ પંક્તિ ગવાય છે. ત્રણ લહેકો અમ્ મને, વહાલો ત...મા ર લો......એટલું વાક્ય જે બોલે છે તે મર્મવેધક બની જાય છે. 'તમારા કરતાં અમારામાં આ વિશેષતા છે'. માટે લાડભરી રીતે પોતાને માટે બહુવચન વાપરે છે. અને અટકતાં અટકતાં ગુલાબીની હૃદયવૃત્તિ સાથે પોતાની વૃત્તિ સંસ્પર્શાવવા જતાં પોતાને શું વ્હાલું છે...તે એકદમ !"પ્રાણ" શબ્દને આરોહ અવરોહમાં ઝડપથી બોલી નાખે છે...અને પછી 'ગુલાબી' ને સંબોધન કરી એ અધિકાર બળે આડા હાથ દઈ રોકવાનો કોમળ છતાં દૃઢ એવો હુકમ કરતાં એકે એક શબ્દ નિશ્ચયના બળ સાથે ઉચ્ચારાય છે : "નહીં જાવા દઉં ચાકરી

1. લોકસાહિત્ય પુસ્તક ૧ : પૃ. ૮૧

રે..." આવી અર્થોની અનુજ્ઞાત ગીતની હલક અને ગાવાની છટા ઊભી કરે છે. અને એવી અનુભૂતિની હાવભાવની ચિત્રપરંપરા રજૂ થતાં થતાં સમગ્રતયા પ્રેમભીની નારીના હૃદયનું આસ્વાદ્ય અનાવૃત રૂપ મનમાં રમવા લાગે છે... સૌરાષ્ટ્રીય નારીનું વ્યક્તિત્વ ચાકરીએ જતા કંથના ચિત્તમાં દબાણ કરતું રમી રહે છે :

ઘોડું બોલે ને થરહરે, ગરદીને કાંઠે વેણ
એને કાંટો કદી મ વાગજો મર હોય પારકાં શેણ."

એવો જ ચાકરીનો સંદેશો આવતાં આમ 'થોડું બોલે ને થરહરે'... એવી પ્રેમભીની વાણીનો પરિચય "ઊભી ઊભી ઊગમણે દરબાર રે કાગળિયાં આવ્યાં રાજનાં રે લોલ" એ ગીતમાં થાય છે. જોર શોરથી ચાકરીયે સસરાજીને, જેઠજીને દીયરને...મોકલો એમ કહી કહી ધ્રુજારીભર્યા કંઠે મંદ સ્વરોમાં "અલબેલો નહીં જાય ચાકરી રે લોલ" એમ એ નારી ઉચ્ચાર્યા કરે છે. છેવટે ઘોડાની લગામ પકડીને ઊભી રહે છે : "અલબેલા ક્યારે આવશો રે લોલ ?" આ વખતે પુરુષ પ્રકૃતિનો —નારીના હેતથી હલી ઊઠેલા હૃદયનો સંયમિત સ્વર સંભળાય છે; જાણે કે હસીને ધીરજ બંધાવતો હોય તે રીતે—"છોડો ગોરી, આવડલો શો હેડો ? રે નયણે રે આંસુ કાં ઝરે રે લોલ."

(લોકગીતોના શબ્દના નાદમાં રહેલી ચિત્ર ઉપજાવવાની શકિતને મેઘાણી પૂરેપૂરી ખીલવીને પ્રગટ કરી શકતા.) "સામા ઓરડિયામાં નાગજી પોઢ્યા નાગણી ઢોળે વાય મારા વ્હાલા" એ ગીતની હલકમાં નિરાંતજીવે સુખાળવી સાહ્યબી ભોગવતા નાગજીનું ચિત્ર લબાયેલા 'આ' થી અને "પોઢ્યા"ના ઓકારાન્ત પછીના 'ઢ' ના ઢળકતા ઉચ્ચારણથી ઉપજાવી, વીંઝણો વાતી, ડોલતી નાગણીનું ચિત્ર બીજી પંકિતમાં ઉપસાવે છે.

"બહાર પધારો સોરંગ સુંદરી...
આંગણે અલબેલો ઊભો રિયો...

આ લગ્ન ગીતમાં 'બહાર'નો છેલ્લો ર લંબાવી ઉચ્ચ સ્વર' આરોહ આપી 'પધારો' બોલવામાં આવે ને તેના 'રો'ને ઠીક ઠીક લંબાવવામાં આવે, 'બહાર' કરતાં પ અ, ધા આ, રોઓ એમ બબ્બે માત્રા સુધી એક એકાક્ષર 'પધારો' શબ્દને હીલોળવામાં આવે, પ ના ઉચ્ચારણ વખતે હોઠ બીડાય ને ખુલે અને ધા ના જોશીલા ઉચ્ચારણમાં 'જેની જોતા વાટ' એ સુંદરીનો

આગમનથી વાતાવરણમાં અદબ જાણે કે પ્રસરી જાય છે. આ સમગ્ર પંક્તિના ઉચ્ચારણમાં આમ બહાર પધારવા માટે કોઈ રાજરાણીને આદર ને અદબથી વિનંતી થતી હોય તેવી વિનંતી છે; ધીરે ધીરે ડગલાં ભરતી સુંદરીની ગતિ છે; સુંદરીના આગમનને વાતાવરણમાં છવાતી અદબ અને સ્તબ્ધતા છે, અને કોડભરી કન્યાના નિર્મળ પવિત્ર અને તેજસ્વર્યા રૂપનું દેવાંગી ચિત્ર છે. બીજી પંક્તિમાં આંગણે ઊભેલા બંકી છટાવાળા ઊંચા પડછંદ વરરાજાનું મંડપને પોતાની શોભાથી ભરી દેતું...સ્વરૂપ સ્વરોની હલકમાં આલેખાઈ જાય છે. 'અલ એલો'નું ઉચ્ચારણ જ એવું થાય છે કે, આંગણામાં ઊભેલા, આવકારની રાહ જોતા વરના રૂપને અંજાતી જતી આંખ નીચેથી તે ઉપર સુધી ઊઠતી જાય છે ને માપતી જાય છે. વરરાજાનો ટટ્ટાર ઊંચો દેહ, જાણે કે મંડપની પણ બહાર ઊંચે સાફાનું છોગું-કે આગળનું હીરાજડિત પીછું ઝળહળતું હોય, તેવો આભાસ જાણે કે આ હલકના નાદ દ્વારા પ્રત્યક્ષ થાય છે.

જીવાજી ઠાકોરને ગૌરવભરી તીખાશથી સંભળાવતી મોરબીની વાણિયણની "રેહેવા દે જીવાજી ઠાકોર, રહેવા દે મોરબીના રાજા, નથી કરવાં મૂલ" એ છટા, "તેમ તારી ગોરાં દે કરમાય..." એ પંક્તિમાં કરમાતા જતાં જૂઈનાં ફૂલનું ચિત્ર, "ઝાંખા દીસે અંજાર કેરા શેહર...સંતો ભાઈ રે ઝાંખા દીસે અંજાર કેરા શહેર..." એ આરાધી ભજનની વાણીમાં ચિત્તમાં શૂન્યતાની-ઝાંખપની ઉદાસીની ઊભી થતી લાગણી...આ બધું ગાવાની હલક દ્વારા પ્રત્યક્ષ થતું.

પરિચિત ગીતની ગાવાની લઢણમાં એ શબ્દ સંગીતની જ મદદથી જો વિશેષ ચમત્કારિક ભાવ પેદા થતા હોય—ખાસ સ્પષ્ટરેખ ચિત્ર ઊપસી આવતું હોય તો મેઘાણી તે તરત જ ઝડપી લેતા. એકના એક લોકગીતની જુદી જુદી હલક જુદી જુદી અનુભૂતિ સર્જાવે છે તે મેઘાણીની રસગ્રાહક અંતઃપ્રજ્ઞાને સહેજે દેખાતું હતું. મંજીરાના ઝણકાર સાથે પૌરુષભર્યા કંઠો. કૂચકદમ કરતા હોય તે જાતનું પ્રાણવાન ભજન—"હાલોને અંજાર મૂંજા એલીડા"—તેમણે સાંભળેલું...ભજનોમાંના ઢોલક મંજીરાના રણકાર અને ચાર પાંચ કંઠોના નર્તન્તા, ઊછળતા નાદ પ્રવાહો તેમને ખૂબ ગમતા. છતાં ધીમે ધીમે હલેસાંનાં હૈલાં દેવાતાં હોય, મંથર ગતિએ ઝૂલતી ઝૂલતી હોડી જતી હોય તેવા સ્વરોમાં ગવાતું ભજન તેમણે સાંભળ્યું કે તરત જ એ ખૂબી પકડી પાડી. "આ ગીત, ભાઈ! તમે કોની પાસેથી સાંભળેલું? આમાં તો સાગર યાત્રાનો આબેહૂબ ચિતાર છે!" એમ પ્રશંસા કરતાં કરતાં એ ગીતને એ બીજી રીતે તન્મય

બનીને ગાવા લાગતા.

મીરાંબાઈનું સત્યભામાનું રુસણું સામાન્ય રીતે ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ ઢાળમાં ગવાય છે. છતાં કોઈ ખેડૂત એને જુદું જ નર્તન આપી, વચ્ચે હે મૂકી ઊંચે સ્વરે "જાદવા"ને સંબોધન કરી ગાય ત્યારે કોઈ સૌરાષ્ટ્રની ધીંગી નારનો બલોયાંવાળો હાથ સોડમાંથી લંબાઈ "હવે જાણ્યું જાણ્યું તમારું હેત!" એમ દર્શાવતી મુદ્રા કરતો હોય તેમ પ્રત્યક્ષ અનુભવાય છે. જાણ્યું જાણ્યું—એ એકસરખી રીતે બબ્બે વખત જ ઉપર ભાર મૂકી બોલાયા પછી, 'હેત'ની મશ્કરી થતી હોય તે રીતે હે અને ત ઉપર સરખો ભાર મૂકી, ત ને પણ દીર્ઘ બનાવવામાં આવે છે. અને પછી 'તમારુ' પછી 'એ' ના ટેકણે આરોહ લઈને 'જાદવા રે લોલ'...ગાવામાં આવે ત્યાં તો ચૂડીઓ ખખડાવતો ધીંગો હાથ લંબાયેલો પ્રત્યક્ષ થઈ જાય છે!

શ્રવણગોચર કલા દ્વારા ચક્ષુગોચર અનુભૂતિ પ્રગટાવવી તે વિરલ કલા છે. સંગીતકારોમાં જેને સ્વર ઉપર પૂર્ણ પ્રભુત્વ આવ્યું છે તેવા સંગીતસમ્રાટો જ આ સિદ્ધિ દાખવી શકે છે પંડિત ઓમકારનાથ ઠાકુરે ભવભૂતિના ઉત્તર રામ-ચરિતમાંથી પતિભક્તિથી છલોછલ હૃદયવાળાં સીતાજી 'અયિ કઠોર'...કહી ટોણો મારે છે, તે ચિત્રને એક વખત માત્ર સ્વર દ્વારા ઉપજાવ્યું હતું.' દરબારી કાનડાની દરબાર જેવી ગૌરવભરી ચાલ અને છટા ઉપજાવ્યા પછી સ્વરના આરોહ અવરોહ દ્વાર રૈંણુ છટાને ઉતારી સ્ત્રીમૂર્તિ પ્રત્યક્ષ કરી હતી. ન્હાનાલાલના 'વિરાટનો હિંડોળો ઝાકમઝોળ' એ ગીતમાંનું હિંડોળાનું ઝૂલન-ચગતું ચગતું તેનુ વિરાટ ફંગોળાનું રૂપ ધરે છે તે તેમણે પ્રત્યક્ષ કર્યું હતું. સ્વામી વલ્લભદાસે કેદાર રાગની જુદી જુદી તાનમાં મત્ત હાથીઓની વપ્રક્રીડાને પ્રત્યક્ષ કરી હતી. ..

એટલું જ નહીં પણ એક જ શબ્દને જુદા જુદા આરોહ અવરોહમય સ્વરનાં આંદોલનો આપીને ખાં સાહેબ અબ્દુલ કરીમખાં ગાય કે "સોચ સમજ નાદાન"...ત્યારે તીખાશથી દાંત ભીંસીને નાદાનને ઠપકો અપાતો હોય ત્યાંથી માંડીને તદ્દન લાચારીમાં આખરે હારીને હાથ હેઠા નાખીને કહેવાતું હોય ત્યાં સુધીના ભાવની એક આખી લહરી નાદાન શબ્દના સ્વરોચ્ચારણમાં રજૂ કરે છે. એ જ રીતે પંડિત ઓમકારનાથ 'ભીતવા ભીતવા' કહી નીલાંબરીના ગીતમાં આર્દ્રભક્ત કે પ્રણયીના ભાવની એક એક લાંબી હારમાળા વિસ્તારે છે. ખાં સાહેબ ફૈયાઝખાન એ જ રીતે ભક્તિના વિવિધ શાંત ભક્તિમાંથી. જુદી તીવ્ર

આરતભર્યા પુકાર સુધીના સૂરોને 'વંદે નંદકુમારમ' એ કાફી રાગના 'નંદકુમારમ' શબ્દના સ્વરમંડળમાં ગૂંથે છે.

શાસ્ત્રીય સંગીતમાં આવા સમર્થ સંગીતશાસ્ત્રીઓએ પોતાના સ્વર પરના પ્રભુત્વને લીધે જ આવી એક જ શબ્દમાં જુદા જુદા ભાવને ભરવાની, કે ચિત્ર રજૂ કરવાની, નાટ્ય છટા પ્રગટાવવાની શક્તિ દાખવી. લોકગીતમાં સ્વરનું સ્થાન શબ્દના નાદે લીધું છે. તો એ શબ્દના નાદ પરના પ્રભુત્વને પ્રતાપે મેઘાણી શબ્દને અનેક જાતના લાડ લડાવી શકતા. ઉપાદાન ઉપરનું પ્રભુત્વ એ કલાકારની સિદ્ધિ છે. લોકગીતનું ઉપાદાન શબ્દ અને અર્થ છે, અને તેમાંયે ખાસ કરીને શબ્દનો નાદ, ઢાળ અને લય છે. એ નાદ ઢાળ અને લયમાંથી અર્થ વ્યંજિત થાય છે, અનેક પ્રકારની અનુભૂતિઓ સૂચવાય છે. મેઘાણીએ આવું પ્રભુત્વ સિદ્ધ કર્યું હતું.

### બુલંદ કંઠ

જેમ સંગીતકાર માત્ર હા...એમ ષડ્જ ઉચ્ચારી રાગનું રૂપ બાંધનારા એ ચાર સૂરો ને માત્ર આંદોલન આપે કે હવાના થરેથરને ધ્રુજાવતા એ સૂરો વાતાવરણ બાંધી દે છે, તે રીતે શબ્દના નાદવૈભવ ઉપર સંપૂર્ણ પ્રભુત્વને લીધે. મેઘાણી જ્યારે સરવા સાદે અને મોકળા કંઠે એકાદ બે શબ્દ બોલે કે અંતના રે કે લોલ શબ્દ પર સ્થિર થાય કે તરત જ તેનું જ હવાના થરેથરને આંદોલન આપતું, શ્રોતાના હૃદયમાં અને રક્તમાં લય આંદોલનના ધબકારને ભરતું વાતાવરણ જમાવતા.

હવાના થરેથરને ધ્રુજાવવાની આ શક્તિ માત્ર તાણીને મોટેથી ગળું ખેંચી ખેંચીને ઊંચા સ્વરે ગાવાથી નથી આવતી. પણ શાસ્ત્રીય સંગીતમાં સ્વરને ઘૂંટી ઘૂંટી તેના પર પ્રભુત્વ મેળવવાથી આવે છે, અને લોકસંગીતમાં શબ્દના નાદને ઘૂંટી ઘૂંટીને ઉચ્ચારણ સિદ્ધ કર્યા પછી પ્રભુત્વ મેળવવાથી આવે છે. મેઘાણીનું ગળું ભરીને ગવાતું ગાન એ આમ સૂરને રમાડનાર કોઈ સંગીતશાસ્ત્રીના ગાનની કક્ષાનું હતું. આથી જ મેઘાણીના મૃત્યુ પ્રસંગે રવિશંકર મહેતાએ જે સંદેશ મોકલ્યો તે સૂચક છે. [1]"જિંદગીમાં બે અનુભવો એવા મળ્યા છે કે જ્યારે તદ્દન સામાન્ય માણસના કરતાં પણ વધુ પ્રમાણમાં સ્વસ્થતા ગુમાવી બેઠો છું. અને દિવસો સુધી તે ફરી મેળવી શક્યો નથી – એક ખાં સાહેબ અબ્દુલ

[1] ઊર્મિ : સ્મૃતિ અંક : પૃ. ૯.

કરીમખાંનુ અવસાન અને બીજુ મેઘાણીભાઈનુ'.'' આ વાક્ય શાસ્ત્રીય સંગીતકારની જોડાજોડ લોકસંગીતના ગાયકને મૂકીને રસિકોનો અનુભવ જ રવિશંકર મહેતાએ પ્રગટ કર્યો છે.

મેઘાણીના બુલંદ અવાજમા ભર્યા ભર્યા સરવા સાદનુ નૈસર્ગિક માધુર્ય હતુ. ખરજનો ભેંકો અવાજ પણ બુલંદ બની રહેતો હવાના કણેકણમા એ અવાજ જાણે કે આંદોલનો જગાવતો. કલાકારના નાદપ્રભુત્વમાથી, આત્મ-વિશ્વાસમાથી નાદના લીલામય ખેલન કરાવવાની કલાકારની સહજ વૃત્તિમાથી આ બુલંદતા ઊઠતી હતી. એ અવાજ જાણે કે ગાનારના હૃદયમાથી—આત્માના ઊંડાણમાથી આવતો હોય તેવો ગંભીર અને ભર્યો ભર્યો લાગતો. "બુલંદ અવાજ, બુલંદ ભાવના અને બુલંદ પ્રવૃત્તિ તે ઝવેરચંદ મેઘાણી વહુએ વગોવ્યા મોટા ખોરડા રે'—વાળી લોકકથા જ્યારે પોતાની મેઘગંભીર વાણીથી તેઓ ગાતા, અને વચમા વચમા વિવેચનપૂર્વક સમજાવતા ત્યારે તો મધ્યયુગનો જમાનો નજર આગળ જીવતો થતો "[1] કાકા કાલેલકરની જેમ સેવાવ્રતધારી કિશોરલાલ મશરૂવાળા અને રવિશંકર મહારાજે પણ મેઘાણીના બુલંદ કંઠમા રહેલી હલકની પ્રશંસા કરી છે 'એમના કાવ્યો તો કાનમા જેટલીવાર સાભળીએ તેટલીવાર પહેલીવાર સાભળીએ તેવા જ મીઠા અને ફરીવાર સાભળવા જેવા લાગે છે એમનો ઘેરો બુલંદ અવાજ વર્ષો પહેલા સાભળ્યો હતો, પણ આજે યે ભુલાય નહીં એવો કાન પર ચોટલો છે ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ તદેવ રૂપં રમણીયતાયા'—એ એમની કૃતિ વિષે કહી શકાય એમ છે"[2] (મશરૂવાળા). "ગામડાના લોકો એમના ગીતો સાભળીને ગાડા બનતા. એમનો અવાજ ખુમારીથી ભરેલો હતો અને તેઓ જ્યારે જ્યારે ગીતો ગાતા ત્યારે તે જૂના હતા તોયે નવા જેવા લાગતાં હના એકલા ગામડાના લોકો નહિ પણ શહેરના લોકો પણ એમના ગીતો એમને મોઢેથી સાભળીને ગાડા બનતા એક મોટા દાક્તરે પણ મને કહ્યુ હતું કે, "આ તો કોઈ મોટો જાદુગર છે આપણને રડાવે છે, આખમા પાણી લાવી દે છે, અને પછી તરત જ હસાવી દે છે"[3]

એકે એક શબ્દનુ મોકળા મને ઉચ્ચારણ તો ખરુ, પણ એકે એક શબ્દના એ ઉચ્ચારણની નાદશક્તિનો પૂરેપૂરો ખ્યાલ પણ મેઘાણીને ખરો ગાતી વખતે ગીતના ભાવ સાથે તન્મય થઈ એ ગીત જે નાદ સ્વનિતતા રચે, જે ઢાળ પર

---

૧ ઊર્મિ સ્મૃતિ અંક ૧૯૪૭ પૃ ૨૫-૨૬

૨ એજન પૃ. ૬, ૩૨

૩. એજન પૃ ૩૭

આરોહ અવરોહ પામે તેના પર પોતાના કંઠને—પીઠાણુદાર મરમીની ચીવટથી લઈ જઈ ઢાળ અને શબ્દની નાદશક્તિને પૂરેપૂરી ખીલવતા. અને તેથી મેઘાણીનો બુલંદ કંઠ—જાદુ શી અસર કરતો. ઊર્મિથી સામે બેઠેલાનાં હૃદયોને હલાવતો દર્દના ઉદ્‌ગાર કઢાવતો, આંખમાંથી આંસુ સરાવતો, શૌર્યના સાદે રોમ રોમને પુલકિત કરતો, આંખમાં રતાશ પૂરતો...અન્ય સત્યાગ્રહી કરતાં આ સિંધુડો લલકારનાર ગાયક અંગ્રેજ સરકારને ભયાનક લાગતો.

એટલું જ નહીં, વરસો સુધી મેઘાણીએ ગાયેલા ગીતના ભણકારા આપણને સંભળાયા કરે એવા સ્મૃતિના ઊંડા પડમાં એ ગીતનાં આંદોલન પહોંચી જતાં. આપણને ગાતાં આવડતું હોય કે ન હોય, તોપણ એ ગીતની સુરાવટ, એ લઢણ ને હલક આપણા કાનમાં—અને ત્યાંથી આપણા પોતાના કંઠમાં બરોબર બેસી જાય. આપણને ગાતાં ન આવડતું હોય તોપણ ત્યાર પછી અન્ય કોઈ એ ગીત ગાતું હોય તો એ ગીતની હલકના સૂક્ષ્મ દોષો તરત જ પારખી જઈએ. એટલી બધી એ મૂળ ગીતની પકડ આપણને આવી જાય...અને આપણે ગાવા લાગીએ ત્યારે મેઘાણીના કંઠની હલક ભણકારતી જેમ આપણા ગળાને દોરતી હોય તેમ આપણે અનુભવીએ...

મેઘાણીની આ શક્તિને કિશોરલાલ મશરૂવાળાએ "ઘેરો બુલંદ અવાજ... ભૂલાય નહીં એવો કાન પર ચોંટેલો છે." એ શબ્દોમાં સંભારી, તો ધૂમકેતુએ એ શક્તિ વિષે આ પ્રમાણે લખે છે. "તે દિવસે એમણે જે ગાયેલું—પેલા ચારણનું, ઋતુઋતુના આનંદમાં મૃત્યુ પામેલ જુવાન પુત્રના સંસ્મરણો જગવતું ગીત—એ કરુણતમ ધ્વનિ તો આજ પણ મેઘાણીના કંઠમાંથી વહી રહ્યો છે અને હું સાંભળી રહ્યો છું. મેઘાણીના કંઠમાં આવી ભણકારા જગવનારી વિરલ શક્તિ હતી. મેઘાણી ગવૈયા ન હતા—પણ દિવ્ય ગાયક હતા."[1]

પ્રેમની ઉષ્માને લઈને આપણી સાથે અંગત સંબંધમાં આવેલી વ્યક્તિના કંઠની હલક, બોલવાની છટા આપણને યાદ રહી જાય છે. મેઘાણી પણ એવા જ પ્રેમી હતા. જે જનમેદની સમક્ષ એ ગીત લલકારતા એના તરફ એમને પ્રેમ હતો જે ગીત તેઓ રજૂ કરતા એ ગીતના ભાવ અને શબ્દે શબ્દ પ્રત્યે તેમને અપાર મમતા હતી...એ ગીતો જે લોકસાહિત્યનાં સંઘજીવનની ઊર્મિને વાણી આપતાં હતાં—એ સંઘજીવનના વ્યક્તિત્વમાં મેઘાણીએ પોતાના

૧. ઊર્મિ : સ્મૃતિ અંક : પૃ. ૪૩.

વ્યક્તિત્વનું વિસર્જન કર્યું હતું. પરિણામે લોકજીવનનું–સંઘજીવનનું ઉલ્લાસભર વ્યક્તિત્વ મેઘાણીનાં ગીતદ્વારા આપણી આગળ તરવરી રહેતું. એ વ્યક્તિત્વ પોતે જ ભૂલ્યું ભૂલાય નહીં, તો પછી એના ગાનની હલક તો કેમ ભૂલાય ? માટે જ મેઘાણીના ગીતો કદાચ આ જાતના ભણકાર જગવવાનું—'ચિત્તમાં ચોંટી રહાનું' સામર્થ્ય ધરાવતાં હતાં.

## લોકોત્તર જ્યોતનું સંરક્ષણ

શાસ્ત્રીય સંગીતમાં પણ રાગની તાલીમ અને સૂરની સાધના ઉપરાંત ગીત સાથે તન્મયતા અને હૃદયના કોઈ ભાવમાંથી સુરાવટ અને તાન વગેરેનું પ્રગટીકરણ આવશ્યક છે તો જ એ ગીત હૃદય સુધી પહોંચે અને હૃદયમાં ભણકાર જગાવે. તે જ રીતે લોકગીતમાં પણ લોકઢાળ અને શબ્દસંગીત પર તાલીમ દ્વારા, રસદર્શન દ્વારા, માર્મિક રીતે ખૂબીઓને પકડવાની ને પકડીને કંઠમાં ઉતારવાની સાધના સાથે એ ગીત અને ગીતના ભાવ સાથેની તન્મયતા હોવી જોઈએ. મેઘાણી જેવા "મમતાના વસમા માર"થી ઘાયલ લોકગાયકના કંઠમાં એ મમતા ને તન્મયતા હોય જ... પણ એક પ્રકારનું દર્દ અને આપણા પ્રાણને પરવશ બનાવનારી છટા હતી...રહી રહીને આત્મામાં કંઈક અજંપો પેદા કરે, ઝંખના જગાવે, આતુર બનાવે તેવી (Wistful) આરત હતી; માંગડાવાળાના દુહાઓમાં જેમ 'પાને પાને પરજળતી' વડલાની વરાળનું અપાર્થિવ વાતાવરણ બંધાય છે તેવું વાતાવરણ–ધરતીનું ધીંગું છતાં લોકોત્તર વાદળિયું તરતું વાતાવરણ સર્જવાની શકિત હતી.

આવી આ કંઠની સિદ્ધિ હતી. ધૂમકેતુએ મેઘાણીની ગાયકીની આવી સૂક્ષ્મ અનુભૂતિ તરફ ધ્યાન દોર્યું છે: "એમના કંઠની આ મોહિની એ જો કેવળ નૈસર્ગિક મળેલા રાગની કેળવણી હોત, તો આજે એનો સ્વર હજારોના હૃદયમાં ભણકારાની પેઠે બેસી ગયો છે, એ એમ ન બેસત. એ કંઠને જેટલો પોતાનો મિજાજ હતો એટલી તાલીમ ન હતી. એટલે એ કંઠની હલક હમેશાં અદ્વિતીય જ રહેવાની.—એમનો કંઠ એ એમના હૃદયમાં ઊડતા ઊર્મિસાગરની એક નાની સરખી પ્રગટેલી દિવ્યજ્યોત જેવો હતો. એ એક ચરણને પોતાની મનોઋતુના અલંકારથી શણગારે—અને તરત તમારા અંતરમાં કોઈ મહાન સાગરની ઊર્મિઓની પર પરાનો પડઘો પડતો—એમ શા માટે થતું ? કારણ કે મેઘાણી લોકગીતોના કેવળ ગાયક ન હતા; લોકગીતોના હરેકે હરેક શબ્દથી જેમની હૃદયોર્મિ નિરંતર જાગ્રત રહેતી, એવા એ ધકધકમિજાજી ભાવક પણ હતા.

કવિતા અને કંઠનો એવો વિરલ મેળ કુદરત ક્યારેક જ મેળવે છે; અથવા કહો કે ગોળવી શકે છે. અતિશય સમૃદ્ધ અને ભરી ભરી જણાતી કુદરત પાસે પણ આવા અણમોલ જવાહીરોની તો ટાંચ હોય છે. એમની પાસે કંઠ હતો, કવિતા હતી, અને વિશેષ તો આ કે ખુવારીના પંથે લઈ જનારી- એક પ્રકારની ખુમારી હતી. "[1]

ઝવેરચંદ મેઘાણીને સંશોધકોમાં જે જૂનું બધું શોધવાની, સંઘરવાની તાલાવેલી હોય છે તે કરતાં કોઈક વિશેષ તત્ત્વને મેળવવાની, સંઘરવાની અને રજૂ કરવાની તાલાવેલી હતી. પોતાના ગોવાળનો જે સાદ મેઘાણીને સંભળાયો હતો : એ સૌરાષ્ટ્રનો હોય, સાહિત્યનો હોય, સમકાલીન જીવનનો હોય, મધ્યકાલિન જીવનનો હોય, લોકસંસ્કૃતિનો હોય, માણસાઈનો હોય......એવા એવા હજાર જાતના પ્રયત્નનો હોય...એ પ્રયત્ને પ્રયત્ને મેઘાણી એ સાદની સન્મુખ-નજીક જવા પ્રયત્ન કરી રહેલા દેખાય છે. લોકગીતોના સંશોધનમાં ને તેની રજુઆતમાં ગીતનું—લોકસંગીતનું પણ સંશોધન અને રજુઆત મેઘાણીએ કર્યા-તેની પાછળ પણ કોઈક એવું પરમતત્ત્વ કોઈ દિવ્ય સાદ મેઘાણીને પ્રેરી રહ્યો હતો. માટે તો મેઘાણી લોકગીતો વળગાડ વળગ્યો હોય તેવી રીતે ગાતા; માટે તો એમણે લોકગીતોનો ઢોલ પીટયા કર્યો, માટે તો એમણે લોકગીતોની પ્રતિષ્ઠા શિષ્ટ સમાજમાં થાય તે રીતે સાભિનય, નિખાલસતાથી અને બુલંદ રીતે ગીતો ગાયાં...

લોકસંગીતની રજુઆત દ્વારા મેઘાણીએ એ સંગીતનું લાલિત્ય, અર્થમયતા, ઉદાત્ત આદર્શ ને ભાવનામયતા, રંજકતા અને સમજાવવાનું, અને લોકમાત્રને-સમૂહમાં સંઘમાં એકત્રિત થયેલા લોકને-સમાન બિરાદરીથી પ્રેમતંતથી સાંકળી તાલે તાલે તાલ આપવા પ્રેરે, લયના ડોલનમાં એકી સાથે ડોલાવે, અને સાદી સુરાવટને કંઠમાં બેસારી એકી સાથે સમૂહગત કંઠોને નિખાલસતાથી ગાતાં કરે એવી એવી કોઈ સૂક્ષ્મ ભાવનાઓને પ્રતિષ્ઠિત કરવાનું ધ્યેય રાખ્યું હશે માટે જ કોઈ કલાકાર પોતાની કલા પ્રત્યે જેટલો આદર રાખે તેવો ને તેટલો આદર મેઘાણી આ લોકસંગીત પ્રત્યે પણ રાખતા ઢોલ પીટવાનું કાર્ય કર્યું : છતાં એ ઢોલ બેતાલો પીટયો નથી. લોકસંગીતનું રૂપ ને એની પાછળનાં ગંભીર જીવનતત્ત્વોને ઝાંખા પડે તેવી માત્ર સસ્તી લોકરંજકતા અને પ્રચારકતામાં તેઓ ક્યારેય સરી પડ્યા નથી.

ધૂમકેતુ મેઘાણીના જીવનમાંથી એક દાખલો ટાંકે છે "કોઈ મોટા

૧. ઊર્મિ : સ્મૃતિ અંક. પૃ. ૪૧

સદ્ગૃહસ્થ આગળ ગાવાનો પ્રસ્તાવ અમૃતલાલ શેઠે મૂક્યો, 'પણ મેઘાણી માત્ર લોકગીતો ગાનાર જ ન હતા એ લોકગીતોની ઊર્મિએ ઊર્મિમાં રમી રહેલી અનુપમ જ્યોતના જાણે કે સંરક્ષક પણ હતા. એમણે વિનયથી પણ મક્કમતાથી કહ્યું : 'ભાઈ ! આ વસ્તુ તમે કહી, પણ આ વસ્તુઓ એવી રીતે પ્રગટ કરવા માટે કે પ્રદર્શનની બનાવવા માટે છે જ નહિ...એવી રીતે તો આપણે આ વિષયને ભારે અન્યાય કરીએ છીએ'.. ત્યારે જ ખબર પડી કે આપણે માનીએ છીએ તેમ શ્રી મેઘાણી માત્ર લોકગીતોને સંગ્રહીને પોતાના કંઠ દ્વારા એમને પ્રગટ કરનાર લોકગાયક ન હતા પણ એ લોકગીતમાં ઊંડી વણાઈ ગયેલી લોકસંસ્કારિતાની કુમાશના સંરક્ષક અને પરીક્ષક પણ હતા. અને એમને મન—આ લોકગીતો એ આનંદ, વિનોદ, પ્રમોદ કે પ્રદર્શનનો નહિ, એક સંસ્કાર જ્યોતિ જલતી રાખવાના જીવન કર્તવ્યનો મહા અણમોલો પ્રસંગ હતો"[1] ..."જેમણે મેઘાણીની આ તમન્નાને આવી રીતે નીરખી નથી એ ઘણાખરાએ એમને અન્યાય કર્યો છે."[2]

"૧૯૨૧ ની એ પ્રેરણા પછી હું પહાડી સાહિત્ય અને તવારીખ શોધી રહ્યો છું. જૂના યુગને પાછો આવતો જોવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ—જરી કે નહિ—પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ મને છેલ્લાં નવેક વર્ષથી સતાવી રહી છે.. હું હજુ યે એથી લજવાતો નથી...એના મર્મો ભણી ભણી ઊકેલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું. જૂદેરા જીવનસંજોગોમાં બંદીવાન પડેલ આ દેહને છોડી મારી કલ્પના મમતાભેર કૈં કૈં ખાંભીઓ ને કથાઓ, ડુંગરમાળા ને દુહા–સોરઠાઓ શોધે છે." (મેઘાણી).[3]

"અમારું સર્વનુ આદિપ્રેરક તો અમારી ભૂમિ પ્રત્યેનું આત્મીયત્વ હતું. ધરતીનો નેહ અમને ધરતીની માટી તરફ—એ માટીની સુગંધ તરફ લઈ ગયો. અમે પહેલી જ દૃષ્ટિએ એનો સાહિત્ય લેખે સ્વીકાર કરીને આગળ ચાલ્યા. પુરાતત્વનો રસ તો પાછળથી પેદા થયો. માટીમા મળી ગયેલી કોઈક ભૂતકાલીન માનવ પ્રજાની સામાજિક અવસ્થાના, આચારવિચારના, રીતરિવાજના, અનુભવો સંવેદનોના ઇતિહાસનું અન્વેષણ કરવાની દૃષ્ટિ અમારામાથી કેટલાકની હશે.

૧. ઊર્મિ : સ્મૃતિ અંક ૧૯૪૭ : પૃ. ૪૨

૨. એજન પૃ. ૪૩

૩ ધરતીનું ધાવણ ૨ : પૃ. ૨૯

પણું ઘણાખરાંના હૃદય પર તો એનું શુદ્ધ સાહિત્ય-રસ લેખેતું જ વશીકરણ હતું. ઓ' એને કોઈ મૃતઃપ્રાય કે મરી ચૂકેલી પ્રજાના દસ્તાવેજ ગણીને નહિ પણ અમારી જીવતી પ્રાણ ધબકતી જાતિનું સંસ્કારોચ્ચારણ અને સવેદન યુક્ત ઊર્મિઉચ્ચારણ ગણી શરૂઆત કરી."[1]

લોકગીતો પ્રત્યે આમ બાળપણથી પ્રગટેલી કોઈ સંતના હૃદયમાં હોય તેવી ભક્તિ મેઘાણીના હૃદયમાં હતી એથી એમને સંત, સુફી, જેમ પોતાના પ્રેમપાત્રને ઈષ્ટદેવ અને તેની આઘેના પોતાના સંબંધને ગૂઢ રાખે, ગુપ્ત રાખે, જતન કરી જાળવે...અને ક્યાંકથી જરાક ઘસાતું સંભળાતા એનાં આળા હૃદયને ઓછું આવી જાય તેવું મેઘાણીને અનેકવાર થતુ હશે. ખુમારી યુક્ત કલાકારને પોતાની કલા માત્ર નટ વિટ ચેટની રંજકકક્ષામાં ઉતારીને લોકો સ્વીકારે તો દુઃખ થાય. મેઘાણીને પણ લોકસાહિત્યનો ઢોલ પીટતાં પીટતાં— પણ આ શંકા અને ભય રહ્યાં કરતાં હતાં...

પરંતુ લોકોનો ડર તો મેઘાણીને શો હોય? લોકો પાસેથી મળેલુ લોકો સમક્ષ ગાવામાં—અને તેથી લેકો માત્ર મનોરંજન મેળવે તો તેમાં મેઘાણીને એટલું ઓછુ આવવાનું કોઈ કારણ ન હતું. લોકગીત અને લોકસાહિત્યને જીવન તરીકે, જીવન રસાયન તરીકે, એક ઉદાત્ત ભાવના તરીકે લોકો કદાચ ન સ્વીકારે તરત જ, તોપણ ધીરજથી કુનેહથી, આવડતથી...એ ઉત્તમ તત્ત્વને લોકહૃદયમા સમર્થ રીતે સંક્રાન્ત કરવા માટેની મેઘાણીની પૂરેપૂરી સાધના હતી અને સિદ્ધિ હતી પણ એમને ડર હતો દોરંગા, દંભી, લોકસંસ્કૃતિભાહ્ય એવા સભ્ય સમાજના ભદ્ર લોકોનો. એમનુ ભણતર અને જીવતર સંકુલ...એ ઉન્મુખ બનીને લોકગીતોને ક્યારેય ઝીલે નહીં...એવાની આગળ એમના આળા હૃદયને લાગ્યા કરતું કે, લોકસાહિત્ય ઓશિયાળું બની મનોરંજનની પ્રદર્શન-યોગ્ય ચીજ બની જશે...કે શું ?...

અને બીજો ભય હતો સાહિત્યકારો, વિવેચકો, શાસ્ત્રીઓ, પંડિતો, સંશોધકો...વગેરેનો. પ્રેમ અને મમતાથી કેવળ અંતઃસ્ફુરણા પ્રમાણે લોકગીતોને સંઘરીને પ્રચાર કરનાર મેઘાણીને થયા કરતું કે, આ પંડિતો આ પ્રેમને નહીં સમજી શકે, મને ઊર્મિલ કહી વગોવશે. લોકસંગીતમાં હું જે અનુભવું છું ને એ અનુભવને પ્રગટ કરું છું તે એમના વૈજ્ઞાનિક પ્રકાશની સમક્ષ હાંસીપાત્ર થશે. આ ગીતમાંથી ગીતને, ભાવને, અર્થને, શબ્દને, અલંકારને...નોખાં નોખા

---

૧. લોકસાહિત્યનું સમાલોચન: પૃ. ૧૪૪

પાડી—જેને મેં એકરૂપ જોયાં છે—તેનુ પૃથક્કરણ કરશે...અને પછી કહેશે કે એ તો મેઘાણીના બુલંદ કંઠનો માત્ર જાદુ હતો...બાકી એ લોકગીતોનાં ભાવમાં, સંસ્કારમાં......કોઈ પ્રકારની ઉચ્ચતા નહોતી..... આવી આવી કોઈ પ્રકારની લાગણીઓ મેઘાણીના હૃદયને સંકોચાવતી હશે.

રસિકલાલ છો. પરીખ "એક અસંતોષ," મેઘાણી "છેવટનાં વર્ષોમાં[1] મળતા ત્યારે વારંવાર વ્યક્ત કરતા"...એનો ઉલ્લેખ કરે છે. મેઘાણી લોકપ્રિય છે એ જેમ આપણે જાણીએ છીએ તેમ તે પણ જાણતા. લોકપ્રિય થવું એ એમને અપ્રિય ન હતું—કારણ કે તે લોકને ચાહતા હતા. લોકજીવનમાંથી ભાવ લઈ તેનો તે રસ બનાવતા! અને એ રસ પી લોકો પાનારને ચાહે તો કોને ન ગમે? પણ લોકપ્રિયતાનો સ્વાદ લેતાં લેતાં તેમને શંકા થઈ જતી કે, "લોકો મને બનાવતા તો નથી ને? હું મારા વેગમાં તણાઈ જાઉં છું! લલકારું છું! ગાઉં છું! અભિનય કરું છું. આ તમાશો જોવા મળે છે એની લોક વાહ વાહ કરે છે?" પણ લોક ખુશ થાય એનો એમને વાંધો ન હતો, એથી તો સંતોષ પામતા, પણ એ દ્વારા જે ભાવના એમને મથતી હતી તે ભાવના ગ્રહણ કરવાની કોઈ તસ્દી લેતું હશે?—તેની તેમને શંકા રહેતી...આ શંકાથી તે વ્યગ્ર થતા. 'મારે હવે ભાષણો નથી આપવાં, મારે સ્વસ્થતાએ સંશોધન કરવું છે. એકેડેમિક કામ કરવું છે.' તેમના છેવટના મેળાપોમાં મેઘાણી વારંવાર એકેડેમિક કામ ઉપર—એકેડેમિક દૃષ્ટિ ઉપર એકેડેમિક વાતાવરણ ઉપર બહુ ભાર મૂકતા.'

લોકસાહિત્યનું સંશોધન, રજૂઆત અને તેની પ્રતિષ્ઠા એક સર્જકની અદાથી અંતઃસ્ફુરણા પ્રમાણે કરનાર મેઘાણીના હૃદયમાં એકેડેમિક થવાની ઝંખના જાગી શકે નહીં. એ પાંડિત્ય પર ભાર તો કદાચ એટલા માટે મૂકતા હશે, કે સાક્ષરો અને નગરવાસીઓમાં તો લોકસાહિત્યની પ્રતિષ્ઠા થઈ હવે પંડિતો અને એકેડેમિશિયન આગળ પ્રતિષ્ઠા માટે એમના જ હથિયાર હોય તો ઠીક...પણ એવો માત્ર તરંગ જ તેમના મનમાં ઊઠતો હશે બાકી નાનગુમાનની ગાંસડી ફેંકીને લોકસાહિત્યના તુલસીક્યારે ભક્ત બની દીવો પેટાવવા જનાર લોકસાહિત્યપ્રેમી મેઘાણીને સંશોધનનું દૂંપણું તો તુચ્છ જ લાગતું હશે

વલ્લભનગરમાં સંશોધક-અધ્યાપક પદ[2] અંગેનું નિમંત્રણ આવ્યું, ત્યારે મેઘાણીએ પોતાના હૃદયને પૂછીને એ પદ અને કાર્યનો સ્વીકાર નહોતો કર્યો:

૧. ઊર્મિ : સ્મૃતિ અંક ૧૯૪૭ : પૃ. ૪૦
૨. લિ. સ્નેહાધીન ઝવેરચંદ : પૃ. ૨૨

"મારા હૃદયમાં અધ્યાપક બનવાની ઉમેદ તો હમેશાંને માટે જાગ્રત પડી રહી છે. પણ એ કામ મારે મારું માનસ બંધબેસતું કહેવાય નહિ. યુનિવર્સિટિ શિક્ષણક્રમના ચોકઠામાં જકડાઈને, વિષય ભણાવવાના કાર્ય માટે માણસને રૂઢ અર્થમાં 'પંડિત' બનવું પડે, એમાં મૌલિકતાનો અવકાશ ઓછો. હું તો રહ્યો આત્મસ્ફુરણાનો જંતુ." "જૂનાં સ્થળોની મારી મુલાકાતોની નોંધો સાચા સંશોધકને શોભે તેવી નહિ, પણ સાહિત્યકારના બરની છે."

કાઠી કોમના સંશોધન અંગે એક પત્રમાં લખે છે: "ઇતિહાસનું સંશોધન કપરું છે એ માટે ઇતિહાસનાં મૂળ તત્ત્વોના શાસ્ત્રીય અભ્યાસની, બીજા દેશો, પ્રાંતો વગેરેના ઇતિહાસ જાણવાની, અને આપને હું ન સમજાવી શકું તેવી બીજી કેટલીક વિદ્યાઓના અન્વેષણની જરૂર છે. હું એ કામ માટે લાયક ન ગણાઉં...મારો એ વિષય નથી. હું તો થાકી જ જાઉં. દરિયો ડોળવો પડે. મારી હિંમત નથી. ઇતિહાસના મહારથીને જ હાથે એ થવું ઘટે."[1]

મેઘાણીની આ અંગેની વેદનાનું સૂચન તો ઉમાશંકર જોષી પરના એક પત્રમાંથી આપણને મળે છે: "તમે ઇસારો કરેલ 'લોકગીતો' લોકસાહિત્યના વિષય પર આવું, પણ મને સૂઝતું નથી હું શું કરું? તમે કહો છો, પણ હું તો મારા કંઠમાં પાંચસો ગીતો પકડીને બેઠો છું. એ ચાલ્યાં જતાંને મેં હજુ ય આગમાંથી ઉગારી પકડી રાખેલ છે. પણ હું કરું શું? કોની પાસે જાઉં? મારે એક મોટું વૉલ્યુમ ગીતોનું બનાવવું છે........મારે પણ બીજી કોઈ પ્રતિષ્ઠા જોઈતી નથી, લોકસાહિત્યની એક જ કલગી બસ છે... હું એકલો કેટલુંક કરી શકું? રિવાઈવલ માટે મેં રસમાર્ગ લીધો, તો વિદ્વાનો કહેશે, કે આમાં શાસ્ત્રીયતા નથી અરે ભાઈ, શાસ્ત્રીયતા તો યુનિવર્સિટિની ડિગ્રી લઈ આવનાર સેંકડો બતાવે છે. મારો છોકરો ય કાલે બતાવશે, પણ પાંચસો ગીતો ને પાંચસો દુહા, આટલાં ભજનો ને આટલાં ચારણી કાવ્યો ને એનામાં રસ મૂકતી બીજી થોકબંધ પ્રસાદીઓનો બોજ ખેંચનારને અશાસ્ત્રીય કહીને કાઢી નાખ્યે શો લાભ છે? ને એમ હું ગણાઈને ઇતિહાસમાંથી કાંકરા કસ્તર જેવો નીકળી જાઉં તો યે શો અફસોસ છે? પણ હું મારી પાસે જીવનતત્ત્વ છે તેને ક્યાં લઈ જાઉં તે કોઈ કહેશો?"[2]

આ પત્રમાં સંશોધક તરીકે–કંઠમાં આટઆટલાં ભજનો દુહાઓ, ગીતો,

---

1 લિ. સ્નેહાધિન મેઘાણી : પૃ. ૮–૯
2 એજન પૃ. ૫૭૬

ચારણી કાવ્યો વગેરે પોતે સાચવ્યું—પ્રેમથી સાચવ્યું ને પ્રેમથી પીરસ્યું—છતાં કોઈક કદાચ મેઘાણીને માત્ર લોકગાયક ગણી કાઢશે, માત્ર ભગવાને આપેલા કંઠની જ પ્રશંસા કરશે, અને લોકસાહિત્યનું જે જીવનતત્ત્વ...જે ભાવના, જે રસાયણ જેના દ્વારા મેઘાણી એ સાહિત્યનું પુનર્જીવન વાંછે છે, તેની ઉપેક્ષા કરશે તો ? આ ભય મેઘાણીને અકળાવે છે.

નરસિંહ મહેતાને જાતજાતના મોટા સાધુઓ, મહંતો, આચાર્યો પ્રશ્ન પૂછી પૂછીને પજવે છે. અરે અમે આટઆટલું કર્યું ને અમને સાક્ષાત્કાર તો શું પણ ઝાંખી પણ નથી થઈ ત્યાં તને તાલકુટિયાને ઈશ્વરનો સાક્ષાત્કાર ક્યાંથી થાય ?... આમ બોલી બોલી ઠેકડી કરે છે. ત્યારે અકળાઈ ઊઠેલો નરસિંહ શું બોલે ?... રામકૃષ્ણ પરમહંસ પાસે બ્રહ્મોસમાજના પંડિતો ચર્ચા કરવા આવવાના હતા, ત્યારે અકળાઈને માતા સમક્ષ રામકૃષ્ણ ધા નાખે છે... કે આ પંડિતો મારી પરીક્ષા કરવા આવ્યા છે એને હું કેમ સમજાવું .. ?

આવી જ રીતે મેઘાણીએ પેલા ગોવાળના દુર્નિવાર સાદને વશ થઈ જીવનની વ્યાવહારિક બાજુનું બલિદાન આપ્યું અને આ લોકસાહિત્યના સંપાદન અને પીરસણમાં મગ્ન રહ્યા. એને પોતાની મમતાથી, હૂંફથી, નિષ્ઠાથી, ભક્તિથી રસાર્દ્ર બનાવી અનેક સ્થળે અનેક લોકોને મંત્રમુગ્ધ કરી ગાયા કર્યું બસ. એ જ એમનું જીવનકાર્ય હતું. શુષ્ક પૃથક્કરણ પ્રધાન ટાઢુંબોળ સંશોધન નહીં ! એ તો કોઈ પણ ડિગ્રીધારી કરી શકે છે. શુષ્ક છપાયેલાં લોકસાહિત્યનાં સંપાદિત પુસ્તકો રચવાનું તો મેઘાણીનું કાર્ય જ નહોતું. એને કંઠસ્થ કરી એ જીવંત લોકસાહિત્યની સરવાણીને નવવિધાએ વિશેષ રસિક નવા લોકોના હૃદય સુધી લઈ જવાનું કાર્ય કરવાનું હતું. સંશોધકમાં જે નથી...તે સર્જનાત્મક કલાકારની પ્રતિભા, અંતરમાં સંભળાતો કોઈ સાદ, લોકગીતો પ્રત્યે નિષ્ઠા, ભક્તિ ને લગની, અને સહુથી વિશેષ સંગીતકારની સમકક્ષ એવી લોકસંગીતકારની શક્તિ—એ દુર્લભ ચીજો મેઘાણી પાસે હતી.

### સંશોધન નહીં પણ સંજીવન

લોકસાહિત્ય અને લોકગીતો—જેની મેઘાણી પ્રતિષ્ઠા કરવા માગતા હતા તે કંઈ ખૂણે ખાચરે દટાયેલું સાહિત્ય નહોતું .. એ સંશોધન દ્વારા પ્રજાની કોઈ સામાજિક વિશેષતાઓ, કોઈ ઇતિહાસ, કોઈ મનોવૈજ્ઞાનિક લાક્ષણિકતાઓ દર્શાવવાની તેમને ઇચ્છા ન હતી... એમને તો બાળપણમાં જે પીનભર્યા આંખે

સમય વાતાવરણ સાથે જે સોરઠી દુહાઓ, સ્ત્રીઓના અને પુરુષોના રાસ-રાસડાઓ, લગ્નગીતો, ભજનો વગેરે ગીતો સાંભળ્યાં...તેની કંઈક સ્પષ્ટ અસ્પષ્ટ પણ છતાં તીવ્ર એવી જે અનુભૂતિ થઈ હતી... તે હવે સાંભરી આવતાં એ ગીતો પ્રત્યેની કોઈ અદમ્ય મમતા એમને ગીતના સૌન્દર્યનું, રસનું, એ ગીતની ભાવનાઓનું અને જીવનદર્શનનું સંશોધન કરવા તેમને પ્રેરી રહે છે.

' લોકવાણીમાં મારો પ્રધાન રસ ઉલ્લાસલક્ષી છે. હું [1]તેમાંથી શોધન કરું છું રસોલ્લાસક સૌન્દર્યનું...સાહિત્યના સંશોધન, સંપાદન અને વિવેચનની સર્વોપરિ ફરજ સપાટી પરના બનાવટી રુચિભેદોનું પડ તોડીને એમ બતાવવાની છે, કે માનવીને સર્વ સ્થિતિ તેમજ સંયોગોમાં પ્રત્યેક દાયકા અને યુગમાં જીવનનું સૌન્દર્ય સાદ કરી રહ્યું હતું. અને એ સાદ સાંભળતો માનવી પોતાની આસપાસની સૃષ્ટિને ઉત્કટપણે અનુભવમાં ગ્રહવા તથા અનુભવી અનુભવીને શક્ય તેટલા સરસ સ્વરૂપે વ્યક્ત કરવા મથતો હતો. ભેદ એક જ છે, કે લોકસાહિત્યનો માનવી શ્રમ ઉઠાવતો ઉઠાવતો, કામ કરતો કરતો, આસ્વાદતો હતો, સાહિત્ય એના સકળ વ્યવસાયોની સાથે એની મહેનત, ઉછેર, રમતો, પર્વો, લગ્ન અને મરણની સાથે વાણાતાણાની જેમ વણાઈ ગયું હતું; "He signs to embelish his labour and enhance his repose."

પ્રજાના સામાન્ય વ્યવહારમાં પ્રયોજાતાં આ લોકગીતોમાં કાવ્યત્વ છે, સૌન્દર્ય છે, ઉદાત્ત જીવનભાવના છે...અનેરો રસ છે......એનું ઓસાણ સામાન્યતઃ રસિકોને રહ્યું નહોતું. રોજબરોજ નજરે ચડતી વસ્તુને જેમ આપણી ઇન્દ્રિયો ગ્રહણ કરતી નથી, તેમ આ લોકગીતોની ઉચ્ચ રસિકતાને આપણું ચિત્ત ગ્રહણ કરતું જ નહોતું. એટલે જ સૌરાષ્ટ્રમાં જન્મ અને ઉછેર હોવા છતાં વિજયરાય વૈદ્યને સિંધુડા[2] શબ્દના અર્થ આદિ વિષે વિસ્મય થયું; 'વિશ્વનાથ મગનલાલ ભટ્ટને 'કસુંબલ રંગ'[3] વિષે પ્રશ્ન થયો, અને 'બાળુ નાનપણથી'[4] પોતાના જીવનમાં " લોકસાહિત્યના ઊંડા સંસ્કારો પડેલા છે" એવું જાહેર કરનાર રામનારાયણ પાઠકને પણ "વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં" એ જાણીતું ગીત પણ પોતે પહેલું સાંભળ્યું મેઘાણીના

---

૧. લોકસાહિત્યનું સમાલોચન. પૃ. ૧૯૭

૨. જૂઈ અને કેતકી : પૃ. ૧૨૯.

૩. નિકષ રેખા : પૃ. ૨૧૪.

૪. ઊર્મિ સ્મૃતિ અંક ૧૯૪૭ : પૃ. ૨૯

કંઠે એનો એકરાર કરે છે. આટલું બધું એ સાહિત્ય રોજ સંભળાતું છતાં કોઈ હૃદયમાં ઠર્યું નહોતું. ૧૯

મેઘાણીએ આવાં ચિરપરિચિત ગીતોને કંઠ આપીને, પોતાની મમતાના લાડ લડાવીને નવોન્મેષશાળી બનાવી દીધાં. અસાધારણને સાધારણ કલ્પનાગમ્ય બનાવવાનું કાર્ય તો કલાકાર કરે, પણ સાધારણને અસાધારણની આભાથી ચાદની મઢ્યું બનાવવું એ કલાકારનું એથી પણ વિશેષ મહત્ત્વનું કાર્ય છે મેઘાણીએ એ કાર્ય પ્રતિભાશાળી સમર્થ કલાકારની નવનવોન્મેષ શાલિની પ્રજ્ઞાથી, અને કંઠની અનંત લહરમાં ઊઠતી ઊબટથી બજાવ્યું. કિશોરલાલ મશરૂવાળાએ ક્ષણે ક્ષણે નવતા ધરતી રમણીયતાનો ઉલ્લેખ કર્યો છે; અને રવિશંકર મહારાજે પણ "તેઓ જ્યારે જ્યારે ગીતો ગાતા ત્યારે તે જૂનાં હતાં તોયે નવાં જેવાં લાગતાં હતા"...એવો અનુભવ નોંધ્યો છે. જિતુભાઈ મહેતા : 'બેડલું, ઈંઢોણી, ચૂંદડી, વેણી, ઝાંઝર–આ જૂની મનાતી વસ્તુને મેઘાણીભાઈએ ઝલક આપી, ગ્લેમર આપ્યો.'[1] એ વાત નોંધીને એવો જ એક એક ગીતને ગ્લેમર આપ્યાનો અનુભવ નોંધે છે: "તાજી ગાર લીંપનારી, ઘરનો કોઈ પુરુષ ગાર ઉપર[2] પગલાં પાડે તો ત્રાડૂકતી, પણ એ જ સ્ત્રી ઝંખતી હતી બાળકને. એ ગાતી'તી : "પગલીનો પાડનાર દ્યોને રન્નાદે" લીલી ગાર ઉપર બાળક દોડી જાય અને એ બાળકને પકડી લાવવું પડે એ દી' જોવાની એને હોંશ હતી. એ ગૃહલક્ષ્મીએ ધોયેલો ધફેલો સાડલો પહેર્યો હતો. એ સાડલો એને સાલતો હતો. કારણ કે સાડલાને થોડો મેલો કરનાર એનો ખોળો ખૂંદનાર ક્યાં હતો? આવું દર્દભર્યું સંસારી ગીત, સોરઠી સ્ત્રીઓના ગળામાં રમતું મેઘાણીભાઈએ એ ગીતને ગળામાંથી બહાર આણ્યું ..ગુજરાતની આંખ સામે મૂક્યું. ઝવેરચંદભાઈ નર્યા શાસ્ત્રી બન્યા હોત અને એ રીતે જ સંશોધન કરી ઠરી એમણે કાઠિયાવાડને રજૂ કર્યો હોત તો એમાં આવી લાલી ન આવત- એમનાથી એ બને જ કેમ?"

આમ લોકગીતોને લાલી આપી, ગ્લેમર આપી, તેજોમય બનાવી, નવી આભા આપી પીરસવાનું કાર્ય એ મેઘાણીના સંશોધન કાર્યનું મુખ્ય, અને અંતરાત્માના પેલા ગેવાળે પ્રેરેલું કદાચ એક જ સાચું કાર્ય હતું. એ કાર્ય કરવા માટે જોઈતું સદ્ય સંવેદનશીલ હૃદય, આત્મવિલોપન સાધી શકે તેવું વ્યક્તિત્વ, મધુર બુલંદ અને શબ્દની નાદશક્તિ પર પૂરતું પ્રભુત્વ વગેરે

૧. ઊર્મિ : ૧૯૪૭ : પૃ. ૫૪

૨. એજન : પૃ. ૧૪૯

કંઠ, એ લોકગીતો પાછળનું ઘેલાપણું...વગેરે અસાધારણ, વિરલ અને ઉમદા લક્ષણો મેઘાણી ધરાવતા હતા.

મહાત્મા ગાંધીજી આ લોકગાયક મેઘાણીને સાચા લોકનેતા રૂપે ઓળખાવે છે. "એ સાહિત્યની શોધખોળ પાછળ મેઘાણી ગાંડા હતા. [1]રાયચૂરા પણ તેમાંના ખરા પણ મેઘાણીની તમન્ના જુદી જ હતી. જ્યારે આવું ડહોળાયેલું વાતાવરણ હોય ત્યારે મેઘાણી જેવા લોકસાહિત્યવીરો જો એ પ્રદેશોમાં હોય તો આખું વાતાવરણ પળવારમાં પલટાવી નાખે એ તો જેમ કૃષ્ણની બંસરીની સેવા અદ્દભુત છે અને કૃષ્ણ કરતાં એ બંસરીના નાદે ગાયોનું ટોળું કે ગોપીઓનું ટોળું કૃષ્ણની પાછળ જ હોય તેમ સાહિત્યની બાબતમાં છે. પરંતુ કર્મભાગ્યે આવા સાહિત્યકારની કિંમત અંકાતી જ નથી. આપણે તેમને સમજી જ નથી શકતા. પરિણામે તેઓની જે કંપના હોય છે તે અધૂરી જ રહી જાય છે અને અકાળે આ દુનિયામાંથી અલોપ થઈ જાય છે"

આટલાં બધાં ગીતોના ઢાળને તેની ખૂબીઓને પોતાના કંઠમાં સંઘરી કંઈક ન સમજાવી શકાય એવું તત્ત્વ રજૂ કરવા માટેની તમન્ના સાથે એ ગીતોને મસ્ત બનીને ગાઈ ગાઈને, જનમેદનીના મનના ઊંડા અગોચર ખૂણામાં —એને ખબર પણ ન પડે તે રીતે પોતાની એ ગીત પરત્વેની અણકથી ભાવનાને સંક્રાન્ત કરનાર મેઘાણી સંગ્રાહક, સંશોધક, રસિક, વિવેચક, ભાષ્યકાર, ગાયક...વગેરે કરતાં ઘણા મહાન હતા. એ મહત્તામાંથી—અનાહત નાદ સમો આ લોકગીતોના પીરસણનો, સંશોધન-રજુઆત-વિવેચનનો સૂર પ્રગટતો હતો. "ગાંધીજીએ મેઘાણીની "કૃષ્ણની બંસરીની સેવા"ની વાત[2] કરી છે. તેનો ભવિષ્યની પેઢીઓને શી રીતે ખ્યાલ આવશે? મેઘાણી જે મહાજનોના ખમીરથી પ્રજાઓ ઘડાય છે તેમાંના એક હતા એનો એને શી રીતે અંદાજ આવશે!" (ઉમાશંકર)

મેઘાણીની આવી કૃષ્ણબંસી જેવી અપાર્થિવ અલૌકિક મહત્તાના સ્પર્શે લોકગીતોમાં નવું તેજ પુરાતું હતું. મેઘાણીની આ ગીત ગાવાની ભાવનાને સમજ્યા વગર, ઝીલ્યા વગર, અને મેઘાણીના કંઠના પ્રત્યક્ષ અનુભવ વગર મેઘાણી એ ગીતોમાં જે 'દિવ્ય'—'લોકોત્તર'—કે ગૂઢ જે તત્ત્વ મૂકતા...તેને નહીં સમજી શકે તેમ નથી. સંતના શબ્દનું તેજ એની પ્રત્યક્ષ વાણીમાં જ

---

૧. મનુબહેન ગાંધીની ડાયરીમાંથી મેઘાણી સ્મૃતિ ગ્રંથ: પૃ. ૧૨
૨. મેઘાણી સ્મૃતિગ્રંથ: પૃ ૨૨

સાપડે છે કાલક્રમે સંતના શબ્દમાથી એ મૂળ તેજ ચાલ્યુ જાય છે ને અનુસરનારાઓ એક વિધિરૂપે એ વેણનુ પોપટિયા ઉચ્ચારણ કરી સાચવી રાખે છે તે જ રીતે લોકગીતોની સાચી ખોટી દીક્ષા લઈને કે દીક્ષા લીધા વિના જે "લોક" બની શક્યા નથી રહી શક્યા નથી, તેવા લોકો ઠેર ઠેર સભાઓમા, રેડિયોમા આવા ગીતો ગાવા નીકળી પડે છે "લોકગીતોને નામે ગમે તે ગીત ગઈને, વગાડીને, વિકૃત હવભાવ[1] કરીને લોકોને રીઝવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે પરિણામે પ્રેક્ષકો પણ લોકસંગીત અને લોકસાહિત્યને દિવસે દિવસે મનો જનનુ જ એક સાધન માનતા થયા છે આ લોકગીતો અને દુહાઓની એવી તો વિચિત્ર રજુઆત કરવામા આવે છે કે, લોકસાહિત્યની સસ્કારી ભાન જ ન ઊડે પરિણામે લોકસાહિત્ય એટલે ગ્રામ્ય– ગામડિયુ, અસંસ્કારી, રોનણી અથવા તો નવરાશના સમયે લહેર કરવા જેવુ, એવી એક અમર શિષ્ટ ગણાતા સમાજ સુધી પહોચી ગઈ છે"

રાજકોટ સાહિત્ય પરિષદ સમયે સંચાલકોને સૌરાષ્ટ્રની સમૃદ્ધિ દર્શાવવાની બહુ હોશ હતી, એટલે એમનુ મન ભાગ્યુ નહીં પણ રંજન અને અને લોકગીત વચ્ચેના વિવેક અંગે તેમણે ટકોર તો કરેલી "જે ઊંચા સાહિત્યની વસ્તુ છે તેને રંજન નામના જુદા વિભાગમા અન્ય રમતો સાથે બેસાડવાનુ પણ ગમતુ નથી" અને જ્યારે ડુસકા ભરતા ભરતા કૃત્રિમ રીતે "ભાદરમા ધૂએ લુગડા ભાગી" એ ઇન્દુલાલ ગાધીના ગીતને લોકસાહિત્ય રૂપે રજૂ થયેલું જોયુ, બીજા એવા લોકગાયકોને સાભળ્યા જુદી જુદી ભજન મંડળીઓ જાદુઈ કરામતો કરનારાઓ વગેરેનો એક સામટો સમારભ ત્યા થયો તે જોયુ ત્યારે મેઘાણીને ખૂબ રંજ થયેલો સંગીતકારોને જેમ રાગભંગ કરનારો સહેજ નાનકડો ખોટો સૂર પણ અસહ્ય લાગે છે—આખની કણીની જેમ ખટકે છે તેવુ જ મેઘાણીને પણ થતુ વિકૃત ઉચ્ચારો, વિકૃત ઢાળો, ખોટી હલક તેમને પીડા પહોચાડતી

આથી જ જ્યારે લોકગીતના મર્મને સમજ્યા વગર કોઈ બગાડી ઢાળોમા રહેલા માધુર્યને કે એક જ ઢાળમાના આરોહ અવરોહમા વિવિધતાને જે અવકાશ મળે છે તેનો નિર્દેશ કરી એ પરભોમના ઢાળોની મહત્તાનુ ગાન ગાતા ત્યારે પણ મેઘાણી વિચલિત થઈ જતા એક પછી એક ગીતો ગાઈ તેમા રહેલી ભાવની વિવિધ ગતિને સમગ્ર ગીતના માધુર્યને તે રજૂ કરવા મડી પડતા —એ જ રીતે છંદશાસ્ત્રના માત્રામેળ આદિના પાયા પર લોકઢાળો ગણિતિક

૧ આપણી લોકસંસ્કૃતિ પૃ ૨૪૨

રચના તારવી લોકગીતોનું આગવું છંદશાસ્ત્ર થઈ શકે છે તે વાત એમને ગળે ઊતરતી ન હતી... એક જ તાલ કે લયને લઈને એકસરખી માત્રાના કે માત્રાના ત્રિકલ, સપ્તકલ આદિની યોજનામાં ગોઠવાતાં અનેક ગીતો છે. એ ગીતો છતાં જુદા જુદા "ઢાળ"ના છે. એનું સંગીત જુદું છે માટે રચના પણ જુદી જ છે. આથી લોકગીતોને આવી કોઈ ઉત્થાપનિકા આપી ગણિતિક દૃષ્ટિએ સમજાવવાનો વિચાર મેઘાણી જેવા આજીવન લોકગીતમર્મપારખુ પાસે રજ કર્યો હોત તો એ વિચારને ઉમી કાઢી જરૂર પોતાના કંઠમાંથી ભાત ભાતની હલકવાળા ઢાળ રજૂ કરી આપણને પડકાર ફેંકત...

આમ લોકગીતની કોઈ અંતરગત પકડને લીધે, લોકગીતમાં પોતે અનુભવેલી, માણેલી, કોઈ અનિર્વચનીય સૂક્ષ્મ સૃઝને કે અંતરના સાદને વફાદાર રહ્યા. પરિણામે શાસ્ત્રીય સંશોધનની દૃષ્ટિ–એમણે સ્વીકારી જ નહીં. અંતરના સાદને ભજતા સંતો જે રીતે પ્રચલિત ધર્મકર્મના માર્ગનો તિરસ્કાર કરે છે, તત્ત્વનાં ટૂંપણાને તુચ્છ ગણે છે, તેમ કદાચ મેઘાણીએ શાસ્ત્રીય સંશોધનની રીત રસમ અને તેની પ્રાપ્તિને તુચ્છ ગણ્યા. માટે જ મેઘાણી ઉમાશંકર જોષી ઉપર લખેલા પત્રમાં અકળામણના બોલ ઉચ્ચારે છે.

આ જે ચિરપરિચિત છતાં લોકોમાં જેની સામાન્ય રીતે ઉપેક્ષા થાય છે અથવા જેના ઊંચેરા તત્ત્વની લોકોને જાણ ન હોવાથી માત્ર વિધિનિભાવ ખાતર જે ગીતો જીવી રહ્યાં છે, એ બધા ગીતોનું પુનર્જીવન કરવાની તેમને ઝંખના હતી અને બને તો પ્રાચીનતા અને મધ્યકાળના જીવનમાં જ પૂરાઈ રહેલી આ કાવ્યસરવાણી નવઉલ્લાસે વહેતી થયેલી જોવાની પણ તેમને ઝંખના હતી.

"એક વાર બગસરામાં લોકગીત ગાયેલાં ત્યારે બહેનો ઓસરી અને ઘરમાં બેઠી ગુસપુસ કરતી હતી: 'હવે આવાં તો અમે ઘણા ય સાંભળ્યાં છે નવું કંઈક ગવરાવો.' મેઘાણીને નવાં ગાવામાં કાંઈ લેવા દેવું પડે એવું ન હતું પણ એમનાથી કહેવાઈ ગયું "તમને આજ નહિ સમજાય, પણ હવે પછીની પેઢીને–શિક્ષિતોને આ બધું ગમી જવાનું છે.. થોડી રાહ જુઓ." અને મેઘાણીએ પોતાના કંઠ દ્વારા એ ગીતોમાં કંઈક એવું મૂક્યું–કે ચિરપરિચિત જાણીતાં એ ગીતો ..હૃદયસ્પર્શી ભાવ અને કાવ્યત્વથી..રહીરહીને વળગતી

આની વીંટાઈ વળે એવી ગળચેટી સંગીત હલકથી ગુજરાતમાં પુનર્જીવન પામ્યાં-Revive થયાં."

## શાસ્ત્ર નહીં પણ સૂઝ

સંશોધકનું, પંડિતનું, વિવેચકનું...બુદ્ધિની પ્રખરતાએ અણિયાળું અને તીણું બનેલું વ્યક્તિત્વ મેઘાણીને આ કાર્ય માટે જરૂરનું ન લાગ્યું... એટલું જ નહીં વિઘાતક લાગ્યું......શાસ્ત્ર નહીં પણ જ્ઞાન દ્વારા જ લોકસાહિત્યના મર્મને પામી શકાય છે એવો પોતાનો અનુભવ હતો. "આ સંઘેડાઉતાર કે ચાકડાઉતાર[1] ઘાટને પારખવાના કોઈ, કલાના નિયમોવાળું વિવેચન કોઈ રસશાસ્ત્ર લોકસાહિત્યને માટે નથી. એની તો સાન જ હતી જનતાના અંતર્યામી રસાત્માને આનંદલક્ષિતાનો સુવર્ણ કાંટો તો માણસની અંદર હતો: કુદરતે દીધેલો ને સ્વાનુભવે સૂક્ષ્મતાએ પહોંચાડેલો કાંટો; "લોકસમૂહનું પ્રતિનિધિત્વ કરવું એ કોઈ પણ એકાદ બે ચાર પ્રતિભાસંપન્ન કવિવ્યક્તિઓનું કામ નથી. એ કવિઓ કે સર્જકો પૈકી કેટલાક લોકભોગ્ય બને તેવું કેટલુંક સર્જન ભલે કદાચ કરી શકતા હોય, છતાં લોકહૃદયના પ્રતિબિંબકનું કર્તવ્ય તો લોકસાહિત્ય જ કરી શકે છે."[2] આમ લોકસાહિત્યનું અને લોકગીતોનું સાચું સંશોધન અને સાચું પીરસણ પણ લોકગાયક જ કરી શકે છે: લોકમાં રહી લોક બનેલો ગાયક: સંશોધક નહીં, પંડિત નહીં, વિવેચક નહીં, રિવાવલિસ્ટ (Revivalist) પણ નહીં... 'વ્યક્તિ પ્રતિભાનો સર્વથા અભાવ એ જ લોકસાહિત્યનો મોટો ગુણ છે." વ્યક્તિત્વના સંપૂર્ણ વિલોપન વગર અને લોકજીવનમાં લોક બનીને દૂધમાં સાકર જેમ રહ્યા વગર મેઘાણી જેવા લોકગાયક થઈ શકાતું નથી અને આવા વ્યક્તિત્વ વિલોપન માટે અહંકાર-યુક્ત કોઈપણ જાતની પ્રવૃત્તિ કે વૃત્તિ વિઘાતક છે. સમષ્ટિની જ એ ઉત્પત્તિ ને સંપત્તિ છે અને એનું સર્વોચ્ચ સામર્થ્ય તો એની શ્રાવ્યતા છે. સાચા અર્થમાં એ વાઙ્મય છે વાણી એ મુખ્યત્વે શ્રુતનો વિષય છે. નાદને આપણે બ્રહ્મ કહીએ છીએ. લોકસાહિત્યનો વાહક એ નાદ છે: કાગળ પર થીજતાં ટીલાખોળ-અક્ષરો નહિ...

મેઘાણી આમ શાસ્ત્રીય સંશોધક નથી બન્યા તો લોકહૃદયના લોક બનીને નેતા—ગાંધીજીએ કહ્યું છે તેમ જરૂર બન્યા છે. અનેક લોકગાયકો,

---

૧. લોકસાહિત્યનું સમાલોચન પૃ. ૨૫૫

૨. એજન. ૨૫૭

ચારણો, ગીત ગાનારાઓના એ નેતા બન્યા; અનેક રસિકોને લોકસાહિત્યાભિમુખ કર્યા; પ્રજાના હૃદયને વશ કર્યું...આમ સંત, નેતા, દોરનાર કે ગુરુની પ્રતિભા–અને પ્રતિભામાં પાંડિત્ય, નહિ, તર્ક વિવેક વગેરે કરતાં કંઈક બીજું એ સર્વના રસાયણ ઉપરાંત જોઈએ છે, તે મેઘાણીમાં હતું. આથી મેઘાણી–જ્યારે ન્હાનાલાલ પોતાની મર્મ દૃષ્ટિએ પોતાનાં ગીતો વિષે "ટેકનો ઉમંગ ઉછાળતો ઉપાડ" પોતે લાવી શકયા નથી એવો એકરાર કરે તો વિવેચકો એ વાત સ્વીકારીને ન્હાનાલાલ લોકગીતોના જેવી રચના કરી શકયા નથી વગેરે વેણો ઉચ્ચારતા હતા...ત્યારે ફરી ફરીને મેઘાણીએ કહ્યું. "લોકગીતો સાથેના મારા એક દાયકાના ઊર્મિરંગ્યા તેમજ તુલનાત્મક સંપર્ક પછી ય પણ: એનું એ જ મંતવ્ય ઉચ્ચારું છું કે ન્હાનાલાલે રચ્યા છે તે રાસ ખરેખર લોકરાસ છે," એમ અંતરની સાન તેમને લોકગીતો કયા કહેવાય તેની પરખ અને તુલના શક્તિ આપે છે તેમને તેઓ સમજાવી શકતા નથી. આવી સાનને લીધે ગીતની રજુઆત વખતે કોઈ નવી જ હલક ઉપાડે, ગીતને બહલાવે તેથી તેમનું ગાન લોકસંગીત મટી જતું ન હતું. રામનારાયણ પાઠકે જરા છરકતું સૂચન કર્યું છે કે, "મેઘાણી જે ગાતા તે 'અદલોઅદલ' લોકઢાળો નહોતા..."[૧] "મેઘાણીનો પોતાનો અવાજ બુલંદ અને મીઠો હતો અને તેમણે સંગ્રહિત કરેલું ઘણું સાહિત્ય ને સાહિત્યકારો આગળ તેમજ સમસ્ત જનતા આગળ ગાઈ બતાવતા અને એ બહુ જ લોકપ્રિય થતું લોકસાહિત્ય તેઓ ગાતા તે બધા ઢાળો મૂળનું અદલોઅદલ અનુકરણ ન હે હોય–નહોતું. પણ તેમની હલક મીઠી હતી, અને તેને લીધે નવી પેઢીએ તેમની લઢણ પકડી અને અત્યારે તેમની શૈલીમા જ ઘણા ભાઈ–બહેનો ગાય છે."

મેઘાણી લોકગીતોની લઢણ ને તેના હાર્દને પકડી શકયા હતા અને તેનું કોઈ વિશિષ્ટ સૌન્દર્ય દર્શાવવા ધ્યાન ખેંચવા–અનુકરણ પ્રાચીન ઢબનું કરવાને બદલે એનું જ જુદુ રૂપ વ્યક્ત કરતા હતા. ખાસ કરીને ચારણોના છંદોની શૈલીનાં ગીતો, એકી સામટા અનેક કંઠે લલકારે છે તેવાં ભજનો, ઉછળતા ઉલ્લાસ ને નર્તનમાં ઉતારનાર જોમભર્યા તાલના રાસ અને કાઠી ચારણ્ય વગેરેના "લંબાયેલા સ્વરમધુર"નાં લગ્નગીતો.. વગેરેના ઢાળ તેમને ઘણા પ્રિય હતા, એટલે એની હલકની ઝાંયવાળાં ગીતો તેઓ ગાતા. ગાતી વખતે તે તે ગીતની હવા બાંધવા માટે સ્વરોને એવો હિલ્લોળ આપતા કે ગીત પાછળ ઉત્સાહી તાળીના ટપાકા, નર્તન અને મસ્તી

૧. મેઘાણી સ્મૃતિગ્રંથ પૃ ૯

વધારે પ્રત્યક્ષ થતાં, કવચિત્ ભજનના મંજિરાના રણકાર, ઢોલકનો તાલ અને રામસાગરનો રણઝણાટ પ્રત્યક્ષ કરવા શબ્દોને અને ઢાળને એવો પલટો આપીને ગાતા, કવચિત્ શરણાઈના લંબાયેલા સરવા વહેતા સૂરાવટની હવા બાંધવા ગીતને ખૂબ લંબાવી લંબાવીને ગાતા, કવચિત્ રાવણહથ્થાના અવાજને પ્રત્યક્ષ કરાવતા......આમ કોઈ પાવરધો ઘોડેસવાર પોતે ઘોડાને ખેલાવે ...તેમ લોકગીતોના અસલ ઢાળને ખેલવવા માટે જરા આડો અવળો પલોટતા. છતાં લોકગીતોના ઢાળ પરનો તેમનો એવો કાબૂ હતો કે, એ ઢાળ ક્યારેય લોકગીતનો ઢાળ...સૌરાષ્ટ્રનો ઢાળ રહેવાને બદલે અન્ય જાતના ઢાળની હવા ક્યારેય ઉપજાવતો નહીં.

આમ મેઘાણીએ લોકસાહિત્યના સંશોધનમાં–લોકગીતોનો મર્મ પોતાની કોઈક આંતરિક દૃષ્ટિથી પારખી–લોકજીવનનું ને લોકસાહિત્ય સંશોધનનું પ્રથમ અને મુખ્ય દ્વાર લોકસંગીત છે, એ સ્વીકારી એ ગીતો દ્વારા લોકસંસ્કૃતિ પારખવાનો પ્રયત્ન કર્યો, અને એ ગીતોને પ્રજા સમક્ષ રજૂ કરી ગીતોની ખૂબીઓ પ્રત્યક્ષ કરી, આ "કૃષ્ણાર્પણ સીની સેવા" કરતાં કરતાં લોકગીતોમાં પોતાના વ્યક્તિત્વનું વિલોપન કર્યું અને સંશોધક કે પંડિત કરતાં ઘણું મોટું–જે આંતરિક પ્રજ્ઞાને કોઈના સાદના દોરવાયા દોરવાતા પ્રાપ્ત થાય છે, તેવું "મરમી"નું વ્યક્તિત્વ મેળવ્યું...પ્રજા–હૃદયના સાચા નેતા બન્યા.



# " મરમીની સાન "

" હું અમિયો ભાયાણી, સાજે સાયર ઊતર્યો
ક્યાંય મર્મી મેધાણી, કાગે ન દીઠો કાળાઉત!

બાળપણમાં લોકસાહિત્ય અને દુહાઓએ કૃષ્ણની બસીની જેમ મેઘાણીને મુગ્ધ કર્યા હતા. એ મુગ્ધતા માત્ર કૌતુક પેદા કરી ચમત્કારની કે અહોભાવની લાગણી પેદા કરીને અટક્યું નહીં. એણે મેઘાણીના હૃદયમાં એ જાતનાં ગીતો પ્રત્યે અકારણ લાગે તેવો " મમતાનો માર " માર્યો. મેઘાણીના બાળહૃદયને ઘાયલ કર્યું. યુનિવર્સિટિમાં અભ્યાસ અધ્યયન કરવાથી પશ્ચિમના સાહિત્યની પ્રેરણાથી, કે એવી કોઈ બહારની પ્રેરણાથી મેઘાણી લોકસાહિત્યના સંશોધન માટે પ્રવૃત્ત થયા નહોતા. લોકસાહિત્યનો પ્રેમ તેમના હૃદયમાં વહેતો હતો એ ગુપ્ત સરવાણીનો સાદ ત્યાં કલકત્તામાં સંભળાયો. અને એ ગુપ્ત ઝરણને પારખનાર પાણીકળો દરબાર શ્રી વાજસુરવાળા બન્યા ....

આમ લોકસાહિત્ય સંશોધનની પ્રવૃત્તિ આપમેળાએ પ્રેમના મારથી તેમનામાં પેદા થયેલી હૃદયની વૃત્તિ હતી, તેણે તેમને જે રીતે દોર્યા તે રીતે તેઓ દોરાયા. " આ સથેડાઉતાર કે ચાકડાઉતાર ઘાટને પારખવાના કોઈ કલાના નિયમોવાળું વિવેચન, કોઈ રસશાસ્ત્ર લોકસાહિત્યને માટે નથી. એની તો સાન જ હતી જનતાના અંતર્યામી રસાત્માને." મેઘાણીએ જનતાનાં હૃદયને પોતાનું કરી એ હૃદયનો અંતર્યામી રસાત્મા જે સાન કરે, ઇસારો કરે, સૂચવે તે પ્રમાણે મેઘાણીએ લોકસાહિત્યનુ સંશોધન, સંપાદન, વિવરણ કર્યું. આ માટે આપણે આગળ જોયું તેમ કોઈ સભાન, ઘડાયેલું, માર્ગે ચડેલું, કોઈ અન્ય અનુશાસનમાં પલોટાયેલું મન કામ નથી આવતું. લોકહૃદયને પામવા માટે તો લોકહૃદયનું સંપાદન કરવું પડે. અને ઘડાયેલ પલોટાયેલું વ્યક્તિત્વ એમ સહેજે આત્મવિલોપન સાધી શકતું નથી......

આથી સંશોધનનો માર્ગ મેઘાણીએ અપનાવ્યો તે અંતઃસ્ફુરણાનો, સાનનો, પોતાના હૃદયમાંથી દિશાદોર મેળવતો માર્ગ હતો. પદ્ધતિની તાલીમ લઈને સંશોધન થઈ શકે છે. સાચું, નક્કર ચોકસાઈપૂર્ણ અને વૈજ્ઞાનિક સંશોધન થઈ શકે છે. પણ પ્રેમપ્રેર્યું, ભાવનાસભર, ઉલ્લાસલક્ષી સંશોધન

અને વિવરણ કરવું હોય—અને તે પણ જીવન્ત લોકસાહિત્યના કદાચ અસ્પષ્ટ અચોક્કસ અને છતાં સાચા લાગે તેવા હાર્દ સુધી પહોંચવું હોય તો મેઘાણીએ લીધો તે જ માર્ગ સ્વીકારવો પડશે. જ્ઞાની અને પ્રેમી વચ્ચે જે મોટો ભેદ છે તેવો અહીં પણ છે. જ્ઞાની ચોક્કસ જ્ઞાન આપી શકે. ચારે તરફથી પોતાના વિષયને જોઈને, તેનું ઝીણું પૃથક્કરણ કરીને એ જ્ઞાનને સુબદ્ધ રૂપમાં તે રજૂ કરી શકે પણ પ્રેમી લક્ષણો તારવવા, પૃથક્કરણ કરવા રોકાતો જ નથી; રોકાઈ શકે જ નહીં. તે અંતઃકરણની દૃષ્ટિ દ્વારા, અંતઃપ્રજ્ઞા દ્વારા વસ્તુના મર્મને વધારે સાચી રીતે પકડી શકે છે. મેઘાણી એવા લોકસાહિત્યના મર્મી છે; જ્ઞાની નહીં; લોકસાહિત્યના પ્રેમી છે વિજ્ઞાની નહીં.

મેઘાણીના લોકસાહિત્ય તરફના ઉત્કટ પ્રેમે અને લોકહૃદયમાં તેમણે કરેલા પોતાના વ્યક્તિત્વના વિસર્જને મેઘાણીને માત્ર લોકસાહિત્યના જ્ઞાતા નહીં પણ મર્મી બનાવ્યા; માત્ર લોકસાહિત્યના સંશોધક નહીં—પણ લોકસાહિત્યને રસધાર રૂપે વહેતી કરનાર કીમિયાગર બનાવ્યા. આ પ્રેમે અને વ્યક્તિત્વવિલોપને મેઘાણીના માનસને વિરલ બહુમૂલી શક્તિઓ આપી. લોકોમાં રહેલી સાદી સમજ જેવી ધીંગી સમજ મળી; લોકોના હૃદયમાં રહેલી કોઈ આંતરિક સૂઝ જેવી સાન સાંપડી, લોકોના હૃદયમાં સમગ્ર સંસ્કૃતિના અર્ક રૂપનું જે જ્ઞાન ઝમતું ઝમતું પહોંચી ગયું છે તેવું કોરમવંતું જ્ઞાન અંતઃકરણમાં ઝબક્યું, લોકોના હૃદયમાં વસેલી કલ્પનાશક્તિ અને તેનાં ઉત્થાન, ઉડ્ડયન આદિની ગતિ વિધિ જેવી દૂરદર્શી અને સૂક્ષ્મદર્શી કલ્પનાશક્તિનો હૃદયમાં સળવળાટ થવા લાગ્યો. લોકોમાં જે સામાન્ય રીતે માણસાઈને અવલંબીને જે નગદ સોના જેવી નીતિ અંગેનો સાત્ત્વિક મનોભાવ હોય છે તેવો સાત્ત્વિક ભાવનો ઉદ્રેક અને માણસાઈનો દિશભૂલ્યા મુસાફર ન થવા દે તેવો પ્રકાશ તેમને મળ્યો. લોકોના હૃદયમાં રહેલી નિખાલસ ઊર્મિના જે ઘેરા જુવાળ ચડે છે, લોકોના હૃદયમાં જે સઘન સંવેદનશીલતા હોય છે અને લોકોના હૃદયમાં જે અસંખ્ય ઊર્મિઓનું ઘમસાણ મચી રહ્યું હોય છે તેવું ભાવનું નિખાલસ ઉત્કટ રૂપે ઊછળતું સ્વરૂપ, તેવી ભાવની ઉત્કટ સંવેદનશીલતા અને તેવું ભાવનું શબલત્વ વગેરે મેઘાણીને અનાયાસે મળી ગયાં...આ બધી ગુણસંપત્તિને મેઘાણીના મમત્વે, ઉલ્લાસલક્ષી રસિકતાએ, અને સર્જકની કલાકારની પ્રતિભાએ એવી તો વિકસાવી, મ્હોરાવી ને મઘમઘતી બનાવી કે મેઘાણી જેવી માર્મિકતા—કોઈ પણ પ્રયત્નોથી—સાધનાથી પ્રાપ્ત ન થાય એવું આપણે કબૂલ કરવું પડે.

મેઘાણીની આ માર્મિકતાનું સરસ દષ્ટાંત દુલા ભગતે રજૂ કર્યું છે: "રસધાર લખાતી હતી. પોરસાવાળાના દુહા થોડાક વધારે મળે તો ઠીક, એમ એમણે મને કહેલું. હું મારા દીર્ઘસૂત્રી સ્વભાવ પ્રમાણે ભૂલી ગયેલો. ઉપરાઉપર ત્રણ પત્તાં આવ્યાં, એટલે સાત દુહા ઘરના જ બનાવી મોકલી દીધા અને લખ્યું કે, આટલા મળ્યા છે. વળતાં એમનો કાગળ આવ્યો: 'દુલાભાઈ! આ દુહા જો તમારા લખેલા હોય, તો થોડાક વધારે લખી નાખો ને!' કાગળ વાંચી હું તો ઠરી ગયો કે, વાહ મેઘાણી! ક્યા પુણ્યથી પ્રભુ માણસને આવી અક્કલ આપતો હશે!...પછી તો આગળના અને મારા રચેલા નવા દુહા ઘણા મિત્રોને મોકલ્યા કે આમાંથી નવા દુહા શોધી કાઢો. પણ એક મેઘાણી સિવાય કોઈથી એ બની શક્યું નથી."[૧] એવું જ બીજું દષ્ટાંત: "જોગડાની વાતના દુહા—જૂના છે એવો ખ્યાલ દુલા ભગતને હતો. મેઘાણીને એ રચાણ લાગ્યા... અને એ વાત સાચી નીકળી. "હજુ સુધી એ સમજાતું નથી કે, એ દુહા પાછળથી રચાણા એમ એમણે શા પરથી કલ્પ્યું હશે?"[૨]

કવિના પ્રતિભા નેત્ર જેવું ત્રીજું જ નેત્ર સંશોધક પાસે હોય તો મેઘાણીએ કર્યું તેવું લોકસાહિત્યનું માર્મિક આકલન, વિવેચન, પરખ થઈ શકે. "ચારણી સાહિત્યમાં છેલ્લાં પાંચસો વર્ષના ઇતિહાસમાં કોઈ અન્ય કવિ, પંડિત કે લેખકનો પગપેસારો થયો જ નથી, એવું એ સાહિત્ય છે. વેદોના સંસ્કૃતનું વ્યાકરણ જેમ બીજા સંસ્કૃતથી જુદું છે તેમ ચારણી સાહિત્યના મર્મો માપ, છંદો, ગીતો, પિંગળ અને શબ્દ, જોડણી સાવ જુદાં જ ગણાય...ચારણી સોરઠા, દુહા સપાંખરાં અને સાવજડાં ગીતો બીજા કોઈ કવિઓ હજી સુધી લખી શક્યા નથી એ જાતનો સાચો કે ખોટો પણ ચારણ કવિઓને એક પ્રકારનો ગર્વ છે." દુલા ભગતે ગાંધીજી વિષે ગાંધીજીરૂપી તળાવના પાણીને રોકવા જેલ રૂપી પાળ બાંધી છે, છતાં સરવાણ તો વહ્યા જ કરે છે એવા ભાવાર્થની ભુજંગી છંદની પંક્તિ લખેલી...પણ લીટી બરાબર આવતી નહોતી. મેઘાણીએ હોકો પીતાં પીતાં એ લીટી પૂરી કરી:

"મહાશક્તિનો ધોધ તું બંધ જાડા
તને રોકવા દોખીએ બાંધ્ય આડા:
ગીરી ત્યાંય પાષાણ સરવાંણ વ્હેતાં,
નમો હિંદના પાટવી સંત નેતા."

---

૧ કાગવાણી ભાગ ૩ : પૃ. ૧૫૦
૨ કાગવાણી ભાગ ૩ : પૃ. ૧૪૭–૧૪૮

"ચારણી કાવ્યધારાને દીપાવે એવા ભાવવાળી આ કડી એમની રચેલ છે. બીજા એમનાં ગીતો 'વીર બંદા', 'રામ ઘંટા ચાર વાગે', અને 'શિવાજીનું હાલરડું' ચારણી ઢાળ-માપનાં અને ચારણી શબ્દોના પ્રયોગથી રચાયેલાં છે. 'શિવાજીનાં હાલરડાં'માં 'તે દી તારે શિર ઓશીકાં બેસારો તીર બંધૂકાં'– પૂરેપૂરો ચારણી પ્રયોગ છે."

આમ ચારણી સાહિત્યનું આંતરિક દૃષ્ટિએ આકલન કરતાં કરતાં નવી રચના કરવા જેટલી સિદ્ધિ તેમને મળી હતી. મેઘાણીની આ આંતરિક પકડની શક્તિ—જેવી ઝવેરી હીરાની પરખ કરે તેવી. કેવી વિકસી હતી તેનું એક બીજું દૃષ્ટાંત દુલા ભગતે નોંધ્યું છે: "એ ઘણી વખત કહ્યા કરતા કે હું હજારો માણસો વચ્ચેથી ચારણને ઓળખી કાઢું. દરબારોનાં ઉતાર કપડાંનો પહેરનારો નહિ, રાજ્યના રોટલામાં વિકૃત થયેલો નહિ, પણ માલધારી, ઘરકમાણીવાળો, નેસડાનો અસલી ચારણ હોય, એને હું ઓળખી લઉં'...પોણોસોક માણસ વચ્ચે ત્રણ અજાણ્યા ચારણ જુવાનોને મકરાણીના લીલા સાફા બંધાવી અને બેસારી દીધા...અને કહ્યું: "આમાંથી ચારણને ઓળખી કાઢો."[1] બધા સામું જોઈ એક પછી એક ત્રણેનાં કાંડાં ઝાલી એમણે ઊભા કર્યા. એ કહેતા કે, "સાચા ચારણનો અવાજ અને એની મીઠી ખમીરભરી ઘરાણેલ મીઠી આંખુને હુ ઓળખી લઉં છું."

આપણે આગળ જોયું તેમ મેઘાણી કોઈ સંતની જેમ સૌરાષ્ટ્રની સંસ્કૃતિને દર્દભર્યા પ્રેમથી ભજતા હતા. એનો માર્ગ આમ પ્રેમનો હતો અને તેથી એ સંસ્કૃતિ સાથે તન્મય થઈ શક્યા હતા. મેઘાણી "થોડા સમયમાં જ સૌરાષ્ટ્રના પ્રતીક બની રહ્યા....મેઘાણી એટલે સાક્ષાત્ સૌરાષ્ટ્ર. પચાસ વરસ સૌરાષ્ટ્રની ધરતી મેઘાણીના દેહરૂપે સૌની વચ્ચે વિહરીને પોતાના કેવા કેવા હૈયાધબકાર રેલાવી ગઈ! એ ભૂમિની સૈકાઓની સંચિત થયેલી વેદનાઓ અને યાતનાઓ, એના લાખળ આંસુ, એની મૂગી વીરતા, એનાં ઉન્મત્ત બલિદાન, એના કાલાઘેલા આતમખેલ—બધું મેઘાણીની વાણીના સ્પર્શથી સજીવન થઈને ગુજરાતી ભાષામાં અમર પદને પામ્યું." ઉમાશંકર જોષીએ આ રીતે મેઘાણીને સૌરાષ્ટ્રનું સાક્ષાત્ સ્વરૂપ કહ્યું કારણ કે મેઘાણીની સંશોધન પ્રવૃત્તિ પ્રેમપરિચયની, તન્મયતાની, મર્મ પ્રાપ્તિની પ્રવૃત્તિ હતી.

ગાંધીજીએ પણ એવી સહજશક્તિને મેઘાણીમાં જોયેલી "કાઠિયાવાડને

૧. કાગવાણી ભાગ ૩ : પૃ. ૧૫૬-૧૫૭

ઓળખવામાં કુનેહ જોઈએ. કહેવત છે કે જેટલા ફેંટાના આંટા કાઠિયાવાડીઓમાં હોય છે, એટલી જ આંટીઘૂંટી કાઠિયાવાડીઓમાં હોય છે. કાઠિયાવાડમાં ઇતિહાસ પડ્યો છે. નૂર પડયું છે. ગામડાંઓમાં ગુણ, ભકિત અને નેકદિલી છે. પ્રજા ભોળી છે, શહેરનો પવન ત્યાં ઘૂસ્યો છે, છતાં ય આ અજ્ઞાન પ્રજામાં કળા, સૌન્દર્ય વગેરે ઘણું ભર્યું છે. રાજકીયતામાં પણ તેઓ બહુ કુશળ છે...એ સાહિત્યની શોધખોળ પાછળ મેઘાણી ગાંડા હતા..." આમ પ્રજાને ઓળખવાની કુનેહ—એની આંટીઘૂંટીને ભેદીને એમાંથી પ્રાપ્ત કરવાનું ભોળપણ, કળા, સૌન્દર્ય નૂર...એ તીવ્ર આંતરિક સમગ્ર શક્તિ—અથવા તમન્ના- અથવા 'ગાંડપણ' માગી લે છે.

વીર બહારવટિયાની વાર્તા વખતે બહારવટિયા સાથે તન્મય થાય, પ્રેમના ઉછાળાટ કે દર્દના દુહાઓ સાભળતાં પ્રેમી સાથે તન્મય બને, મરશિયા કે કરુણ રાસડા સાંભળતાં અંતરમાથી હલી ઊઠી આંખમાંથી આસુ સારે, લગનગીતો સાંભળતાં લગનનું પ્રેમમય મંગલ વાતાવરણ વર–કન્યા બનીને જાણે કે પીએ, બાળકોનાં ગીતોમાં બાલસહજ મસ્તી અને કૌતુક અનુભવે અને ભજન સાંભળતી વખતે સંત જેવા અલગારી બની જાય...આવી આની વ્યક્તિત્વ વિલોપનની અને ઈષ્ટ અધ્યયન સાથેની તદ્રુપતા એ જ મેઘાણીની સંશોધક તરીકેની માર્મિકતા અને સાનનું ઉગમ સ્થાન છે. મેઘાણીનું છેવટનું કાર્ય ભજનોનું સંશોધન અને સંપાદન હતું. એ વિષે દુલા ભગત લખે છે કે : "ભજન એ જ એમના જીવનનો છેલ્લો વિષય બની ગયો હતો. એ ભજનોના આજ દિવસ સુધી સાધુસંતોએ અર્થ નહોતા કર્યા, એવા સાચા અર્થો એમનાં કાવ્યમાંથી અને રુવાડે રુવાડેથી નીતરવા લાગેલા. મને તો થોડા મહિનાઓમાં એ સાવ અવધૂત મસ્ત યોગી જેવા જ લાગવા માંડેલા."

## સમગ્ર લોકસંસ્કારનો આત્મા

"લોકસાહિત્યનાં અગમ્ય અને દુર્બોધ બનેલાં રૂપાન્તરોનો[1] સાચો પંડ અંધ એસારાય નહિ ત્યાં સુધી, લોકસાહિત્યના સર્જકોના જીવનકાળની તેમજ તત્કાલીન સંસ્કારોની પાર્શ્વભૂ પકડાય નહિ ત્યાં સુધી, તેમજ લોકસાહિત્યને ચકાસવા માટે આપણી પાસે એને લગતું ભાષાજ્ઞાન ન હોય ત્યાં સુધી વિકૃત પાઠો રસની તેમજ અન્વેષણની બેઉ દૃષ્ટિએ આધારરૂપ ગણવાલાયક નાઠ."
એવી રીતે હાલરડાંમાં વ્યક્ત થતાં લોકસંસ્કારથી માંડીને મરશિયા સુધીના,

1. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૪૫

વીરતાભર્યાં જીવનના ઉગ્ર આવેશશીલ ક્ષાત્રસંસ્કારોથી માંડીને કમળપૂજા કરનારા, જીવતા સમાધિ લેનારા ત્યાગી સંતોના સંસ્કારોમાં આસાનીથી અને રમતાં રમતાં સંશોધક જ્યાં સુધી વિચરી શકે નહીં ત્યાં સુધી લોકસાહિત્યનો સાચો પાઠ તેને પ્રાપ્ત ન થાય, એના અર્થ અને રહસ્યનું આકલન તે ન કરી શકે, એમાં રહેલી ભાવના અને જીવનદૃષ્ટિને તે પામી શકે નહીં અને રસદૃષ્ટિએ સાચો રસ અને ઉલ્લાસ પણ એ લોકગીતોનો માણી શકે નહીં.

મેઘાણીએ એથી લોકસાહિત્યનાં સઘળાં ક્ષેત્રોને પોતાના સંશોધનક્ષેત્ર તરીકે એકી સાથે પસંદ કર્યાં. "એમ ટીપે ટીપે[1] ટુકડે ટુકડે, સમસ્ત જીવન, ભાષા, વાણી, કવિતા, રીતરસમો, પશુઓ, પરંપરાઓ, પહેરવેશો, સંસ્કારો, ભૌગોલિક અવસ્થા-તરો ઇત્યાદિનું સમગ્રતાએ ખેડાણ કરતો કરતો હું લોકસાહિત્યમાં પલોટાયો છું...અને લોકસાહિત્ય કે અન્ય સાહિત્ય—સર્વ કોઈ સાહિત્યમાં પલોટાવાની રીત એ એક જ છે : બિન્દુએ બિન્દુએ મધુસંચય વગર અને પોતાની અંદરના રસ વડે એ વનમધુનું નૂતન રસાયન નિપજાવ્યા વગર મધપુડો બનતો નથી :" "દિશા[2] ખોવાઈ જાત જો લોકસાહિત્યના એકાદ કોઈ પ્રદેશને નિરાળો રાખીને ભમ્યા કર્યું હોત તો એક શાખાને પહેલાં પતાવી દઈ એ પછી જ બીજીને પકડશું એવું વલણ સાહિત્યના સેવનમાં સલામત નથી. સાહિત્યની શાખા પ્રશાખાઓ એ તો માળાની સેરો છે, ચોટલાની લટો છે, પટકૂળના વાણાતાણા છે, એ તો છે શાળવીના જેવું-કબીરિયાના જેવું કામ : માનસપટનો વણાટ એ સર્વ ધાગાઓની સમટી ચાલ ઉપર જ અવલંબે છે." "પણ સોરઠી મધ્યયુગના[3] અવશેષરૂપ આ પ્રસંગવીરો (પરિપૂર્ણ વીરો નહિ)ને વીરાંગનાઓની ઝલક મેં મારા કલ્પના થાળમાં ઝીલ્યા કરી હોત તો એ સંશોધન પક્ષાઘાતે પીડાયેલું રહેત..."

આમ લોકસંસ્કૃતિના અણુએ અણુ તરફ એકીસામટી ગતિ કરીને મેઘાણીએ સોરઠી લોકસંસ્કૃતિના અનિર્વચનીય છતાં પરમ સત્યરૂપે પ્રતીત થઈ શકે તેવા આત્માનો સાક્ષાત્કાર કર્યો પછી કોઈ શબ્દનો અર્થ મેળવવો હોય, કોઈ પાઠશુદ્ધિ માટે સાચો શબ્દ શોધવો હોય, કોઈ લોકસંસ્કૃતિને અનુકૂળ નહિ તેવું વ્યક્તિએ કરેલું ભાવ પ્રદર્શન પકડી પાડયું હોય કે લોકગીતની ઉપમાની, વાણીના મરોડની, શબ્દ પસંદગીની ભાવના વિકાસ અને રજુઆતની ખૂબી

૧. પરકમ્મા : પૃ. ૨૫
૨. પરકમ્મા : પૃ : ૭૮
૩. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૩૯

આકરી હોત તો મેઘાણી સહેલાઈથી એ બધુ કરી શક્યા ઇતિહાસના અકોડા ન મળતા હોય તો આ લોકસાહિત્યના આત્માના સાક્ષાત્કારે એ ઇતિહાસને પણ રચી આપવાની અનેરી સૂઝ મેઘાણીને પ્રાપ્ત થઈ શકી સગીતકારને જેમાથી પોતાના સઘળા સૂરો પ્રગટે છે એ પોતાનો આ મેળવી લેવાની જરૂર છે. એ સૂર મેળવીને ગાવાના રાગના વાદી અને પ્રતિવાદી, કોમળ અને તીવ્ર સૂરને નિર્ધારીને ધીમે ધીમે ઘૂટી લઈ રાગનુ સ્વરૂપ બાધી લે તેનુ વાતાવરણ પોતાના મનમા અને તુરાવર દ્વારા બહાર રચી દે પછી ગમે તેવા ભિન્ન ભિન્ન પ્રકારના તાન પલટાઓ તે લઈ શકે છે મુક્ત મને તે વિહરીને તે પોતના ભાવ વૃત્તિને અનુકૂળ સગીત સર્જી શકે છે તેનુ જ આ લોકગીતોના સશોધન પરત્વે છે એક વખત એ સસ્કૃતિમા પલોટાયા મનમા અને બહાર એનુ વાતાવરણ બાધી દીધુ પછી મુક્ત મને તમે કોઈ પણ એક બાજુનુ તમારી મનોવૃત્તિને અનુકૂળ તેવુ સશોધન અને રજૂઆત કરી શકો છો

મેઘાણીનુ વલણ ચારણોએ રજ કરેલા લોકગીતો તરફ વિશેષ હતુ, કાઠી, મિયાણા વગેરેના વીરજીવનના આવેશશીલ ભાવો અને જીવનગીતિ તરફ વિશેષ ઝોક હતો તેથી તેવા દુહાઓ, લગ્નગીતો, તેવા રાસડાઓ અને ગીતોને તેમણે વિશેષ રસપૂર્વક રજૂ કર્યા છે એવા ગીતોની ખૂબીઓ તેઓ એકદમ પકડી પાડે છે પહાડી પ્રેમની મુક્ત મનની મસ્તી દિલાવર સસ્કાર તરીકે જાતિઓના લોહીના મિશ્રણમાથી, હિંદુ મુસલમાન સવર્ણ હરિજન વચ્ચેના ભેદને ભૂલાવનારી ખિરાદરી વગેરને પ્રગટ કરનારા ગીતોને તેમણે હૈયાના હુલાવ આપી સારી રીતે રજૂ કર્યા છે, ભજનોમા પણ સતવાણીમા આવી ચ તી પ્રેમની મસ્તી, નારી સન્માન નારી હૃદયનો માતૃત્વનો સાદ અને વીરતા ભર્યા ઉદ્ગારો તેમણે વિશેષ ગાયા છે પ્રસ્તાવનાઓ અને વિવરણોમા એવા ગીતોનુ રહસ્ય અને સૌન્દર્ય તેમણે ઉત્સાહપૂર્વક રજૂ કર્યુ છે હાલરડા અને બાલગીતોમા પણ તોફાન મસ્તી અને નિર્દોષતાભરી બાલવાણી તેમને મસ્ત બનાવે છે પરિણામે ભક્તિના શાત પદો, ધોળ, ઊજળિયાત ગણાતા વર્ગના લોકોના લગ્ન ગીતો ભજનોમાંનો અધ્યાત્મવાદ, દુહાઓમાના સુભાષિતો અને બીજા શાત ભાવોના દુહાઓ વગેરે તેમણે 'હૈયાના હુલાવ આપી" મૂક્યા નથી આમ સર્વાગી લોકગીતોનુ સશોધન અને સર્વતોમુખી રસોલ્લાસપૂર્વક તેનુ પીરસણુ તેઓ કરી શક્યા નથી એમ છતાએ તેમણે જે ગીતો રજૂ કર્યા, વિવેચન કર્યું, ખૂબીઓ તારવી એ ગીતો સમગ્ર લોકસાહિત્યના આત્માના અશ રૂપે ને પૂર્ણનો અશ પણ પૂર્ણ જ હોય તે ન્યાયે સમગ્ર લોકસાહિત્યની છાપ ઉપજાવે છે.

અને તો પણ વીસેક વરસના ગાળામાં લોકસાહિત્યના પ્રદેશે પ્રદેશ ઘૂમી વળવાનો તેમણે સમર્થ અને કદાચ અસાધારણ કહી શકાય તેટલો અને તેવો પ્રયત્ન કર્યો છે.

## પરખી પરખીને રસ પીધો :

"ધરતીનો નેહ અમને ધરતીની માટી તરફ—એ માટીની સુગંધ તરફ લઈ ગયો. અમે પહેલી જ દૃષ્ટિએ એનો સાહિત્ય લેખે સ્વીકાર કરીને આગળ ચાલ્યા. પુરાતત્ત્વનો ને વિવેચનનો રસ તો પાછળથી પેદા થયો. ઘણાખનાં હૃદય પર તો એ એક શુદ્ધ સાહિત્ય રસ લેખેનું જ વશીકરણ હતું. અમે એને કોઈ મૃતઃપ્રાય કે મરી ચૂકેલી પ્રજાના દસ્તાવેજ ગણીને નહિ, પણ અમારી જીવની પ્રાણ ધબકતી જાતિનું સંસ્કારોચ્ચારણ અને સંવેદનયુક્ત ઊર્મિ ઉચ્ચારણ ગણી શરૂઆત કરી."[1] ઝવેરચંદ મેઘાણીનું આ પ્રકારનું પુનઃ પુનઃ કથન એ વાત સ્પષ્ટ કરે છે કે, આ લોકસાહિત્યમાં કંઈક અણુ અણુ મલકતો છલકતો ઊભરાતો, હૃદયમાં ન સમાતો રસોલ્લાસ મેઘાણીએ અનુભવ્યો, એની રસલ્હાણ બીજા આગળ કરવાની પ્રબળ ઇચ્છા તેમને થઈ અને એ માટે દુહા, હાલરડાં, લગ્ન ગીતો, રાસડા, મરશિયા, ખારવાનાં ગીતો.. વગેરે એકત્રિત કરવાં, એ ગીતોનો સંઘેડઉતાર રસાત્મક ઘાટ સંશોધીને પ્રગટ કરવા મથી રહે છે. ગીતની ખૂબીઓ વિષે, રહસ્ય વિષે, આનંદોલ્લાસ વિષે પોતાના મનમાં કોઈ દ્વિધા નથી. પણ પંડિતો, ચોખલિયા વૃત્તિવાળા ભણેલાઓ, ભદ્ર સંસ્કૃતિના નાગરિકો તેની ઉપેક્ષા કરતા હતા ને ધીમે ધીમે એ લોકસાહિત્યની આખી સરવાણી લુપ્ત થશે કે શું તેવી શંકા જતાં પોકાર રૂપે, ઢોલ પીટી પીટીને આક્રમણ રૂપે, તેમણે આ સાહિત્યનું સંશોધન, વિવેચન હાથ ધર્યું. "આપણા લોકસાહિત્ય તરફ આપણે જે મીટ માંડી તે મુખ્યત્વે પાશ્ચાત્ય યુગરંગો સાથેના આપણા સંપર્કને આભારી ન કહી શકાય, નર્મદ યુનિવર્સિટિનો સંસ્કારપુત્ર અરે પણ સુરતી નાગરાણીઓના ગરબા તેમ જ લગ્નગીતો પ્રત્યે એનો રસ યુરોપી Folklore ની ઓળખાણમાંથી પ્રકટ થયો ન હતો, આ ગીતોએ, એને કરેલું આકર્ષણ સ્વતંત્ર, શુદ્ધ આત્મરસ પ્રેરિત હતું. ... ક. ... એ આકર્ષણ યુનિવર્સિટિને ખોળેથી નહિ, પણ ... ખોળેથી મેળવ્યું હતું"......આમ લોકસાહિત્ય સંશોધનની ખાંભીઓનાં ઇતિહાસમાંથી મેઘાણી આ નિષ્કર્ષ પર આવ્યા છે ...

1. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૪૪

છતાં યે અંતરમાં થાય છે કે, ક્યાંઈક જાણે ક્યાંઈક આવાં યુગલો આપણે શેક્સપીઅર, કાલિદાસ અથવા હરીન્દ્રનાથ ચટ્ટોપધ્યાયની રસ-સૃષ્ટિઓમાં વિહરતાં સામાં મળ્યાં હોયની!"[1]

મેઘાણી આમ તુલના કરવા જાય છે. લોકોત્તર સાહિત્યની રસવૃત્તિ ઊંચી એમ માનીને, અથવા એવી રસવૃત્તિ ધરાવનારને એ સંભારી આપીએ તો જ તેની તુલનામાં લોકસાહિત્ય બરોબર ઊતરતાં તેઓ લોકસાહિત્યનું સન્માન કરશે... પરંતુ ઉપર જે સંતાકુકડીની રમત કે વનની ચકલી ઝાડ પાંદ થઈને પ્રેમી સાથે ફરવા-રહેવાની વાત આ રીતે તો લોકગીતોમાં જ વધારે સારી રીતે અને ચોટદારપણે કહેવાઈ છે. નિર્વ્યાજ ભોળા હૃદયની નારીને જ આવી ઉક્તિઓ સૂઝે..."તુલના કરવાનું પ્રયોજન નથી પરંતુ લોકસાહિત્યના પ્રવાહનું રસપાન કરવામાં આવાં સ્મરણો અતિ મોટી સહાય કરે છે એમાં સંદેહ નથી. ભાષા અને ભાવપ્રયોગનાં જે ડોળાણ આપણી દૃષ્ટિને લોકગીતોમાં દેખાતાં હોય, તે ડોળાણ આ રીતે આછરી જાય છે. અલબત્ત એ નીર તો ઘરનાં ગોળાનાં નથી, ટાંકાનાં યે નથી. એ તો વીરડાનાં નીર છે. એ નીર પીવાની મીઠાશ તો જીવનની વનવાસી દશામાં-વટેમાર્ગુ દશામાં જ અનુભવાય છે એ નીરની નિર્મળતા પામવાનાં ધોરણ ન્યારાં જ છે એ ગીતોને લોકોત્તર સાહિત્યને ધોરણે શીદ કરીએ?"[2]

લોકસાહિત્યનું મૂલ્ય તો એની આંતરિક તાકાત, એની સરળતા, લાઘવ, નિર્વ્યાજતા કારમી મોહકતા, નિખાલસતા, ઊર્મિ-ઉછાળ, કલ્પના-લીલા, સંગીતમયતા.. સુસ્વનતા વગેરે અંતર્ગત અંગોને આધારે જ થવું જોઈએ. છતા શરૂઆતના સંશોધન કાળમા મેઘાણી એવી આતરિક તાકાત પર મુસ્તાક રહી લોકગીતોનો મર્મ, સૌન્દર્ય ને-મૂલ્ય દર્શાવી શકે તેવી સ્થિતિમા નહોતા. લોકોત્તર સાહિત્યની ભભક સામે જોતા પોતાની વહાલી-માતૃવાણીની કવિતા ગરીબડી ઓશિયાળી, મેલી ઘેલી લાગે છે છતા પ્રેમનું બળ એ લોકસાહિત્યનું નિરાળું-આગવું, છતા એવું જ ઊંચું સૌન્દર્યબળ ધીમે ધીમે લોકોત્તર સાહિત્યનું યથાસ્થાન સ્થાપી આપી, લોકસાહિત્યનું સાચું ધીંગું, તાકાતવાળું દર્શન કરાવી, લોકસાહિત્યપ્રેમમાં મર્મીની ખુમારી મેળવી આપે છે. લઘુતા ગ્રંથી છૂટી જાય છે અને પોતાના સાચા ગુણ પારખી લોકસાહિત્ય સર્વતોમુખી પ્રમુલ્લાસ સાથે નાચી રહે છે લોકગીતોની કાવ્યવિભાવના, એની દૃષ્ટિ,

૧. લોકસાહિત્ય : ૧ : પૃ. ૬૧-૬૨.
૨. લોકસાહિત્ય : ૧ : પૃ. ૬૩.

રંજુઆર્તની રીત...વગેરે સાવ સ્વતંત્ર છે. એ સ્વતંત્ર અને સજીવન સ્રોત છે. રાધા માધવ બન્ને જાણે એકરૂપ બની નંદતણે દ્વાર ઊભા છે. "પરખી પરખી ધરો માણેકડાં બેઉ હાથ" એક સંઘજીવનની ધરતીનું ધાવણ પીને ઊછરેલી સ્વયંભૂ કાવ્યશક્તિ છે. બીજી વ્યક્તિની વિશેષતામાંથી પ્રગટતી ભાવનાશીલતા, કલ્પના, સૂક્ષ્મતા આદિએ મહોરેલી સંસ્કારી કાવ્યસૃષ્ટિ છે.

કાઉંટેસ માર્ટીનેગા કેસેરાસ્કો નામની યુરોપના લોકગીતોની એક સ્ત્રી વિવેચક...ને મેઘાણી ટાંકે છે: 'પ્રત્યેક સાચો કવિ પોતાની પ્રજાનો સાચો પ્રતિનિધિ હતો એ વાત અમુક અર્થમાં સાચી છે, તેમ છતાં પ્રતિભાસંપન્ન વ્યક્તિ તો જેને સ્પર્શ કરે છે તેને ભાવનારૂપ આપે. મહાન કવિ પોતાના પ્રજાસમૂહનું પ્રતિબિંબ નથી ઝીલતો પણ તેની પ્રતિભામૂર્તિ બની ઊભો રહે છે અને એ જ્યારે જનતાનું પ્રતિનિધિત્વ કરતો હોય છે ત્યારે પણ કીર્તિના સભાલયમાં ઊભો ઊભો પ્રતાપભરપૂર પાદશાહી અદાથી કરે છે.' જનતા તો એ સભાલયનાં બારણાં બહાર ખદબદતી ખડી હોય છે એ જનતાને જો આપણે એની સર્વસામાન્ય સ્ફુરણાઓ અને મનોભાવોની યોગ્ય તુલના કરવાને અર્થે આરસીમાં નિહાળવી હોય તો વધુ સલામત અને ચોક્કસ ઇલાજ એનાં અમરનામી કવિઓની 'મહાન કૃતિ'કરતા એનાં પોતાનાં જ સ્વયંસ્ફુરિત અને અણશીખવ્યાં ગીતોને શોધવાનો છે'[1]

કવિતાનું વલણ સાધારણીકરણનો માર્ગ તજી વૈયક્તિક આત્મલક્ષી સૂક્ષ્મતા અને વૈચિત્ર્ય તરફ વધતું ગયું. આવી કંઈક વાત સમજાવી હર્બર્ટ રીડ એના ફ્રેઝીઝ ઓફ ઇંગ્લીશ પોએટ્રીમા કહે છે, કે હવે વૈયક્તિકતાની ચરમ સીમાએ કવિતા પહોચી ગઈ છે. એક વર્તુળ પૂરું થયું છે ફરીથી કવિતાએ જન જનના હૃદય સુધી પહોંચવું હોય તો તેણે શબ્દ સાંભળતાં જ આપમેળાએ લય સાથે શ્રોતાનું અંગે અંગ સ્પંદનર્તન કરી રહે, હાથ પગ તાલના મરોડે હલી ઊઠે તેવું રૂપ ધરવું જોઈએ. કવિતાની હોય એવી હોવી જોઈએ,' એવું શબ્દ સંગીત એવું હોવું જોઈએ, એટલો જ આનો અર્થ થતો નથી. લોકઝીલાતી કવિતા પ્રાપ્ત કરવા માટે સંઘજીવનની ઊર્મિ, તલસાટ અને પ્રાણઘડતર કવિતાએ અનુભવવો જોઈએ." સંઘ એટલે નર્યું ટોળું નહિ. ટોળું નૃત્ય કરી શકે નહિ. ટોળાના બોલ ફક્ત Fable–ગોટાળો જ રચે. 'સંઘ' શબ્દની અંદર તો સુવ્યવસ્થાનો, સંવાદનો, એકરસતાનો તેમ જ પેલા 'Elan-vital'નો

1. લોકસાહિત્યનું સમાલોચન: પૃ ૧૭૭.

આમ છતાં, લોકસાહિત્ય સિવાયના શિષ્ટ સાહિત્યનો જુદા જુદા પ્રાંતના લોકસાહિત્યનો, પશ્ચિમનો સ્કૉટલૅંડ, આયરલેન્ડ આદિના સાહિત્યનો, નવી જાગૃત થતી પુરુષાર્થ કરતી રશિયન પ્રજાના સાહિત્યનો, બંગાળના દ્વિજેન્દ્રનાથ અને રવીન્દ્રનાથ ટાગોરનાં સાહિત્યનાં... રસાસ્વાદ માણતા માણતા લોકસાહિત્યનું એવું કંઈક તેમને સાંભરી આવે, અને રહી રહીને જહાજનું પંખી જહાજ પર આવીને બેસે તેમ તેમની દૃઢ થયેલી રુચિ તેમને લોકસાહિત્યમાં જ પૂર્ણ રસતૃપ્તિ સંપડાવતી...એથી લોકસાહિત્યની રસલ્હાણ કરતી વખતે મેઘાણી કાલિદાસની 'ધન્યાસ્તદંગ રજસા મલિની ભવન્તિ' એ પંક્તિને "ધોયો ધફાયો મારો સાડલો, ખોળાનો ખૂંદનાર દ્યો ને રન્નાદે" એ પંક્તિ સાથે મૂકે છે. શેલીની સ્કાયલાર્કના ગીત વિષેની ઉપમા પરંપરાઓ જેવી ઉપમા પરંપરા "રૂપેરુ બાવા"ના ગીતમાં જુએ છે... લોકસાહિત્ય પ્રત્યેની તેમની મમતાનો રસ આવી તુલનાથી દ્વિગુણિત થાય છે. ધીમે ધીમે લોકસાહિત્યની આખી અખંડ સરવાણી સારી દુનિયામાં વ્યાપેલી અનુભવાય છે. ગુજરાત સૌરાષ્ટ્રનાં લોકગીતો જેવા ભાવ અને રજુઆત રાજપૂતાના, મહારાષ્ટ્ર, પંજાબ, બંગાળ..... નાં ગીતોમાં પણ તેમને મળે છે...

આમ તુલનાના કાંટે લોકસાહિત્યને તોળતા જાય છે અને પોતે ઉપાસ્યું છે, તે લોકસાહિત્યનું પલ્લું નમતું જ નિહાળ્યા કરી ખુશ થાય છે..... લોકસાહિત્યના રસને ચખાડવા માટે અર્વાચીનો સમક્ષ અર્વાચીન વિવેચનની રીતિ સ્વીકારવી પડે, અર્વાચીન રસવૃત્તિને પંપાળવી પડે, તેને ગમતાં શિષ્ટ સાહિત્યનાં ઉદાહરણો સામ્ય માટે ટાંકવા જોઈએ, અને સહુથી વિશેષ અર્વાચીન રસવૃત્તિ પશ્ચિમની કેળવણીએ ઘડી છે, એટલે પશ્ચિમના લોકસાહિત્ય અને લોકવિદ્યાના વિવેચકોએ જે ચર્ચા કરી છે તેનો અહેવાલ પણ આપવો જોઈએ...

આમ મૂળ તો નિજાનંદે સ્વયંભૂ જાગેલી લોકસાહિત્ય સંશોધનની વૃત્તિ અને સૂઝ તેમને લોકસાહિત્ય સંશોધનના વૈજ્ઞાનિક માર્ગે પણ લઈ જાય છે. એમ છતાં તેમના આત્માને પરમ તૃપ્તિ તો સ્વયંભૂ સાન કે અંતઃસ્ફુરણા પ્રમાણે સંશોધન અને રસલ્હાણ કરવામાં જ મળે છે. મેઘાણીની પ્રેરણા જ જુદી છે......સંશોધકની, વૈજ્ઞાનિકની, પંડિતની, લોકવિદ્યાની, શાસ્ત્રની નહીં : "ગોરજ ટાણે ગોવાળના સાદ" ની તેમને દુર્નિવાર પ્રેરણા મળ્યા કરે છે. એટલે લોકસાહિત્ય સંશોધનની, વિવેચનની, રજુઆતની તેમની કેડી જ આગવી...છે.

' ઘોયો ધફાયો મારો સાડલો...ખોળાનો ખૂંદનાર ઘોને રન્ના દે "—૧. ૯

શાકુંતલની વાત્સલ્ય ઉક્તિ સાથે અધરણી ગીતની ઉક્તિ—સરખામણી કોણે સૂઝાડી ? છેલશંકર વ્યાસે...પ્રસંગ કંઈ દેખાય છે તેવો નાનો નહોતો. એક કાળના એ સમભાવી સમસંવેદનશીલ સ્નેહીએ આ નાના શા પ્રસંગને મારા મનમાં લોકસાહિત્ય તથા લોકોત્તર સાહિત્યની વચ્ચે સુવર્ણની કડી જોડી આપી. રેડિયમની કણિકા જેવી આવી કોઈ કોઈ સૂચન કણીઓ અણુ ઓલવાઈ ઝગ્યા કરે છે. ભળતા માણસને ચોક્કસ એક પથ પર ચડાવી આપે છે." પોતાને જે પ્રિય લોકસાહિત્યનું સૌન્દર્ય મનમાં વસ્યું હતું તેને મળતું શિષ્ટ સાહિત્યમાંથી કંઈક સાંપડતા મેઘાણી કૌતુકરંગી પ્રસન્નતા અનુભવે છે "વિશ્વસાહિત્યના જ્યારે વિહારીઓ આ લોકમુખના નમ્ર ઉદ્‌ગારની અંદર કયાય કયાંય ભવ્ય કલ્પનાઓના અથવા શિષ્ટ સાહિત્યનાં ભાવનાઓના પડછાયા ભાળે છે, ત્યારે એ સામ્યનાં દર્શનમાંથી રસાસ્વાદની નવી શક્તિ જન્મે છે કોઈ પ્રિયતમ પોતાની પ્રિયતમાના મુખને મળતી રેખા જેમ કોઈ જંગલવાસી રમણીના વદન પર નિહાળી મીઠાં સ્મરણો અનુભવે, અથવા તો કોઈ રંક પિતા જેમ પોતાના બાળકની મુખાકૃતિ એકાદ રાજકુંવરના મો ઉપર રમતી ભાળી ગુપ્ત આનંદ પામે, તેવી રીતે શિષ્ટ કવિતા અને લોકસમુદાયની રેખાઓમાં દેખાતું દૂર દૂરનું નાનું શું સામ્ય, પણ લોકસમુદાયની અંદર અજ્ઞાત અને અણવિકસ્યા મરી ગયેલા કૈંક શેલી અને કાલિદાસોનું સુખદ સ્મરણ કરાવે છે."[૨] આમ તુલનાથી સૌન્દર્યનું મર્મનું ઉદ્‌ઘાટન થાય છે. રસાસ્વાદ દ્વિગુણિત બને છે : "સાસરવાસમાં આવેલા ભાઈને મળી ન શકનાર બહેન ભાઈની વિદાય પછી મોડી મોડી જાણવા પામે છે, અને વગડામાં ચાલ્યા જતા વીરાની પાછળ દોડતી પુકારે છે :

જો રે સરજી હોત ચરકલી વીરને ભાલે બેઠી જાત જો
જો રે સરજી હોત વાદળડી વીરને છાંયો કરતી જાત જો...

એવી કલ્પનામાં લોકત્તરતાની રેખા અંકાયેલી દીસે છે. અથવા તો

રામ તમારે બોલડીએ હું જળમાં માછલી થઈશ જો.
તમે થશો જો જળમાં માછલી હું માછીડો થઈશ જો.

...એ પ્રણયી યુગલની સંતાકુકડી આપણને શિષ્ટ સાહિત્યના સ્નેહ-વિનોદનું સ્પષ્ટ-અસ્પષ્ટ સ્મરણ કરાવે છે. ચોક્કસ પંક્તિઓ ન સાંભરે

૧. પરકમ્મા · પૃ ૭૬
૨. લોકસાહિત્ય : ૧ · પૃ ૮૭

ધ્વનિ છે."[1] "આત્મરક્ષાને કારણે માનવી સંઘ જીવનમાં હતો. દેહ શું દેહ ભીડીને ખાચોખાચ જીવતો હતો. જાણે પ્રાણ ધબકાર ના એકસમાન હતા. સુખદુઃખ એનાં સહિયારાં હતાં જૂથમાં જ શ્વાસ લઈ એને જીવવાનું યા મરવાનું હતું. હર્ષશોકના અવસરો એક, ઉત્સવો ને પર્વો એક, નિસર્ગ પ્રત્યેની દષ્ટિ એક, રસ એક, રંગ એક,. માટે જ ઊર્મિઓના આંચકા એક સમાન. ફ્રેંચ ભાષામાં જે જીવનતત્ત્વને Elan-vital-Vital urge એવા પ્રયોગ વડે ઉચ્ચારવામાં આવેલ છે, તે જીવનતત્ત્વની એકતા; લાગણીના ઝંકારની તલસાટની, તાલાવેલીની એકતા. એ હતું સંઘ જીવનનું પરમ કૌવત."

લોકસાહિત્યનું પણ પરમ કૌવત, એના શ્રોતાઓનો માયલો થનગનીને માંહ્યેથી હોંકારો ભણે તેવા પ્રાણવાન ભાવ અને ભાવની અભિવ્યક્તિમાં રહેલું છે. એને પોતાના જીવન માટે, પ્રસાર માટે, રસદર્શન માટે વિવેચક, સંશોધક, પંડિતની જરૂર નથી પડતી. શિષ્ટ સાહિત્ય સાથે તેની તુલના ભલે થાય પણ એનો માર્ગ અને આંતરિક તાકાત જુદી જ છે એ ઊર્મિ ઉછાળે છે ને લોકોના પ્રાણ ધબકવા લાગે છે, એ કલ્પના વીનાને બેડવે છે ને લોકોનું હૃદય મુગ્ધ બની એ કલ્પના લીલાના ઘેનમાં ચકચૂર બની જાય છે, એ વાર્તા માંડે છે એને લોકોનાં હૈયા હર્ષશોકના હીંડોળે ઝૂલવા લાગે છે.

પ્રોફેસર ડબલ્યુ. પી. કેર એલાર વિષે જે ઉચ્ચારણ કરે છે, તે ઘણા ખરા શિષ્ટ સાહિત્યના રસિકોનું જ ઉચ્ચારણ બની રહે છે.[2]

લોકગીતોની મોહિની અસાધારણ છે. શિષ્ટ કોઈ કવિને તે સાધ્ય નથી થઈ. આ અભાન લાવણ્ય શિષ્ટ કાવ્યપ્રેરણાના પ્રવાહથી વેગળું રહે છે. કાવ્યસાહિત્યના વિકાસ અને ઇતિહાસ સાથે તેને સંબંધ નથી. મિલ્ટન કે પોપ પાસેથી કંઈ શીખતું નથી, પણ પોતાનું સ્વતંત્ર જીવન...કોઈ દૂરના ભૂતકાળમાંથી પ્રેરણા લઈ જીવે છે, કલાની કોઈ જુદી જ પરંપરાને અનુસરે છે. સાહિત્યયુદ્ધોનું જ્યાં ઘમસાણ મચી રહે છે, એક કવિ જ્યાં બીજાને હંફાવી ઝંપે પડે છે, કે એક સાહિત્યલક્ષણની પ્રતિક્રિયા થતાં, જુદા જ લક્ષણ તરફ સાહિત્ય-ઇતિહાસનો હીંચકો ઝોલો લે છે...એવા સાહિત્યપ્રવાહોથી અલિપ્ત

૧. ધરતીનું ધાવણ : ખંડ ૨ : પૃ ૨૩૭
૨ એજન : પૃ ૨૩૪

કોઈ સનાતન રૂપશ્રીનું જ પ્રાકટ્ય—લોકસાહિત્યમાં થાય છે. આવું છે માટે એની શિષ્ટ સાહિત્ય સાથેની તુલના વિશેષ ફળદાયી નીવડતી નથી...એક પ્રકારની આત્મદુબળી દીનદશા પરાણે પરાણે બચાવ કરી કરી એ લોકસાહિત્યની પ્રતિષ્ઠા કરવા તત્પર બનતી હોય તેવી લાગણી થયા કરે છે.[1]

મેઘાણીના હૃદયમાં તો લોકસાહિત્યની મમતાનો માર વસમો લાગેલો જ હતો. જગતના શિષ્ટ સાહિત્યનો આસ્વાદ તો લીધો...લોકસાહિત્ય સાથે તેની તુલના પણ કરી...ક્યાંક શિષ્ટ સાહિત્ય તરફ તો ક્યાંક લોકસાહિત્ય તરફ એ પલ્લું ઝૂકે છે. પણ માનવમાત્રના હૃદયમાં રહેલો 'સંઘજીવનનો માનવી' એને લોકગીતોથી વિમુખ થવા દેતો નથી, તેમ શિષ્ટ સાહિત્યની સંસ્કારસમૃદ્ધિએ વૈભવવન્તો બનેલો રસિક જીવ એ સાહિત્યરસ પણ ત્યજી શકતો નથી. બન્નેનાં ક્ષેત્ર નિરાળાં છે. પણ બન્ને એક જ માનવવ્યક્તિમાં રહી પ્રવૃત્ત થાય છે. અને તેથી બન્ને વચ્ચે જેમ અજાણપણે સંસ્કારની આપલે થાય છે તેમ તેની સરખામણી પણ ક્યારેક હૃદય કરી લે છે. આવી સરખામણી દ્વારા, અને શિષ્ટ સાહિત્યને રસવૃત્તિએ સંસ્કારાએલા હૃદય દ્વારા—જ્ઞાન ગુમાનની ગાંસડી ફેંકી ઉન્મુખ હૃદયે, સુગાયા વગર લોકસાહિત્યનું પણ અધ્યયન કરી તેને વિવેચનારૂઢ કરવામાં આવે તો લોકસાહિત્યની પ્રતિષ્ઠા વધે, એટલું જ નહીં, પણ શિષ્ટ સાહિત્યકારોને પણ તેમાંથી અનંત ઉન્મેષોની પ્રેરણા આપે તેવી રત્નકણિકાઓ પણ લાધશે.

મેઘાણી તુલના કરી લોકસાહિત્યને વિવેચનારૂઢ કરી શક્યા નથી. એ તુલના તો માત્ર રસવૃત્તિને દ્વિગુણિત કરવા આપોઆપ થઈ જાય છે માટે જ કરે છે.

એમાં નરી મુગ્ધતા, આશ્ચર્ય અને આત્મતૃપ્તિનું સમર્થન પામતાં લાધે તેની પ્રસન્નતાની લાગણી વરતાય છે. સામ્ય વિરોધને સ્પષ્ટ કરી લોકસાહિત્યની અને સાહિત્યની કાવ્યપ્રયોજનની દૃષ્ટિએ, કાવ્યહેતુની દૃષ્ટિએ, કાવ્યના પ્રાણુ ધબકારતી દૃષ્ટિએ તેમણે ક્રમબદ્ધ મારણી કરીને ચર્ચા કરી નથી.

"ધણી! તારો પાર ન પા...યો ન પાયો રે!
પ્રથમીના માલિક તમે તારો હો......જી!"

—જન સામાન્યના પ્રતિનિધિ અને જનતાનાને ખોળે સંસારનાં સુખ-

---

૧ સોરઠી સંતવાણી' પ્રસ્તાવના : પૃ. ૩

દુખ, વ્યવહાર લઇને બેઠેલ દેવાયત પંડિત નામના એક આહીરે કે રૂપારીએ ઉપનું સ્તોત્ર ગાયું અને 'અખંડ ધણી'ને ઓળખાવ્યો. ઉપનિષદે કહ્યું યતો વાચો નિવર્તન્તે લોકસંતે એ ગીધું 'ધણી તારો પાર ન પાયો' અને એક ગીતાએ કહ્યું ઊર્ધ્વ મૂલ મધ શાખ લોકસંતે પડઘો દીધો

"જમીં આસમાન બાથે મૂળ વિનુ રોપ્યાં હો જી
થંભ વિનુ આભ ઠેરાવ્યા એ વારી! વારી! વારી!"

આમ છૂટક ઉદ્ગારો કોઈ કોઈ ખૂબીઓને પ્રત્યક્ષ કરતા આવી ચડે છે પણ રીતસરની તુલનાની ક્રમબદ્ધ માંડણી નથી થઈ ક્રમબદ્ધ પગથિયાં નથી રચાયાં કારણ કે લોકગીતોના પ્રેમરસના ભોગી મેઘાણીને એવું તત્ત્વદર્શન પણ તુચ્છ લાગે છે, લોકગીતોને ભમી રઝળી એકત્રિત કરવા, એના શુદ્ધ પાઠોને આતર કસોટીએ કસી-ઠેરવવા, સંશોધિત કરી તેનું સંપાદન કરવું તેનું ગાન લલકારી તેની પ્રતિષ્ઠા કરવી, વગેરે કામના ભારણમાંથી એવી માંડણી માટેની તેમને નવરાશ પણ નહોતી ઉપરના ભજનના અવતરણમાં પણ—ગદ્યમાં લખેલા પ્રવેશકમાં પણ મેઘાણી જાણે કે ગાવા લાગી જાય છે લોકવાણીના સૂરમાં–સંગીતમાં મસ્ત બની જાય છે "વારી! વારી! વારી! એમ લખ્યા કરે છે 'વિવેચનને બદલે મસ્તી તાનમાં ધૂનમાં રત બની ગાયા કરવું એ મેઘાણીની એક ખાસિયત હતી એમાંથી રહસ્ય મર્મ સંવેદન, સૌંદર્ય મ્લારૂપ લાધતું સૌરાષ્ટ્રના ભજનો "કેવળ પરાનુભવ અથવા પરમ વેદના નથી' પણ "સ્વકીય ગર્ભધારણની સૂક્ષ્મ મર્મગર્ભિતા"[1] તેમાં ભાસે છે તે દર્શાવવા તેઓ સૌરાષ્ટ્રીય સંગીત, ભજનના ઢાળ અને હલકને અચૂક સાબિતી તરીકે રજૂ કરે છે ગુજરાતની ભજનવાણીમાં આત્મવિદ્યાનું સ્વાનુભવયુક્ત મર્મસંવેદન ઝિલાયું છે એવો મારો દાવો વિશેષ તો પુષ્ટ ત્યારે બને છે કે જ્યારે એ વાણીના પદગધી બોલ મારે શ્રવણે સંગીત સ્વરૂપે પડે છે શબ્દ કાવ્ય અને સંગીતનું એ એકાકાર અને અર્થાનુગામી સ્વરૂપ માગે માસની બીજની રાત્રિની ગળતી વેળાએ જેમણે જોયું હશે તેમને વધુ સાબિતી નહિ આપવી પડે કે એ વાણી તળપદી ગુજરાતી છે" "મહિના મહિનાની અજવાળી બીજની રાત્રિએ કાઠિયાવાડના કોઈ પણ ગામમાં સૂતા હો, ગહરી નીંદરમાંથી જાગી જાઓ તો સાંભળી શકશો 'વાગે ભડાકા ભારી, ભજનના વાગે ભડાકા ભારી રે હોજી!' શબ્દ–સ્વરોના ભડાકા વાગે છે સામગ સૂરો થએન હરાના સ્વરમાગર પર લહેરિયાં લે છે એ સમૂહ–સ્વરો લયવંતા ને સુમેળવંતા હોય છે ગાનાર અથવા ટાકડે તલપૂરી

[1] મેઘાણી સંતવાણી પ્રવેશક પૃ ૧૮

રહે છે. મંજીરનો મંજુલ રવ એ સમૂહ સૂરોને મખમલે મઢે છે, ને એ સર્વની પાછળ નેપથ્યમાંથી ટપકતો હોય તેવો એક અવિરત નાદ પ્રીહિકા રચતો હોય છે, એ છે એકતારાનો નાદ. ભજનિકો એને ભાળે છે રામસાગર. કંઠ છે પુરુષકંઠનો—વચ્ચે કોઈ કોઈ વાર નારી કંઠની નાજુક સુરાવળ ટીપને તીણે કંઠે સિંચાય છે...તમારા દિલમાં સાચે જ ભડાકા થાય છે—'વાગે ભડાકા ભારી ભજનના વાગે ભડાકા ભારી રે હો...જી.'"[1]

આમ લોકગાયક મેઘાણી અને લોકસંગીતના મસ્ત અને ગ્રસ્ત ગાયક મેઘાણી તુલના હાથ પર લે છે; લે છે ને મૂકી દે છે. છતાં 'એકેડેમિક' બનવાનો અવસર મળ્યો, ત્યારે યુનિવર્સિટિનાં વ્યાખ્યાનોમાં, ગુજરાત વિદ્યાપીઠના વ્યાખ્યાનમાં અને એવા બીજા અવસરે તેમણે તુલનાને આધારે શાસ્ત્ર રચી શકાય તેવી ભેદદર્શી અને અભેદદર્શી તુલના અવશ્ય કરી છે.

આવી તુલનામાંથી લોકગીતના નિર્બંધ નિખાલસ ઉન્મુક્ત ભાવ તરફ આપણું ધ્યાન તેમણે પ્રેર્યું: "દેહનગ્નતા સમી સુડોળ ઊર્મિનગ્નતા"નું કારમું આકર્ષણ—સ્વાસ્થ્યમય જોમવંતો માનવી અનુભવે જ. માત્ર સભ્યતાના, કાવ્ય વિભાવનાના લજ્જા સંકોચ જેવાં આવરણો જ ભેદવાના રહે છે. 'ચાળાઈ અને ચોખલિયા નીતિવાદથી[2] મુક્ત એવા આ કથ્યવાણીના વિશ્વમાં કોઈપણ સ્વાભાવિક માનવસહજ મનોભાવ જો એ માંદલો, રોગીઅલ નહિ પણ નીરોગી અને લાલીભર્યો હોય તો તે નિષેધને હવાલે થયો નથી. જે સાહિત્યવાણી સમસ્ત વિરાટ સંઘની વાણી છે, તેમાં તો નરી અન્નક્ષુધા ને જાતિય ક્ષુધા (food & sex)વાળા આદિમાનવો પણ પોતાની આ પ્રાથમિક ઊર્મિઓને કાવ્યાંકિત કરતા હોય છે અને પરમ તત્ત્વને શોધતા સંતો બ્રહ્મરસને પણ કાવ્યમાં ગાતાં હોય છે એઉ છેડા વચ્ચે જીવનતત્ત્વ જો સુવર્ણસમુ સૌન્દર્યમય હોય તો તે આપણે સ્વીકારવું જ રહે છે."

નગ્નતા ખરી પણ, સુડોળ, સ્વાભાવિક અને સુરુચિપ્રેરક. એટલે નરસિંહ મહેતા કે ઓખાહરણના પ્રેમાનંદે આલેખેલા ચિત્રો જેવા ચિત્રો લોકગીતોમાં નહીં મળે: "વાસ્તવની સાથે આટલી બધી છૂટ લેવાયેલી લોકસાહિત્યમાં મને ક્યાં યે સાંપડી નથી. કારણ કે એ સંઘ સાહિત્ય છે એકલ ઉપભોગની

---

૧. સોરઠી સંતવાણી : પ્રવેશક : ૫.
૨. લોકસાહિત્યનું સમાલોચન . પૃ ૨૫

નાહ પણ પ્રકટપણે સમૂહ વચ્ચે માણવાની સામગ્રી છે. એથી કરીને એની અંદર સલજ્જતાનું અંગ સચવાઈ રહે છે."[1] રસસાગરની પાળ પુણ્યથી બંધાયેલી જ હોય છે કારણ કે એ રસનો સાગર છે. અધૂરું ખાબોચિયું નથી. એ નગ્ન ભાવને પણ પ્રતીકોમાં, અલંકારમાં, ગોળ ગોળ વક્ર કથનમાં મઢીને મૂકે છે : શૃંગારનાં એમાં વર્ણનો આવાં હોય :

પહેલો પહોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
પિયુ કંટાળો કેવડો ધણ્ય કંકુની લોળય.
બીજો પહોરો રેનરો, વાધયા નેહ સનેહ,
ધણ્ય ત્યાં ધરતી હો રહી પિયુ અષાઢો મેહ...
ત્રીજો પહોરો રેનરો દીવડા સાખ ભરે,
ધણ્ય જીતી પિયુ હારિયો રાખ્યો હાર કરે.
ચોથો પહોરો રેનરો બોલ્યા કુકડ કાગ,
ધણ્ય સંભાળે કંચવો પિયુ સંભાળે પાઘ.
...આઠમો પહોરો દિવસરો ચડી દીવડલે વાટ
ધણ મરકે ને પિયુ હસે ફેર બિછાવે ખાટ...

—×—

મારૂ સૂતી અટારીએ રતડો પલંગ બિછાય
તારા તરવરિયું કરે ચન્દ્ર રિયો લલચાય.
કેડય લળકે કેતાં ઢળે, લળકે લાલ કમાન
ઢોલા! ચડયની ઢોલીએ મારૂ નાની મ જાણ

—×—

"લોકવાણીમાં જે અકેક પાણીદાર મોતી જેવા દુહાઓ છે તે પરોપીને[2] પ્રેમ, શૌર્ય, શોક, વૈર, મૃત્યુ, ઇત્યાદિ અનેક ભાવોને વિલસાવતી કથાઓ રચાઈ છે. અને એ ગોવાળો, કોળીઓ, પાણેતીઆ વગેરે શ્રમજીવીઓ કાળી મજૂરી કરતાં કંઠસ્થ રાખી લલકારે છે"...આવા અભણ–ધરતી સાથે જડાયેલાના ભાવ આવેશમય ઉન્મુક્ત પ્રમત્ત સંકલ્પ શક્તિવાળા હોય છે. પણ ભાવની બીક પણ તેઓ માણે છે ને તેથી જાણે છે કે, કાવ્યમાં ભાવ નિખાલસ ખરા, આવેશમય પણ ખરા, પણ એની એક અણલખી મર્યાદા પણ ખરી

૧. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૫
૨. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૫

માણવી હોય તો પાળવી પડે..."જોબનવંતી પ્રિયતમાના ઉરનું" આ રીતે વર્ણન થયું છે :

> ભળે બીજાનાં ઉર, હાલે ને વળી હલબલે?
> છાતી-ચાકમચૂર હોય કાંટાળી કુંવરની...

આદિવાસીઓનાં ગીતોમાં છે તેવું આલિંગન, ચુંબન વગેરેનું ઉઘાડું વર્ણન સૌરાષ્ટ્રનાં લોકગીતોમાં નથી. એણે અભિવ્યક્તિની બંકિમ વિલક્ષણતા સાધી છે. એટલે અંશે એ સંસ્કારી ને શિષ્ટ કક્ષાના સાહિત્ય તરફ ઝૂકેલું છે. છતાં ત્યાં પણ લોકકવિ તો "અણખોટયું અનુકરણ મુક્ત સાહિત્ય ખેડનારો છે."[1]

> "નળીયું હતીયું ન કોર (તે દિ) બોલાવતો બરડાના ધણી
> હવે જાંગે ભાંગ્યા જોર જાતાં કીધાં જેઠવા.

"ઈશ્કમસ્તીનાં ગીતોમાં પણ વરણાગી જીવનનાં ચિત્રો ઘણાં છે. જોબનયા માટેનો ફાટ ફાટ પ્રેમ ગવાયો છે, તેનાથી મોં મચકોડવાં જરૂર નથી. કડવલીનાં કુચરિતનાં ગીતો... એ ગીતોમાં આલેખાયેલ જીવન ભલે આપણાં સ્વીકૃત નીતિધોરણોની કસોટીએ અનૈતિક હશે, પણ ગીતો નીતિહીન નથી, નૈતિક કે અનૈતિક એમાંથી એકેય નથી; હોય તોપણ તેને સંતાડવા જેવી કોઈ શરમિંદી સ્થિતિમાં આપણે મુકાતાં નથી. એ જેવાં હશે તેવાં જવાબ દેશે."[2] "રણમાં રોળી રે કણુળણ કડવલી રે"[3] એ ગીતત્રયી વિષે મેઘાણી લખે છે : "પોતાના એક પતિ સાથેની સરળ જીવનયાત્રામાંથી 'કડવલી' ને કોઈ લંપટ પ્રેમિકે આકર્ષી લઈ વિલાસી જીવનના ફાંસલા નાખ્યા, બાવાની વાંસળી પર મોહ પામનાર કડવલીએ પોતાના સ્વામીને ઝેર પાયું. પોતે નવા પ્રેમિકની સાથે નાસી ગઈ લોકગીતોના રચનારે આ બધી પતન-ઘટનાને એ ત્રણ ગીતોમા વર્ણવી. એ વર્ણન શું કડવલીની 'હિંમત'ને વંદન કરે છે? એ શું વિલાસના આવા દારુણ સ્વરૂપ પર કાવ્યનાં પુષ્પો ચડાવે છે? અથવા કંઈ નહિ તો શું એ 'કડવલી'ના પરજન સાથેના પલાયનને વિનોદ સ્વરે ગાઈ ગ્રામ્ય જનતાને લહેર ચડાવે છે? ના. કડવલીનાં ગીતો—ત્રણે ગીતો એ ભોળી ગામડિયણ યુવતીના અધઃપાતને આલેખી તે જીવન-વિનાશ પર ટપકાવેલ ત્રણ આંસુ સરખાં છે"

---

૧. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૬૧.
૨. રઢિયાળી રાત : ૪. પ્રવેશક : પૃ. ૩૮.
૩. રઢિયાળી રાત : ૩. પ્રવેશક : પૃ. ૯.

પરદેશીઓની હવસ જાળમા ફસાઈ પડયાના કરુણ કિસ્સાઓને લોકગીતમા લલકારાય છે-ત્યારે તેમા 'મશીન ગમ્મતનુ [1] કે સામાજિક કટાક્ષનું નહિ પણ અસહાયતાની આહ દર્શાવતુ "રુદન ગીત" મેઘાણી દેખે છે.

પીથલ પરનો પાવો રે માલિયા ! પીથલ પરનો પાવો
તારા પાવાને રાગે હાલી આવુ રે, મારી હેડી !
તારા અ ગનો રે રૂમાલ માલિયા, તારા અ ગનો રે રૂમાલ
તારા રૂમાલિયા દેખી રૂંગા આવે રે મારી હેડી
હાથમાં છે સોટી રે માલિયા, હાથમાં છે સોટી
હવે તારી દાનત થઈ છે ખોટી રે મારી હેડી

—×—

અથવા

તારા તે હાથમાં છતરી, માયાળુ રે !
તારા હાથમાં છતરી
તારી છતરી દેખી ને વાત પતળી રે માયાળુ

"આ ગીતો મશ્કરીના નથી, 'ઈશ્ક'ના નથી. સ્ત્રી-હૃદયના ભુક્કા થતા જે અવાજ ઊઠે છે તે અવાજ આ ગીતોનો છે."

આમ ગીતની કોઈ આતરિક તાકાતને અંદરથી મેઘાણી પકડે છે અને એ સૌન્દર્ય અને રહસ્યમા ચકચૂર બને છે. આથી ગીતો કોઈ અવનવી શોભા ધારે છે. સરખામણીની વાત ભૂલાઈ જાય છે. આપણા ગમે તેવા શિષ્ટ સાહિત્યરસિકના હૃદયમા પણ રહેલો પેલો લોકમાનવ આવા ગીતોથી પણ હરખાય છે લોકગીતના વિનમ્ર સર્જક લોકોને શિષ્ટ સાહિત્યની કોઈ ઈર્ષા નથી, હરીફાઈ નથી, તુલનાનો ખ્યાલ પણ નથી એ તો પોતાની અતર્ગત લોકહૈયાને હિલોળવાની તાકાતમાં મસ્ત છે.

મેઘાણીના હૃદયમા રહેલી આન, લોકગીતની ખૂબીને આ તુલનાને માર્ગે કેવી સરસ રીતે ને ઊંડા ઊતરીને પકડે છે તે—

નદી રે નાળાં તે માડી જોઈ વળ્યો રે
નવ દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા
ગોતવુ માં દીવો રાગ બળે રે

૧. લોકસાહિત્યનું સમાલોચન : પૃ ૧૯૦.

આ ગીતમાં જોવા મળે છે અકળાતા જુવાનની દર્દભરી તે અકળામણ એના સૂરમાં–ગાવાની હલકમાં મેઘાણી પ્રગટ કરે એથી યે વિશેષ આવાં વિવરણમાં એ ગીતનું ઊંડેરું રૂપદર્શન મેઘાણી કરાવે છે: "વર્ષાના સંધ્યાકાલીન ક્ષિતિજ પર અંકાઈ અંકાઈ વિલય પામતાં, ગળી જતાં, ઓગળી જતાં, પુનઃ પુનઃ નવીન મિલાવટ સાધી સાધી વ્યોમની સીમાની –રેખ પર સ્વપ્નો સર્જાવતાં એ કલ્પનાચિત્રણો લોકવાણીમાં નાહ જડે. ત્યાં તો બાર બાર વરસે ઘેર આવેલો દીકરો, હથિયાર પણ હેઠાં મૂક્યા વગર મહેલમાં જેને ગોતે છે તેને ફક્ત 'પાતળી પરમાર્થ' જ કહે છે. પણ એ 'પાતળી પરમાર્થ'નું રૂપ માર્દવ, શીલ, મોહકતા મસ્તાની વગેરે બધાંનું કલ્પનોદ્દીપન કરાવવાની કરામત જ જુદી છે. સ્વામી ઘરમાં પ્રવેશીને બીજું કાંઈ કરવું સૂઝે તે પૂર્વે 'ક્યાં ગઈ? ક્યાં ગઈ? કેમ નથી? કેમ ક્યાંય નો દીઠી પાતળી પરમાર્થ?' એવું પૂછતો, ધોવા ગઈ કહે છે તો નદીએ દોડતો, પાણી ગઈ કહે છે તો કૂવે કૂવે ખોળતો, દળવા ખાંડવા ગઈ કહે છે તો ઘેર ઘેરની ઘંટીએ ને ખાંડણીએ ફરતો જે ઉત્સુકતાની પરાકાષ્ઠા દાખવે છે, તેના વર્ણનના સંદર્ભમાં 'પાતળી પરમાર્થ'નું મુખડું સૂચિત થાય છે."

આમ તુલના કરી કરીને અંતે–એ બન્નેનો આસ્વાદ લઈ શકાય છે. સ્વતંત્ર રીતે અને સરખામણી કરીને એવા તારતમ્ય પર મેઘાણી આવે છે. "શિષ્ટ વ્યક્તિસરજ્યું સાહિત્ય આપણને જે મુકામે લઈ જાય છે તે જ મુકામ પર લોકસાહિત્યનું પણ મહાપ્રયાણ છે. શિષ્ટ સાહિત્યનું ઉત્પાદક બળ જો સંસ્કારિતા છે તો લોકસાહિત્યની રોપણ ક્યારી પણ તળપદી, રૂપાળી, નિરાળી લોકસંસ્કારિતા જ છે."

## વિશ્વની લોકવાણી :

"લોકવાણીનો પ્રવાહ ગુર્જર સાહિત્યના ઇતર પ્રવાહોથી તદ્દન અનોખો, લોકભોગ્ય કવિ પ્રેમાનંદ શામળ વગેરેની સુદીર્ઘ પરંપરાથી પણ સાવ નિરાળો ને સ્વતંત્ર અને એમ સ્વતંત્રપણું સાચવીને એક પછી એક સર્વ ગુર્જર સાહિત્યયુગોની સોંસરો સદાય વહેતો રહેલો સજીવન સ્રોત છે. આ લોકવાણીનો સજીવન સ્રોત વધુ સામ્ય તો ઇતર પ્રાંતીય લોકવાણી સાથે જ ધરાવે છે; આપણા વ્યક્તિપ્રધાન કવિઓની વાણી સાથે નહિ. પ્રત્યેક ઊર્મિઘાટ સરખાવો,

પ્રત્યેક કથન-પ્રકાર સરખાવો, પ્રત્યેક કલ્પનામૂર્તિ સરખાવો, મળતાપણું તો પ્રાંતપ્રાંતના લોકસાહિત્યની વચ્ચે છે.. ...વધુ આગળ જઇએ તો એ મળતાપણું પરરાષ્ટ્રો પર પ્રજાઓના લોકસાહિત્યની સાથે વધુ નિકટવર્તી માલૂમ પડે છે."[1]

આ રીતે પરરાષ્ટ્રના કે પરપ્રાંતનાં લોકગીતો વિષે સમાન ભાવ, ભાવની સમાન રીત, વગેરેનુ દર્શન થતા લોકસાહિત્ય એ વિવિધ રંગછટાવાળું, છતા તત્ત્વતઃ સમાન માનવીય હૃદયોમકામાથી ઉદ્દ્ભવેલો એક રમણીય છોડ છે. એનું મેઘાણીને ખૂબ પ્રસન્ન કરનારું ગાન થાય છે. એની પ્રસન્નતાના ઉમળકા મેઘાણીને આવ્યા જ કરે છે.

"અત્યારે તો લોકસાહિત્યની કલ્પ વાણીએ આપણા સમૂહ-જીવનના ખંડે ખંડ પાડી નાખનાર ભીંતોને ભાંગવા માંડયું છે ગિરિમાળાના શિખર શિખરે બેઠેલા મોરલાની માફક આપણા પ્રાંતે પ્રાંતના લોકગીતો સામસામા સમરૂપતાના, સામ્યના, સહાનુભૂતિના ટહુકા આપી રહ્યા છે.

કુમાઉં ગઢવાલની છોકરી ગાય છે: "પિયર યાદ આવે છે કારણ કે ગામની ગમાણુમાં બળદના ગળાની ટોકરી બજે છે. બારે માસ મને માની માયા લાગે છે. રોજ રોજ મને હેડકી આવે છે."[2] નેપાળી પ્રેમિકા નાહોલિયાને કહે છે.. હે નાચલિયા! હૃદયને રંગી લે, રંગી લે; જોબનને ગાંઠે બાંધીને શુ કરવું છે?" મહારાષ્ટ્રની લોકકવિતાની નાનકડી બબ્બે પંક્તિઓની[3] ઓવીમાં હું ફરું છું અને માતાનુ વાત્સલ્ય ગાન સાંભળું છું.. 'સળિયા લેણે લેળી, આપુલે હારદોરે આપણ દાખવૂ આપુલે બાળ ગોરે' કે તત્કાળ મને ઓળખ પડે છે કે, આ તો એજ જનેતા જેણે ગુજરાતના બાળને પોઢાડના ગાયું: "તમે મારું નગદ નાણું છો, તમે મારું કૂલ વસાણું છો, આવ્યા ત્યારે અમર થૈ ને રો'" "સોરઠી સાહિત્યમા અણગમતા વરને પરણવુ પડતા પ્રેમિકા મૂળ પ્રેમીને કહે છે:

"ટોળામાંથી તારવ્યે જેમ દિયે ઢોર
ચિતડું સમણું ચોર, દોરી દીધું દેવરા.

---

૧. લોકસાહિત્યનું સમાલોચન પૃ. ૧૩
૨ લોકસાહિત્યનુ સમાલોચન પૃ ૧૬
૩, એજન . પૃ ૧૮

એજ લોકપરિચિત ઉપમા...મહારાષ્ટ્રની ઓવીમાં—'દાણી કપિલી ગાયને પોતાના ધણથી વિખૂટી પાડી નાખે તેમ માએ મને પારકે હાથે નાખી.. ...પારખે છે.'

તેજમલ ઠાકોર અને રાજસ્થાનનું સજનાનું ગીત,[1] 'નાગર ઊભા રો રંગરસિયા', એ ગીતના 'દરજીડા વીરા ને વિનતિ" જેવા બોલ બોલતું મુકંત પ્રાંતનું ગીત "ઉકતે બોલે' ચારિ ચિરૈયા, બૈઠકે કુદકે દુઈ મેં રે જી"...એ ગીત પંજાબી, મારવાડી, સોરઠી વગેરેનાં લગ્નગીતો...અરે સ્પેન અને પોલેંડનાં લગ્નગીતો...આ-બધામાં સામ્ય ભાળ્યું કે, મેઘાણીએ જુઓ આ ! અને જુઓ આ ! કહી કહી જુદા જુદા અવેશકોમાં પીરસ્યા કર્યું છે. ક્વચિત્ એમાં સુંદર કેને કહીએ એવી રસિક મૂંઝવણ પણ અનુભવી હોય તેમ લાગે છે :

આપણું સુપ્રસિદ્ધ મસ્ત વિનોદ ગીત 'મેંદી રંગ લાગ્યો રે...' અને રાજસ્થાનનું મહેંદી બન્ને વચ્ચે કથાનું તેમ જ શબ્દોનું રહસ્ય હોવા છતાં તેમાં ગુજરાતી ગીતોની જે માર્મિકતા 'તારી માનેતીની ઊંડી આંખ'–વાળા સંદેશમાં છે તે રાજસ્થાનીમાં નથી.. છેલ્લું બહાનું : થારી નાર મૂઈ ઘર આય" એમ કહાવ્યું છે એમાં ખૂબી નથી. ખૂબી તો ગુજરાતે જ બતાવી : 'તારી માનેતીની ઊંડી આંખ' એમ કહીને...પણ એથી ઊલટું રાજસ્થાની પાઠમાં જે માર્મિકતા છે તે ગુજરાતી પાઠમાં નથી...પોતાની ગોરીને છલ કરી બોલાવવા માટે ટકોર કરે છે ત્યારે સ્ત્રી મીઠી દાઝ કાઢે છે :

'ચ્યાર ટકારી થાંરી નોકરી
લાખ મોહર રી મ્હારી રાત
સોદાગર રહેંદી રાચણી
નેરેથી કર લ્યો રાજન ચાકરી
સાંઝ પડયાં ઘર આવ......સોદાગર...'

"અહીં પરાકાષ્ટા આવે છે. આપણે સંતૃપ્ત બનીએ છીએ. આખું ગીત[2] મધુર ધ્વનિ ધારણ કરીને આમોદ ઉપજાવે છે...નથી કહી શકાતું કે ગુજરાતી મેંદી ગીત ચડિયાતું કે રાજસ્થાની ! કોઈને ગુજરાતી ઘટના માંહેનો અણઊઘડયો ભેદ ગમશે ને માનેતીની આંખનો દુઃખાવો માનેતીના મોત કરતાં વધુ ચમત્કૃતિમય લાગશે," મેઘાણીને એ જ ચમત્કૃતિમય લાગતું હશે–

૧. ધરતીનું ધાવણ–૨ : પૃ. ૨૦૧
૨. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૫૫

લાગે છે જ, છતાં 'પરિપૂર્ણ સ્વતંત્ર ઘાટ તો એઉમાં દેખાશે–" એમ કહે છે ત્યારે આ દેશવિદેશના લોકસાહિત્યનો પરિચય તુલના કરી પારખવા માટે નહીં...પણ માત્ર નર્યા સામ્યના નિરીક્ષણથી થતો આનંદ પ્રાપ્ત કરવા માટે મેઘાણી કરી રહ્યા છે એવું આપણને લાગે છે.

## લોકગીતોની બાંધણીનું શાસ્ત્ર :

કેવળ મમતાથી પ્રેરાઈને સાન દ્વારા જુદાં જુદાં લોકગીતોની હવા લીધા પછી, એનું હાર્દ મર્મ માણ્યા પછી એના વિષે જ્યારે કંઈક કહેવાનું પ્રાપ્ત થયું ત્યારે મેઘાણીએ પોતાના મંતવ્યોના માત્ર સમર્થન માટે નહીં, પણ પોતાનું મંતવ્ય એ વિવેચકોને આધારે જ તેમણે રજૂ કર્યું. એ રીતે રઢિયાળી રાતના પ્રવેશકોમાં પશ્ચિમી બેલાડનાં લક્ષણોને આધારે રાસડાની ચર્ચા કરી, હાલરડાં અને મરશિયાંની પણ પશ્ચિમી ચર્ચાને આધારે ચર્ચા કરી.

લોકસાહિત્ય અંગેની અનેક અટકળોના અણઉકેલ્યા કોયડા વિષેનાં અવતરણો આપવાનું કારણ મેઘાણી એ આપે છે કે, "તેઓએ તમામે પોતાનાં લોકગીતોને They are genuine poetry, peculiar poetry and sincere poetry" રૂપે સ્વીકારીને તે પર ગંભીર લક્ષ્ય આપ્યું છે."[1] માત્ર સમાનધર્મીની દૃષ્ટિ ને સહવાસ સાંપડે છે. માટે એ જુદા જુદા અભ્યાસલેખો અને તેનાં અવતરણોને મેઘાણી સ્વીકારે છે એ લોકોએ તારવેલાં લક્ષણો આપણાં લોકગીતોમાં જોવાનો પ્રયત્ન કરે છે લોકગીતોની બાંધણીમાં તેનો અધવચથી આરંભ, ધસમસતો વેગ કરુણ પર્વમાથી, ઘટનાઓ, એનામાં વીરકાવ્ય જાણે કે પદોમા વિભક્ત થઈ રચાયું હોય તેવી વીરજીવનની ભાવનાઓ એ બધાં લક્ષણો આપણાં લોકગીતોમાં પણ સાંપડે છે તેની ઉત્સાહભરી રીતે ચર્ચા કરે છે.

આમ જુદા જુદા દેશનાં લોકગીતોની તુલના, એ લોકગીતોની બાંધણી અંગે દેશપરદેશના વિવેચકોએ જે વિવેચના કરી છે તે, એ લોકગીતોની રજૂઆત ..એ બધાને એકત્રિત કરી પોતાના લોકગીતોના સંગ્રહોના પ્રવેશક રૂપે મૂકવાનો ઉદ્દેશ તો મેઘાણીનો એક જ લાગે છે કે, નવી વિદ્યા શીખેલા ભદ્રસમાજના નાગરિકો આ વિસરાતા જતાં–આ હીન ગણાઈ ચૂકેલાં સાહિત્ય તરફ પોતાની રસદૃષ્ટિને વાળે. એમને એમ વાળવા હોય તો અર્વાચીન કવિતાની

૧. લોકસાહિત્યનું સમાલોચન–૧ : પૃ. ૭૪

ને વિવેચનની પરિભાષામાં વાત કરવી જોઈએ; અંગ્રેજી સાહિત્યથી એમની આંખ અંજાયેલી છે તો એ પરદેશી લોકસાહિત્યના દૃષ્ટાંત રજૂ કરવાં જોઈએ. અને તેથી એ વિશેષ તેમની રસદૃષ્ટિને અંગ્રેજી વિવેચન દોરી રહે છે. તો એ દૃષ્ટિએ જુદા જુદા પ્રશ્નો પર પ્રાપ્ય એવા સઘળા વિવેચકોના અભિપ્રાયો ટાંકી એમણે રચેલા નિયમો આપણા લોકસાહિત્યને કઈ રીતે બંધબેસતા છે તે દર્શાવવું...આ દૃષ્ટિ જ લોકસાહિત્યના પ્રવેશકો પાછળ કામ કરતી લાગે છે. મૃત્યુનાં વિલાપ ગીતો ગાવા માટે યુરોપમાં રાજીઆ ગવરાવનારી ધંધાર્થી કોમો હતી. એ હકીકત મેળવી લઈ "ફ્રાન્સની સ્ત્રીઓ કૂટતી કૂટતી તાલબંધ ગાતી તેનું ધ્રુવ પદ [1] Ah! Ah! Ah! Ah! praube! Ah praube! Monn dieu! Monn dieu! Monn dieu! ...એવું હતું તો અહીં હિન્દુ નારી 'હાય લાડકા હાય હાય રે" એ ધ્રુવપદ બોલતી બોલતી મરનારને વિશેષણે વધાવે છે'–આમ સામ્ય રજૂ કરે છે "અહીં હિંદમાં આવી આપણી સ્ત્રીઓને ચોકે ચૌટે મૃત્યુ પાછળ રડતી કૂટતી દેખી ઠઠ્ઠા કરનારા તેમજ હિંદ પ્રત્યે ઘૃણા સેવનારા વિદેશીઓને તથા ખુદ શિષ્ટ હિંદીઓને કહી લેવા જેવી આ વાત છે કે, આ અનુમરણનાં સામૂહિક આક્રંદો અને છાતી કૂટણાં અમારાં શાસ્ત્રોક્ત નથી. એ પ્રથાની સગી બહેનો તો યુરોપના દેશદેશોના ઇતિહાસમાંથી શોધાઈ છે."

એજ રીતે જ "હાં હાં હાલાં" ના ધ્રુવપદવાળી [2]સંખ્યાબંધ ટુકડા માતા ગાય છે. જે હીંચોળવાની ક્રિયા સાથે લય લેતું હોય, કે બાળકના સૌન્દર્યનું વર્ણન, બાળકની ખુશામત બાળકની આડોડાઈ, બાળકને ડરામણી.. વગેરે યુરોપીય હાલરડામાં પણ છે તેની મેઘાણી ઉલ્લાસપૂર્વક નોંધ લે છે..

આમ વિશ્વપ્રજાનું ધરતી સાથે જડાયેલું જીવન, એમનાં જીવનની ભાવનાઓ, એ ભાવનાઓની લોકગીતોમાં અભિવ્યક્તિ અને એ અભિવ્યક્તિની પદ્ધતિ એ બધું એકસરખું છે, સમાન છે, એમાં 'માનવ જીવન' જે વ્યક્ત થાય છે તેની મેઘાણીના અંતરાત્માને પરિતૃપ્તિ થાય છે. ત્યાં રચાયેલું બાંધણી અંગેનું શાસ્ત્ર આપણા લોકગીતોને પણ બંધબેસતું થાય છે એવા ખ્યાલ માત્રથી મેઘાણી ઉલ્લાસિત બની જાય છે અને પોતે ઊંડીને જુદા જુદા લોકગીતના કાવ્યપ્રકારોની વ્યાખ્યા, વિવેચના, રચના પદ્ધતિ વગેરેનું વિવરણ કરી નિયમ તારવવાનો પ્રયત્ન કરતા નથી ..

૧ લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૩૦
૨. લોકસાહિત્યનું સમાલોચન . પૃ. ૨૦૮

બાળપણની મમતાથી જે તત્ત્વ જોયું છે...જેનો સાદ પોતાને સંભળાયો છે તેને આમ શિષ્ટ સાહિત્યની તુલના દ્વારા, વિશ્વના લોકસાહિત્યના સમાન તત્ત્વોની રજૂઆત દ્વારા, અને નાના મોટા દેશપરદેશના લોકસાહિત્ય સંશોધકો અને વિવેચકોના મંતવ્યો દ્વારા...આમ વિવિધ સામગ્રીથી અર્ચવાનુ કાર્ય મેઘાણીએ કર્યું છે...મેઘાણીનું વિનમ્ર માનસ...પોતાની રુચિ અને મંતવ્યનું વલણ સ્થિર અને યોગ્ય દિશામાં રાખ્યા છતાં ઉદાર બની સહુ કોઈ પાસેથી જાણે કે શીખવા તત્પર બને છે. જેમ ક્યા વેષમાં પ્રભુ આવશે તેની કોઈ નિશ્ચિતતા ન હોવાથી માનવ માત્રમાં ગોપાલને નિરખીને ભક્ત તેનો આદર કરે છે, તેમ મેઘાણી ભારતના તેમજ દેશપરદેશના લોકસાહિત્ય અને લોકસાહિત્યના અભ્યાસીઓ અને તેમનાં મંતવ્યોનો આદર કરે છે. એ બહાને લોકમાનસ સાથેની પોતાની તન્મયતા દૃઢતર થતી જાય છે. જુદા જુદા દેશના લોકસાહિત્યના પરિચયથી અને એના શાસ્ત્રીઓના વિવરણથી પોતાને જે ઇષ્ટ છે-ધરતીના ધાવણનો, લોકસાહિત્યનો, અને લોકમાનસનો પરિચય... વધારે પ્રગાઢ બને છે......

આથી ક્વચિત્ જેમ રજપૂતાનાનાં ગીતોની અભિવ્યક્તિની ખૂબીઓ તેઓ સ્વતંત્ર રીતે પારખે છે, મહારાષ્ટ્રની ઓવીઓમાંનું સૌન્દર્ય ને મર્મ પોતાની રીતે અતગત કરે છે, તેમ ગુજરાતના સોરઠેતર પ્રાંતની લોકબોલી અને લોકસાહિત્ય તરફ એથી મર્મદર્શી દૃષ્ટિએ તેઓ પહોંચી શકે છે. સુરતના ખાયણાંઓ વિષે તેઓ તેથી જ સુરતવાસી લોકમર્મીની અદાથી તેઓ ખૂબીઓનું આવુ દર્શન કરાવી શક્યા છે: "પરંતુ આ ખાયણાં-સંગ્રહનો પ્રધાન સૂર તો વિવાહિત જીવનનાં દુ:ખો પ્રત્યે કટાક્ષયુક્ત, વેદનાયુક્ત આક્રંદ ગાવાનો જ છે. એ આક્રંદને ખાયણાં કોઈ વિલક્ષણ રીતે કરુણાર્દ્ર મીઠાશથી વ્યક્ત કરી શકે છે. ઘણાં એક તો સ્ત્રી-હૃદયનાં અકેક આંસુ સમાન છે."[1] "ખાયણાંનો ખુદ ઢાળ જ કરુણતાથી ભરેલો છે. પ્રફુલ્લતાની કે વિનોદની ઊર્મિઓનુ વહન કરવા જેવું એનું બંધારણ જ નથી."[2] "ખાયણાં એટલે ધાન ખાંડવાના ખારણિયા ઉપર બેસીને[3] ગાવાનાં ત્રણ ત્રણ નાજુક પંક્તિઓનાં જોડકણાં, અથવા બબ્બે જ પંક્તિઓ કહીએ તો ચણ ચાલે......કંકણ વડે રાગઝણુતા બે સુકોમળ હાથ ખાંડે છે અને ખાંડતા ખાંડતાં મુખ ગાય છે:

---

૧. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૩૦૧

~~૨. એજન : પૃ ૨૯૬~~

૩. એજન : પૃ ૨૯૨

"ખાંડણિયાં ખાંડું ને ઝબકે હાથનાં કાંકણ,
મોટાં ઘરનાં કાંકણ કે......બ્હેન સાસરે." ૧૧

"સાંબેલાના ધબકારા સંભારો : કોઈ સુરતી બહેનના મંજુ[1] કંઠમાંથી ખાયણાં ગવાતાં સંભારો : ધબકારે ધબકારે ખાયણાંના તાલ મળે છે. તાલે તાલે સાંબેલાને જોર ચઢે છે. ખાંડનારી એ તાલબંધ નાનું ગીત ગાતી ગાતી અંતઃકરણનો બોજો ઉતારે છે. હૃદયની વેદનાઓ રડી કાઢે છે, દબાવેલા વિનોદો મોકળા મૂકે છે......સુરતની વિશિષ્ટતા બરકી ન હોય, ખાયણાં હોય. ખાયણાં જેવી કૃતિ કલ્પવી તેમ જ સર્જવી એ કદાચ ગુજરાતને જ સૂઝી શક્યું છે." "દેહો એટલે જેમ અકેક ઊર્મિગીત, તેમ જ ખાયણાં પણ પોતાની ત્રણ ત્રણ પંક્તિમાં અકેક ઊર્મિગીત વસાવવાની સરસતા પૂરી પાડે છે. એમાં સંકલનાના જરૂર નથી. સંબંધતા ન હોય તો પણ ચાલે. વેગવંત છબી યંત્ર (કેમેરા) જેવું સગવડ પડતું એ કાવ્ય સાધન છે."[2] અને મેઘાણીએ જેમ લગ્ન પ્રસંગના, ભાઈબહેનનાં હેતના, દાંપત્યનાં, માબાપ ને પિયર વિષેના સ્ત્રીજીવનના ભાવો સુસંસ્કારોને—જાણે કે લોકજીવન અને સ્ત્રીજીવનના હૃદયમાં પેસીને જોયા છે તેમ અહીં પણ જોવાનો પ્રયત્ન કર્યો છે અને—

"એ પેલી એ પેલી કયા ગામની ટેકરી,
પાણી ભરે કૂવે એકલી કે કઈ બેન સાસરે."

—×—

"આવતાં દેખું પુરીજનને ઠગશે વીર માડીને પગલે
રે ભાઈને ઓળખ્યા."

—ની વિશિષ્ટતાને બરોબર પકડીને પ્રગટ કરે છે.

દક્ષિણ ગુજરાતનાં લોકગીતો મધુભાઈ પટેલ અને તેમના મોના ભાઈએ સંભળાવ્યાં......તો એ લોકગીતો સાથે પણ સોરઠી સાહિત્યના આ સંશોધક તન્મય થઈ શક્યા. "એમની દરિયા કાંઠાની સુરતી જન્મભોમનાં જે લોકગીતો[3] સંભળાવ્યાં તેણે અંતર ભીંજવી આપ્યું." "આ બે ભાઈઓએ જે ગાયાં તે ગીતોને યાદ કરી કરી, મારા ઘરના શિયાળુ માટીના માટલામાં

1. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૨૮૩
2. એજન : પૃ. ૨૫૪
3. ગુજરાતનાં લોકગીતો : મધુભાઈ પટેલ : ગાશીર્વાદ : પૃ. ૨૨

જે માટીની સુગંધે મહેકતું પાણી પીઉં છું ને ધરવ થતો નથી તેના જેવું લાગ્યા કરે છે."

બાર ને બરસે રે...એ એ...તારો નાવલિયો આઈવો,
ગોરી રે..એ...એ તમારા મનડાં કાંઈ ઝાંખા રે......

એ સ્ત્રીઓ ગવરાવે ને બીજી દસવીસ ઝીલે. પ્રલમ્બિત સારંગ સુરાવળ: ઉપર જે પ્રમાણે ટુકડા પાડ્યા છે એ પ્રમાણે તોડીને ગાય. ગદ્યને જાણે કે રાગે નખાય છે. કામિલ છે, અતિ કામિલ છે આ સ્વરાવલિ......

મિલન થવા છતા મનડા ઝાંખાં? કીમતી આભરણો આપ્યા તથાપિ કાં ન રીઝયા? અરેરે કલ્પના તો કરો આ નાવિક પતિના જીવન-મરણના મામલાની?

"ગોરી તમનાં મનડાં ઝાંખાં રે,
"દરિયામાં જઈ ઝોલા મે ખાધા રે!
"તોયે તમારાં મનડાં ઝાંખાં કેમ ગોરી?"

"નારીવૃંદ નરની જે વેદનાને અહીં શબ્દ આપે છે, તે ઉત્કૃષ્ટ ઊર્મિકાવ્યનો નમૂનો પૂરો પાડે છે" આજ રીતે "ફૂલ ફૂઈદું ને ચાઈલા ચાકરી હો મારુજી. ." "સોપારી . . . સરખી રે હુ તો દીગણી".... "એક ઝીણી રે પછેડીની ઓઢણી." વગેરે ગીતોની વિશેષતાઓ ઉમળકાથી દર્શાવે છે" "આ ગમા અને અણગમા, આ પ્રણય અને અતિતૃપ્તિ, આ ઉછરંગ ઉછાળા અને નિર્વેદ, એકબીજાથી છેક જ નજીક છે જીવનમા ..વચ્ચે એક 'ઝીણી પછેડી', જેટલું જ વ્યવધાન છે:—

એક-ઝીણી રે પછેડીની ઓઢણી,
એને ખસી જતાં નવ લાગી વાર રે,
અવસર આવો ફરી રે નહિ મળે..."[1]

—ઇહિ જીવનની અલ્પકાળ ટકનારી રસોલ્લાસની મોસમને રખે કોઈ ચૂકી જતાં, ઓ માનવીઓ! આ ટેવડો આગળ જતા નહિ મળે. આ ઝીણી પછેડીની

---

૧. ગુજરાતનાં લોકગીતો: મધુભાઈ પટેલ: આશીર્વાદ: પૃ. ૧

ઓઢણીને ખસી જતાં વાર નહિ લાગે. આ મોગરે મહેકતી ફૂલદાની ક્ષણ પછી તો ખાટી બહેકેલી વાસ કાઢવા લાગશે :

એક મોગરિયાળી ડાળ રે પાતળી,
એને બ્હેકી જતાં નવ લાગી વાર રે......

એક વિશિષ્ટ દેશના ખાસ આગવા લોકસાહિત્યને ગ્રસ્ત હોય તેમ આરાધનાર વિવેચક-સંશોધકની મર્મદૃષ્ટિનો આ અન્ય લોકગીતો સાથે તન્મય થઈ શકે તેવો વિસ્તાર સાંપડવો દુર્લભ છે. 'લોકસાહિત્ય' પુસ્તક પહેલામાં 'પ્રાંતપ્રાંતના લોકસૂરો' 'વિશ્વસૂરો' નામના બે નિબંધોમાં સ્વતઃ લોકકાવ્યનું સૌન્દર્ય, મર્મ, જીવનદૃષ્ટિ પ્રત્યક્ષ થાય તે રીતે લોકગીતોની રત્નકણિકાઓ વીણી વીણીને ઉત્સાહભેર મેઘાણીએ ધરી દીધી છે. "લોકકવિતા ઉપમાઓ શોધવા માટે પોતાના જીવનપ્રદેશની બહાર જતી નથી, એટલે વલ્કલધારિણી તાપસ-કન્યા સમી એ વાણી અધિક શોભે છે.[1] આ રહી એની ઉપમા : "બાપને યાદ કરવાથી વાસી ભાત પણ તાજો બની જાય છે ગંગા સમી માને યાદ કરતાં મારું મેલું થએલું માથું પણ સ્વચ્છ બની જાય છે....... પરંતુ હું તમને સાહિત્યમાં બીજે ક્યાં યે ન બતાવી શકું એવી માતૃસ્નેહની કલ્પના તો આ રહી એ કાનડી લોકવાણીમાં : 'અમે બધી બહેનપણીઓ પાણી ભરવા કૂવે જઈએ છીએ. માતાની વાતો થાય છે : અને કૂવાનું જળ ઊંચે ચડતું હોય તેવો ભાસ થાય છે...'

## સુમેળભર્યા સંકલનમાં સાક્ષાત્કાર :

લોકગીતોના મર્મ અને સૌન્દર્યને પ્રગટ કરવાની મેઘાણીની વિશિષ્ટ રીતિ છે. લગનગીતોમાં એક આખી કથાને સુસંકલિત ગોઠવે છે; રઢિયાળી રાતનાં ગીતોમાં ગામની સીમથી માંડીને લોકજીવનનાં સ્થાને સ્થાને સંકળાયેલી કવિતા દ્વારા લોકસૃષ્ટિની ફોરમ મહેકાવે છે; દુહાઓને સંકલનામાં બંધબેસતાં કરી અર્થ તારવે છે., દાંપત્યજીવનનાં, ગૃહજીવનના, ભાઈબહેનની હેતપ્રીતનાં ગીતોના ભાવઉદ્‌ગારોનો ગુચ્છ તૈયાર કરે છે...ત્યારે સમગ્ર અને અખંડ લોકસાહિત્યના આત્માનો સાક્ષાત્કાર થાય છે. એવું બને છે. ત્યારે પછી છૂટક કોઈ ગીતની આગવી વિશેષતાનું, તેનાં રહસ્યનું, તેની ઉપમા વગેરે અભિવ્યક્તિની ખૂબીઓનું રસદર્શન આપોઆપ થઈ જાય છે. "પતિની સાથે

1. લોકસાહિત્ય પુ. ૧ : પૃ. ૩૧૩

સહચરી બની રહેવી, પતિના બોલ ઝીલવી, કદી કદી વળી મસ્તીએ ચઢીને સ્વામીને જવાબ દેતી. પતિને જમાડવાનું ભોજન-ભાત લઈને ગામમાંથી આવતી, આજ્ઞાભંગને માટે કદી સોટા ખાતી, રડતી રડતી ઘેર જતી, મિષ્ટાન્ન રાંધીને પાછી પતિને રીઝવવા આવતી, રીઝાએલા પતિને મારીને મીઠું વેર વાળતી, અથવા માર ખાઈને મહિયરના માર્ગે વિચરતી એક પત્નીનાં દર્શન થતાં''

"શિશુને પોઢાડતાં પોઢાડતાં એની માવાણુ જનેતા થાકતી નથી... 'હાલ્ય વાલ્ય ને હામી લાડવા લાવશે ભાઈની મામી, .''[1] ઇત્યાદિ સો પચાસ અર્થશૂન્ય જોડકણાં શીઘ્રતાથી જોડયે જ જાય છે પરંતુ એ દેખીતી અર્થ શૂન્યતામાં લાલનપાલનનો અત્યંત મૃદુ રેશમી દોરો પરોવાતો જ આવે છે. બાળકને મારવા સામે તો લોકહૃદયમાંથી સાદામાં સાદી રીતે મર્મવેધી ભ-કાર થયો છે કે, 'બાળકડું નવ મારીએ રે ઉંબરાનો રખેવાળ મારા વા'લા ..'.

"ગુર્જર નારીએ કેટકેટલું ગાયુ છે! એણે તો સીમન્તનાં ગીતોથી શરૂ કરીને ગર્ભમા બેઠેલા બાળકને રસ પીવાડ્યો છે.... .આખર એના મૃત્યુ ઉપર માતાએ જે રુદન કર્યું છે તેમાં યે એણે વિલાપનું મર્મવેધક ગીત મૂકયુ છે.''[2]

"સ્ત્રીઓનાં હૈયામા જ્યારે સુખ-દુઃખ, આશા-નિરાશા, ઉમંગ કે આઘાત જેવી કોઈ પણ બળવાન ઊર્મિ રવાઈને રૂપે ઘૂમ્યા માંડી ત્યારે તેમાંથી આ રાસડા નીકળ્યા ..નજીવા કે મહત્ત્વના, જેટલાં મનોભાવો નારીહૃદયે અનુભવ્યા હશે, તેમાંનો એકેય મનોભાવ ગીતમાં ઊતર્યા વિનાનો નથી રહ્યો! કેમ રહી જાય? નિખાલસપણાના એ દિવસો હતા, હૈયું દબાવીને દંભ કરતાં આવડતો નહોતો...ભરથારે ઘરની નારી સાથે રિસામણાં લીધાં હોય, મેણાં માર્યાં હોય, અબોલડા આદર્યા હોય એ વાતનું મહત્ત્વ દંપતી જીવનમાં કાંઈ જેવુ તેવુ નહોતુ ..એની બધી ક્ષમતા કવિતામાં ઊતરતાં મહાન બની ગઈ. કઠોરતા બધી કરુણ રસમા ભીંજાઈને પ્રવાહી બની ગઈ. એવું સામર્થ્ય આ સ્ત્રીઓના કવિત્વમા દેખાય છે.''[3]

---

૧. લોકસાહિત્ય પૃ. ૧ : ૫ ૪૪

૨. એજન · પૃ ૩

૩. લોકસાહિત્યનું સમાલોચન પૃ ૩

'વહુએ વગોવ્યા મોટા ખોરડા રે લોલ'—[1] એ પંક્તિને ટેક પંક્તિ તરીકે પસંદ કરવામાં લોકકવિએ તીવ્ર વેદના ભરપૂર કટાક્ષની અવધિ આણી છે કહેવાતી કુલીનતાના જુલમની દારુણતા પૂર્ણ સ્વરૂપમાં પ્રગટ કરેલી છે ટેકની પસંદગીમાં દાખવેલું આ ઊંડાણ આવા અનેક ગીતોમાં દૃષ્ટિએ પડે છે " 'કકાસ જોઈ જોઈને હારી ગયેલા એ યુવાન પુરુષે અફીણ ઘોળ્યું પોતાની ને પત્નીની વચ્ચે છલકતી વાટકી ધરી જડબાં ઝાલીને પાઈ કાં ન દીધું? પછાડીને છાતીએ કાં ન ચડી બેઠો? ગળું દાબી દેતાં ન આવડયું? ના, ના, એ તો સમદુઃખી હતો, દૈત્ય નહોતો 'પીવો ગોરી નીંદર તું પી જાઉ જો' અને એવું કહેનાર ભરથારની 'ગોરી' કેટલી વાર લગાડે? શી દલીલ, શી આજીજી કરવા બેસે? લાગણીઓના બળવાન પડઘા પડતા! 'ઘટક દઈને ગોરાંદે પી ગયા જો લોલ' અને લગ્ન વખતનું ઘરચોળું લઈને ગોરીએ સોડય તાણી મરતાં મરતાં એ પરણેતી ગઈ. એના મૌનમાં જ રાસડાની રચનારીએ ઊંડા કાવ્યો રેડી દીધા છે"

કસુંબલ ચૂંદડીની સુવાસ મહેકાવતી લગ્નજીવનની ચૂંદડી–લોકોના લગ્નગીતોના સમગ્ર ક્રમ માં રૂપે રજૂ કરી મેઘાણી તેમાંથી બે આત્માના મિલનને લોકસાહિત્ય કેવી કુમાશ, સાવધાની અને પ્રોત્સાહનથી યોજે છે તે દર્શાવે છે "કેટકેટલી આળપંપાળ અંતે બે પંખીના પ્રાણમાં પ્રેમ પ્રગટે છે! કેટકેટલી કુશંકાઓ અને ભીતિઓ ટળી ગયા પછી જ એ ઢોર પણ પરસ્પર હેવાયાં બને છે! માનવી તો એ સહુથી વધુ ગૂંચવણોથી ભરેલો જીવ એને તો મિત્ર બનતાં પહેલાં પણ કેટલી અપ્રાપ્ય, ચિંતા ને ધાસ્તીમાંથી વટાવવું પડે છે! એથી, એ સહુથી વધુ વિકટ મનસંયોગ તો નર અને નારીના બે પ્રાણ–પંખીના સમજવા"[2]

એક યુગલના સ્નેહલગ્નની કલ્પના કરી, લગ્નગીતોમાં એક સળંગ વાર્તા વર્ણવાતી જોઈ મેઘાણીએ ગીતોના મર્મના ઉજ્જવળ ચિત્રો રજૂ કર્યા છે. 'છૂટાછવાયાં જુદી જુદી વિધિઓ વખતે ગવાતાં એ ગીતો મોટે ભાગે તો ખુદ વિધિની કાં અર્થવાહકતા ઉઘાડી કરવાને બદલે જાણે કે છાનામાના વરવધૂના જ પ્રેમાલાપની અથવા સંદેશાની, સાંત્વનની અથવા સમુલ્લાસની વાણી ઉચ્ચારે છે જાણે કે કવિતા પોતે કોઈ પ્રેમસખીનો પાઠ ભજવી, છૂપી છૂપી, અન્ય પ્રસંગોની ઓથે રહીને વરવહુના મનમેળના પ્રયાસો આદરે છે"

૧ લોકસાહિત્ય૧ સમાલોચના પૃ ૧૦
૨ ચૂંદડી ભાગ ૧ પ્રવેશક પૃ ૭

"પરણતાં પરણતાં એ પંદરવીસ દિવસો દરમિયાન સ્નેહલગ્નની સંવનનની, કારુણ્યની, કુટુંબગ્રહણની, વાત્સલ્યની—એવી એવી જેટલી બની શકે તેટલી ભૂમિકામાંથી માનસિક રીતે પસાર કરાવી લેવાં જોઈએ, કે જેને પરિણામે વાસ્તવિક રીતે તો પોતાની સંમતિ વિના કેવળ વડીલોના નિર્ણયને અધીન બનીને જોડાતાં છતાં, એ યુગલ એ પંદરવીસ દિવસની લગ્નસૃષ્ટિમાંથી મીઠા શ્વાસોચ્છ્વાસ લઈને મનોરાજ્યની અંદર તો એ ગીતોની જ ઉન્મુક્ત ઊર્મિઓનો અનુભવ કરી કરીને અને પરસ્પર મોહિત બનીને જ સુખે મને પરણતાં હોય તેવો આંતરિક મીઠો ઉમળકો માણી શકે. પરિણામે શું ફાયદો મળે?' મનના સંકોચ, અન્યોન્યના અજાણપણાના ઉચાટ, સામસામા આગમનાના સંશયો, પારકાના નિર્ણયનું દબાણ ઇત્યાદિ બોજા અંતઃકરણ પરથી સરી પડે, કાવ્યદેવી જાણે કોઈ જીવંત પ્રેમસખીનો પાઠ ભજવતી પરસ્પર બે અજાણ્યાં હૈયાંના મેળાપ કરાવે, નેત્રોમાં અમૃત આંજે, હૃદયમાં મોહિની છાંટે, રોમેરોમમાં પ્રીતિનો આવેશ પ્રજ્વલાવે, ને છતાં મરજાદ, મંગલતા, વિશુદ્ધિ, દેવસાક્ષી, ધર્મ વગેરે ન ચૂકવા દે, દિવસરાત્રિનું નિઃશબ્દ સુંદર સંમિલન નીપજાવે. એવો કંઈક હેતુ હશે..."

પોતાની મીઠપભરી ચિત્રાત્મક અને ભાવના દબાણથી પ્રવાહી બની ડોલનમય ગતિએ વહેતી વાણીમાં મેઘાણીએ આવા આવાં તો કેટલાંયે સંકલનો ગોઠવ્યાં છે; તેને આધારે સમગ્ર લોકસૃષ્ટિ ખડી કરી છે, લોકજીવનના પૂર્ણ આત્માનો સાક્ષાત્કાર કર્યો છે; તેને આધારે કાવ્યોનાં સૌન્દર્યસ્થાનોને આંગળી ભુતાવી માત્ર ચીંધવાનું જ કાર્ય કર્યું છે અને સ્વતઃ- એ રસધારા—આપણને અત્યાર સુધી પરિચિત હતી છતાં ધ્યાન નહોતું ગયું તે મિષ્ટ મિષ્ટ લાગવા માંડે છે.

## રસિકની સંસ્કારાએલી દૃષ્ટિ:

મેઘાણીએ લોકસાહિત્ય અંગેનાં મળ્યાં તેટલાં પુસ્તકોનું અધ્યયન કર્યું છે. મળી તેટલી 'એકેડેમિક' પદ્ધતિઓને અનુસરવાનો પણ પ્રયત્ન કર્યો છે; વિવેચન પરત્વે લોકોત્તર કાવ્યનાં મર્મો પારખવા જેવી તીણી દૃષ્ટિ પણ તેમણે પ્રાપ્ત કરી છે; સંશોધન અને સંકલન સંપાદનના કેડાઓ આંક્યા છે, ભૂંસ્યા છે ને શક્ય તેટલા સત્યાન્વેષી રહ્યાનો પ્રયત્ન કર્યો છે...આમ છતાં- મેઘાણીના આ બધા રઢિયાળી રાતના, ચૂંદડીનાં, સંતવાણીનાં, ગીતકથાઓનાં, ઋતુગીતોનાં,

લોકગીતોના સગ્રહો અને પ્રવેશકો, સશોધક મેઘાણી, પંડિત મેઘાણી, વિવેચક મેઘાણી, વિવેચક મેઘાણીની છાપ ઉપસાવવાને બદલે જાણે કોઈ મમતાળુ વાત્સલ્યભરી જનની રસથાળ પીરસતી હોય તેના જેવા રસદર્શી મેઘાણીની છાપ વિશેષ ઉપજાવે છે મેઘાણીએ પોતાના વ્યક્તિત્વનુ લોકજીવનમા વિસર્જન કર્યું, અણિયાળાપણા ને વિશિષ્ટતાઓને ઓગાળી નાખી, રસધારને મહત્ત્વ આપી તત્ત્વના ટૂંપણાને તુચ્છ ગણ્યુ એ બધુ ખરુ પણ આવી અનાયાસ સાહજિક લાગતી રસિકતા અને પીરસણકલા છેતરનારી છે મેઘાણીનુ બહુશ્રુતત્વ, એમનો અભ્યાસ, એ પાછળનો શ્રમ, વગેરે ઢંકાઈ જાય છે. જેમ નિસાધન સાધના કરનાર ભક્તોની એ "નિસાધનતા"ની વાત છેતરામણી લાગે છે, ખરેખર તો મનની ખૂબ તીવ્રતમ ગતિવાળી સાધના ભક્તના હૃદયમા ચાલતી હોય છે, તેમ અતસ્ફુરણાથી, ઉલ્લાસલક્ષી સશોધન, સપાદન અને વિવરણની આ રીત પણ ખૂબ ઉત્કટ અભ્યાસને છૂપાવી રાખે છે

સમર્થ તત્ત્વજ્ઞો, પંડિતો, પ્રતિભાશાળીઓ જ્ઞાનને રમતા રમતા વહે છે જ્ઞાનનો ભાર પ્રગટ થતો નથી તેવુ જ મેઘાણી બાબતમા બન્યુ છે સશોધનના તીવ્ર આકરા તપ, વાચન, અધ્યયન વગેરેને હૃદયમા ઘોળી, સતાડી તેના મથનમાથી સુપાચ્ય સાર રૂપે જે બાબતો પ્રકટ કરવા જેવી લાગી તેવી ને તેટલી જ તેમણે પ્રગટ કરી છે જેમ લોકવાર્તાઓમા "ચાલ ભાઈ ફળફળતા ચોખા ખાવા!" એમ માત્ર મમળાવીને એ શબ્દ ઉચ્ચારતા જાણે અદ્ભુત કોઈ વાનગી પીરસાતી હોય તેવો ભાવ વાર્તાકાર ઊભો કરે છે

અથવા

"પાપડ શેકીશ રે વીરા પૂનમ કેરો ચદ રે
પૂનમ કેરો ચદ રે ઉપર આદુ ને ગરમર આથણુ".

એ પક્તિમા સામાન્ય પાપડ જેમ કોઈ જીવનસમૃદ્ધિનુ પ્રતીક હોય તેમ આલેખીને મૂકવામા આવ્યુ છે તે રીતે માત્ર ગાઈને, માત્ર લહેકો કરીને, માત્ર શબ્દને મમળાવીને, માત્ર એ ભાવનુ ભાવમય વિસ્તરણ અને વિવરણ કરીને મેઘાણીએ લોકસાહિત્યની સમૃદ્ધિ ઊજળી રીતે રજ કરી છે

"હુ મને પોતાને ધરતીનુ ધાવણ ધાવેલો તેમ જ યુનિવર્સિટિના ખોળામા ઊછરી મોટો થયેલો માનુ છુ કેમકે લોકસાહિત્ય પ્રત્યે મને અભિમુખ કરી લોકસાહિત્યના મૂલ્યાકન શીખવનાર પણ મને યુનિવર્સિટિમાથી મળેલી કેળવણી છે એ ખરી માન્યતા છે તુલનાત્મક અભ્યાસદૃષ્ટિ અને સત્યાન્વેષણની

સાન આપણને વિદ્યાલયોમાંથી મળે છે. આપણી ઊર્મિ અને આસક્તિ ભલે જન્મગત હોય, ઊર્મિ અને આસક્તિ એકલાં નકામાં છે. એની વિદ્યુત્ ચેતનાને જો વિદ્યાપીઠે દીધેલી વિવેકબુદ્ધિ સાથે જોડીએ તો જ સત્યની યાત્રા કરી શકાય છે."[૧] મેઘાણીએ આ જાતની સત્યની યાત્રા કરી છે: સમર્થ રીતે કરી છે. અને છતાં ઊર્મિ અને આસક્તિને જ સર્વોપરિ રાખી વિવેક, અભ્યાસ, સંશોધન, પાંડિત્ય આદિને હુંપદનો હુંકાર કરવા દીધો નથી...

મેઘાણીનું લોકસાહિત્યનું રસદર્શન અનુભૂતિના સ્પષ્ટ ઉત્સાહી રણકાથી ગાજી રહ્યું છે. મમત્વના મીઠા મારની લહરીએ ચોલ્યું છે; તેથી જ ફરી ફરીને એ સંશોધન આદિના પંડિતના માર્ગને ત્યજી રસિકના, પ્રેમીના માર્ગને વળગી રહે છે. "મીઠામાં મીઠી તો સાકર જ મનાય છે છતાં ઘણી વાર ગોળની મીઠાશ કાં વધુ ગમે છે? ને તેથી યે અદ્ધિયાતો સ્વાદ શેરડીનો કાં લાગે? કારણ કે ગળપણનું સ્વાભાવિક ને શુદ્ધ સ્વરૂપ તો એ શેરડીમાં જ રહ્યું છે. એનાં છોતરાં પણ આપણને ચૂસવા ગમે છે. ચૂસ્યા જ કરીએ છતાં તૃપ્તિ થતી નથી. કંટાળો આવતો નથી. નરી સાકરના ગાંગડા કરતાં કૂચાવાળી શેરડીનો રસ જેમ અધિક પ્રિય લાગે છે: તેમ જ શિષ્ટ સાહિત્ય કરતાં લોકસાહિત્ય ઘણી વાર મધુર લાગે છે: રસ કરતાં છોતરાંનું પ્રમાણ એમાં વિશેષ હોવા છતાં ય..."[૨] આમ મનમાં અનુભવાતી મીઠાશને જ મેઘાણી નિખાલસતાથી અને નિષ્ઠાથી વળગી રહે છે. સંશોધનની પદ્ધતિઓ, સંશોધન અને વિવેચનને તારવેલા નિયમો વગેરેને જરૂર લાગે ત્યારે અનુમોદન માટે સ્વીકારે છે ચારણો અને ચારણી સાહિત્યમાં લોકસાહિત્યના ગુજરાતમાં થયેલા સંશોધન, સંપાદન, વિવેચનના કડીબદ્ધ ઇતિહાસમાં, સ્પેન, રશિયા, ઝેકોસ્લોવાકિયા, ફિનલૅન્ડ, આફ્રિકા વગેરેના લોકસાહિત્યનાં પ્રકાશનોમાંથી રજૂ કરેલા ઉતારાઓ; પાઠ નિર્ણય માટે દાખવેલી સાવધાની, સૌરાષ્ટ્રનો ઇતિહાસના જુદી જુદી જાતિઓના ઇતિહાસના લખાયેલાં પુસ્તકોમાંથી ટાંચણ...એ બધુ મેઘાણીએ શું શું જાણે કે આ આસાનીથી રજૂ કરવામાં આવેલી રસધારાઓની પાછળ છૂપાવી દીધું છે, તેની એક ઝલક આપે છે. બાકી મેઘાણી દૃષ્ટિ અને પદ્ધતિ તો ધરતીના ધાવણે પુષ્ટ થયેલી લોકદૃષ્ટિ જ રહે છે "મારા વિષયના સેવનમાંથી મને જે જે સ્ફુરતું ગયુ તે તે હું મૂળ સાહિત્યબળોને સુસ્પષ્ટ અને રસપુષ્ટ બનાવવા ખાતર લખતો ગયો છું.

---

૧. લોકસાહિત્ય : ૧ : નિવેદન : પૃ. ૬-૭

૨. એજન : પૃ. ૨૯૧

પઢાવેલ વાણીનો ભોગ નથી બન્યો તે પણ પ્રભુનો પાડ થયો છે વિષય જે અર્થમાં 'ધરતીનું ધાવણ' છે તે અર્થમાં વિવેચનાઓ પણ મને તો ધાવણરૂપે જ સાંપડી છે. વાચકો પણ એ જ રૂપે એનું સેવન કરે."[૧]

**લોકજીવનના આદર્શ ચારણ :**

ખરી રીતે બાળપણમાં અને પછી જેની પાસેથી મેઘાણીએ લોકસાહિત્યની દીક્ષા લીધી હતી તે વાતડાહ્યાઓ અને ચારણોની પદ્ધતિ જ મેઘાણીએ આ સંશોધનની પદ્ધતિમાં સ્વીકારી છે. કાકા કાલેલકરે તો લખ્યું છે કે : "સ્વભાવમાં અને જીવનમાં તેઓ આદર્શ ચારણ હતા. ચારણ એટલે બધો એકનિષ્ઠ હોય છે કે, એને પોતાની દૃષ્ટિ અને પોતાનું જીવન એકાંગી થાય તો એની એને જરા ય પડી નથી હોતી. એકાગ્રતા એ જ એનો કુળધર્મ. ચારણોને નિષ્ઠા ફેરવવાની છૂટ હોય છે પણ ઉત્કટતામાં તેઓ યત્કિંચિત પણ મોળા નહિ પડે..."

"ચારણી સાહિત્યમાં પાંચસો વર્ષના ઇતિહાસમાં કોઈ અન્ય કવિ, પંડિત કે લેખકનો પગપેસારો થયો જ નથી.. એ સાહિત્ય સંપાદન કરવું એટલે તો લંકાથી હેમ લાવવા જેવું કઠણ છે એવા દોયલા કામને શ્રી મેઘાણીએ સોયલું કેમ કરેલું ? દિવસોના દિવસો, રાતોની રાત ચારણો સાથે એ વસેલા. આગલાની જ રીતભાતથી રહેલા ધીરે ધીરે વાતો ચાલે, વળી બંધ પડે, ક્યારેક તો વાર્તાકાર શંકાશીલ બને. કે આપણું જૂનું બધું આ ક્યાંક લઈ જશે ! એમને બોલાવવાના રસ્તા શોધવા એ કઠણમાં કઠણ કામ એમનાં બધાનાં અંતરમાં વસી જઈ ને એમણે એવું કામણ કરેલું, કે પછી તો એને જોઈ ને કોઈ ચારણ, બારોટ કે વાર્તાકાર મેહને જોઈ મોરલો હરખે તેમ હરખી ઊઠતા બાવડાં ઝાલી ઝાલી જૂની નવી બધી વાતો, ગીતો એમની આગળ મોકળે મોંએ ઠાલવતા. એકની એક વાત પચીસ રીતે રજૂ થાતી. એકનાં એક ગીત દોહા વિધવિધ રીતે રજૂ થાતાં. એ બધા ખાતરના ધૂળના ઉકરડામાંથી સોનું શોધી કાઢવાનો સંચો કુદરતે એમના હૈયામાં ગોઠવ્યો હતો."[૨] "રસધારની વાતો એ તો ચારણોની વાર્તાનો ફેરો છે. વેવલાં લખાણ નથી. સાથોસાથ ચારણો ગેલા થઈ સાંભળે એવી એ વાર્તા માંડી શકતા હતા. હજુ સુધી ચારણી વાર્તા અન્ય કવિઓ માંડી શકતા નથી . એક ચારણ બેઠો હોય તો પણ વાત

---

૧. ધરતીનું ધાવણ-ખંડ ૨ : પૃ. ૬

૨. ઊર્મિ : સ્મૃતિ અંક ૧૯૪૭ : પૃ. ૯૮

કરવાનો અન્ય માણસોને સંકોચ થાય...એને બદલે એવા બે હજાર ચારણ ત્યાં (અખિલ હિંદ ચારણ સંમેલન રાજકોટમાં) મળ્યા હતા અને એમાં ઘણા તો કવિરાજો હતા. એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વૈરાટ સમો માંચડા પર ઊભો થયો. એની કસુંબલ, તૃપ્ત અને રિધીવલ્લ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડીઅવળી ફેરવી અને મારવાડી ગીતથી શરૂ કર્યું. મોરલા આમા હોંકારા દેવા માંડ્યા...લીંબડી કવિરાજશ્રી શંકરદાનજી તો ઊભા થઈ બેટી પડ્યા છે..." કળજુગ આવ્યો લાગે છે: એ સિવાય કાંઈ વાણિયો ગાય અને બે હજાર ચારણો ચૂપચાપ ઘેટાં જેમ સાંભળે એ બને ખરું?"

ચારણો મૌખિક પરંપરાના વાહક છે એના કંઠમાં અને લોકગીતો રમતાં હોય છે. વાતડાહ્યાપણું એમને વારસામાં મળેલું હોય છે. કેટકેટલાય કિસ્સાઓ, વાર્તાઓ, ઇતિહાસ દંતકથાઓ, એના દુહા અને ગીત સમેત એમને સ્મૃતિભંડારમાં જીવંતરૂપે સળવળતા હોય છે. પોતે નવું ન સર્જે તો પણ આ સ્મૃતિભંડારમાં સંઘરાયેલી વાતો ને કાવ્યો એ મૌખિક રીતે વાતાવરણ બાંધીને નવસર્જન કર્યા કરે છે મૌખિક કલાના કલાકારો જ્યારે જ્યારે વાત માંડે, ગીત ગાય, પ્રવચન કરે...ત્યારે ત્યારે સર્જન જ કરતા હોય છે. સંશોધન સંપાદન નહીં. લોકગીત અને લોકસાહિત્યના વહેતિયાણ પ્રવાહમાંથી પ્રસંગને અનુકૂળ કંઈ સાંભરી આવે તો સ્વતંત્ર સર્જક ચારણ એને પોતાની વાણીમાં અવતાર્યા વગર રહેતો નથી...કેટલાક વર્ણનના તૈયાર પરંપરાપ્રાપ્ત નમૂનાઓ કોઈ તાત્રિક વિધિવિધાનના નિભાવ ખાતર પણ જતનથી જાળવી રાખી, કાનામાત્રના ફેર વગર ચારણો બોલ્યા કરે છે. આવાં વર્ણનો ચવાઈને ચવાઈને કૂચા નથી બનતાં. પણ ચારણ વાર્તા માંડીને વચ્ચે બોલે ત્યારે વાતાવરણ જમાવે એવું નવસર્જન જ બની રહે. જેમ ખ્યાત વસ્તુની કથામાં કથાકારની કથન પદ્ધતિને લીધે તેમાં કાવ્યાત્મા—રસ પ્રગટ થાય છે, અને તેથી તે કથા કવિનું-કથાકારનું સર્જન ગણાય છે...તેવું જ આ ચારણોના પ્રયત્નોમાં પરંપરા-પ્રાપ્ત વર્ણન, લઢણ, દુહા વગેરે નવસર્જન જ લેખવું જોઈએ.

"સદ્‌ભાગ્ય કહો કે દુર્ભાગ્ય, પણ આના આ જ વર્ણનો હજુ સુધી અકળધ કંઠોપકંઠ ચાલ્યા આવે છે. વિવાહ વરઘોડામાં ચાલતી અમુક શોભાઓની જેમ આ ને આ જ વર્ણનો પ્રત્યેક વારતામાં ભળતા પ્રસંગોને રજૂ કરવામાં ખપ લાગતાં હોય છે. પણ તેનો અર્થ એવો નથી કે, વર્ણનોના અવનવા પ્રકારો જ નહોતા; નહિ, પ્રકારો ઘણા હતા." યુગધમાં

ચિત્રાંકન કરતે કરતે વર્ણવાતી ઘટનાને ઊર્મિમંડિત કરવા ' સારુ વાર્તાકાર જે દુહા, ગીત, છંદ ઇત્યાદિ કોઈ પણ પદ્ય ટુકડો ગદ્ય દોરામાં પરોવતો જાય છે, તે પદ્ય ટુકડાને એ પોતાની પાસેના વિપુલ કંઠ ભંડારમાંથી તત્ક્ષણ ઉઠાવી લે છે. કથાઈ રહેલા પ્રસંગની અને પેલો પદ્ય ખંડ જેમાંથી લેવાયો હોય તે પ્રસંગની વચ્ચે ભલે બહુ મેળ ન હોય...પદ્ય ભલે ઘોડાનું દાન વાતી વેળાની અશ્વ પ્રશસ્તિ હોય, અને વારતા પ્રસંગ ભલે અશ્વારોહણનો, પ્રેમયાત્રાનો અથવા યુદ્ધપ્રયાણનો હોય તેમ છતાં તે બેઉને સાંકળી લેવાય."

મેઘાણીએ પણ લોકસાહિત્યના સંશોધન ને રજૂઆતમાં આમ એકસરખા ભાવ, પ્રસંગો, વર્ણનોને સાંકળીને એક લોકસૃષ્ટિ ઊભી કરવાનો, વાતાવરણ જમાવવાનો જ પ્રયત્ન કર્યો છે. એના વિવેચનનો માર્ગ પણ એ જ રીતે એક વાતના સમર્થનમાં તેના જેવી બીજી વાત રજૂ કરી દેવી અને એમ રસદ્વિગુણિત બનાવવો, રસદર્શનને ઘેરું બનાવવું અને મર્મનું એ રીતે ઉદ્દઘાટન કરવું તે પ્રકારનો હતો.

"ખરું છે કે ચારણ એક વારતામાથી અનેક ફણુસવાં ફુટાવીને સમાપ્તિકાળ લંબાવે, પણ તેનો અર્થ એવો નથી કે, એ કોઈ ઘટનાના ચિત્રાંકન કે વિવેચન પાછળ કાળક્ષેપ કરતો. હાથ પરની ઘટનાને તો એ જાતવંત ઘોડીને વેગે આગળ લઈ જતો." મેઘાણી પણ એ રીતે દેશપરદેશની સમાન સાહિત્યસૃષ્ટિ, સંશોધનો, વિવેચનાઓને રજૂ કરતા જાય અને એમ કરતાં પોતાનું ધ્યેય—જે તુચ્છ પૃથક્કરણ નથી પણ મમતાપૂર્વક લોકસૃષ્ટિનું ઉદ્દઘાટન છે, રસધારનું વહન છે તે ભૂલતા નથી."[1]

"વારતા કરતી વેળા ચારણ કેવળ કથનકાર જ નહોતો પણ અભિનયકારની, વારતાના પાત્રે પાત્રની, વિદૂષકની, વિવેચકની અને જીવનના ફિલસૂફની, બધી જ ભૂમિકાઓ પોતે એકલે હાથે ભજવતો. એના કંઠમાંથી ટપકતાં કાવ્યાવતરણો વારતાના પ્રસંગની વિવેચનિકાઓ બની જતા. વારતામા વીર શૃંગાર ને કરુણથી લઈ વેવલાઈ, દાંગાઈ, મુરખાઈનો રસ પણ પોતે ભજવતો જતો. પોતે પોતાના 'કથનના પ્રત્યેક રસમા મોજથી નહાતો ખરો, છતાં કોઈ પણ ઊર્મિ પ્રવાહમાં પોતે અસહાય બની ઘસડાઈ નહોતો જતો. ઉલ્લસિત રહેતો, ઉત્તેજિત નહોતો બનતો. શ્રોતાજનો આવિર્ભૂત બની રોમાંચ અનુભવશે, રુદન

---

[1] ચારણ અને ચારણી સાહિત્ય : પૃ. ૧૫૮

કરવા લાગશે, નિઃશ્વાસ નાખશે પણ વારતાકાર તો નિયતિની માફક નિર્લેપ જ રહેવાનો."

આમ મેઘાણીનું સંશોધન, સંપાદન, વિવેચન, વિવરણ વગેરે આ ચારણ વારતાકારના જેવાં શ્રોતાઓને ડોલાવવાના ઉદ્દેશથી-વૈજ્ઞાનિક તપાસના રસથી નહીં–થયેલા પ્રયત્નો છે. "ચારણે વાણીને સાચવી છે. ઇતિહાસને રક્ષ્યો છે. ઊર્મિઓના બહુવિધ પ્રદેશોને લાડ લડાવ્યા છે. પ્રકૃતિને, પ્રભુને, સ્વધર્મને, જાતિ-ઉત્થાનને અને જન્મભૂમિને પોતાની અનોખી છટા વડે આરાધેલ છે."[1] મેઘાણીએ પણ એ જ કાર્ય કર્યું છે. "ચારણમાં શું શું નહોતું' તેવા નકારાત્મક વલણથી નહિ પણ પોતાના પરિમિત સંયોગો વચ્ચે એણે, કેટકેટલી વિશિષ્ટ અને વિલક્ષણ સંસ્કૃતિ-સેવા ઉઠાવી છે તેની હકારાત્મક તુલાએ તોળશું તો એ આપણને નિરાશ નહિ કરે "...

મેઘાણીએ પણ લોકસાહિત્યની વણઝારને વહેતી રાખી છે. "શતકોના સૂર્ય ઊગી ઊગી આથમી ગયા ત્યાં સુધી ચારણ સંસ્કૃતિની મશાલ ધરી રાખી ઊભો રહ્યો. એટલો કાળ ટકી રહેવું એ તાકાતને સાબિત કરે છે. આ તાકાતનો પ્રદીપ ચારણે પણ એ જ ભારતીય સંસ્કૃતિના પરમોજ્જ્વળ દીપકમાંથી ચેતાવ્યો હતો. એ ધન પરાયું નહોતું, આપણું જ હતું. નિજત્વના આપણા ગૌરવને ચારણે પણ અનોખી રીતે ઉજાળ્યું છે. આપણું કર્તવ્ય એનું કર્યું જીવ્યું આજનાં આપણાં ખાવા ધાતાં ખંડિયેરોમાંથી ખોદી ખોદીને જ્યાં હોય ત્યાંથી ખોજવાનું છે."

## ચારણે ઉપાસેલું જીવન—

મેઘાણીએ સંપાદિત કરેલાં લોકગીતોમાં રઢિયાળી રાતના ગરબા, રાસ, રાસડાઓ; ચૂંદડીનાં લગ્નગીતો, હાલરડાં અને એ સઘળું મેઘાણીને પાછળથી, ખાસ કરીને બહેનો પાસેથી સાંપડ્યું છે. લોકસંસ્કૃતિની એ મંગલ વાણી ગૃહજીવનના ભાવોથી ઓપે છે. બીજા પ્રકારનું લોકસાહિત્ય દુહાઓનું, પ્રેમકથાઓનું, બહારવટિયાની બિરદાવલિઓ અને રાસડાનું સાહિત્ય। મુખ્યત્વે ચારણો અને ક્ષાત્રજીવનપ્રેમી નાથબાવા, મીર ભરવાડ।વગેરે પાસેથી સાંપડ્યું છે. લોકગીતોનું સાહિત્ય સધર્મિઓને રમાડનારું છે અને લોકવૃંદમાં એકી સાથે અનેક કંઠોએ લલકારેલું છે. એક જણ ગવડાવતું હોય તો અન્ય ઝીલે તે-પ્રકારનું છે.

૧. ચારણ અને ચારણી સાહિત્ય : પૃ ૧૬૪

વાર્તાઓ, દુહાઓ, રાવણહથ્થા સાથેની બિરદાવલિઓ વગેરે સાહિત્ય પણ લોકજીવનના હૃદયને એકી સામટા હલાવનારું-ભાવ, ભાવના ને વાર્તારસ ઝીલાવનારું સાહિત્ય છે છતાં એને કથનાર વિશિષ્ટ વ્યક્તિ હોય છે. ડાયરામાં એ પોતાની વાર્તા માંડે છે ને લલકારે છે. બાળપણમાં મેઘાણીને જે લોકસાહિત્યની દીક્ષા મળેલી તે આ જાતની હતી અને સાહિત્યના અધ્યયન પછી સૌરાષ્ટ્રના સાદ સાંભળી તેઓ કલકત્તાથી પાછા આવ્યા ત્યારે પણ જે લોકસાહિત્ય તેમની આગળ મુખ્યત્વે પીરસાયું તે દરબારશ્રી વાજસુરવાળાને ત્યાં આવતા જુદા જુદા ચારણ મિત્રો દ્વારા પીરસાયું તે—

"જીવનનાં જોશીલાં અંગોનું આ વાર્તારૂપે સંશોધન નવ વર્ષ સુધી વહેતા રહેલા પાંચ રસધાર ખંડો, ત્રણ બહારવટિયા ખંડો અને સોરઠી ગીતકથાઓ દ્વારા બહાર આવ્યું."[૧]

"મધ્યયુગના અવશેષો રૂપ આ પ્રસંગ વીરો—(પરિપૂર્ણ વીરો નહિ) ને વીરાંગનાઓની ઝલક મેં મારા કલ્પના થાળમાં ઝીલ્યા કરી હોત તો એ સંશોધન પક્ષાઘાતે પીડાયેલું રહેત"......સર્વાંગી સંપર્ક શરૂ કર્યા......અને સ્ત્રીઓનાં ગવાતાં ગીતો.. સંપાદિત કર્યા......એ ગીતો પણ સૌરાષ્ટ્રના જ ગીતો એટલે એમાં ક્ષાત્રસંસ્કૃતિની જીવનભાવનાઓ હોવાની જ. એમ છતાં મેઘાણી ભલે અહીં મધ્યયુગના અવશેષરૂપ એ રસધાર બહારવટિયાના વીરો ને પ્રસંગ વીર ગણે પણ એ જીવનની મેઘાણીના સાહિત્ય પર અને લોકસાહિત્યના સંશોધન પર પ્રબળ અસર પડી છે. આખરે મેઘાણીને લોકસાહિત્યસર્જક બનીને ચારણ બનીને રસમય રીતે પીરસવાનું મન એટલા માટે થાય છે કે એ લોકસાહિત્યે સાચવેલા કિસ્સાઓ અને લોકસાહિત્યમાં વ્યક્ત થયેલું માનવ જીવન રંગ આપવા જેવી માણસાઈથી સભર ભર્યું છે લોકસાહિત્યનું સાહિત્ય આકાર તરીકે કંઈ મહત્ત્વ નથી. એ દ્વારા એ મનમાં જે ઉમદા જીવનભાવનાઓ ભરે છે તે મહત્ત્વનું છે

દાંપત્યનો ઉત્કટ રસભર્યો સ્નેહ, ભર્યા ભર્યા ઘરનું સુખાળવું, નિરામય, અન્યને ઉપદ્રવ ન કરનારું, ઘણા સાથે સામાજિક સંબંધો વિસ્તારતું, આતિથ્ય, દાન, પશુપ્રેમ...એમ સ્નેહ સંબંધો વિસ્તારતું જીવન લોકસંસ્કૃતિએ સ્વાભાવિક જીવન ગણ્યું છે. માનવ માનવ વચ્ચેના આ હૃદયના સંબંધો છે માટે ત્યાં આવેશ, ઉતાવળ, અધૈર્ય કામ ન આવે જાળવી જાળવીને પ્રેમપ્રીતને

---

[૧] લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૩૮

પ્રસરાવવી અને નિભાવવી પડે છે. ડહાપણ અને સમજનું ઠરેલપણું, ઉદારતાથી "હશે એ" એવું કહેવા જેવી વૃત્તિ આવતી કાલના જીવનને ગર્ભ ટાલતું જીવન ભૂલીને માફી લેવાની તત્પરતા...એ આ નિરામય સગ્ગ સામાન્ય ગૃહજીવનની લોકભાવનાનું પ્રધાન અંગ છે. ક્ષુલ્લક વાતોને સંભારી સંભારી "વહુ કરે છે આપણા ઘરની વાત જો"—એમ ટક ટક કર્યા કરવાથી સમગ્ર જીવન ઝેર જેવું બની જાય છે.

છતાં આ ગૃહજીવન જીવનમાં સતેજ માણુસાઈ નથી હોતી ત્યાં સુધી ઉજમાળું બનતું નથી. જીવન જીવી ગયા...માત્ર જીવી ગયા એમાં શી મજા છે ? કંઈક ભવિષ્યમાં લોકો સંભારી રાખે, એ પાંચ લોકોમાં રંગ અપાય તેવું જીવન જીવવામાં મજ્જા છે. પરિણામે વીરના, ઉમદા જીવનના, ખરું રૂપ માણસનું માણસ તરીકે ઝળકે તેવા ઇચ્છાશક્તિએ પ્રેરેલા ખુમારી ભર્યા જીવનમાં લોકોને વિશેષ રસ છે. લોકોમાં જ રહ્યા રહ્યા લોકગીતકાર બનીને ચારણે આવા જીવનોની કથાઓ ગાઈ લલકારીને, એને લાડ લડાવી, મ્હલાવી ફૂલાવીને રજૂ કરી હોવાને લીધે ચારણોની જીવનભાવનાઓ લોકજીવનમાં પણ વ્યાપી ગઈ....

મિતર કિજે મંગણા અવરાં આળપંપાળ
જીવતડાં જસ ગાવશે મૂવાં લાડાવણહાર...

જસ વિનાનું જીવન એ જીવન નથી, અને યશનો વિસ્તાર કોઈ પ્રશંસક નહીં—પણ લોકજીવનનો બોલ ઉચ્ચારતો—પાંચ દશ માણસોનાં હૈયાનું મુખ બની બોલ બોલતો ચારણ જ સાચો યશ બઢાવનાર નીવડે છે. સંસ્કૃતિના સંરક્ષક આ લોકગીતના ગાયક અને ઇતિહાસના કિસ્સાઓની વાત માંડનાર ચારણ પાસે જ યશદાયક કૃત્ય કર્યું અને સામાન્ય કૃત્ય કર્યું તે પારખવાની સૂક્ષ્મ સાન અને સમજ હોય છે. એટલે ચારણોએ અથવા લોકસાહિત્યે જેને યશોજ્વલ જીવન ગણ્યું છે, તેનું જ રસાત્મક રીતે પ્રજાના હૃદયમાં સંક્રાન્ત કરવાનું કાર્ય આ લોકસાહિત્યે કર્યું છે

ઈશ્વર પાસે પોતાની ભોળી છતાં પ્રબળ ઇચ્છાશક્તિને બળે નિખાલસપણે ચારણની જેમ આ જાતનું જીવન જીવનારા માગતા કે :

"ભલે ઊગા ભાણ ! ભાણ તુહારાં ભામણાં !
મરણ જીયણ લગ માણ રાખો કશ્યપ રા ઉત !

અને સામાન્ય એકધારા જીવનમા તે શી માન આબરૂની કસોટી થવાની હતી? કપરા સંજોગોમાં જીવતરનો ઘોડો ઝીંકીને ઘૂમવામાં જ જીવનની લ્હાણુ છે:

'ભલ ઘોડા, વલ વંકડા હલ બાંધવા હથિયાર
ઝાંઝાં ઘોડામાં ઝીંકવાં મરવું એક જ વાર.'[૧]
આમ સામા ભડ આફળે,[૧] ભાંગે કેનાશ ભ્રમ્મ
તણુ ટાણે કશ્યપ તણા! સૂરજ રાખો શરમ્મ...

ચૈતન્યથી ઊભરાતું જીવન આમ સામેથી જીવનયુદ્ધ માગી લે છે. કસોટી કાળે જ રંગ આપવાનું મન થાય તેવું જીવન ખોવી જાય છે. તેવા જીવનમાં મજા છે. લોકસાહિત્યે આવા જીવનને ઉપાસ્યું છે. રસાળ કરી શ્રોતાઓના હૃદયમાં સીંચ્યું છે. પ્રેમ અને શૌર્ય વગરનું, સાહસ અને રસલૂંટ વિનાનું જીવન ફિક્કું લાગે છે.

તીખા તુરી ન માણિયા ગોરી ગળે ન લગ્ગ
જનમ અકારણુ હી ગયોભડ સિર ખડ્ગ ન ભગ્ગ.

"તુરગ ખરા પણ તીખા! વિકરતા, વિષમતા, ઝંઝાવેગ, એ વગરનું જીવન લૂખું ગણ્યું. માણની તો તો સુસીગતો, પોચટ જીવન પંથમાં શી લજ્જત છે! અને એવા તીખા તુરગની સ્વારી કરીને માનનીને,એમાથી એક જ માર્ગે જવાનું હોય...કાં ગોરીને ગળે લગાડવા, ને કાં શત્રુને—પણ ભડવીર શત્રુને—શિરે સમશેર ઝાટકવા. પ્રેમ અને સંગ્રામ બેઉ જોડે જ ગણાય, બેને જુદાં પાડી ન શકાય. એક જ મગની બે ફાડ. બેઉ રહી માણવાની વાતો. એ વગર તો જનમ નિરર્થક ગયો સમજાય. પણ ભડવીર શત્રુને શિરે શું ફોગટ ફોગટ સમશેર ભાંગવી? નહિ રે નાહ...

ધ્રમ જાતાં, ઘર પલટતાં, ત્રિયાં પડન્તે તાવ
એ તીનું દિન મરણરા કોણુ રંક કોણુ રાવ...

ધર્મ, દેશ, સ્ત્રી પર અકળાવનારી તવાઈ આવે ત્યારે ગણતરી કરવા કઈ રીતે રોકાઈ શકાય? આવેશશીલ આ ભાવનાઓ નથી માણસ અકળાય; અકળાય ને ખીજે માર્ગ ન મળતાં જીવનના આકરા પ્રશ્નોની ગાંઠને ઉકેલવાને બદલે છેદી નાખે છે એની પાછળ ભાવનાભક્તિ નિષ્ઠા, એકાગ્રતા અને પ્રણવ સંકલ્પશક્તિ જેવા માનવજીવનના ઉત્તમ અંશો જ કાર્ય કરતા હોય છે.

૧. ચારણ અને ચારણી સાહિત્ય : પૃ. ૧૫૯

"માનવી તો તે સમયનો પણ જીવનને મીઠું ગણતો. શોખને ખાતર એ કંઇ ઓછો જ કટકા થઈ જવા નીકળતો ? ધર્માંધતા અગર રૂઢ સામાજિક માન્યતા પર એ હારાકીરી નહોતો કરતો, પણ જીવનની મીઠપને બેસ્વાદ બનાવી મૂકે તેવું કંઈ થતું ત્યારે પછી, મૃત્યુથી ચાતરીને લુખ્ખા ફિક્કા જીવતરને વળગવું એને નિરર્થક લાગતું. જીવનની પાસેથી તો એ માનવી પણ ચારે હાથે મોજ, અને મીઠાશ માગતો "[1]

આવા મરણને મીઠું ગણનાર જીવનને જ સાચું જીવન લેખી શકાય. એ જ સાચી માણસાઈ છે. ઊર્મિ જાગવાનો પ્રસંગ આવે ને ઊર્મિ જાગે નહીં; અન્યાયને ભાળીને આંખ રાતી ન થાય. અત્યાચારનો અતિરેક થતાં કાં મરવું કાં મારવું એવો નિશ્ચય જે ન કરી શકે તેને માણસ કેમ કહેવાય ? એ તો મગતરું. "ઘરધણી માણસની ઠંડી તાકાત અને મરદાઈ એ કથાઓમાંથી પ્રધાન ધ્વનિ. ચમરબંધીની સામે પણ સામા સામાન્ય આમજનતાનો પ્રતિનિધિ અન્યાયનો પ્રતિકાર કરતો ઊભો રહે અને અન્ય સેંકડો મગતરાં માનવીઓની માણસાઈને જાગ્રત કરે"[2]... 'રસધાર' ભાગ પાંચમાની આહિર ભીમો ગરણિયોની વાત...આ માણસાઈનું તત્ત્વ સચોટતાથી પ્રગટ કરે છે.

**જીવનની મીઠપ :—**

બીજાને દાબી, ડારી, કચડી વિજયીના હુંકારથી જીવન ભોગવવાની વૃત્તિ કરતાં અહીં જીવનના ઉલ્લાસનો કોઈ વિનમ્ર ગરવો મધુર સૂર સંભળાય છે. ધરતીના ધાવણે પોષાયેલા, લોકજીવનને રંગ આપી બિરદાવેલા આ ઉલ્લાસમાં ઉલ્લાસનો ભાવ ઉત્કટ છતાં ધરતીના જેવી ધીંગી સમજ, સાગર જેવી આપમેળે સર્જાયેલી માઝા હોય છે. છતાં પ્રકૃતિના સત્ત્વ જેવો અદમ્ય, ઉન્મુક્ત, ચકચૂર બનાવે તેવો ઉલ્લાસ જીવનને મીઠપથી માણી લેવા પ્રેરે છે એ ખરું.

સભ્ય સંસ્કૃતિના વાતાવરણમાં માણસને જાણે ડાહ્યો બનાવી કહેવામાં આવે છે "ભાવ છુપાવ, ભાવ છુપાવ." ઊર્મિ, ઇચ્છાને સંકોડવી, મરડવી, દાળવી, ઢીંગરાવવી અને એવી એવી જાતના હજાર જાતના અત્યાચાર સામાજિક જીવનમાં થાય છે. લોકજીવને એ ઊર્મિને-એમાં શ્રદ્ધા મૂકી આવકારી છે. સરળ

---

૧. પરકમ્મા : પૃ ૨૦૯
૨. એજન : પૃ. ૧૧૬

હૃદયના માનવીના ભાવ ઊંડા હોય છે, સાચા હોય છે, માઝાથી મહિમાવંત હોય છે, લોકજીવનની સાદી સમજથી વાળેલા અને સંયમિત હોય છે .ચારણો અને લોકકવિઓએ આ ધરતીના જાયા અને સંસ્કૃતિના સંકુલ વાયરાઓથી અસ્પૃષ્ટ રહેલા માનવના દિલમાં જે સહજ ભાવ-ઉછાળાટ આવે છે તેવાં સાક્ષાત્ જીવનનો, જીવનની પ્રાણમયતાનો, જીવનની વાસ્તવિક પકડ અને ધીંગી સમજનો સાહજિક આવિર્ભાવ થતો હોવાથી તેની પ્રતિષ્ઠા કરી છે. એમાં માણસાઈના સબળ અંશો જોવા છે. વીરજીવનની ઉગ્ર આવેશશીલ ઊર્મિ "મરણુ રા દિન"ને ગંભીર રીતે સ્વીકારી લે છે, તેમ હૃદયમાંથી જાગતી પ્રેમ, જીવનના ઉલ્લાસની, જીવનની મીઠપ માણી લેવાની એવી જ આવેશશીલ ઊર્મિને ગંભીર રીતે સ્વીકારીને ચાલે છે. વીરની શહિદીમાં, વીરત્વમાં જો માણસાઈ છે, તો પ્રેમીના પ્રેમમાં પણ માણસાઈ છે.

વીર જીવનની રંગ આપવા યોગ્ય મુખ્ય પ્રવૃત્તિ બે : શૌર્ય અને પ્રેમ.

"ભોં ભીની ઘોડા ભલા, ડાબા ઊપડિયા
કાં પરણ્યા નેણી માણવા કાં ખગ વાવા ખડિયા."

"પ્રીત વિહોણી, સહપ્રાપ્ય સુલભ સસ્તી ગોરીને ગળે લગાડવામાં ચારણી સાહિત્યના આદર્શને મજા નથી. એ સમજે છે કે કયા આલિંગનમાં સાચો આનંદ છે. એને કલ્પના છે કે કયા પુરુષને ગળે 'ગોરી' ભુજ-હાર પહેરાવે છે."[1] તરવાર સરીખી ઊજળી, તજ સરીખી તીખી, સોપારી સમી વાંકડી જાજરમાન નારીનું અનોધું કારમું રૂપ પરાક્રમ વગર પ્રેમની ઉત્કટતા અને સચ્ચાઈ વગર માણી શકાતું નથી .." "મુશળધાર મેઘ ત્રાટકી પડયા હોય, મારગ-કેડા જળબંબોળ હોય,[2] નદીઓમાં પ્રલયપૂર ઘૂઘવતાં હોય, એમાં થઈને જે નર તીખો તુરગ રમાડતો અને કાળ સાથે ગેલતો પોતાને મળવા આવે તેને જ ગોરી સ્વીકારે."

"આજ ધરા દિન ઊમટચો, મોટી છાંટા મેહ
ભીંજી પાઘ પધારસ્યો જદ જાણું લી નેહ."

"ગોરીને ગર્વ જ એ કે હું તો કવેળાએ રેવત ખેલવનારા નિર્ભય નરની જ નારી છું : "અસુરા રેવત ખેલવે વોઈ પુરુષ ધરનાર." આમ

૧ ચારણુ અને ચારણી સાહિત્ય · પૃ. ૧૬૦
૨ એજન : પૃ. ૧૬૧

જીવનની સુખાળવી સુંવાળપ અને જીવનની કરડી કપરી સાધના એ બન્નેનો કસુંબલ રંગ જે ઘૂંટી ઘૂંટીને પીએ તેને જ કવિતા લાડ લડાવે, તેને જ આની નારી પ્રેમ આપે...

"જે સુખ અમલ ન ચાખિયો તુરી ન ખેંચ્યા તંગ
ફટ! અલૂણા સાયબા આપું તો કીં અંગ?

આવી સબળ જીવનભાવના સાથે ભર્યા ભર્યા હેતપ્રીતથી ઉછળતા-ખૂબ મહત્ત્વાકાંક્ષી ને વિલાસી નહીં પણ સામાન્ય બધાં જીવે છે તેવું દાળરોટલો મળી રહે તેવું સુખી ગૃહજીવન ઝંખી રહે છેઃ એ ગૃહજીવનના દાંપત્યપ્રેમને, એનાં રીસામણાં મનામણાં આદિને, નાનામોટા ક્લેશને અને એ કલેશને ધીંગી સમજથી ડાહપણથી, કુનેહથી અને સર્વોપરિ પ્રેમથી ઉકેલનારની વૃત્તિને; આતિથ્યને, દાનપ્રવૃત્તિને, પવિત્રતાને શીલને, ચારિત્ર્યની ઉચ્ચતાને વગેરેને ચારણોએ અને લોકસાહિત્યે મ્હલાવી મ્હલાવીને આરાધે છે.

સાઠી ચાવલ, ભેંસ દૂધ, ઘર શિલવંતી નાર
ચોથી પીઠ તુરંગરી સુરગ-નિસાણી ચાર.
તન ચોખા, મન ઊજળાં, ભીતર રાખે ભાવ!
કિનકા બુરા ન ચિંતવે તાકે રંગ ચડાવ...

આમ જેને મેઘાણી વારંવાર 'માણસાઈ' કહે છે અને લોકસાહિત્ય તો જેને એક પ્રકારનું સાધારણ મનુષ્ય જીવનથી ઊંચેરું અસાધારણ જીવન ગણી રંગ આપવા પ્રેરાય છે તેથી જેને 'દેવાંગી', 'દેવાંશી', જીવન ગણે છે તે પ્રકારનું જીવન લોકસાહિત્યે ઉપાસ્યું છે. એનો પ્રભાવ એ જાતનો પડે છે. પ્રેમમત્ત પ્રણયવીરો, અન્યાય સામે આથડનારા બહારવટિયાઓ, શીલવંતી સતીઓ, વીરો, દાનવીરો, સેવા કરનારાઓ, મોટા વડલા જેવું ગંભીર ગૃહસ્થ જીવન જીવી જનાર દાદાઓ દાદીઓ... આ બધામાં દૈવી તત્ત્વ માનવ કરતાં કંઈ ઊંચેરું સત્ત્વ લોકસાહિત્યે જોયું છે. એને આદરથી, ભક્તિથી, શ્રદ્ધાથી ઉત્સાહી વાણીમાં ગાયું છે, પ્રશસ્યું છે, એમના કિસ્સાઓને મુખોમુખ આપતા આપતા પરંપરાથી સાચવ્યા છે...એમની ખાંભીઓ, પાળિયાઓ પૂજાવ્યા છે... તેની માનતાઓ પણ મનાય તેવી પરિસ્થિતિ સર્જી છે...

મેઘાણી આ પરંપરામાં તન્મય બની એ ચારણની રીતે જ એ કિસ્સાઓ વગેરેને કોઈ ડાયરામાં બેસીને કરવાને બદલે ભણેલા વર્ગ આગળ

ગ્રંથસ્થ કરીને મૂકે છે. ચારણ કરતા તેમા વિશેષતા એ છે કે, જે વાતોન કિસ્સાઓને, વાણીને ગામાંડયાની કે રાજદરબારના ચાકડા સમુદાયની વાતો ગણી ઉપેક્ષા કરવામાં આવી હતી તેને બહારના ભણેના લોકો સમજી શકે, માણી શકે તે રીતે અજવાળીને મૂકવાનુ કામ મેઘાણીએ કર્યું છે "રસધારની વાતો એ તો ચારણોની વાર્તાનો ટોટો છે. વેવડા વખાણ નથી."[1] "અમો ચારણો પર શ્રી મેઘાણીનો અનત ઉપકાર છે. ચારણ કોણે કેવો હોય, એની સાચી જીવનની ટેક, અને જીવતર કેવા હોય એની સાચી છબી એણે ખેચી શહેરે અને પાટણે, બગલે અને ઝૂપડે, દેશ અને દેશાવરમા રસધાર–બહારવટિયા અને ચારણી સાહિત્યની ચોપડીઓ દ્વારા એ છબી રજૂ કરી." દુલાભાઈ કાગના આ વચન પ્રમાણે મેઘાણી—વાણિયા મેઘાણી જાણે કે ચારણ પરપરાના છેલ્લા ચારણ બની રહે છે આવા રસધાર બહારવટિયા આદિના સપાદન ઉપરાત ચારણી જેમ જ મેઘાણી નીરત્વને બિરદાવવા, લોકોના હૈયામા હામ પૂરવા સિંધુડો લલકારે છે, કોઈ ચારણબાળાના સાવજ સાથેના યુદ્ધને શીઘ્ર ચારણી પદ્ધતિના કાવ્યથી બિરદાવે છે, લોકનેતા ગાધીજીના અતરમા પેસી તેમની વેદનાને વાચા આપે છે નવલકથાઓમા જીવનમાથી વીણેલા કિસ્સાઓને ગોઠવી કોઈ લખમણ ભગત, કોઈ ચીપારણ, કોઈ કપડ શેઠ, કોઈ દરબાર સુરેન્દ્રસિંહજી, કોઈ ભાવર જુવાન અને સુલેખા ને ચારણની રીતે જ જીવત રાખે છે ને રગ આપે છે. રવિશકર મહારાજની મુખેથી વાતો સાભળી મહીકાઠાના માણસાઈના દીવાઓ તરફ સહુનુ ધ્યાન દોરે છે.

**રસધાર અને બહારવટિયા :—**

"અત્યાર સુધીની કથાઓ લખવામા મારુ મુખ્ય નિશાન દુહાનો સાહિત્યરસ રેલાવવાનુ નહોતુ એમા તો ઘટનાના પ્રસગોના પાણીદાર તત્ત્વો હુ ભેગા કરતો હતો એ પહાડવાસીઓના જૂના જીવનમા વેર અને પ્રેમની, બધુતા અને ધિક્કારની દગા અને દિલાવરીની, યુદ્ધ અને દોસ્તીની જે દારુણ કરુણ ભીષણ અને કોમળ મસ્તીઓ બિનાઈ છે, તેને હુ મારા હૈયાના હુલાવ આપી, લાડ લડાવી, મારા નિરીક્ષણોની રગપુરણી પૂરી હૂબહૂ જીવન આલેખવા મથતો હતો "[2]

મેઘાણીના આ રસધાર અને બહારવટિયાના કિસ્સાઓના સપાદન પાછળ આવા પાણીદાર તત્ત્વો એકત્રિત કરવાની, એમા રહેલા સત્ત્વશાળી

1 ઊર્મિ સ્મૃતિ અક ૧૯૪૭ દુલા કાગ ૧૦૦, ૯૮
૨ ધરતીનુ ધાવણ ૨ પૃ ૨૦

પ્રાણમય જીવનથી આકર્ષાઈ, તેને રસમય રીતે રજૂ કરવા—હૈયાના હુલાવ આપી લાડ લડાવી, રજૂ કરવા મેઘાણી તત્પર બને છે. "જીવતડાં જશ ગાવશી મુઆ લડાવણ હાર" એવા ચારણનું કાર્ય જાણે કે મેઘાણી કરે છે. બહારવટિયાની 'ધગધગતી ધરા' અને પહાડી દુનિયાની 'અંગારભરી પ્રેમસૃષ્ટિ' પ્રત્યે કંઈક અંતરમાંથી પ્રગટતું—બુદ્ધિ, વિવેક, સમજની પારથી આવતું તત્ત્વ તેમને ખેંચી રાખે છે. એ જીવનભાવનાઓ તેમને આ લખાણ વખતે તો ઇષ્ટ અને પ્રિય જ છે "જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવાની તથા ઓળખવાની પ્યાસ મને છેલ્લાં નવેક વર્ષથી સતાવી રહી છે. હું હજુ યે લજવાતો નથી...એના મર્મો ભણી ભણી ઊકલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું. જૂદેરા જીવન સંજોગોમાં બંદીવાન પડેલ આ દેહને છોડી મારી કલ્પના મમતાભેર કૈં કૈં ખાંભીઓ ને કથાઓ, ડુંગરમાળો ને દુહા સોરઠાઓ શોધે છે।"[1]

"પણ શા માટે હું આ કાળ–ગર્તમાં ક્યારના યે ગારદ થઈ ગયેલાઓનું પુનઃ પુનઃ ગાન ગાયા કરું છું? એમનો બચાવ કરવાથી શો ફાયદો છે? એમને પીરસવામાં જ સાર નથી?" [2] — એ વાતનો જવાબ મારી પાસે નથી. કોણ જાણે કેમ પણ એ બધાં મારા પૂરતાં તો મરી નથી ગયાં. મર્યા હોય તો પણ મારાં સ્વજનો જેવાં બની ગયાં છે. સ્વજનો સાંભર્યાં જ કરે છે." આ યુગમાં ય જોધાની સ્વપ્નમૂર્તિ રચવામાં મને લવલેશ શરમ નથી... [3] આયર્લૅન્ડનો સ્વપ્નવિહારી કવિ એ. ઈ. આ બાબતમાં મેઘાણીને સમાનધર્મી લાગે છે: "સત્ય એ આજની કે આવતી કાલની પલટાતી વસ્તુ નથી. સૌન્દર્ય, વીરતા અને આત્મધર્મ–એ કંઈ રોજ સવારે પલટાતી ફેશનો નથી. એમાંથી તો એક અપરિવર્તનશીલ પ્રાણ ઝગારા કરે છે." મેઘાણી એક પત્રમાં પોતાની પણ આ જ દૃષ્ટિ છે એવો એકરાર કરે છે "હું તો જૂના વિચાર નવા વિચાર વચ્ચેનો વિવેક જ સમજી શકતો નથી. એક જંગી ગોટાળો જૂના નવાને નામે ચાલી રહ્યો છે!" [4]

એ. ઈ. લખે છે: "આ સ્વપ્નો, આ પુરાતનો, આ પરંપરાઓ, એકદા વાસ્તવિક હતાં, સજીવન હતાં, ઐતિહાસિક હતાં. આજે એ ઇન્દ્રિયગમ્ય

૧. ધરતીનું ધાવણ : પૃ. ૨૪
૨. સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં : પૃ. ૧૨
૩. એજન : પૃ. ૧૧.
૪. સ્નેહાધીન મેઘાણી : પૃ. ૬૩

જગતમાથી નીકળી સ્મૃતિ અને મનોભાવની સૃષ્ટિમા સઘરાયા છે કાળ એમની શકિતને ભૂ ચવી શકયો નથી કાળે એમને આપણી મમતાના પ્રદેશમાથી છેટા નથી કાઢી મૂકયા, પણુ એથી ઊલટુ, તેમને ધરતી પરથી ખેસવી અમરલોકમા ચડાવી વિશુદ્ધ બનાવ્યા છે આજે એ ચક્ષુઓને જોવાની અને કાનને સાભળવાની વસ્તુઓ મટી જઈ હૃદયને ચિંતન કરવાની વસ્તુઓ બનેલ છે આજે એ તેટના પ્રમાણમા આપણી નિકટમા આવ્યા છે, આપણા પરિચિતો બન્યા છે" ૧

મેઘાણીની પણ આ આયરીશ કવિ જેવી જ ઝખનાભરી દૃષ્ટિ છે. આ બહારવટિયાઓની પાણીદાર જીવનઘટનાઓમા કોઈ મહાકાવ્યના, વીરકાવ્યના, કરુણિકાના પ્રસગો જેવુ ઉદાત્ત ઊચેરુ જીવનતત્ત્વ તેમણે જોયુ છે એ જીવનને ફરીથી તો શુ જીવી શકાય? પણ એ ઉમદા આદર્શો, એ ખાનદાની, એ પ્રાણવાન ભાવો એ પ્રબળ સકલ્પો, એ સામાન્યને અકળાવે તેવી ખામોશ, ધૈર્ય, ઉદારતા, અને ક્ષમા, એ માઝા મૂકીને ઊછળી રહે ત્યારે તેના પ્રચડ પરાક્રમો ક્રૂરતા, રૌદ્રતાડવ એ પ્રસગોની મૃત્યુ અને કરુણિકા તરફ ધસતી વેગીની ગતિ આ બધુ જીવનમા કાવ્યરૂપે માણવા જેવુ, ભાવના રૂપે આરાધવા જેવુ, આદર્શ રૂપે નજર સામે રાખવા જેવુ તો છે ભૂતકાળના એ પ્રસગોને કહેવાથી, સાભળવાથી એક પ્રકારની સસ્કૃતિ રક્ષા અને સસ્કૃતિ પૂજા પણ થાય છે પિતૃઓની સાચી ભકિત થાય છે

કનરે રિસામણે ગયેલા મહિયાઓ માન રહે સાઈ ગયા તેના પાળિયાને જુવારવા આવેલા તેના કુટુબીજનની એ ખાભીને સિંદૂર ચડાવતા ચળકતી મોટી આખો ભીની બને છે એના હૃદયનો તાર એ ગત વીર મર્દો સાથે સધાઈ જાય છે એ રીતે મેઘાણીએ આ વાતો રજૂ કરી છે મહિયાઓનો વશજ જે રીતે પાળિયા પૂજે છે તે આખ ભીની કરે છે તેમ મેઘાણી પણ જાણે કે આ વીર નરોની વાઙ્મયી ખાભીને મમતા અને ભાવના સિંદૂરે ચર્ચે છે પોતાની ચળકતી આખમાથી આસુ પાડે છે અને એ આસુ વાચકની આખમાથી પણ પડાવી શકે છે 'આવા આવા ઘેલુડા એ જુગના માનવી હતા ભાઈ! મોતને ભારી મીઠુ કરી જાણના અમે તો ભાઈ અભણ માણસ, અમારા ઘરની વાતો અમે કના જઈ આલેખીએ? કયા જઈ વાચીએ? એટલે કાળજાની કોર ઉપર કોતરીને રાખીએ છીએ, છોકરાઓને અને બાયુને શીખવીએ છીએ ને તમ જેવા કોઈ ખાનદાન આવે તો એને

૧ સૌરાષ્ટ્રના ખડેરામા

અતર ખોલીને સભળાવીએ છીએ. બાકી તો આજ આ વાતોને માનવા યે કોણ બેઠું છે? અને સહુને કાંઈ પેટ થોડું દેવાય છે? આજે તો ચોય ફરતો દા' બળે છે."

"રાજાની આસપાસ વિક્રમ અને વૈભવનું, ઋષિની આસપાસ તપોવનની વિશુદ્ધ શાંતિનું, વિદ્વાનની આસપાસ રસિક વિદ્વત્તાનું, એમ છૂટા છૂટા વાતાવરણો ગથાય છે. પણ બહારવટિયાની આસપાસ તો ભિક્ષુકતાની સાથે રાજત્વ, ઘાતકીપણા સાથે કરુણા, લૂંટારુપણાની સાથે ઔદાર્ય, સકટોની સાથે સાથે ખુશાલી, અને છળકપટની સાથે નિર્ભય ખાનદાની એવા દ્વન્દ્વો લાગી પડેલા છે. ઘણી વાર તો પ્રજા કોઈ જગદ્વિજેતાનાં મહાન પરાક્રમો કરતાં બહારવટિયાના નાના નાના વીરત્વમા વધુ રસ લે છે એની મોજીલી પ્રકૃતિના પ્રસગો પર હાસ્ય વરસાવે છે. એના ઘાતકી કૃત્યો સાભળીને પોતાના કોઈ માનીતા આત્મજને ભૂલો કરી હોય એવે ભાવે શોચ અને ઉત્તાપ અનુભવે છે. એની તપશ્ચર્યા ઉપર વારી જાય છે, એની વિપદની વાત આવતા દયા ખાય છે, એના દોષોને વિસરી જઈ એના પરમાણુ જેવડા ગુણોને પણ પર્વત જેવડા કરી માને છે "[1]

આવી પ્રજાની મનોવૃત્તિને હલાવવાની અને આવું વિરોધી બધાનુ મતિ મૂઝાય તેનુ સસ્કારિતાનુ, માણસાઈનુ—અસાધારણ દેવાંગી માણસાઈનું વાતાવરણ મેઘાણી બાધી શકયા છે. એ એમનુ સપાદન નથી; સંશોધન નથી; પણ કાવ્યમય સર્જન છે. એ એમનુ ચારણકૃત્ય છે

આ બહારવટિયાઓની, કાઠિયા વર્ણના લોકોની કથાઓમા સાદાઈ, સરળતા, સામાન્યતા અને લોકભોગ્યતા વચ્ચે રહેલી ઉદાત્તતા, ઊર્મિલતા સત્તાગુણનો ઉદ્રેક, માણસાઈનો હૈયુ ઢનગનાવે તેવો પ્રવાહ વગેરે મેઘાણીએ પોતાના હૈયાનો હુલાવ આપી પ્રગટ કર્યું કાઠિયાવાડની એ વાર્તાઓ તો કિસ્સાઓ રૂપે કહેવાતી હતી, ચારણો એ વાતો માડીને કહેતા કાઠિયાવાડની જૂની વાર્તાઓ રૂપે ક્યાક તે ગ્રથસ્થ પણ થઈ હતી, અને ક્યાક ઇતિહાસાદિમા પણ નોંધાઈ હતી છતા રસાત્મક કથાનક રૂપે, ઉદાત્ત અને માણસાઈનો ઉત્કર્ષ દાખવનાર પાત્ર રૂપે, જીવનની આરાધવા જેવી ભાવના રૂપે, સાહિત્યિક સ્વરૂપે એનો મેઘાણીએ કર્યો છે તેવો ઉત્કર્ષ બીજે ક્યાય નથી થયો. ડાન્ટેએ જેમ વીણી વીણીને, શબ્દો જાણે કે ચાખી ચાખીને એક શિષ્ટમાન્ય એવી સાહિત્ય

૧ સોરઠી બહારવટિયા–ભાગ ૩. પ્રવેશક પૃ ૧

માટે યોજી, તેમ મેઘાણીએ વાતાવરણ જમાવનારી અર્થગર્ભ શબ્દોથી ઉષ્માવંત લોકભાષામાંથી ચૂંટણી કરી શિષ્ટમાન્ય લોકબોલીમાં આ કથાઓ કહી; એ કથાનકના પ્રસંગોમાં, એ પ્રસંગોની રજૂઆતમાં એવી કલાકારની તિરસ્કાર પુરસ્કારની કલાસૂઝ દાખવી.

બહારવટિયા આદિના હિંસાત્મક કૃત્યો કરતાં એની ખાનદાની, દાનાઈ, એના જતિ જેવી વ્રતનિષ્ઠા દેખાય છે તેવા પ્રસંગોના આલેખનમાં હિંદુ-મુસલીમનની બિરાદરીના પ્રસંગોમાં, જેને મેઘાણીએ દિલાવર સંસ્કાર કહ્યા છે તેવા જુદી જુદી જાતિઓના લોહીમિશ્રણ દાખવતા પ્રેમલગ્નોના પ્રસંગોમાં, નારીના જાજરમાન વ્યક્તિત્વના તેજસ્વી અને આકરાં પગલાંઓમાં...ગરીબ-તવગર, ઉચ્ચવર્ણ–નીચવર્ણ વચ્ચેના ભેદ લોપતી જીવનચર્યા અને ભાવનાઓનાં ચિત્રોમાં મેઘાણીનો પોતાની મનોવૃત્તિનો ઝુકાવ હોવાથી વિશેષ હુલાવ આપીને આલેખન કર્યું છે.

## કહેવાતી કથા :

આ કથાઓની વાક્યરચનાઓ, વાર્તાલાપના લહેકાઓ, ગામડી છતાં ભાવસભર અર્થગર્ભ બોલકા શબ્દો, સચોટતાથી ચિત્ર ખડું કરે તેવી ઉપમાઓ, વાક્યરચનામાં નાદનો આરોહ અવરોહાત્મક મંદ દ્રુત, પોરો અને પ્રયાણ (Pause & Movement) વગેરે બરોબર પ્રગટ થાય તે જાતની યોજના...આ બધામાં મેઘાણીએ એક ચારણોની વાર્તાકથનની–પદ્ધતિને સંસ્કારીને શિષ્ટ બનાવેલું પ્રસન્ન, મધુર, ચિત્રાત્મક અને ડોલનમય ગંભીર ગદ્ય ઘડ્યું છે. એમાં ગીત જેવી જ સુસ્વનતા છે, નાદમાંથી જ અર્થ પ્રગટ કરવાનો કસબ છે, ચિત્તને નાદ દેહથી જ પ્રગટ કરવાની તાકાત છે, પાત્રના વ્યક્તિત્વને રૂપ આપી પ્રત્યક્ષ કરવાનું સામર્થ્ય છે લખાયેલી, છપાયેલી વાક્યરચનામાંથી એ ગદ્યની સુસ્વનતા, સંગીત જાણે કે આપમેળાએ બોલવા લાગે છે અને હૃદયમાં એ બોલના ગદ્યની હૃદય વિંધતી ચોટ બરોબર લાગી જાય છે...

## બારોટની વાર્તાઓ :—

લોકસાહિત્યના આ ભાવમય પ્રદેશમાંથી નીકળી મેઘાણી નવરાશની પળે તરંગવૃત્તિને નોંધ આપવા માટે ચતુરાઈની અને સમસ્યા પ્રધાન જે વાર્તાઓ બારોટ, કહે છે. મનસાગરા પ્રધાનને પરદુઃખભંજન વિક્રમ વગેરેની, અને જેનો વિષે પશ્ચિમના લોકસાહિત્યના સંશોધકોએ લોકવિદ્યાનું મોટું શાસ્ત્ર રચ્યું

છે, વાર્તાના બીજની ચર્ચા કરી છે તે રંગ છે બારોટ; અને દાદાજીની, ડોશીમાની વાર્તાઓમાં સંગ્રહિત કરી છે. લોકવિદ્યાના ક્ષેત્રનું ઉદ્ઘાટન કરનારી વ્રતકથાઓને કંકાવટીમાં સંગ્રહી છે...

મેઘાણીને લોકવિદ્યાના શાસ્ત્રમાં રસ નહોતો. અલબત્ત તેમણે અધ્યયન કર્યું; ચર્ચા કરી અને આ ક્ષેત્રમાં આવા ત્રણેક સંગ્રહો આપ્યા—પણ એમનું મુખ્ય ધ્યાન તો ગત સૌરાષ્ટ્રની સંસ્કાર સમૃદ્ધિ ને, જીવનની કલાને લોકસાહિત્યે સાચવી છે તેને રસાત્મકરૂપે કહી કહીને, ઢોલ પીટી પીટીને; ફરીથી ભાવનારૂપે પ્રજાના હૃદયમાં સંક્રાંત કરવી; આ કાર્ય મેઘાણી ચારણ બનીને સિદ્ધ કરી શક્યા.

## વાત કહેનારાનાં વ્યક્તિત્વ :—

લોકસાહિત્ય એ છે તો સંઘે રચેલું અપૌરુષેય સાહિત્ય છતાં, વાર્તા માંડનાર ચારણ, ગીત દુહા લલકારનાર આયર મેઘલ કંઠે હલકથી ગીત ગાનાર સ્ત્રીઓના વ્યક્તિત્વથી ભિન્ન મેઘાણી જાણે કે લોકસાહિત્યને જોઈ શકતા નથી. પરકમ્માના આખા પુસ્તકમાં એ જુદા જુદા લોકવાર્તા ને લોકગીત આપનારા ચારણોને અને બીજાઓને મેઘાણીએ ઉમળકાભેર સંભાર્યા છે. હસમુખા ચહેરાવાળા અગમનિગમની અડબંગ વાતું કરનાર જીજી બારોટ, રાજપરાની ખળાવાડનો હવાલદાર, અંત્યજ નથુ તુરી, ગુલાબના ગોટા જેવો ગુલામ મહમદ જમાદાર, રાણા આલા મલેક, ખોજા વાલજીભાઈ ઠક્કર, ગઢવી પાલરવ, દાદાભાઈ ગઢવી, ગઢવી ગગુભાઈ નીલા...વગેરે અનેકને મેઘાણી સંભારે છે. લોકસાહિત્ય એ "લોકસાહિત્ય" બને છે કારણ કે એ આવાને મુખે કહેવાયું છે એવી છાપ આપણા મન પર પડે છે. વહ્યા જતા જમાનાના એ જીવંત પ્રતિનિધિ જાણે કે બની રહે છે. અને મેઘાણીની સંવેદનશીલ તીવ્ર દૃષ્ટિ એ સહુના વ્યક્તિત્વને જીવંત બનાવે છે, એના કંઠની ઉષ્મા લઈ લઈને લોકસાહિત્ય પ્રગટ્યું હોય જાણે કે તેવી છાપ ઊભી કરે છે.

સંશોધક તરીકે મેઘાણીની આ વિશેષતા છે. કેવા વાતાવરણમાં કોની પાસેથી પોતાને ગીત સાંપડયું તેનું અખંડ ચિત્ર જાણે કે મેઘાણીએ પોતાના અંતરમાં કંડારી રાખ્યું "હડાળાના રૂપાળા દરબારગઢના એકઢાળિયામાં કયે ઠેકાણે સરા બારોટ બેઠા હતા, ગળામાં કેવા રંગના પારાની માળા હતી (કાળા), અવાજ કેવો હતો તે બધું અઢાર વર્ષો ગયાં છતાં યાદ છે"[1]

૧. પરકમ્મા : પૃ ૧૪૧

"ધર રહસી રહસી ધરમ..."[1] એ શબ્દો જ્યારે ગગુભાઈ નીલાના કંઠેથી પ્રથમ વાર ઊઠયા ત્યાર વેળાનું તેમનું મોં અત્યારે પણ નજરે તરવરે છે. એ મોં પર આ દુહો બોલતાં બોલતાં ખાનખાનાનનું આત્મસંવેદન ઝલક મારતું હતું. મોં પર પસીનાનાં ટીપાં બાઝતાં સુંદર ગુલાબી ઝીણી કિનારીવાળા દુપટ્ટાનો છેડો લઈને પોતે મોં લૂછતા, હાથના પંજાનો ઝટકો મારીને કહેતાં : 'ખપ જાસી ખુરસાણ' 'ધર રહસી'—બોલતે ધરણીના પરમસ્થૈર્યનું મહા-સ્વરૂપ હાથની સ્થંભમુદ્રાએ ખડું કરતા અને આકાશ સામે આંગળી ચિંધાડીને માનવના તૂટતા મહાસામર્થ્યને ટકવી લેતા હોય તેમ બોલતા : 'અમર ! વિશંભર ઊપરે રામ નહચ્ચો રાણ !' આશા અને આસ્થાના શા એ બોલ હતા ! થોડાક જ બોલ, પણ ચારણના બોલ : વલોવાઈ જતા એક મુસ્લિમના હૈયા બોલ : 'ધર રહસી રહસી ધરમ.'

એજ રીત "પાસાબંધી કેડિયાની ચૂડીદાર બાંયોમાં ચપોચપ પાતળિયા હાથે અભિનય કરતે કરતે ઈશ્વરને સાક્ષાત લાડ લડાવતા હોય તેવી ચેષ્ટા કરતે કરતે, અને પોતે જે બોલી રહેલ છે તે તો શંકારહિત ત્રિકાલાબાધિત પાકું પ્રમાણી જોયેલું સત્ત્વ હોય એવી ખાતરીના તોરમાં" હાથમાંથી લોઢાની સડીને આજુબાજુ ઘુમાવતાં—શામળાના દુહા ગાનાર ગઢવી પાલરવ; સોરઠના સાગર કિનારે ભીંત પર ટીપણીનો અભિનય કરી કરુણ વેધક હૈયાવલોવણ ગીતો ગાતી ખારવણો, માસીજી સાંકળીબાઈના યૌવનકાળનું સંઘરેલું ગીત :

> **"કાગળિયા આવ્યા રાજને રે લોલ;**
> **મંદ મંદ મલકતાં જાય, ઘરમાં ઘૂમતાં**
> **જાય ને ગીતો સંભળાવતાં જાય તે મોંઘીબા"...**

આમ લોકસાહિત્યને એને જાળવનારાના વ્યક્તિત્વ સમેત—એ જાણે કે એની સાથે અવિભાજ્ય રૂપે એક હોય તે રીતે મેઘાણીએ પોતાના હૃદયમાં અને કંઠમાં સંઘર્યું.

લોકસાહિત્યના સંશોધનકારને કેવી કેવી મુસ્કેલીઓમાંથી પસાર થવું પડે છે, આ સઘળા ભાતભાતના ફાટેલ પિયાલાના તોરી અને મનસ્વી કલાકારો પાસે કઈ રીતે આ સમૃદ્ધિ મેળવવી પડે છે, એનો ખ્યાલ સંશોધનશાસ્ત્રના પારંગતોને આવવો મુશ્કેલ છે.

---

૧. પરકમ્મા : પૃ. ૧૩૧

"રાજદરબારી કચેરીઓ ગજવતું ગલોફાંફાડ ચારણી સાહિત્ય...... આવડે ન આવડે, સમજ પડે કે ન પડે છતાં ટપકાવી લો." પાઠશુદ્ધિની પરવા કર્યા વગર સાંભળે જ જવું પડે. ટપકાવે જ જવું પડે. અક્કલને બે ઘડી દાબડીમાં પૂરી દેવી પડે. બુદ્ધિની બત્તી જરીક વધુ તેજ કરો એટલે હાંઉં! વરણાગે ઊભો રહે!..."[1]

"પૂછશો કદાચ કે આવું આવું તને શા ખપમાં આવ્યું?"[2] કશા જ નહિ. છતાં હું ટપકાવતો ગયો. લોકવિદ્યાના જાણકારને સંશોધકે કદી બોલતો રોકવો નહિ; એને બોલ્યે જ જવા દેવો—એનું બોલ્યું ઊંચકયે જવું એ બધું એનું સેટિંગ છે એને જે કંઈ કંઠસ્થ છે તે સમગ્રપણે એક અને અવિભાજ્ય વસ્તુ છે. એનું કથન તે તો આનંદનો ઝરો છે. ઝરાને ઝરવા જ દેજો. એના એકનો જ નહિ, તમારો-સંશોધકનો પણ એ શ્રેયનો પ્રશ્ન છે. એના સમગ્ર કથનમાં ઝબકોળાયા વગર સંશોધકના મગજનું વાતાવરણ બંધાશે નહિ. જે મનઃસૃષ્ટિમાં–કલ્પના સૃષ્ટિમાં એ વાર્તાકાર તમારી નાવને હંકારી જાય ત્યાં તમે એને ડોંચ્યા કે ડોંકયા વગર જવા દેજો. તમારી જાતને એના વાણી તરંગો પર વહેતી મૂકશો...જેઠા રાવળનું વાણી વહેન સાદ્યંત અણુરુંધ્યું રાખ્યું તેને પ્રતાપે જ એને હું સમગ્રતાએ પામી શકયો આજે આટલે વર્ષે પણ અમુક કથયિતાઓ સાથે મારો કલ્પના સંપર્ક જીવંત છે. એ મૂએલા છતાં એમના જગતમાં હું શ્વાસ લઈ રહ્યો હોઉં તેટલો ઓતપ્રોત છું. તેનું કારણ એ કે મેં તેમને સમગ્રપણે સ્વીકાર્યા હતા."

**મમતાનો માર :—**

પોતાની ટેવો અને ખામિયતો ભૂલી, સુંવાળપ ત્યજી, વ્યક્તિત્વનું અણિયાળાપણું ત્યજી લોકો સાથે એકરસ થવાથી-તેમની રહેણીકરણીએ રહેવાથી લોકો પોતાની "દૈયાની વાતડી"–આ ગુપ્ત ધન આપણી આગળ ખુલ્લું કરે છે. એને પોરસ ચડાવવો પડે છે સંભારી આપવા માટે–એને દૈયે અને હોઠે વાત આવે તે માટે વાતાવરણ બાંધવું પડે છે...આ દુઃખની સાથે સંશોધકનો આ યતિધર્મ મેઘાણી જેવા કુટુંબવત્સલ પ્રેમીને એ ઊગતી જુવાનીના કાળમાં કેવો આકરો લાગ્યો હશે...તેની તો માત્ર આપણે કલ્પના જ કરતી રહી... આવાં સૂચનો પરથી...

---

૧. પરકમ્મા : પૃ. ૭૯
૨. એજન : પૃ. ૩૬

"ગાડી આવી ઘેરથી પાછળ...દોડતી આવી: "આ હ્યો ઘડિયાળ ભૂલીને આવ્યા છો! પૂછ્યું, 'અરે! આ ભયાનક અંધકારમાં તું છેક ઘેરથી આવી શી રીતે? કહે: 'ચાલતી દોડતી'...રાણપુરનો ઘરથી સ્ટેશન સુધીનો મારગ તે વેળાએ તો આજે છે તેથીય ભેંકાર હતો. ફાળ ખાતો ગાડીએ ચડયો હતો તાજી પરણેતર મુંબઈ શહેરની સુકુમારી, એક બાળક: બન્નેને રડવડતાં મૂકીને નિ:રસ ધૂડિયા વાતાવરણમાં ધકેલી દઈને દર અઠવાડિયે ચાલી નીકળતો."

લોકસાહિત્યના પ્રાણને પામવા, પામીને પ્રચાર કરવા સહસંવેદનશીલ આખા હૃદયના મેઘાણીએ શું શું ત્યજ્યું હશે? કેવું કેવું વેઠયું હશે? અંગત જીવનનાં અરમાનોને કઈ રીતે કચડયાં હશે? જ્યાં લોકવિદ્યાનું શાસ્ત્ર તો ઠીક પણ સાચું શુદ્ધ પ્રેમપૂર્વકનું સંપાદન પણ નહોતું થયું ત્યાં ભિજખિયાત વર્ણના, ભણેલા આ વાણિયા યુવાનને કેટકેટલું આથડવું પડ્યું હશે? આ બધા લોકસાહિત્યને રજૂ કરનારની વાક્યલઢણો, કથાનકો, કિસ્સાઓ, એમની મુખમુદ્રા અને લાક્ષણિકતાઓ, એમણે ગાયેલાં ગીતો ને ગીતોના ઢાળો...આ બધું કેવળ ટાંચણપોથીમાં થોડું સમાઈ શકે તેમ હતું?–તો એને કયા પ્રેમના–ભક્તિના ઉમળકાથી મેઘાણી હૈયામા સંઘરી શક્યા હશે?

ગુજરાતી સાહિત્યમાં મેઘાણીનું આ લોકસાહિત્ય સંશોધન, સંપાદન, વિવરણ, પીરસણ,...અસાધારણ, અપૂર્વ અને અદ્વિતીય છે. સંશોધકો, સંપાદકો, માર્મિક વિવેચકો...થશે પણ એ વિવેચન, સંશોધન, સંપાદનને સર્જક કલાકારની પ્રતિભાના સ્પર્શથી રસી દેનાર, મમત્વના મારથી ઘાયલ લોકસાહિત્ય ભક્ત તો હવે બીજો મેઘાણી થાય ત્યારે ખરો.

"બાણ તો લાગ્યાં જેને, અંગડાં વીંધાણા એનાં
નેણાંમાં ઘુરે રે નિશાણ...
જેને લાગ્યાં રે શબદુંનાં બાણ."



સામાહિકમાં પ્રકટ થતાં જ એના બહોળા વાચક સમૂહમાં એક ઝલક પાથરી... ને તે પછી દરબારથીએ હડાળાની દર ખેપે વધુ ભાતું બંધાવવા માંડયું. પછી તો ચારણો, વાર્તાકારો પણ રાણપુરને ગોતતા આવ્યા."[૧]

કલકત્તામાં સંભળાયેલા ગોવાળના અગમ્ય સાદને મેઘાણી સાહિત્ય જીવનનો સાદ એ વખતે લેખતા હતા. પોતે જે પ્રકારનું સાહિત્યજીવન—લોકસાહિત્યમાં રંગાવાનું–ઇચ્છતા હતા તેને માટે "સૌરાષ્ટ્ર"ના પત્રે તેમને અનુકૂળતા કરી આપી. એ પત્રકારત્વ દ્વારા પોતે જેને 'સાહિત્યરંગી તોર' કહે છે તે લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિનાં મૂલ્યોનો પ્રચાર કરવાનું તેમને સુગમ થઈ પડયું. એમ છતાં આ નિગૂઢ સાદના દોરવાયા તે પત્રકારી જીવનમાં પડે છે,—ગોવાળનો સાદ ત્યાંથી આવતો હશે તેમ માનીને એટલે અસ્મિતાપૂર્વક, સભાનતાથી, પોતાનું નિશ્ચિત અને ઘડાયેલું ધ્યેય લઈને તેઓ પત્રકારી જીવનની દીક્ષા નથી લેતા. પત્રકારી જીવનમાં પણ નિગૂઢ ભાવિ જ તેમને દોરી રહે છે. ત્યાં પણ એ સમિત્પાણિ બનીને, શીખવા માટે દીક્ષિત બનીને જ જાય છે. અને લોકસાહિત્યની વાર્તાઓ લખતાં એને જે આવકાર મળે છે, સમાનધર્મીઓનો બહોળો સમુદાય એમને જે પ્રોત્સાહન આપે છે, બધી બાબતની અનુકૂળતા કરી આપતા જાત જાતના અજાણ્યા માનવીઓ એમને લોકસાહિત્યના સંપાદન, અધ્યયન અને વિવેચન માટે અઢળક સામગ્રી સામે ચાલીને આપવા આવે છે, તેથી મેઘાણીને દિશાશૂન્ય જીવનને દિશા સાંપડયાની કૃતકૃત્યતાની લાગણી થાય છે.

"ચોરાનો પોકાર"[૨] નવ માસ પહેલાં નીકળેલા 'સૌરાષ્ટ્ર' પર મોકલવાનું કઈ ઘડીએ સૂઝયું...એ ઘડીએ મેઘાણીનો જીવનક્રમ આંકી દીધો. તંત્રી અમૃતલાલ શેઠનો પત્ર આવ્યો. મેઘાણીને મળવા તેડયા. મળ્યા, ને માસિક ૭૫ રૂપિયાના પગારે સૌરાષ્ટ્રના તંત્રીમંડળમાં દાખલ થયા."

'સૌરાષ્ટ્ર'ના શેઠ અમૃતલાલ આ પ્રસંગને આ રીતે સંભારીને કહે છે: "મારી અને એમની પહેલી ઓળખાણ એક લેખદ્વારા થઈ હતી. 'સૌરાષ્ટ્ર' માટે એમણે એક લેખ લખી મોકલ્યો હતો. 'ચોરાનો પોકાર' એ એ લેખનું શિર્ષક. મેં એ લેખ વાંચ્યો અને હું સ્તબ્ધ થઈ ગયો! ચોરો એ જાણે કોઈ જીવતું જાગતું માનવી હોય અને ધ્રુસ્કે ધ્રુસ્કે રોતું પોકાર

૧. લોકસાહિત્યનું સમાલોચન : પૃ. ૧૩૭
૨. મેઘાણી સ્મૃતિ ગ્રંથ : ઉમારા'૪૨ : પૃ. ૧૨

કરતું હોય એવું ચિત્ર એ લેખે જાણે ખડું કર્યું હતું ! એવું જીવંત લખાણ મેં કદી જોયેલું કે વાંચેલું નહિ. મેં એમને તરત જ તાર કર્યો અને મળવા બોલાવ્યા." "મને જ્યારે એ પહેલા મળ્યા ત્યારે તેમણે મને કહેલું કે વડાળાના દરબાર શ્રી વાજસુરવાળા એમને પોતાની પાસે રાખવા માગે છે, અને બીજી બાજુ ભાવનગરની સનાતન હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની જગ્યા તેમને આપવાની માગણી થઈ છે. અને પોતાને શિક્ષકનો ધંધો વધારે પસંદ પડશે એમ પણ તેમણે જણાવ્યું...પણ હું તો તેમના લેખ ઉપર મુગ્ધ થઇ ગયો હતો. એટલે વર્તમાનપત્રરૂપી વિશાળ શાળામાં શિક્ષક બનવાનો મેં તેમને સફળ આગ્રહ કર્યો." [1]

'ચોરાના પોકાર'માં મેઘાણી વેદનાસભર અવાજે પોતે જે સાદ સાંભળ્યો હતો કલકત્તામાં, તેનો જ પ્રતિધ્વનિ પાડે છે: "જન્મભૂમિ આજે નાની નાની નદીઓને કિનારે ઊભી ઊભી ગારાનાં ઝૂંપડાંનાં પેલાં જૂથની અંદરથી ડોકિયા કરતી કરતી પોતાના નાસેલાં સંતાનોને બોલાવે છે—એ સાદ કોઈ સાંભળે છે કે ?"[2] "ચોરો એટલે મેઘાણીને મન જૂના સોરઠીકાળનું સમગ્ર લોકજીવન. ચોરાની[3] આસપાસનું "જમાનાઓનું જૂનું લોકજીવન," ગામનો પુરાણો ઝળુંબી રહેલો ઇતિહાસ, 'કાણી સુધી બાયો ચડાવીને' શૌર્યનાં યશોગાન ગાતો ચારણ, કસૂંબો લેતા ને પોતાનાં વીતકોની ધીરી ધીરી વાતો કરતા શૂરવીરો, ભજનની ધૂન મચાવતા ભજનિકો, પરાણુ ભાંગતાં ધીરાં ધીરાં પદો લલકારતા કણબીઓ; પંચાયતનો ઠાકરની સાખે તોળાતો નિર્મળ ન્યાય... એમ સમગ્ર અખંડ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો પોકાર આ લેખ દ્વારા મેઘાણીએ સમકાલીનોને સંભળાવ્યો. "ચોરાનું જીવન તો ચાલ્યુ ગયું છે. લોકોનું હૈયું ધબકતું બંધ પડવા લાગ્યું છે. મોસમે મોસમના તહેવારો અગાઉ આવતા તેમ જ હજુ આવે છે, અને લોકોને હાથે લગારે આદર પામ્યા વિના હતાશ થઈને ચાલ્યા જાય છે. ડાયરો હવે ઊઠી ગયો છે. ચારણનો સાદ સંભળાતો નથી. હુતાશની તો વરસોવરસ પ્રગટે છે પણ દુહાઓનો અવાજ દુર્બળ બનતો જાય છે. પૂનમની રાત તો માસે માસે પોતાનું સૌન્દર્ય લઈને આવે છે પણ પેલા ભજનિકો ક્યાં ?" "લોકોને જૂના જીવનની કકડીને ભૂખ લાગવી જોઈએ"...

---

૧. ઊર્મિ સ્મૃતિ અંક ૧૯૪૭: પૃ. ૩૪
૨. મેઘાણી સ્મૃતિગ્રંથ : પૃ. ૩૨૭
૩. એજન: પૃ. ૩૨૫

## પ્રકરણ ૪ થું

# વેરાનમાં મીઠા બોલ

**આતમની એરણ પર જે દી અનુભવ પછડાયજી,**
**તે દી શબદ તણખા ઝરે રગ રગ કડાકા થાય.**

**જી જી શબદના વેપાર જી.**

શબ્દની એરણ પર પછડાતા અનુભવમાંથી જેના શબ્દ તણખાઓ કાવ્ય રૂપે, નવલિકા–નવલ રૂપે, નિબંધ–નિબંધિકા રૂપે, લોકસાહિત્ય–સંશોધન–વિવેચન–પીરસણ રૂપે, સાહિત્યપ્રશ્નોની ચર્ચા, વિવેચના અને અવલોકન રૂપે, અને પ્રાસંગિક બનાવોની માર્મિક રજૂઆત રૂપે નોંધ અને ચિંતનકણિકાઓ રૂપે રજૂ થાય છે તે મેઘાણી મુખ્યત્વે પત્રકાર છે. કલકત્તાથી સૌરાષ્ટ્રમાં, પોતાના "ગોવાળનો" સાદ સાંભળીને આવ્યા, દિશાશૂન્ય હતા, તે વખતે 'ચોરાનો પોકાર' લખ્યો અને 'સૌરાષ્ટ્ર' પત્રમાં તેમને સ્થાન મળ્યું...ત્યારથી તે લગભગ જીવનના અંત સુધી પત્રકારિત્વ તેમના સાહિત્ય આવિષ્કરણનું અને અભિવ્યક્તિનું મુખ્ય સાધન રહ્યું છે. એમને સંભળાયેલો 'દુર્નિવાર' સાદ અનાહત નાદ સમો એ શેનો સાદ હતો તે સ્પષ્ટ ન સમજાવી શકાય તેમ હોવા છતાં એ સાદને પ્રગટ થવાનું–પ્રગટ કરવાનું ક્ષેત્ર વર્તમાનપત્ર બની રહે છે. મેઘાણી પત્રકાર જીવનની વિરુદ્ધ અસંતોષના ઉદ્‌ગારો કાઢે છે, એને 'વેરાન' ગણે છે, ક્યારેક એ જીવનમાંથી છૂટીને સાહિત્યજીવનને આરાધવા દોટ માંડે છે, જ્યાં જહાજનું પંખી ઊડી ઊડીને જહાજના જ આશ્રયે આવે છે, તેમ મેઘાણી આટઆટલી સાહિત્ય ઉપાસના કર્યા છતાં છેવટ સુધી પત્રકાર જ રહે છે. "ગોવાળના સાદ"માં પત્રકારત્વનો પણ સૂર હતો—ને એ સૂરને ગોવાળના સાદ રૂપે જ તેમણે પહેલાં ઓળખ્યો હતો માટે—પત્રકારત્વના એ સૂરના આશ્રયે જ પોતાની સાહિત્યપ્રવૃત્તિને ચલાવે છે. જીવનની અને પત્રકારી જીવનની અનેક બસૂરી અને ખોખરી બોલતી વિસંવાદિતાઓ વચ્ચે આ પૂરા સંવેદનશીલ લાગણીપ્રધાન સાહિત્યકારે અડગ આસન જમાવ્યું. એ વિસંવાદિતામાંથી 'મીઠા બોલી' લાકડી વાણી વહાવવાનો પ્રયત્ન કર્યો. "વેરાનમાં" પણ જેમ પેલા વર્ડ્ઝવર્થના કાવ્યમાં છે તેમ મધુર નિનાદ કરતા પક્ષીની વાણી તેમણે રેલાવી. સાહિત્કાર અને પત્રકાર વચ્ચેની આપણે માની

લીધેલી અને કદાચ ચણેલી ભેદની ભીંત તેમણે તોડી નાખી. અને પત્રકારી જીવન પાછળ પણ કોઈ પરમ તત્ત્વનો સાદ હોય છે; કોઈક પ્રેરણા હોય છે અને એવી પ્રેરણાથી ખેડાતું પત્રકારિત્વ અભિનવી આભાથી ઓપી રહે છે, તે એમણે સારી રીતે દર્શાવ્યું.

No Nightingale did ever chant
So sweetly to reposing bands
Of travellers in some shady haunt
Among Arabian sands. ( Wordsworth )

## સાહિત્યરંગી તોર :

પત્રકારી જીવનનો જેને નાદ લાગે છે, તેનામાં કા તો સમાજ સુધારાનું, સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેની લડતનું...ટીકા કરી કરી વિપથગામીઓની કે સત્તાધારીની સાન ઠેકાણે લાવવાનું...આવું કોઈ ધ્યેય હોય છે એની ધગશ હોય છે. ઉત્સાહ હોય છે, ખુમારી અને કંઇક અંશે આપખુદાઈનો તોરી મિજાજ હોય છે...પત્રકારના વ્યવસાયમા આવી કોઈક ધ્યેય માટેની ધગશ સિવાય, કોઈ "ગોવાળ" બોલાવે છે માટે પત્રકારિત્વ સ્વીકાર્યું છે,–એવી રહસ્યમય સાદની વાત કોઈ કરતું નથી. "હું જુદા દેશની વાણી બોલું છું. તમે એ ન પણ સમજી શકો." આવી "જુદા દેશની વાણી" પત્રકારિત્વની દીક્ષા વિષે ક્યાંય કોઈએ યોજી હોય તેવું ખ્યાલમાં આવતુ નથી. મેઘાણીનો આ અસાધારણ દાવો છે.

૧૯૨૧ની એ પ્રેરણા પછી, મેઘાણી "જૂના સોરઠી કાળની"—પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની–પ્યાસમા ઘૂમતા રહ્યા. "બીજી રીતે કાઠીઆવાડમાં દિશાશૂન્ય બની ગયેલો હું આ વડીલ રાજવીના (દરબાર વાજસુરવાળાનાં) સીંચ્યા સોરઠી સાહિત્ય બિન્દુઓ વડે કાંઈક નિગૂઢ ભાવીને માટે જાણે ઊછરી રહ્યો હતો...એ ભાવિ અલ્પ સમયમાં જ રાણપુરમાં સૌરાષ્ટ્ર કાર્યાલયે ઉઘાડી દીધું. સમિત્પાણિ બનીને હું '૨૨ના સપ્ટેમ્બરમાં એ સ્થળે જઈને ઊભો રહ્યો. સમિધોમાં હતી ત્રણ બાબતો. એક કુરબાનીની કથાઓ (ટાગોર પ્રસાદી), બીજી ડોશીમાની વાતો (અર્ધ બંગાળી ને અર્ધ સોરઠી લોકસાહિત્યની પ્રસાદી), ને ત્રીજી આ દરબારશ્રી વાજસુરવાળાએ કહેલી અને મેં કાગળ ઉપર ઉતારેલી ચાંપરાજવાળાની ભેળા કતવાળની, આહિરની ઉદારતાની વગેરે લોકવારતાઓ, એ વારતાઓએ તે સમયના સૌરાષ્ટ્ર

આમ જૂના જીવનની ભૂખ લોકોને કકડીને લાગે તેવી પ્રવૃત્તિ કરવાની અનુકૂળતા પત્રકારી જીવનમાં મેઘાણીને લાગી. એ બહાને હજારો વાચકોના હૃદય સુધી પહોંચીને લોકસંસ્કૃતિની પુનઃ પ્રતિષ્ઠા કરી શકાશે. એકાદ કોઈ દરબાર વાજસુરવાળાના નાના ડાયરામાં થતી વાતોને, એકાદ ચારણના કંઠેથી સાંભળેલા કોઈ કિસ્સા કે દુહાઓને, બહારવટિયાઓના જીવનની કરુણ અને રોમાંચક વાતો અને ગાણાંઓને મોકળી રીતે વહેંચવાનો-પ્રસરવાનો માર્ગ મળી શકશે... એની મેઘાણીને ખાતરી થઈ અને પછી જ તેમણે આ પત્રકારી જીવનની દીક્ષા લીધી.

સમાચારોની સાથે સાથે 'સૌરાષ્ટ્ર' લોકોમાં નવજીવનનો સંચાર કરે તેવી રસાળ સામગ્રી પીરસતું હતું. અમૃતલાલ શેઠના "સ્વયંસ્ફુરિત પત્રકારત્વે ગુજરાતમાં નવી ભાત પાડી નાખી હતી."[૧] મેઘાણી જેવા ગોવાળના ડચકારાએ ચાલનારને આ 'સ્વયંસ્ફુરિત' પત્રકારત્વ જ વિશેષ ફાવે ! વ્યવસ્થિત તાલીમ નહીં પણ પ્રેરણાથી નવી કેડીએ પગલાં માંડતું 'સૌરાષ્ટ્ર' પોતાને વિનમ્ર રીતે 'આત્મસ્ફુરણાના જંતુ' તરીકે ઓળખાવનાર મેઘાણીને પોતાનું જ પત્ર લાગે ને ? તેમાં વળી સમાનધર્મી સહૃદયી પત્રકાર અમૃતલાલ શેઠે પૂર્ણ સમજાવટથી સમસંવેદન અનુભવી મેઘાણીને પત્રકારત્વમાં કેવળ દીક્ષા આપી, એટલું જ નહીં, મેઘાણીના વિશિષ્ટ નિજ માર્ગે ચાલવાની સઘળી અનુકૂળતા કરી આપી. "અમારું 'સૌરાષ્ટ્ર' શુક્રવારે સવારમાં પૂરું થતું અને શુક્રવારના સવારના જ અમેરચંદભાઈની સવારી ઊપડે: ભરવાડના ડુંગરો, ગિરના નેસડા, બાપુઓના ડાયરા, અને ચારણોના વાસોમાં એ આથડતા."[૨] શુક્ર, શનિ અને રવિ એ ત્રણ દિવસ આમ સોરઠી ગીત કથાઓને ગોતવા જવાના પ્રવાસ દિવસો આ 'સૌરાષ્ટ્ર'ના પત્રકારી વ્યવસાયમાં તેમને સાંપડ્યા.

'સૌરાષ્ટ્ર' પત્રે આવી અનુકૂળતા આપી એટલું જ નહીં પણ લોકભોગ્ય સચોટ અને મર્મવેધક ગ્રામ્ય ભાષાની તેમને તાલીમ પણ આપી. લોકબોલીની મીઠાશ અને માર્મિકતા સાથે શિષ્ટ ભદ્ર વર્ગની સુઘડ ભાષાના સમન્વયનો માર્ગ તેમને સાંપડ્યો. લોકબોલીની ભાષાની સૂક્ષ્મ અર્થછાયાઓને લખાતી ભાષામાં કઈ રીતે અવતારી શકાય તેના પ્રયોગોમાં પરોવાવાનો

૧. વેણીનાં ફૂલ : પૃ ૭
૨. ... : ... '૧' પૃ ૩૧

અવસર સાંપડયો. એટલું જ નહીં, પણ સમગ્ર 'સૌરાષ્ટ્ર' પત્રનો ઉઠાવ, એનો કસબ, એની 'નવી ભાત' પાડનારી લેખનરીતિ એ બધામાં એક પ્રકારનું વિશિષ્ટ સાહિત્ય ઘડતર મેઘાણી જુએ છે. "આવી નવીનતા કલમમાં કોણે પૂરી હતી? દેશી રાજ્યોની આપખૂદી જોડે બાખડનાર લડાયક જુસ્સાએ? મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતાએ —ના; અને તો લાગે છે કે, એ નવીનતા સાહિત્યસેવનમાંથી નીપજી હતી. આ સાહિત્ય પ્રેમે જ શેઠના પત્રકારત્વને ભાષા વૈભવ, ઊર્મિરંગો ને કલ્પનાયુક્ત કલાવિધાન ચડાવ્યું ..હરકોઈ ક્ષેત્રના અલ્પજીવી બનાવ ઉપર સાહિત્યનો જરી કસબ કરતા...આનું નામ પત્રકારત્વમો Literary tone-સાહિત્યરંગી તોર." ૧

તો આવી પત્રકારી પ્રવૃત્તિમાં મેઘાણીને પોતે જ્યાં વધારેમાં વધારે પેલા ગોવાળના સાદની નજીક રહે તેવું ક્ષેત્ર મળી આવ્યું...આ જાતની સાદ સાંભળીને થતી વ્યવસાયની પસંદગી બહુ વિરલ હોય છે: "કાર્લાઇલનું વચન છે: 'Blessed is he who has found his work' —જેને પોતાની સ્વધર્મ સૂઝી ગયો છે તે ખરેખરો સુખિયો છે" પત્રકારત્વને રોટલો રળવાના વ્યવસાય તરીકે નહીં પણ જીવનધર્મ તરીકે સ્વીકારનારા કેટલા? અને તેમાં યે કોઈક નિગૂઢ સાદ સાંભળીને એના દોરવાયા પત્રકારત્વની દીક્ષા લેનારા કેટલા? એ માસિક પંચોતેર રૂપિયાની આજીવિકા આપનાર વ્યવસાય માટે વધારે મોભાવાળી, સમૃદ્ધિ આપનારી, સુખાળવી જિંદગીનો પ્રસન્નતાપૂર્વક ત્યાગ કરનાર કેટલા? નર્મદની જેમ આંખમા ઝળઝળિયા લાવી કલમને ખોળે માથું મૂકનારા સાહિત્યકારો જ જ્યાં વિરલ હોય, ત્યાં અનેક નાનીમોટી વિટંબણાઓ–હાડમારીઓ વચ્ચે પુષ્કળ કાળી મજૂરી માગી લેતા પત્રકારી વ્યવસાયને ઇપ્સિત વરદાન મળ્યું હોય તેવા ઉમળકાથી સ્વીકારનારા તો ક્યાંથી સાંપડે? પત્રકાર તરીકે મેઘાણીની સિદ્ધિઓ ગમે તે હો, પણ પત્રકાર મેઘાણીએ અંતરના સાદને વશ થઈને આ "ખુવારીનો માર્ગ" જે ઉમળકાથી સ્વીકાર્યો અને અસાધારણ નિષ્ઠાથી એની એકાંગી આરાધના કર્યા કરી એ હકીકત જ મેઘાણીને અપૂર્વ, અસાધારણ પત્રકારોની પ્રથમ હરોળમાં સ્થાન માટે પૂરતા અધિકારી ઠરાવે છે

ઈ. ૧૯૬૫ માં શ્રી બચુભાઈ રાવતે સુરતના સાહિત્ય પરિષદના ૨૩ મા અધિવેશનના મંચ પરથી આવા પત્રકાર માટે ટહેલ નાખી હતી: "શહેર–દસગાની કોલેજોની આગમ અને આમદાની ભરેલી પ્રોફેસરી તરફ વળવાનું

૧. વેણનમાં : પૃ ૭૮

છોડીને, પત્રકારત્વના યજ્ઞકાર્યમાં વરણી થવા ઇચ્છનારા ભાવનાપૂત અને ધ્યેયનિષ્ઠ જુવાનો માટે મારી ટહેલ છે "આવી ટહેલ નાખતી વખતે એમના મનમાં કદાચ મેઘાણી જેવા ભાવનાપૂત અને ધ્યેયનિષ્ઠ અને આરામ અને આમદાની ભરેલી કારકિર્દી ત્યજનાર પત્રકાર રમતા હશે. મેઘાણી 'જેવા' શા માટે? મેઘાણી જ. એમણે આલેખેલા ચિત્ર દ્વારા ઊભા થાય છે!—"આજથી ત્રણ દાયકા પહેલાની સ્વાતંત્ર્યની લડત વખતે ખભે ખડિયો લઈને નીકળી પડતા, સ્વપ્નશીલ આંખો અને યજ્ઞેચ્છાની આભાથી ઓપતા ચહેરાવાળા થનગનતા જુવાનો આજે કેમ નજરે પડતા નથી! ...પત્રકારત્વનું ક્ષેત્ર પણ એવા યજ્ઞકાર્ય માટે ખુલ્લું પડયું છે. વાચન અને વિચારના ભાથા સાથે લોકશિક્ષણનું અવિશ્રાંત વૈતરું કરવા માટે તત્પર યુવાનોને તાલુકા-પત્રોનું ક્ષેત્ર સાદ દે છે; ચિંતન અને લેખનની સ્વસ્થ પ્રૌઢી ધરાવનારાઓ અને કેળવવા ઇચ્છનારાઓ માટે વિચારપત્રોનું સતું ક્ષેત્ર વાટ જુએ છે."

પત્રકાર તરીકે મેઘાણીમાં એવી યજ્ઞેચ્છાની આભા, નિષ્ઠા, સ્વાર્પણ, એવો થનગનાટ, એવું લોકશિક્ષણનું અવિશ્રાંત વૈતરું કરવાની તત્પરતા, ચિંતન અને લેખનની એવી સ્વસ્થ પ્રૌઢી અને ગામ-તાલુકાની પ્રજાના પ્રશ્નોને પોતાના પ્રશ્ન બનાવનારી મમતા અને ભેરુબંધી...પ્રચુર માત્રામાં દૃષ્ટિગોચર થાય છે.

શુક્ર, શનિ ને રવિના એ ત્રણ દિવસોમાં જાણે કોઈ ઘેલું લાગ્યું હોય તે પ્રમાણે મેઘાણી નીકળી પડે. રાતના ઉજાગરા વેઠે. "રેલગાડી દોડી જતી હોય, સવાનું ને પંથ કાપવાનું એમ 'એક પંથ દો કાજ' પનાવતો હોઉં. 'એની' અધરાતે ટ્રેનના ડબ્બામાં ચડીને લલકાર કરતા ગ્રામ્યદોસ્તોએ મને મીઠી મીઠી ગીતસૃષ્ટિમાં જગાડયો છે...વિંખાએલા મેળામાંથી કે નવરાતની એકાદ કોઈ રાત્રિએ કોઈ ગામડાંમાં રમાએલી ભવાઈમાંથી રસતરબોળ બનીને વળેલા મુસાફરો ચડયા હોય...ફાટેલા કેડીઆના ગજવામાં સંતાડીને દબાવી ગયેલી એની લોહી સાટે રળેલી ખરચી રખેને કોઈ અંતરિયાળ કાતરી જાય!-એ બીકે એ ઉજાગરા ખેંચે અને ટોળામાંથી સોરઠા ખેંચે...હું જાગીને બેઠો થેઉ 'પકડવા મથું.'"[૧] "ધોરસાના દુહાને! ઓહો! ગઢડા ગામમાં કલાણભાઈ ને કંઠે ધોરસાની વાતના પચાસ દુહા કડકડાટ મોઢે છે: માંગડાના

૧. ધરતીનું ધાવણ ૨ : પૃ. ૩૧

તો નહિ નહિને સો દુહા ફલાણા તુરીને આવડે છે; 'અરે,' ઘળાના; થડમાં ફલાણા ગામનો ફલાણો ચારણ ગામેતી તો તમારે દુહાનો ભંડાર! જઈને મંડો માંડવા—તમારી પાંચ ચોપડિયું ભરાય! આવી અનેક લાલચોથી લલચાઈ, વાહન મળે તો મેળવી, નહિ તો પગપાળો બતાવેલ ગામડે પહોંચું... જ્યાં ઢગલે ઢગલા કલ્પાયા હોય, ત્યાં ચપટી પણ ન જડે...શબ્દોની ઢગઢગ માટીમાંથી એકાદ સરસ પંક્તિ, એકાદ સાચો બોલ નીકળી આવે! એવા એકાદ નાનકડા સુધારાની યે કેટલી મોજ આવે!"[1]

" આમ 'સાહિત્યરંગી તોર' વાળા પત્રકારી જીવનમાં ઉછળતા ઉત્સાહે પંડના સુખની પરવા કર્યા વગર મેઘાણી ઝંપલાવે છે. "તાજી પરણેતર : મુંબઈ શહેરની સુકુમારી : એક બાળક—બન્નેને ફફડતાં મૂકીને નિઃરસ ધૂડિયા વાતાવરણમાં ધકેલી દઈને દર અઠવાડિયે ચાલી નીકળતો."[2] મેઘાણી જેવા કુટુંબપ્રેમી કેવા ઉમંગથી, ઉત્સાહથી આ વાતને નોંધે છે! "આપણા ગળામાં એક રસ્સી પડી છે. રસ્સીનો એક છેડો પકડીને ગૃહજીવનનો મોહાસુર બેઠો છે. જરાક દૂર જાઓ ત્યાં રસ્સી ખેંચાય છે. "ઘરછડા" વગર સાહિત્યનું સર્જન શું? વાણી તેજ પકડતી નથી કારણ કે વાણીને આપણે ઘરના એકાદ શીળા સુંવાળા ખૂણામાં મેજ કે ગાદીને જોડે જકડી રાખી છે. શારદાનું વાહન મોર કે હંસ છે તે એક જ વાત આપણે વિસરી બેઠા"......[3]

આમ એકાંગી "સાહિત્યરંગી તોર" વાળા પત્રકારિત્વની મેઘાણીએ 'ઘરછડા' બનીને ઉપાસના માંડી. થોડી ક્ષણને પણ શ્રમ વિના જવા દેવી નહીં. એવી પ્રતિજ્ઞા કરી હોય તેમ લોકસાહિત્ય સંશોધનના પ્રવાસમાંથી સમય મળે તો દેશ દેશની પ્રજાનાં હીર દાખવતી સાહિત્યકૃતિઓના અનુવાદ, પ્રસંગો, ટૂચકાઓ વીણી વીણીને સંગ્રહ કરવામાં મનને પરોવે, સોરઠી પ્રજા સમજીને માણી શકે તે રીતે એ પારકા પ્રદેશોની વાતો અને ઐષણાઓને સોરઠી વાણી મરોડમાં અનુવાદિત કરે...એમ "મેઘાણી મિસર, કોરિયા, આયર્લેન્ડ અને હંગેરીના પ્રેરક ઇતિહાસપૃષ્ઠો આ સમયમાં આલેખતા. દેશના નરવીરોની ચરિત્રગાથા પીરસતા. બંગાળીમાંથી અનુવાદ આપતા."[4]

---

૧. ધરતીનું ધાવણ : પૃ. ૩૧-૩૨
૨. પરકમ્મા : પૃ. ૧૯૭
૩. પરકમ્મા : પૃ.
૪. સ્મૃતિગ્રંથ : ઉમાશંકર : પૃ. ૧૨

## દેશપરદેશની કથાઓ :

"કુરબાનીની કથાઓ"થી શરૂ કરેલી પત્રકાર તરીકેની અનુવાદ, રૂપાંતર, સારાનુવાદ, પરિચય, સક્ષેપની પ્રવૃત્તિ પા૦૭૧ આ "સાહિત્યરંગી તોર" ની મનોવૃત્તિ કાર્ય કરી રહે છે. જે ઉત્સાહથી હસતા હસના પોતાની દાંપત્ય અને વાત્સલ્યની ઉત્કટ લાગણીને હૈયા પરથી ઉશેટીને લોકસાહિત્ય, લોકજીવનના કિસ્સાઓ અને લોકસંસ્કારની વાતો મેઘાણી ભેગી કરવા પ્રવૃત્ત થયા ને તેથી પોતાનું જીવનક્ષેત્ર સાપડયાનો આનંદ અને થનગનાટ અનુભવ્યો; તેવા જ અને કદાચ તેથી વિશેષ ઉત્સાહથી મેઘાણીએ આ દેશપરદેશની વાતોને એકત્રિત કરી અને કોઈ ને કોઈ રૂપે પત્રદ્વારા હોંશે હોંશે પીરસવાની પ્રવૃત્તિ સ્વીકારી લીધી.

લોકસાહિત્ય દ્વારા એ જૂના સોરઠીકાળનાં સંસ્કારબળોને ભાવના રૂપે, રસધારા રૂપે લોકોના હૃદયમા સ્થાપવાનો તેમનો પ્રયાસ હતો તેમ આવી વાતો રૂપાન્તરો આદિદ્વારા નવી લોકજાગૃતિની અને દેશ દેશની પ્રજાઓના મહાપુરુષાર્થની અને "માણુસાઈ"ની વાતોને, સમૂહના હૃદયમાં ઉત્સાહભેર સીંચવાનો તેમનો ચૈતન્ય સભર પ્રયાસ છે.

'માણુસાઈના દીવા'ની પ્રસ્તાવનામાં —પ્રજાના જીવનને રજૂ કરવાનું તેમનુ પ્રયોજન છે. અને આજ સુધી એ જ કર્યું છે —એવું સ્પષ્ટ રીતે પોતાની સમગ્ર સાહિત્ય પ્રવૃત્તિ કે પત્રકારી પ્રવૃત્તિનાં ધ્યેય વિષે મેઘાણી પોતાના અંતરમા જોઈ ને નિખાલસ રીતે ઉચ્ચારે છે: "હું તો લોકજીવનનો નિરીક્ષક અને ગાયક છું...તમે કહી રહ્યા છો તે કથાઓમાં પણ હું તો તમારાં કથનમાં માત્ર માનવીઓની જ વિલક્ષણતાઓ ને પ્રકૃતિતત્ત્વો પર નજર રાખી રહ્યો છું." આ રીતે "સાહિત્યરંગી તોર" એટલે માનવીઓનાં પ્રકૃતિ-તત્ત્વની વિલક્ષણતાઓની, પ્રજાના સામુદાયિક પુરુષાર્થની અને લોકજીવનની રસમય રજૂઆત. આ પ્રવૃત્તિથી પ્રેરાઈ ને મેઘાણીએ 'દયાનંદ સરસ્વતી,' 'નરવીર લાલાજી', 'હંગેરીનો તારણહાર', 'સત્યવીર શ્રદ્ધાનંદ', 'મિસરનો મુક્તિ સંગ્રામ', 'મરજીવુ આયરલૅન્ડ', 'એશિયાનું કલંક', 'દરિયાપારના બહારવટિયા' વગેરે પ્રજાના નવચૈતન્યના જુવાળને વેલે ચડાવે તેવાં પુસ્તકો લખ્યા. આ અને 'જેલ ઑફિસની બારી', 'પ્રતિમાઓ', 'પલકારા' 'વેરાનમાં'.. વગેરે પાછળ આ અર્થને સ્પષ્ટ 'સાહિત્યરંગી તોર' કાર્ય કરી રહ્યા છે. દૈનિક કે આવાડિયે આવાડિયે પત્રના ક્ષણિક સમજુતી સમાચાર વાંચનારના હૃદયને

એ ઘડી હલાવે, કલ્પનાને પ્રેરે, માણસાઈના ઉમદા ગુણોને ઉછાળે, પુરુષાર્થ અને વીરત્વને સંકોરે કે છેવટે માનવની પ્રકૃતિની વિલક્ષણતાનો રસમય પરિચય મળી રહે એવા આશયથી પત્રકાર તરીકે તેમણે આ પ્રવૃત્તિ આદરી. આ સઘળા ગ્રંથોની સામગ્રીની પસંદગીમાં, તેની રજૂઆત કરવાની સિસૃક્ષામાં, તેના સચોટ રસમય અને ભાવ-ભાવના સભર ભાષા-વૈભવ અને લખાવટમાં લોકસાહિત્ય રજૂ કરે છે તેવી જ ભાવનાઓ આદિ તેમને પ્રેરી રહે છે.

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ જે સામાન્ય રીતે પત્રકારી સિસૃક્ષાનાં છીછરાં લખાણો તરીકે મેઘાણીની કૃતિઓને ગણાવવા ઉપરાઉપરી પ્રયાસો કરે છે. તેમણે પણ "સાહિત્ય ગુણોમાં[1] વિશેષ માતબર તરીકે ઝંડાધારી,[2] જેલ ઑફિસની બારી વગેરે ગ્રંથોને ગણ્યા છે." "તત્ત્વત: પત્રકારી હોવા છતાં આ લખાણો પુસ્તકાકારે થએલાં હોવાથી લેખકને પોતે સ્વીકારેલા વિષયમાં રહેલી વિશિષ્ટ માનવતા સાથે તાદાત્મ્ય સાધવાની તક આંહીં વિશેષ મળેલી છે અને તેથી ઇતર પત્રકારી લખાણો કરતાં આ પુસ્તકોમાં સાહિત્યગુણોનું પ્રમાણ સ્વાભાવિક રીતે જ વિશેષ જોવામાં આવે છે."[3] મેઘાણી સર્વ લખાણોમાં એ "વિશિષ્ટ માનવતા સાથે" જ તાદાત્મ્ય સાધે છે. એ જ એનું પ્રેરક બળ છે. એને જ મેઘાણી 'સાહિત્યરંગી તોર, કહે છે. લોકસાહિત્યે પ્રેરેલી "માણસાઇ"ની સતત સર્વત્ર શોધ એ મેઘાણીનું જાણે કે જીવનકાર્ય બની રહ્યું છે—કારણ કે એમને પેલો ગોવાળનો સાદ દોરી રહ્યો છે. તેથી જ આ પુસ્તકોનું લખાણ માત્ર પત્રકારી સિસૃક્ષાનું, ("ચાલુ પ્રસંગનો લાભ લઈ તેને અનુરૂપ પુસ્તકો દ્વારા પોતાને ઇષ્ટ હોય એવી વિચારસરણી ભણી વાચકવર્ગને"[3] દોરનાર પત્રકારી પ્રચારકનું લખાણ નથી. વિશ્વનાથ ભટ્ટનાં વિધાનોમાં દેખીતો વિરોધાભાસ છે. એક તરફથી આ પુસ્તકોને તેઓ પત્રકારી લખાણોના વર્ગમાં મૂકે છે; બીજી તરફથી તેના "માતબર સાહિત્યિક ગુણો"ને લીધે "સાહિત્યગુણોનું પ્રમાણ વિશેષ" હોવાથી તેને સાહિત્યકૃતિ તરીકે અચકાતા અચકાતાં પણ સ્વીકારે તો છે જ. 'ઝંડાધારી' ને તો "નરસિંહરાવ કૃત સ્મરણમુકુરની[4] પેઠે આપણા ચરિત્ર સાહિત્યમા અભિનવ ચિત્રાત્મક શૈલિ દાખલ કરવાનો યશ" આપવા તત્પર થાય છે. "જેલ ઑફિસની બારી"ને[5] તો લેખકની "સાહિત્ય શક્તિ

---

૧. નિકષરેખા પૃ ૧૯૧
૨ દયાનંદ સરસ્વતીનું ચરિત્ર
૩ નિકષરેખા : પૃ. ૧૯૧
૪ એજન : પૃ. ૧૯૧
૫ એજન : પૃ. ૧૯૨

પુરબહારમાં ખીલી નીકળીને કારાવાસની દુનિયાને આપણી આગળ વિકરાળ રૂપમાં ખડી કરી દે છે" એમ અભિપ્રાય આપે છે. બંગાળી લેખક 'જરાસંઘ'ના 'ઊજળા પડછાયા, કાળીભોંય' પુસ્તકની જેમ નરી માનવતાનાં—માનવી નિર્દોષ કે ગુનેગાર છતાં ય હૃદયમાં રહેતી શુદ્ધ માનવભાવની સરવાણીનાં થોડાંક સિકરો મેઘાણીના આ કિસ્સાઓમાં વ્યક્ત થાય છે. જેલની ઑફિસની બારી જાણે આટલી બધી 'વધીને વડ થીયું' એવી વાતોને સંઘરી રાખવા અશક્ત હોય તેમ બોલકી બનીને વાતો કહેવા લાગે છે. નર્યો શુધ્ધ માનવ આત્માનું સહજ સંવેદન અહીં પ્રગટ થયું છે. "મૂળથી જ દમકમાટી ઉપજાવે"[1] એવા વિષય વસ્તુને આવો નર્યો મમતાભર્યો માનવભાવ જ સાહજિક છે, એમ વિશ્વનાથ ભટ્ટ માને છે તેમ પત્રકારી અતિશયતાના ઘેરા રંગો નથી. લેખકની ઘેરા રંગભરી તાદૃશ શૈલી છે તેથી તો એ ચિત્રો અને કિસ્સાઓ હૃદયસ્પર્શી બન્યાં છે. જો લેખક આવા કિસ્સાઓનું કોઈ જેલરની ડાયરી જેવું, કે નર્યું બ્યાન આપતું તટસ્થ કથન કરે તો પુસ્તક વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ 'અસહ્ય કહી શકાય તેટલું બધું ત્રાસદાયક અથવા માનવભાવ વિહોણું જડ શુષ્ક બ્યાન બની રહે. પણ મેઘાણીના કોમળ સંવેદનશીલ હૃદયે આ પુસ્તક આલેખ્યું છે તેથી જ તેમાં સમભાવનાં નિર્મળાં જળ ઊછળી રહે છે અને ત્રાસની સાથે સાથે શાંતિના, અને આત્માના મેલને ધોનારાં આંસુઓના શીતળ માનવ્ય ભાવનાં છાંટણા વરસી રહે છે આંખમાં ચીપડા, નાકમાં લીંટ—એવી મેલીઘેલી પોતાની છોકરીને જેલના નિયમનો ભંગ કરી વાલીઓ હાથ અડકાડવા પ્રયત્ન કરે છે...આવા ચિત્ર દ્વારા 'પ્રેમનામની પોચી માટી" આ "પાષાણી સીનાઓ" પછવાડે મેઘાણી દર્શાવે છે. કરાળ ભેખડો વચ્ચે કિલ્લોલતા ઝરણા જેવું આવી 'જગ્યાએ, આવા સીનાની પછવાડે આ જાતના ઉત્કટ, ઘેરા તીવ્રપણે સાચા એવા માનવભાવોનું દર્શન લગભગ ઊર્મિલતાની અનુભૂતિ પેદા કરે છે. "હું શું કરું ? દસ વરસનો ગાળો હું ત્રણ છોકરાંને લઈને કેવી રીતે વટાવું ? પેટ ગુજરાની દશ્ય સૂઝતી નો'તી" એમ પતિ આગળ નિખાલસપણે કહી નાખતી હરખા ઢેડાની પત્ની : પતિને જે આશ્વાસન આપે છે, તેનાથી તો હરખો ઢેડો પાર વગરનો હરખાઈ ગયો : તું નીકળીશ કે તરત જ હું પાછી તારી થઈ જઈશ. તું મૂંઝા મા." પોતાના પુત્રને ફાંસી મળવાની છે. મન કાંઠું કરીને લવારે ચડતી ડોશી "ત્યારે સાખ સવારે એનું મુડદું..." જેવા શબ્દો જે રીતે બોલે છે; આવાં ચિત્રોમાં શો ત્રાસ છે ? શી અતિશયોક્તિ છે ? કયા પ્રકારના ઘેરા રંગો છે ? એમાં તો નિખાલસ માણસાઈની નરી

1 નિકષરેખા : પૃ. ૧૯૨

કરુણા જ સહુ કોઈની પાંપણ ભીની કરે છે

બાંધે ભરમે વિશ્વનાથ ભટ્ટે મેઘાણીના 'વેરાનમાં' પુસ્તકને માટે એમ કહી નાખ્યું છે કે, 'વેરાનનું' છીછરાપણું[1] તો સ્વયં પ્રકાશ્ય છે: એ પુરવાર કરવા જાતે વાંચવા ઉપરાંત બીજા કોઇના પણ અભિપ્રાયના ટેકાની જરૂર નથી"... "તટસ્થ પરીક્ષકને તો તરત જ માલૂમ પડે છે કે, રા. મેઘાણી મનાવવા માગે છે તેમ એ લખાણોમાં શુદ્ધ સાહિત્યનું સોળવલ્લું સોનું નથી. પણ પત્રકારી લખાણની હલકી ધાતુ પર સાહિત્યરંગી શૈલીનો ઘૂંસ ચડાવેલું રોલ્ડ ગોલ્ડ છે." મેઘાણી જે કિસ્સાઓને હૃદયસ્પર્શી બનાવે છે, જે પાત્રોના વ્યક્તિત્વને અને તેમના પુરુષાર્થ આદિને ચિત્તમાં રમી રહે તે રીતે મૂકે છે, આ સઘળા વિવેચકો વારંવાર કહે છે તેમ ઉત્કટ સંવેદનશીલતાથી ઊર્મિલ બનતી આવેશશીલ ભાવનાની ઝલકવાળાં ચિત્રો આપે છે, તે શું માત્ર પત્રકારની શૈલીનો ઓપ જ માત્ર હોઈ શકે? વિશ્વનાથનો સહૃદયી 'અંતરાત્મા તો' કબૂલ કરે જ છે કે, "અલબત્ત આ પ્રસંગ નિરૂપણોમાં કલ્પના છે, નાટ્યદૃષ્ટિ છે, ચિત્તરચનાની કુશળતા પણ છે, અને ઊર્મિરસે રસેલી ભાષા પણ છે."[1] પણ પછી તરત જ કોણ જાણે શા માટે એમ કહી નાખે છે: "ટૂંકામાં સુવાચ્ય રોચક શૈલી છે...એકલી શૈલીથી કદી ચિરંજીવ સાહિત્ય નીપજતું નથી. એટલે જેવા એને એ વેરાનમાંથી ઉપાડી શિષ્ટ સાહિત્યના બાગમા મૂકવા જાઓ કે તરત જ એનું છીછરાપણું ઉઘાડું પડી જાય છે." કલ્પના, નાટ્યદૃષ્ટિ, ઊર્મિરસે રસેલી ભાષા, ચિત્રરચનાની કુશળતા ..એને શૈલી, અને એકલી શૈલી જ, સાહિત્યશાસ્ત્રના કયા સિધ્ધાંતને આધારે કહી શકાય? પત્રકારે પોતાના દૈનિક કે અઠવાડિક પત્રમાં એ લખાણ લખ્યું છે માટે જ એ કેવળ શૈલીની જ કરામત?

તેમાં વિશ્વનાથ ભટ્ટ વિજયરાય વૈદ્યને 'પત્રકાર બન્યું' ગણી 'વેરાનમાં' વિષેનું 'માનસી'નું 'પત્રકારી વિવેચન' રજૂ કરે છેઃ "દૈનિક છાપાની છમછમતી બાનીમાં 'માનવતા' વાળો પ્રસંગ મુકાય, એટલા જ પરથી એ સાહિત્યરચના બને છે એવું કોણે કહ્યું? સ્થાયી સર્જન તો ધબકતા અંતઃપ્રાણ સાથે મઝેની સમતોલતા માગે છે: અંકોડાબદ્ધ લખાવટ માગે છે, સબળ સમગ્ર સંસ્કાર પાડનારી વિષદતા માગે છે. આ ગુણો જો કર્તા કે તેમના કોઈ પણ પક્ષકાર પુસ્તિકામાંથી બતાવી શકે તેમ હોય તો એ અમારે જોવા છે. ત્યાં લગી એ તાત્કાલિક સુહેતુ સાધી જનારું પત્રકારત્વ જ રહેવાનું એટલું સખેદ તેમજ સદર્પ કહેવાની જરૂર જોઈએ છીએ."

---

૧. નિકષરેખા : પૃ. ૧૯૯

હાથવગી હોય છે, એમની સદ્દસંવેદનશીલતા પણ એવી તો સમભાવી હોય છે કે કોઈપણ સાહિત્યકાર જે ઝંખે છે: સહૃદયી, સમસંવેદનશીલ સમાનધર્માઃ તે આમને સહેજે મળી આવે છે એમ છતાં બધા પત્રકારો આમ લોકસંઘના હૃદયના આંગણે પહોંચી શકતા નથી. જે લોકહૃદયની નાડ જાણે છે; જેણે મમતા અને આત્મવિલોપનથી પોતાના વિચાર, ભાવ, લાગણી, કલ્પના, ભાષા વગેરેનું "સાધારણીકરણ" કર્યું છે તેને જ આ દુર્લભ લોકહૃદયના આંગણમાં ખેલવાનો અધિકાર સાંપડે છે. લોકસાહિત્યના સંશોધક અને લોકહૃદયના ચાહક મેઘાણીને એ અધિકાર તો તેમના લોકસાહિત્યના અધ્યયને આપ્યો છે. મેઘાણીને મન તો આ પત્રના વાચકોનો વિશાળ લોકસમુદાય લોકરૂપે ડાયરામાં તેમની સામે જ જાણે કે બેઠેલો છે. એમના સઘળાના હૃદયને હળવેથી સ્પર્શવાનો મેઘાણી પ્રયત્ન કરે છે: સીધી સોંસરી પારદર્શક સહૃદયી વાણી દ્વારા એ વાણી સંઘેડાઉતાર, સ્વચ્છ, વિશદ અને સચોટ બનતી હોય, ચિત્રાત્મક, પ્રાણવાન અને ઊર્મિ ધબકારે ધબકતી બનતી હોય, નાટ્યાત્મક છટાઓને કે કલ્પનાલીલાની ગતિને ઝીલતી હોય તો તેનું કારણ મેઘાણી પત્રકારી લખાણ લખતા તે નથી, પણ કલ્પના સમક્ષ લોકોના મેળાને–ડાયરાને અનુભવી તેની હાજરીમાં તેમના ઉપર આંખ ફેરવતા ફેરવતા–તેઓના પ્રતિભાવોને તપાસતા તપાસતા જાણે કે આ લખાણો લખી રહ્યા છે તે છે.

હા, એ પત્રકારી લખાણો છે: કારણ કે એ સંઘ હૃદયને સ્પર્શવા માટે લખાયાં છે. એ લોકસાહિત્યની જેમ પહાડનાં પુષ્પો છે. સદ્યઃ ધાર્યું સંવેદન પ્રગટાવે તેવું લખાણ લખવું એ એમનું ધ્યેય છે. ઊંચું લખાણ, ઉદાત્ત લખાણ, સૂક્ષ્મ ગતિવાળું લખાણ નહીં પણ ધીંગું, સહજ બુદ્ધિને સ્પર્શી જાય-ને સ્પર્શે ત્યારે બરોબર હૈયાને હલાવે તેવી સચોટતાથી સ્પર્શી જાય–એવો એમણે સ્વીકારેલો માર્ગ છે. આવા પહાડનાં પુષ્પોને પણ પોતાની ખાસ આગવી શોભા ને સુગંધ હોય છે.

"ઉજડ વગડામાં તો આવળનાં ફૂલ પણ આકર્ષક લાગે પણ તેથી કંઈ એને શિષ્ટજનોના ઉદ્યાનમાં તો થોડું જ સ્થાન અપાય છે?"[૧] આજના ઘણા શિષ્ટ ઉદ્યાનપ્રેમી નાગરિકો પોતાના ઉદ્યાનમાં આવાં જંગલી આવળનાં ફૂલ જેવાં ફૂલ અને છોડને સ્થાન આપે છે......એની વિશ્વનાથને ખબર હશે જ. મેઘાણીનું આ સાહિત્યરંગી પત્રકારત્વ—પત્રકારિત્વની સૃષ્ટિમાં તો સોહે છે જ. આગવું રૂપ દાખવે છે, પણ આપણી પરિચિત સાહિત્ય સૃષ્ટિમાં

૧. નિકષરેખા: પૃ. ૧૬૬

પણ એનો મૂલ્યવાન ઉમેરો છે. શોભા છે. આપણા સાહિત્ય જગતને આ: પત્રકારી સાહિત્યે સરસ, સચોટ, ચિત્રાત્મક, પ્રવાહી અને પ્રાણવાન નિબંધો અને પરિચ્છેદો કેમ લખાય તે શીખવ્યું; જીવનમાંથી જડેલી વાર્તાઓને ભાવના, સંવેદનના હૈયાના હુલાવ આપી, કેમ સાહિત્યસૃષ્ટિમાં વીણીને મૂકી શકાય-છે? તે અંગેની દૃષ્ટિ આપી; ચાલુ વર્તમાન બનાવોમાંથી, સીનેમાનાં ચિત્રોમાંથી, જુદી જુદી પ્રજાના પુરુષાર્થની, ઉત્થાનની, ક્રાન્તિના-ઈતિહાસમાંથી દેશવિદેશનાં સાહિત્યોમાથી, દેશીવિદેશી સાહિત્યકારોના જીવનમાથી.. ...એમ અનેક સ્થળે પ્રજાના ઉત્કર્ષ અભિમુખ હૃદયને પ્રેરણા આપે, રસભાવની લાગણીને પરિતૃપ્ત કરે, મનમા ભાવનાઓ ભરે, કંઈક કરવાની હોંશ પેદા કરે, ઉત્સાહ આપે, પાનો ચડાવે ...તેવા તત્ત્વો કેમ ઝડપવાં, ક્ષણ બે ક્ષણમા ઉતાવળે તેને આત્મસાત કરી હૃદયના સંવેદન તંત્રમાંથી કેવી રીતે પસાર કરી તેને હુલરાવી, લડાવી, રસમય બનાવવા, કેમ એનાં મર્મનું આગળ તરી આવી સહુ કોઈ આપમેળે સમજી જ જાય તેવું ઉદ્ઘાટન કરવું; આ બધી પત્રકારની કલાઓ— જે ખરી રીતે સંઘસાહિત્ય અને લોકસાહિત્યની કલાઓ છે—તેની નવી સરવાણી આપણા વિવેચન નિયંત્રિતને તેથી બંધિયાર બનેલા સાહિત્યમાં આવે તો તેથી સાહિત્યને ફાયદો જ છે. સઘળા ગુલાબ આદિ ઉદ્યાનના પુષ્પો વચ્ચે એ જંગલી આવળના ફૂલ તો અનેરા દીપે છે। સાહિત્યના સકુલ, સૂક્ષ્મ, ગગનગામી વિચારભાવ કલ્પના કરતા ક્યારેક આપણી અંદરના સર્વસાધારણ માણસને—હૃદયમા રહેલા લોકહૃદયને સ્પર્શે તેવા સચોટ-સરળ, ધીંગા અને સ્પષ્ટ રેખ, વાસ્તવની ધરતીતળની ભૂમિકામા વિચરનારા ભાવ, કલ્પના વિચાર આદિ આપણને ખૂબ ગમી જાય છે. મેઘાણીના પત્રકારી સાહિત્ય લખાણો આ જાતના છે

સાહિત્યિક લખાણો કરતા પત્રકારને એના લખાણો ઝડપથી લખવાં પડે છે, નિરાંતે બધુ મઠારવા, ફરી ફરીને લખવા જેટલો તો તેમને સમય ન હોય, પણ તેમના વિચાર પ્રવાહને, ભાવને અને કલ્પનાને પણ ઝડપથી પ્રવૃત્ત થવું પડે છે. આવા સંજોગોમા પણ મેઘાણી લોકસાહિત્યકાર વિષે લખે છે તેમ: "નિરર્થક અલંકાર ઠઠેરા કર્યા વગર, બીજી તરફથી સંકલના ચૂક્યા વગર, લોચા વાળ્યા વગર, ગેંગે ફેંફેં કર્યા વગર, થોથરાયા વગર, પાસાબંધી ને મધેકાઉતાર ગુજરાતી શૈલી"[1] ઘડી રહે છે...એથી વિશેષ તે પોતાના મનમાં

1. પરકમ્મા : પૃ. ૧૧૧

આંખને કાચા રેલા લીધા છે એની ઓરતનો ધણી એ ઓરત સાથે ટ્રામમાં ચડે છે. ટ્રામ આંચકો ખાય છે. રેલા તૂટી જાય છે. કંપનીનો ખટારો હાંકનાર ધણી બોલી ઊઠે છે : "ડ્રાઈવરને ન સતાવો. એના કલેજામાં ન માલૂમ શી શી ફિકરો ઘોળાતી હશે..." અને "મ્હોંથી શબ્દ પણ ન બોલ્યા છતાં એની આંખો પસ્તાવો પુકારતી" એવો ટ્રામનો ડ્રાઈવર-આ આખી વાર્તામાં બંને વચ્ચેના ઊંડી સમજભર્યા ઉદાત્ત વર્તન અને હૃદયનો મૂંગો વિનિમય કેવો સરસ પ્રભાવ પાડે છે! "ગેજ સાંજે" છાપખાના સામે આવતી, ધણી દારૂ પીવા ન જાય માટે મમતાપૂર્વક વારવા-વાળવા આવતી સ્ત્રી, ભણવા ખાતર જ ૫૦૮ પુસ્તકોની ચોરી કરતો પુસ્તકચોર, મુસાફરો નીંદમાં ખલેલ ન કરનારા 'મૃત્યુ મરી ગયું રે લોલ'ના ખલાસીઓ, "હીનતાની તલવાર નીચે" જીવવાની ના પાડનાર પોલ રોબ્સન, કપાએલા હોઠવાળો "હું કોણ છું : કુબડો"...આ બધા જેને મેઘાણી માનવની પ્રકૃતિ કહે છે તેવી યાદગાર ઉમદા પ્રકૃતિના સચોટ આલેખનો છે. 'મારા પુત્રની ઇજ્જત', 'રંગમાં ભંગ', 'એના પગની પાની'... વગેરે પ્રસંગોની અંકોડાબદ્ધ કટાક્ષ ને કરુણા મિશ્રિત રજૂઆતમાં પણ માનવતાની જ મહેક છે. આ માણસાઈનું ઉમદા દર્શન મેઘાણીનું સાહિત્યિક હૃદય કરે છે કે, એ તદ્દન સામાન્ય નિર્જીવ કથાનક અને પાત્રને આડંબરી અને છમછમતી ભાષામાં બહેલાવીને મેઘાણી એને માનવતાનો ઓપ આપે છે! હૃદયને પ્રસંગનું આલેખન કરી હલાવવું —અચકાયા વગરની પ્રાણવાન ભાષામાં તેનું સચોટઉતાર આલેખન કરવું, કલ્પના સમક્ષ સદ્યઃ ચિત્ર ઉપસ્થિત થઈ જાય તેવી ભાષા યોજવી, અને વાચનમાંથી કે રસ્તે ચાલતાં સાંપડેલા આ ક્ષણજીવી... પ્રસંગોને નાટ્યમયતા, ચિત્રાત્મકતા, સંવેદનક્ષમતા, ઉમદા માણસાઈનો સાક્ષાત્કાર વગેરે ગુણો પ્રગટે તે રીતે આલેખવું, આ બધામાં સાહિત્ય તત્ત્વ નથી તો શું છે? કયો પત્રકાર કેવળ શૈલીની જ ભભકથી આવું લખાણ લખી શક્યો છે?

મેઘાણીનાં લખાણોમાં આવેશમયતા હશે, ઊર્મિલતા હશે, ભાવનાનું ખેંચાણ હશે, જોશીલી ભાષાનો ધણકાર હશે. આ બધાથી કદાચ "મઝેની સમતોલતા અને સંયમ" નહીં હોય પણ એ તો મેઘાણીના વ્યક્તિત્વના જ અંશો છે. મેઘાણી જેવી વ્યક્તિ લખે અને તે હંકુગાર, મોળું સંકુલ વાક્યોમાં અટવાતું શુષ્ક લખાણ કઈ રીતે હોઈ શકે? આ બધા "દોષ" છે તેથી જ તો મેઘાણીનું આ પત્રકારી લખાણ 'સાહિત્યરંગી તોર' દાખવી શકે છે. નવલિકાઓનું, કાવ્યમય સરસ ઊર્મિઓની કક્ષાનું સર્જન આ ન બની શકયું

હોય એમ બને પણ એ પત્રકાર છે માટે તેનું લખાણ છીછરું છે, સામાન્ય છે; ઉતાવળિયું છે, ઘાટ વિહોણું છે એમ "મણમણનું કથન" શી રીતે થઈ શકે? "એક દિવસ પુસ્તકાકારે મૂકવા થશે એવી ચોકખી નેમ રાખીને જ હંમેશાં અથવા અઠવાડિયે આ લખ્યાં હતાં"[1]... મેઘાણીની નેમ જ પત્રના સામાન્ય સઘળા વાચકોને જીવનનાં નિગૂઢ બળોનો, માનવતાને જગાડનારી પરિસ્થિતિઓનો, ઉમદા-હૃદયમાથી આપોઆપ રંગ અપાઈ જાય' તેવી વ્યક્તિઓનાં ચિત્રોનો રસતરબોળ બનાવે તે રીતે પરિચય આપવાની છે. અને તે તેઓ કરી શકયા છે. "દૈનિક વર્તમાનપત્રની [2] પસ્તીમાં તણાઈ જવા દેવાની ઉપરછલી ગણતરીથી એ નહોતા દોરાયા અને વિષય એના દેખીતી રીતે જૂજવા જૂજવા છતાં એ તમામની આરપાર પરોવાએલા છે. મારી એક જ ભાવનાનો દોરો–કે આપણા માનવતાને જગાડનારો સાહિત્યરસ એમાં હોવો જોઈએ" આવાં લખાણોને વિજયરાય વૈદ્ય કે વિશ્વનાથ ભટ્ટ જેવા સાહિત્યપંડિતો માત્ર "તત્કાલિક સુહેતુ સાધી જનારું પત્રકારત્વ જ" ગણતા હોય કે પત્રકારી સાહિત્ય ગણતા હોય તો પણ શો વાંધો છે? દૈનિક પત્રના વાચકને રોચક, હૃદયને હલાવે તેવી–સુરુચિ અને સંસ્કારની નાનકડી દીવી પેટાવે તેવો–આસ્વાદ આપવાને આ લખાણ સમર્થ થતું હોય તો તેટલું જ પૂરતું છે.

બારમા સાહિત્ય પરિષદના અધિવેશનમાં પત્રકારત્વના પ્રમુખપસ્થાનેથી મહાદેવભાઈએ બે પ્રશ્નો પૂછીને આ ઝઘડાનું જડ ખુલ્લું કર્યું છે: "વૃત્ત કે ઘટનાઓના ઉત્તમ અભ્યાસ પછી સ્પષ્ટ અને સ્વતંત્ર વિચારપૂર્વક મુદ્દાસર ત્વરિત ગતિથી લખાયેલું લખાણ સાહિત્ય નહિ તો બીજું શું હોય? અતિ વિલંબિત ગતિએ ચીપી ચીપીને અસ્પષ્ટપણે લખાતું અને લેખક હવામાં છે કે પૃથ્વી પર છે એનો મુશ્કેલીથી ભાસ આપતું લખાણ પુસ્તકમાં ગોઠવાયેલું હોય છતાં તેને સાહિત્ય કોણ કહેશે? મને લાગે છે કે આ ઝઘડો ખોટો છે અને એનું કારણ સાહિત્યની અસ્પષ્ટ વ્યાખ્યા છે."[3]

કારણ કે પત્રકારને સામાન્ય થરના માનવી સુધી પણ પહોંચવું છે-બલકે એવાં માનવીઓને ઉદ્દેશીને જ તેનું લખાણ લખાયું હોય છે. અને પંડિતો કરતાં આ સામાન્ય જનસમૂહના પ્રાકૃત હૈયાને "સમજાવ્યાની કળા" એવી તો

૧. વેરાનમાં : પૃ. ૧૨
૨. એજન : પૃ. ૧૧
૩. સાહિત્ય પરિષદ બારમું અધિવેશન : અહેવાલ

રમતા કોઈ વિચારબીજને કોઈ પરિસ્થિતિને, કોઈ ભાવ ને અજબ સ્ફુર્તિથી પકડી લઈ તેને જીવનના ધબકારે ધબકતું કરી શકે છે. પ્રતિભાનું 'સ્ફુર્તિ' એક આગવું અને મુખ્ય અંગ છે. કવિના મનમાં કોઈ વિચાર કે ભાવ કેટલી વાર આળોટે છે તે પરથી કવિનું માપ નીકળી શકે છે તે વાત સાચી; પણ એ આળોટવાની ગતિ મંદને બદલે તીવ્ર પણ હોઈ શકે છે. અને કેટલાંક ઉત્તમ કાવ્યો, નવલિકાઓ, નિબંધો પ્રેરણાના એવા વેગીલા સ્ફુર્તિભર્યા સમયે જ લખાયાં છે...વીજળીના પ્રકાશમાં મોતી પરોવવા જેવી કપરી સ્ફુર્તિ પત્રકારી સાહિત્યકારે દાખવવી પડે છે...એવી સ્ફુર્તિ ન હોય ત્યાં પછી સામાન્ય મેધા અને શૈલી ચમત્કારનો આશ્રય લેવો પડે છે. મેઘાણીનાં લખાણોમાં મેધા કરતાં પ્રતિભા-સ્ફુર્તિનો અંશ વધારે છે.

પત્રકારી સાહિત્યકાર સ્વતંત્ર અને મૌલિક સર્જક હોઈ શકે છે પણ મેઘાણી મુખ્યત્વે લોકસાહિત્યના જેમ સહૃદયી પ્રેમી છે, લોકસાહિત્યનું ખૂબ મર્મગામી આકલન કરી શકે તેવી પ્રતિભા દાખવે છે...તેમ પરપ્રાંત, પરદેશના અન્ય તેજસ્વી સાહિત્યકારો આદિનાં લખાણોને ઝડપથી વાંચીને અને પત્રકારને એ ઝડપ પણ ગજબની રાખવી પડે છે ને ઝડપથી પુસ્તકના હાર્દ સુધી પહોંચી તેનું મર્મગામી આકલન કરવાની પ્રતિભા દાખવે છે આવા પ્રતિભાએ પકડેલાં લખાણોને પોતાના હૃદયમાં રસપૂર્વક ઝીલીને મમતાળુ માતાની હોંશથી એને એવા જ રસપૂર્વક ગુજરાતી સમાજ ઝીલી શકે તે રીતે પીરસવાની કલા મેઘાણીએ આ લખાણોમાં દાખવી છે અને તેમાં મેઘાણીની પ્રતિભા શક્તિનો એનાં અંગનો એટલે કે સ્ફુર્તિનો સ્પર્શ અનુભવાય છે.

**પ્રજાના પ્રાણના ધબકારે ધબકારે :**

પોતાના પત્રકારી લખાણને 'સાહિત્યરંગી તોર' આપવા માટે મેઘાણી ઝંખી રહે છે ખરા-પણ મેઘાણી સ્વભાવથી જ સાહિત્યિક પત્રકાર કે સાક્ષરી પત્રકાર નથી. લોકસાહિત્યના પ્રેમી મેઘાણી લોકજીવનના, લોકસંસ્કારના, લોકપ્રવૃત્તિના...લોકસમસ્તના પ્રેમી જ બને. આમ જીવનાભિમુખ વલણ દાખવનાર મેઘાણી એકાન્ત અટારીમાં સાહિત્ય ઉપાસના ક્યાંથી કરી શકે ! પ્રજામાં નવજીવનનો સંચાર થયો હતો. પોતે જેને 'માણસાઈ' કહે છે તેવી પ્રજાની વૃત્તિ-મર્દાનગી યાળ વીંઝીને જાગી ઊઠી હતી. ઠેર ઠેર જોહુકમી સામે, અન્યાય સામે, રૂઢિ જડતા સામે, દંભ અને કૂડકપટ સામે નિર્ભય અવાજ હોકારા પડકારા કરી રહ્યા હતા...આવા સમયે વળી ગાંધીજી જેવા અપૂર્વ

રાષ્ટ્રનેતાએ અભિનવા પ્રતિકારના માર્ગો પ્રજાને દાખવ્યા. અહિંસક લડત એ માત્ર ધ્યેયસિદ્ધિ માટેની લડત ન રહેતા તત્ત્વજ્ઞ, કવિ, વિચારક સહુ કોઈને પ્રેરણા આપે, કૌતુકને, ચમત્કૃતિને, કલ્પનાને, ભાવનાને અણખૂટ ભાથું પૂરું પાડે તે પ્રકારની લડત હતી. રેંટિયો કાતતી ડોશી, ગંભીર અને ગરવા મહાજનના મોવડી, ઘૂમટાના લાજ મલાજામાં જ રહેતી વહુવારુઓ, થનગનતા યુવાનો, અને કંઈક થઈ રહ્યું છે તેમાં હોંશે હોંશે કૌતુકથી સાથ પુરાવનારા બાળકો અને કિશોરો એ બધામાં ચૈતન્યનો કોઈ નવો જ જુવાળ આવું આવું કરી ગર્જના કરી રહ્યો હતો

આવા સમયે માત્ર સાહિત્યનો કેવળ જીવનવિહોણો સ્ફટિકિયો રંગ મેઘાણી જેવા લોકસાહિત્ય પ્રેમીને કેમ ગમે? ત્યારે 'હાય રે હાય કવિ તને પંખીને પાણી તણા શેણે ગીત ગમે?'

"પત્રકાર જીવને મારો માનવ સંપર્ક તેમ જ માનવલીલાની માહિતી લીલીછમ રાખી છે એ જીવન સામગ્રીની વિપુલ પ્રાપ્તિ જો ન થતી રહી હોત તો એકલી વાણીનો સંગ મને કંગાલ કરી મૂકત; વેદિયો બનાવત જૂની અને નવી બન્ને વાણીમાં આજે રમણ કરવું ગમે છે વાક્યો અને શબ્દો વિધવિધ ધ્વનિઓ ધારણ કરી અંતરમાં અજવાળાં પાથરી રહે છે, કારણ કે માનવ સંપર્ક તૂટ્યો નથી. માત્ર વાર્તાના વીરો ને નાટકોના નાયકોથી કામ ન ચાલ્યું હોત. જીવનના મૂંગા વીરો ને નાયકો જોવા સમજવાને મળ્યા છે."[1] સાહિત્યની બંધિયાર કૂંડીમાં મેઘાણીની પેલા ગોવાળના સાદે જાગી ઊઠેલી જીવનવૃત્તિ બંધાઈ રહે તેમ નહોતી

"મને તેઓ હતો સાહિત્યની શાખા ચલાવવા પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું તેવી બંધિયાર કૂંડીએ બાંધેલી એ બન્ને પૃથક્ શાખાઓ નહોતી"[2]

અને મેઘાણીનો વિશિષ્ટ પ્રાણવાન સ્પર્શ થતા સમગ્ર એ જાગૃતિકાળનું પત્રકારત્વ અનેરા સાહિત્યરંગે રંગાઈ ગયું સમાચારોમાં રહેલા હૃદયસ્પર્શી, ભાવનાપ્રેરક પ્રસંગોને લાડ લડાવી, ઊર્મિસ્પર્શ રસમય બનાવી—ચારણની વાતકહેણીની રીતે એને કેમ સચોટ બનાવી મૂકવા તે મેઘાણીએ જ બરોબર દાખવ્યું છે

---

૧ પરકમ્મા પૃ ७૬

૨ 'વેશનમાં' પૃ ८

પ્રજાના પ્રાણ સાથે તાલ મિલાવનાર પત્રકાર લોકોનો સાચો નેતા છે મેઘાણીમા એવા નેતા બનવા જેવી શક્તિ અને ગુણો હતા છતા એક અદના આદમી તરીકે આજીવન વિનમ્ર રહી —હૃદયની સચ્ચાઈથી વિનમ્ર રહી લોકપ્રવાહોને અવલોકનાર, એમા એકરસ બની ઘૂમનાર, કવિ બની એને બિરદાવનાર, લોકોની જાગૃતિમા, પરાક્રમોમા, એમની એષણાઓમા, એમના વિજય અને પરાજયોમા, એમના ઉત્થાન અને પતનના વેગીલા ધીંગા પ્રવાહોમા કોઈ મહાકાવ્યના વસ્તુનું દર્શન કરનાર કવિની તીણી ભાવનાસભર સઘસ વેદનશીલ દૃષ્ટિ દાખવનાર મેઘાણી પ્રાતપ્રધાન પત્રકારી પ્રવૃત્તિમા જ પોતાની જાતને ગેખી રહ્યા પરિણામે એ પ્રાતપ્રધાન પત્રને "રાષ્ટ્રીય શાયર" સાપડયો નાનકડા અણુજાણ્યુ ગામડાના ક્ષુલ્લક અને ક્ષણજીવી બનાવને અનેકના હૃદયને હલાવવાની તાકાત સાપડી. પ્રાતની લોકભાષાને સ ઘેડાઉતાર ભાષાની કસબ કારીગરી સાપડી

"એમને ધધો મળ્યો પત્રકારનો, પણ એમનો આત્મા તો હતો સાહિત્યકારનો. પરિણામ આવવુ ઘટે તે જ આવેતુ એમણે પત્રમારત્વને સાહિત્યરગે રગ્યુ અને એને હતુ તેથી ઊચે એ લઈ ગયા સામાન્ય પત્રકારથી એ કેટલા ય ગણા ઊચે હતા લોકપ્રિયતા સારુ પોતાની બેસણીથી એ કદી નીચે ઊતર્યા નથી પત્રકારત્વને એમણે રસિક બનાવ્યુ, એને ભાષા આપી એને સાહિત્યચમક આપી, અને પત્રકારની નાત સાહિત્યમારની કરતા હલકી ગણાયા કરી છે તે વલણ હટાવવાનુ વાતાવરણ ઊભુ કર્યુ, પત્રકારને સાહિત્સકાર કેમ ન ગણવો એવી ફરિયાદ કરવા માટે આગળ ધરવા જેવો દાખલો પણ એમણે પોતાના લખાણથી પૂરો પાડયો ' [૧] ( અનતરાય રાવળ )

[૨]"એમનો એક પગ પત્રમારત્વમા અને બીજો પગ સાહિત્યના ક્ષેત્રમા એમણે નક્કી કરી આપ્યુ કે, પત્રકાર સાહિત્યમારનો દુશ્મન થવા સર્જાયો નથી એટલુ જ નહિ, સાહિત્યકારો જ્યા પહોચી શક્તા નહોતા ત્યા પત્રકાર પહોચી જતો હતો. પત્રકારમા જે સ્ફૂર્તિ રહેતી એ સાહિત્યના રસાયન માટે બહુ કામની હતી રાજકારણના લેખોમા ય એમણે શબ્દોનુ લાલિત્ય ભેળવી જાણ્યુ દેશના દિલ સાથે એમની કલમ તાલ મેળવવા લાગી " ( જિતુભાઈ મહેતા )

[૩] "ગુજરાતી ગદ્યને જાણે કે હરણફાળે હાડેતુ બનાવી દેવામા સ્વ મેઘાણીભાઈની જોમવતી, સચ્ચાઇભરી, તાક્યા તીર જેવી વેધક અને તળપદી

---

૧ ઊર્મિ : સ્મૃતિ અક અનતરાય રાવળ પૃ ૯૩
૨ ઊર્મિ સ્મૃતિ અક પૃ ૧૨૮
૩ એજન પૃ ૭૦

હોવાને કારણે રસાળ અને રણકતી બાનીનો ફાળો નાનો સૂનો નથી. સ્વ. મેઘાણીભાઈના તંત્રીલેખો જુઓ, રાજકારણીય આંદોલનો વાંચો, 'સળિયા'ના કટાક્ષો અનુભવો કે ચમથા રોજિંદા સમાચારની રજૂઆત તરફ નજર કરો તો એ સર્વમાં રહેલી હથોટી કહી આપશે કે, "કલમ મેઘાણીભાઈની છે." એક સાદાસીધા વાક્યમાં પણ એના લખનારની પ્રતિભા અછતી રહી શકતી નહિ. બીબાં જ જાણે કે લખાણનું કર્તૃત્વ બોલી ઊઠતાં. સ્વ. મેઘાણીભાઈનું પત્રકારત્વ એમની પોતીકી પ્રતિભાના રંગે રંગાયેલું રહેતું, એનું કારણ કદાચ એ હશે કે, પત્રકારત્વ-પ્રવૃત્તિને એમણે એક ક્ષણ માટે પણ સાહિત્ય-પ્રવૃત્તિથી અલગ ગણી જ નથી. એમણે જ એક સ્થળે કહ્યું છે તેમ પત્રકારત્વના-Literary tone ના-સાહિત્યરંગી તોરના-તેઓ પુરસ્કર્તા હતા. આ રહ્યા એમના શબ્દો : 'સાહિત્ય-દૃષ્ટિ પત્રકારત્વની શત્રુ નથી. દરેક લખાણ છાપાનું કે ચોપડીનું સાહિત્યરંગી બનશે તેટલી એની ચોટ વધશે. એની માર્મિકતાને નવી ધાર ચડશે' (ચૂનીલાલ માડયા) "ખરી રીતે એમને મન તો એ દરેકે દરેક સમાચાર પાછળ કાવ્ય કે નવલકથાની વસ્તુ પડેલી હતી."[1] (મગનલાલ સતીકુમાર)

માત્ર કલમ-કિતાબ, વેરાનમા, જેલ ઑફિસની બારી, ચિતાના અંગારા, ધૂપછાવ વગેરે નવલિકાઓ, નવલકથાઓ .. વગેરે ગ્રંથસ્થ લખાણોમાં નહીં પણ 'સૌરાષ્ટ્ર', 'ફૂલછાબ', 'જન્મભૂમિ', 'ઊર્મિ'ના સમાચારો, એ સમાચારોની સજાવટ, એના રણકો કરી રહે તેવા શિર્ષકો, એની પ્રવાહી, સરળ, હૃદય વીંધતી રણકતી ભાષા, એના છટામય પરિચ્છેદો, એમાં મૂકવામાં આવતા કાવ્યો, કાર્ટુનો, અવલોકનો.. એ ,સઘળામા સ્ફૂર્તિશાલ પ્રતિભાશાળી કવિનો સ્પર્શ અનુભવાય છે. સગીતકાર, અભિનયપટુ અભિનેતા, કુશળ નર્તક... વગેરે કલાકારોની જેમ પત્રકારની કલા પણ તત્કાલીન સહૃદયો સમક્ષ એક વાર રજૂ થયા પછી કાળના ગર્તમા દટાઈ જાય છે, એટલે જ મેઘાણીના સાહિત્યરંગી પત્રકારિત્વની સ્મૃતિ જાગે અને પરિચય થાય એટલા માટે ઉપર આટલા સાક્ષીઓના અવતરણો આપ્યા છે

જૂનાગઢના પ્રસગે ગાધીજીએ મેઘાણીને સભાર્યા હતા તે માત્ર લોકગાયક, લોકસશોધક, કે કવિ તરીકેનો તેમનો ખ્યાલ રાખીને નહીં, પણ એ સઘળી સમૃદ્ધિ સહિત એ કુશળ-પ્રજાને સમજીને દોરી શકે તેવા પત્રકાર હતા તેટલા માટે જૂનાગઢની આરઝી હકૂમતનુ નેતૃત્વ એક પત્રકારે જ સંભાળ્યું હતું. પણ ગાધીજીની દૃષ્ટિએ મેઘાણી જ કૃષ્ણની બંસીની સેવા આપનાર લોકનેતા હતા.

૧. ઊર્મિ : સ્મૃતિ અક : પૃ. ૬૯

"બાપુજી તો કહે છે કે, કાઠિયાવાડને ઓળખવામાં બહુ કુનેહ જોઈએ. કહેવત છે કે જેટલા કેંટાના આંટા કાઠિયાવાડીઓ લે છે એટલી જ આંટીઘૂંટી કાઠિયાવાડીઓમાં હોય છે. છતાં જો એ પ્રજા ધારે તો ઘણું કરી શકે છે. કાઠિયાવાડમાં ઇતિહાસ પડયો છે, નૂર પડયું છે. ગામડાઓમાં ગુણભક્તિ અને નેકદિલી છે.. પ્રજા ભોળી છે...પ્રજામાં કળા સૌન્દર્ય વગેરે ઘણું ભર્યું છે. રાજકીયતામાં પણ તેઓ બહુ કુશળ છે...જ્યારે આવું ડહોળાયેલું વાતાવરણ હોય ત્યારે મેઘાણી જેવા લોકસાહિત્યવીર જો એ પ્રદેશોમાં હોય તો આખું વાતાવરણ પળવારમાં પલટાવી નાખે. એ તો જેમ કૃષ્ણની બંસરીની સેવા અદ્‌ભુત છે, અને કૃષ્ણ કરતાં એ બંસરીના નાદે ગાયોનું ટોળું કે ગોપીઓનું ટોળું કૃષ્ણની પાછળ જ હોય છે તેમ સાહિત્યની બાબતમાં છે...પરંતુ કમભાગ્યે આવા સાહિત્યકારની કિંમત અંકાતી જ નથી. આપણે તેમને સમજી જ નથી શકતા. પરિણામે તેઓની જે ઝંખના હોય છે તે અધૂરી જ રહી જાય છે અને અકાળે આ દુનિયામાંથી અલોપ થઈ જાય છે."—ગાંધીજી.

ગાંધીજીએ મેઘાણીમાં રાજકીય આંટીઘૂંટી ઉકેલવાની કુનેહ, ડહોળાયેલા વાતાવરણમા સ્પષ્ટ માર્ગ દાખવનારી દષ્ટિ, સાહિત્યની શ્રેલા કરનારી શક્તિ, લોકના હૃદયને પામીને દોરવાની તાકાત, અને સહુથી વિશેષ મેઘાણીના પત્રકારી અને સાહિત્યજીવન પાછળ જે "ગોવાળનો સાદ" સંભળાતો હતો તેના દોરાયા દોરાતા મેઘાણીની ઊંડેરી ઝંખના જોયાં નેતાઓ અને સામાન્યો આંદોલનના આવેગમાં, અને પત્રકારો પ્રજાના એકપક્ષી દેકારામાં જે "સમજી શકતા નથી" એવી કોઈ "ઝંખના" ગાંધીજીએ જોઈ. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે લડતી પ્રજાનો કડખેદ બનનારનાં-કવિનેતા બનનારનાં, પત્રકાર-નેતા બનનારનાં આવશ્યક લક્ષણો ઊંચી માત્રામા મેઘાણીમાં હતાં માટે જ ગાંધીજી જેવા આવડી મોટી પ્રજાના મોટા કર્ણધાર જૂનાગઢના પ્રસંગે મેઘાણીને સંભારે છે.

કાકા કાલેલકર 'પત્રકારની દીક્ષા'માં જે પત્રકારના ચતુર્વિધ ધર્મો દાખવે છે તે ધર્મોને પોતાની વિનમ્ર રીતે યથાશક્તિ મેઘાણીએ બરાબર પાળ્યા છે. "પત્રકાર એટલે લોકશિક્ષણનો આચાર્ય, બ્રાહ્મણોનો બ્રાહ્મણ, અને ચારણોનો ચારણ, પ્રજા જ્યારે યુયુત્સુ થઈ જાય છે, ત્યારે ઘણી વાર પત્રકારને લડવૈયા અને સેનાપતિ પણ થવું પડે છે, અને શારી પેરે ક્ષાત્રધર્મ કેળવવો પડે છે. જ્યાં જ્યાં અન્યાય થતો હોય, જ્યાં જ્યાં દીન દુર્બળ અને મૂકવર્ગ પર જુલમ ચાલતો હોય, ત્યાં ત્યાં 'क्षतात्किल त्रायते' – પોતાનું બિરદનું સ્મરણ કરી પત્રકાર ઝંપલાવે છે. એવા પ્રસંગે હોય ત્યારે વિચાર, માહિતી, સંસ્કાર, અભિરુચિ

અને આદર્શોની પરબ ચલાવી તે સમાજસેવક બની જાય છે. અજ્ઞાનને લીધે અથવા અદૂર દૃષ્ટિને લીધે લોકો જ્યાં લડતા હોય ત્યાં જ્ઞાનાંજન શલાકયા લોકોની દૃષ્ટિ શુદ્ધ કરવાને તે મથે છે. સમાજચક્રનાં પૈડાં જ્યારે એક રાગ ભૂલી જઈ ચિત્કાર કરે છે ત્યારે તે યોગ્ય ઠેકાણે સ્નેહ રેડી ઘર્ષણને દૂર કરે છે. અને જ્યારે જ્યારે સરકાર દરબારના પ્રસંગ આવે છે ત્યારે તે પ્રજાનો પ્રતિનિધિ થઈ લોકમતને એકધારો બનાવી લોકશક્તિ ચેતવે છે આવી રીતે લોકસેવક, લોકપ્રતિનિધિ, લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે.”

પરંતુ સાહિત્યની દીવી લઈ નિજના માર્ગે ચાલનાર મેઘાણીએ સમગ્ર પત્રનું તંત્રીપદ બહુ અલ્પકાળ સુધી જ સ્વીકાર્યું છે. એ સ્વીકાર્યું ત્યારે ય તે પોતાને સામાન્ય માનવી લેખતા મેઘાણી લોકનાયક લોકગુરુ બનવાને બદલે લોકસેવક, અને લોકપ્રતિનિધિ માત્ર બની રહે છે વિચાર, માહિતી, સંસ્કારો અને અભિરુચિની પરબ ખોલે છે. પ્રજાની યુયુત્સાને ચારણ બની બિરદાવે છે, પાનો ચડાવે છે. પોતે એમાથાળા હોય તેવી નિર્ભિકતાથી મોટા ચમરબંધીની સામે અન્યાયનો પ્રતિકાર કરતા ખડા થાય છે, પ્રજાની ન્યાયી લડતનો કેસ લડે છે, દંભ અને પ્રતારણાના નિષ્ઠુર બની ચીરે ચીરા ઉડાડે છે. સંસ્કારસ્વામી બની પ્રજા જેને માનતી આવી છે તે જીવનમૂલ્યોને રસમયતાથી રજૂ કરી પ્રજાની અભિરુચિને પાલવે છે...

કવિનો કસબ :

લોકપ્રેમી મેઘાણીએ લોકોનાં હૃદય સાથે તન્મય બની, લોકોનાં પુરુષાર્થને ઉદાત્ત કાવ્યરૂપે ગણું ભરીને લાડ લડાવવાનો અવસર ઠીક ઠીક સાંપડયો. લોકસાહિત્યના સંસ્કારે આપેલી કાવ્યભાવના, કાવ્યબાની, અને કાવ્યવાણી દ્વારા લોકહૃદય સાથે એકરસ બનીને મેઘાણીએ જે કાવ્યો લખ્યાં છે; જે ત્યાર પછી ‘સિંધુડા’મા, ‘યુગવન્દના’મા ‘એકતારા’ ગ્રંથસ્થ થયા છે તેવાં ઉત્સાહી વીરજીવનનું ધીંગુ અને ઉદાત્ત પ્રકારનું કાવ્યત્વ છે. સમય સમયનાં પ્રાસંગિક કાવ્યો તો ત્યાર પછી અનેક છાપાઓ રજૂ કરે છે : સંગ્રામ ગીતોના ઉત્સાહી જોડકણા પાર વગરના લખવામાં આવ્યાં છે. છતાં મેઘાણીનાં કાવ્યોમાં જે ઊંડી ભૂમિકા છે, ઊર્મિનો જે પ્રાણવાન ધોધ છે, ઉપર ઉપરનો જુસ્સો નહીં પણ અંતરના ઊંડા તળમાથી પ્રગટતી સાચા દેશભક્તિ છે...નિશ્ચય, અડગતા, ટેક, પુણ્યપ્રકાપ, તિરસ્કાર, આત્મઆશ્વાસન, સમભાવ, શહીદો પ્રત્યેનો

ધીરગંભીર કરુણાસભર આદર, હિસાબ માગનારો પડકાર, મર્મવેધી કટાક્ષ... વગેરે ભાવોના ઊર્મિઉછાળા આ કાવ્યોમાં જે રીતે લોકસમસ્તના હૃદયના વ્યાપક ભાવ બની લહેરાય છે, એ જોતાં મેઘાણીને પત્રકારી કવિ કહેવા કરતાં લોકકવિ, કે ભોટ્ટાએ જ કહ્યું છે તેમ રાષ્ટ્રીય કવિ કહેવા એ જ યોગ્ય છે.

"વૈશંપાયનની વાણી"માં કરસનદાસ માણેકે આખ્યાનશૈલીમાં કટાક્ષ કાવ્યો લખ્યાં... પણ એ આખ્યાનના વાઘા વર્તમાન જીવનના કાવ્યને બંધબેસતા ન થતાં એ કાવ્યોમાં સહૃદયતા, ગાભીર્ય, ઉદાત્તતા, ઘેરી કરુણા અને પ્રાણવાન ઊર્મિઓ...વગેરે ઉચ્ચતર કાવ્યોનાં લક્ષણો ઢંકાઈ જાય છે...દેશભક્તિના અનેક ગીતો બીજા આપણા કવિઓએ લખ્યાં છે પણ જે સમર્પણની અણફૂટ ધારા વર્ણવવાની તાકત વર્તમાનપત્રને પાને લગભગ શીઘ્ર કવિતાની ઝડપે લખાયેલી મેઘાણીની કવિતા દાખવે છે તેવી અન્ય કવિઓની કવિતા દાખવી શકતી નથી.

સાઈમન કમિશન, જલિયાંવાલા બાગની ડાયરશાહી, બારડોલી સત્યાગ્રહ, ત્રીસની દાંડીકૂચ, ધોલેરા સત્યાગ્રહ, ખાખરેચીનું યુદ્ધ, ગોળમેજી પરિષદ, અછૂતોના પ્રશ્નો ને ગાંધીજીના ઉપવાસ, લીમડીની હિજરત, વઢવાણની લડત, વળાની લડત, રાજકોટનો સત્યાગ્રહ, વીરાવાળા અને ગાંધીજી, ગાંધીજીના ઉપવાસ, વૈયક્તિક સત્યાગ્રહ, વિશ્વવિગ્રહ, સુભાષબાબુનું અદૃશ્ય થવું, હિંદ છોડોની પ્રચંડ લડાઈ... આ બધા પ્રસંગોની નોંધ લેતાં લેતાં મેઘાણીનું પત્રકારિત્વ કાવ્યમાં સરી પડે છે. સૌરાષ્ટ્રની રસધાર ભાગ ત્રીજામાં પાદમૂર્તિ નામે વાર્તા છે. "જોગાની ભુજા પણ કટારી સાથે કાંડા સુધી ગજરાજના દેહમાં પેસી ગઈ...હાથી થંભી ગયો. લોકો અવાક્! હાથી અવાક્! જોગો પણ હાથીની ગરદન પર ઊભો ઊભો અવાક્! શું બોલે? લૂખી વાણી કાઢવાનો તો એ વખતે નહોતો, કોઈ અમર વાણી: કોઇ ચિરંજીવી કાવ્ય: કોઈ અક્ષય તસ્વીર: ચૂપાચૂપ. ત્યાં તો ક્યાંઈકથી નાદ ગાજ્યો:"[1] જે પત્રકાર અને જે કવિ આવી ચૂપાચૂપ અવસ્થાનો અનુભવ કરી શકે છે, તેને પકડી શકે છે. આસપાસના ક્ષણિક અને સામાન્ય લાગતા પ્રસંગોમાંથી તેના જ હૃદયમાં ક્યાંકથી કોઈક અમરવાણી સરી પડે છે:

"શી રીતે જાગિયો આ અજગર સરખો સુપ્ત તોતિંગ દેશ?[2]
...મુર્દામાં પ્રાણ ફૂટ્યા: મુલક મુલકની વિસ્મયે આંખ ફાટી!"

૧૯૩૧માં "સૌરાષ્ટ્ર"ના પુનરારંભ માટે લખાયેલા કાવ્યની આ પંક્તિઓ છે.

૧. રસધાર-૩ : પૃ. ૩૫
૨. યુગવંદના કાવ્ય પૃ. ૧૮

ચર્ચરી છંદમા લખાયેલુ 'જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશક્ત ઈ-સાફી તખ્ત પર કરાલ કાલ જાગે' એ સામ્યવાદી આંદોલનનુ ધ્યાનગીત 'સૌરાષ્ટ્ર'ના મુખપૃષ્ટ પર મૂકાયુ હતુ; હુહુકાર કરતા વાયરાની ટાઢી થપાટ વીંઝતુ 'ઓતરાદા વાયરા ઊઠો'નુ ગીત, કલ્પચિતાના બળબળતા દર્શન કરાવનારો ધૂમ્ર છવાયો ધુંધળો ફાગણ ગાયો છે તે 'ફાગણ આયો'નુ ગીત, પીડિતોના ગીતો, ઝંડાવંદનનુ હજી સુધી તો અદ્વિતીય રહેલુ ગીત, "કંકુ ઘોળજો જી કે માથા ઓળજો" વગેરે યુદ્ધનો સાદ સંભળાવનાર ગીતો, કવિ તને કેમ ગમે, કોઈનો લાડકવાયો, સૂના સમદરની પાળે વગેરે ગીતો...પ્રજાની રાષ્ટ્રિય જાગૃતિના જુવાળે હેલે ચડાવેલી મેઘાણી જેવા લોકકવિની ભાવનાનું સ્ફુરણ છે "સભા થઈ ત્યારે જાણે રાષ્ટ્રની વિટંબણાઓનો પયગામ લઈને જનતાના ચોકમા ઊભેલા શાયર જેની આંખોમાથી જાણે અગન ફુવારા ઊડતા હતા, જેના શ્યામ ગુલાબી વદન પર જાણે દેદીપ્યમાન અપાર્થિવ ઝલક ચમકતી હતી, તેણે બુલંદ અવાજે એક ગીત ગાયુ હતુ :

"હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ...[1]
...તૂટે છે આભ ઊંચા આપણા આશા મિનારા
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા
સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા
મળે નવ માવડીને જ્યાં લગી મુક્તિ કિનારા..."

પ્રજાનું, સમગ્ર રાષ્ટ્રનું મુખ બનીને આ પત્રકાર, ગાંધીજી ગોળમેજી પરિષદમા જાય છે એ પ્રસંગનુ "છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ!" ગીત લખે છે. ગાંધીજીએ કહ્યુ હતુ "આ રાષ્ટ્રીય શાયર જાણે મારા દિલમા પેસી ગયો હોય અને અંતરના એકે એક પ્રવાહો જોઈને જ જાણે આલેખ્યા હોય, બસ એવું આબેહૂબ આલેખન આ કાવ્યમા છે"[2] 'જ્વાળામુખી એને કાળજે રે એની આંખમા અમૃતધાર' એવા ગાંધીજી આજે 'બેટાઓએ માતને પીંખી'ના સમયે જાગતા રહેવા પાછા આવે છે, તે સમયનુ કાવ્ય ૧૯૩૪મા ગાંધીજી કારાવાસ પછી પ્રથમ વાર મુંબઈ આવતા હતા તે પ્રસંગનુ 'પરાજિતનું ગાન' એ જ સમયે 'હિણાયલી રોળાયલી તુ : તોય મા તે મા' એ ધારાસભાની ચૂંટણી વેળાનુ ગીત વગેરે ગીતો મેઘાણી સમયાનુસાર લખતા ગયા અને પ્રજાના ભાવને વાણી આપતા રહ્યા. તરવારી શૌર્ય જેને પ્રિય હોય તે મેઘાણી

૧. ઝવેરચંદ મેઘાણી ધનવંત ઓઝા પૃ ૬૨
૨. એજન : પૃ ૭૩-૭૪

સુગબોલ ઝીલીને "પાંચ સાત શુગના જયકાર કાજ ખુબ ખેલાણા સહાર" એ સત્યની પ્રતીતિ કરી હથિયારોને બાળીને દાતરડી, હળ કેરા સાજ વગેરે ઘડવાનો સાદ પાડે છે. 'બેદર્દી ભીંસ્યુ ને આજ મારે ભાગરી"નું ઉચ્ચારણ છે તે 'ધરતી માગે છે ભોગ''—એ ગીત, 'તારા પાતમને સંભાર' અને દલિતોના ઉત્સવની ઉત્કટ તાલાવેલી ગાંધીજીના અનશન પ્રસંગનું 'ઉઠ્યો તમામ' એ ગીતો વનવગડામાં પેટના ખાડા પધરાવતી સામાજિક વિષમતાનો ભોગ બનતી સ્ત્રીનું ગીત: સાતાનની નારીનું, ખેડૂત સ્ત્રીની સખ્યાનું, 'ખાણી ખા મા રે,' ખીડીએ વાળો. વગેરે શ્રમજીવી નારીઓના ગીતો મેઘાણી નવી ભાવનાઓને ઝીલીને લોકભાવના રૂપે કેમ પ્રગટ કરી પ્રસરાવી શકે છે તેના દૃષ્ટાંતો છે ફાંસીને માંચડે ચઢી જનાર ભગતસિંહ અને તેના સાથીદારોની શહીદીને "ફૂલમાળ" કાવ્ય દ્વારા મેઘાણી લાડ લડાવે છે ગોતેર દિવસનું મરણાંત અનશન સ્વીકારતા વીર જતીન્દ્રને અદગ કરનારા જતીન્દ્રના સભારણાના ગીતમાં "રજ રજ નોંધી રાખશું દૈયા બીચ હિસાબ" જેવો ધનુષ્ય ટંકાર મેઘાણી કરે છે બારડોલીના સત્યાગ્રહને 'યજ્ઞધૂપ' દ્વારા, રાજકોટના સત્યાગ્રહને 'કાટશો અગ્નિ થજો.' 'સમશેર તારી બોદી પડી' જેવા કાવ્યો દ્વારા મેઘાણી પત્રના પાને રજૂ કરે છે "ન ધણિયાતી નથી" કાવ્યમાં રાજવીઓની ખેચાખેચને પ્રજાનો સાદ સંભળાવે છે દિશા ભૂલ્યા આવેશશીલ પ્રયત્નોમાં દંભ અને અનાચાર નવજાગૃત પ્રજામાં અને નેતાઓમાં પ્રવેશે છે તેને ટકોર કરી ચેતવનારા "નવા કલેવર ધરો!" "ભ્રાંતિ" "એક ડાગે એક ડચકારે," "મને વેચશો મા," "કેમ કરે કાયદો નૈ," "ગરીબોદ્ધારની ચાનાકીઓ,' કૃષ્ણ જન્માષ્ટમી નિમિત્તે "બળ્યે બળ્યે ગંભીર ઘોર આરતી," ઠક્કર બાપાની જયન્તી પ્રસંગે "અણુવચાયેલા સંદેશા," લોકમાન્ય ટિળકની સંવત્સરી પ્રસંગે 'કાળનું વદન," 'નવા વર્ષનો સંગ્રસ થાળ," દિવાળી પ્રસંગે, મૌલાના અબુલ કલામ આઝાદને 'સનામો,' શરાબબંધીના પ્રસંગે 'અદીઠી આગના ઓલવનારા,' વગેરે કાવ્યો મેઘાણીએ લખ્યા આ તો બધા 'એકતારા'માં અને 'યુગવન્દના'માં પ્રગટ થયેલા કાવ્યો એ સિવાય પણ સૌરાષ્ટ્ર, ફૂલછાબમાં કોઈ "વખતુભા દુલા'ને ઉદ્દેશીને, કોઈ 'રોજ રોજ વેદના વારા' વિષેની ફરિયાદને રજૂ કરનાર કોઈ અજાણ્યા લાડીલાઓના ત્યાગ, દાન, વીરતાને બિરદાવનારા કાવ્યો પ્રગટ થતા અને હજારો વાચનારાને છાપાના પ્રાસંગિક બ્યાનોની સાથે સાથે કવિતાનો આસ્વાદ પણ આપતા છાપાનો ઉપાડ જ આમ કાવ્યની ઉચ્ચ ભૂમિકાથી થતો અને તેથી એ કાવ્ય પછી છપાયેલા સમાચારો, વિચારો વગેરેનો સંદર્ભ જ જાણે કે બદલાઈ જતો 'સૌરાષ્ટ્ર'

પત્રની એ પ્રણાલિકા હતી.

**કાવ્યદૃષ્ટિ દીધી સમજ :**

હરકોઈ ક્ષેત્રના અલ્પજીવી પ્રસંગને કાવ્યત્વની ઉચ્ચ ભૂમિકામાં લઈ જતાં એનું બૃહત્ વિશાળ સૃષ્ટિના સંદર્ભમાં યથાર્થ દર્શન થાય છે; એ પ્રસંગના જીવનમૂલ્ય તરફ વાચકની દૃષ્ટિ કેન્દ્રિત કરી શકાય છે, એ પ્રસંગમાં રહેલા વીરત્વને, ઉદાત્તતાને, સાત્ત્વિકતાને, ત્યાગને, માણસાઈને વાચકના હૃદયમાં સત્ત્વગુણનો ઉદ્રેક થાય, ભાવનાની ભરતી આવે તે રીતે આપી શકાય છે આવી દૃષ્ટિ પણ પત્રકારની ઘડાતી જાય છે એને મન પ્રસંગ એ પ્રસંગ રહેતો નથી. એના મર્મનું બહુમૂલું જગત જ એની સામે ઊભું રહે છે મેઘાણીની પત્રકાર તરીકે આવી કોઈ કાવ્યમર્મીની ઊંડી સમજ, સૂક્ષ્મ વિવેક, વરસું વરસું થઈ મન ચોર્યા વગર વરસી જતી લાગણી પોતે માનેલા જીવનમૂલ્યો પ્રત્યે પરમ સત્યનો સાક્ષાત્કાર કરનારની વાણી સમું અનુભૂતિનું ઓજસ, નિષ્ઠાની દૃઢતા, શ્રદ્ધાનો ખણખણતો રણકો અને આપ્તજનસમી વાણીની પ્રૌઢી આપણને સાંપડે છે કારણ કે મેઘાણી કવિ દૃષ્ટિએ આ લોકયાત્રાને નિરખી રહ્યા છે. મેઘાણીનું વૃત્તવિવેચન એ કવિનું વૃત્તવિવેચન બની રહે છે સમાચાર ઉતાવળે વા ઊંમા બરોબર મઠાયા વગર છપાઈ જાય, એ તેમને પસંદ ન હતું. એમના ઘણા સાથીઓએ આ સમાચારમાં કંઈક ખામી રહી ગઈ છે, રવીન્દ્રની જોડણી તો ખોટી નથી થઈ ને ?[1] એવી ચિંતા તેઓ ઘરે પાછા ફરે ત્યારે પણ સેવતા હતા તેની નોંધ સંભારીને રજૂ કરી છે

ભાવ અને શૈલી પરત્વે જ નહીં પણ સમગ્ર વૃત્તિપત્ર એક ઊંચી સુરુચિ દાખવનારું-લોકજીવનમાં રહેલાં સંસ્કારગજોને પ્રગટ કરી વિશેષ સંસ્કારી બનાવનારું—જીવનગળનું ભાથું બાંધી આપનારું નીવડે તેની તેમને સતત ચિંતા રહેતી કોઈ સમાચાર વિશ્વસનીય તો છે ને ? એની તેઓ તપાસ કરતા; પરંતુ વિશ્વસનીય સમાચાર પણ એકપક્ષી દૃષ્ટિએ રજૂ થયા હોય એમ બને, તેથી બીજા પક્ષનું દૃષ્ટિબિન્દુ પણ વિચારી વર્ગને વિનાકારણ કોઈની લાગણી ન દુભાય તે રીતે તેઓ વૃત્તિનું સંપાદન કરતા, ચૂનીલાલ મડિયા લેખક બનાવો નોંધી લખે છે કે, 'માનવતાલક્ષી પત્રકારત્વ તો કોઈને પણ દુભવે નહિ એવો પત્રકારી ધર્મ નજર સામે રાખનારો પ્રત્યેક માર્મિક દૃષ્ટિ વડે જ નજર કરે એનું લક્ષ્ય તો માનવજીવનના કલ્યાણકારી શાશ્વત મૂલ્યાંતરો ઉપર જ હોય આ

1 રેખ સ્મૃતિ અંક પૃ ૩૩

વસ્તુ મેઘાણીભાઈની સાહિત્યવ્યાપારની દ્યોતક હતી એ જ વસ્તુ એમની પત્રકારત્વ પ્રવૃત્તિમા પ્રેરકબળ બની રહી વસુધરાના વહાલા તેમ જ દવલા સહુ પ્રત્યે સમભાવ રાખી શકે એ જ સાચો પત્રકાર ”

“પત્રકારત્વ એ મેઘાણીભાઈ ને મન કેવળ ‘ હૉબી ’ વ્યાસગ-વિલાસ[1] નહોતુ પણ જીવનકાર્ય-મિશન હતુ રોટલિયા કે પેટભરુ પત્રકારત્વની પાછળ રોજના ચાર કલાક ગાળીને ‘ ઘણું થયુ ’ કરનારાઓના વર્ગના તેઓ નહોતા અમદાવાદ ખાતે લેખક-મિલનની એક સભામા તેમણે સાચુ જ કહ્યુ કે, પત્રકારના જીવને એશઆરામ હોતો જ નથી એને કુટુમ્બસુખ પણ જતુ કરવુ પડે છે ઑફિસેથી ઘેર આવ્યા પછી પણ એના જીવને નિરાત રહેતી નથી. થાય છે, પેલા સમાચારમા આગ્લોમ ફેરફાર કરી આવુ, ફલાણું આમ ગોઠવી આવુ વગેરે આમ પત્રકારત્વ જેમને મન શ્વાસોચ્છ્વાસ હતુ, તેવા શ્રી મેઘાણીભાઈના પત્રકારત્વમા એમના સાહિત્યિક ગુણો—માનવતા અને સમભાવ આપમેળે જ ઊતરી આવે તે સમજી શકાય છે ”

ઝવેરચદ મેઘાણીની પ્રકૃતિ સદા સવેદનશીલ હતી વેદના, ઊર્મિલતા આવેશ વગેરેના પ્રાણવાન પ્રવાહો તેમને દોરી રહેતા એમ ઘણા કહે છે પણ આ આવેશ અને ઊર્મિમયતા એટલે વ્યાપક દષ્ટિને રોકતી, વિચાર અને સમજની સમતુલાને રોળીટોળી નાખતી એકાગી એકપક્ષી દષ્ટિ નહીં એમના પત્રકારિત્વમા એવુ જોવા નથી મળતુ

જ્યારે જ્યારે માનવતાનો હ્રાસ થતો જોયો, ગરીબડા, ગભરુડા ગામડિયાઓ, માસ્તરો, કારકુનો, કામદારો, વાઘરીઓ ચોર લૂટારા અને ડામીસ કોમ તરીકે ગવાઈ ગયેલા મેવી મથરાવટીના લોકો, રજવાડી પ્રજાજનો સયુક્ત કુટુબની વહુવારુઓ વગેરેની કથનીઓમા માનવમૂલ્યોનો હ્રાસ થતો અનુભવ્યો ત્યારે ત્યારે મેઘાણીએ રાતી આખ કરી છે દભને કાતીલ કટાક્ષ કરી દભીને ઊભો ને ઊભો સળગાવી મારે તેવા વેણો આલેખ્યા છે, કાર્ટુનો કર્યા છે જુલ્મી ઠાકોરોની સાન ઠેકાણે લાવવા તો માથાનો માનવી જ લખી શકે તેવી નિર્ભિકતાથી, અને વીરના સાબુત કાકાના જનોઈવઢ ઘા સમા વાક્યોથી તેમણે લખાણુ લખ્યુ છે ગીણાની માનવતાના વસમા પ્રસગે આસુ ટપકાવે તેવા વેણો ઉચ્ચાર્યા છે પરાજિતતાના શરમજનક પ્રસગે ધીરજના આશ્વાસન બોલ કહ્યા છે સત્ય, શૌર્ય, દિલાવરી, માણસાઈ વગેરેને

૧ ઊર્મિ સ્મૃતિ અક પૃ ૭૧

ગજ ગજ છાતી ફૂલાવીને બિરદાવી છે.. આમ કવિ સહજ પ્રાણભાવથી જે જે સૂર હૃદયમા ઊઠયા તેને મનમોકળી રીતે ગાયા છતા ઊંડી સમજણ અને સમતાને તેમણે ત્યજ્યા નહીં કારણ કે મેઘાણી તત્ત્વત: કવિ છે પત્રકાર, કે વકતા લાગા લાંબા હાથ કરી પોતે જેને સત્ય માને છે, પોતે જેનો પક્ષ લીધો છે તેને પોતાના સઘળા હથિયાર, યુકિતઓ, વકતૃત્વની છટાથી સજ્જ થઈ આવેશમયતાથી રજૂ કરે છે. 'સૌરાષ્ટ્ર' મ ડળના પત્રકારોમા ગુણવતરાય આચાર્ય માટે, કકલભાઈ કોઠારી માટે, સાનળદાસ ગાધી માટે કે અમૃતલાલ શેઠ માટે આવી એકાગી દૃષ્ટિ અને એ દૃષ્ટિને વેધક બનાવવા માટે આવેશ, રગમયતા, વકતૃત્વ આદિ લાપાના હથિયારોનો ઉપયોગ તેમના પત્રોમા તેમણે કર્યો છે એમ કહી શકાશે. મેઘાણી માટે આવુ એકદમ કહી શકાય તેમ નથી. કારણ કે મેઘાણી તત્ત્વત: કવિ છે: એ "સાહિત્ય દીવી" લઈને લોકટોળામા અને પત્રકારી જમાતમા પણ પોતાની સ્વતત્ર કેડીએ ચાલે છે: કારણ કે એને એનો ગોવાળ સાદ કરે છે અને આત્મા હોકારો ભણે છે કે, "એનો સાદ હુ ઓળખુ છુ. હુ દિશા નહિ ભૂલુ."

"અનેક પ્રસગોએ મે જોયુ છે, તેઓ જે માનતા તે નિર્ભય રીતે લખતા તેઓ ખુશ થતા ત્યારે બારે મેઘ વરસતા અને નાખુશ થતા ત્યારે ઝઝાવાત જાગી ઊઠતા; પરતુ એમની સચ્ચાઈમા કદી યે ઊણપ આવતી નહિ. એમને નજીકથી જોનાર જાણતા કે એમણે કે ઈનુ બૂરુ કરવાનો વિચાર સુદ્ધા કદી કર્યો નથી એમની કલમ આરભથી અત સુધી પવિત્ર રહી છે, રાગદ્વેષથી કદી જ ખરડાઈ નથી એમની સચ્ચાઈ અને નમ્રતા એમને હજારોના મિત્ર બનાવતી હતી"[1]

મેઘાણીનુ લખાણ પ્રાણવાન હતુ આવેશમય હતુ હૃદયના બળનુ સાભળનારને-વાચનારને હલાવી નાખે તેવુ સામર્થ્ય હતુ; પણ લોકહૃદયમા જે એક સ્વસ્થ ઊંડી સમજનુ ડહાપણ કહેવામા આવે છે તેવુ પ્રૌઢ નિર્મળ ન્યાય તોળનારુ કોઠા સૂઝનુ ધીંગુ જ્ઞાન એ આવેશને નિયત્રિત કરતું એથી જ મેઘાણીએ નવલિકામા 'સુધારકોના ઉત્સાહી પ્રયત્નો'ની ટીકા કરનારી વાર્તાઓ લખી છે શિક્ષકોને કોંગ્રેસના પ્રધાનો જ જ્યારે અન્યાય કરે ત્યારે બે શબ્દો સ્પષ્ટતાથી કહ્યા છે. રાષ્ટ્રભાષાને નામે કોઈ હાથમા દડ લઈ ડોળા ધુરકાવતી ભાષા સામે સાહિત્ય પરિષદના સમેલનમા ચેતવણીનો સૂર ઉચ્ચાર્યો છે. 'સેવકો'ના ત્રાસના વર્ણનો કર્યા છે "અને પત્રકારનો પરમ ધર્મ અન્યાયની

---

૧ ઊર્મિ સ્મૃતિ અક (સોપાન) પૃ. ૧૦૪

સામે વિરોધ ઉઠાવવાનો, જનતાના સુખદુઃખ, આશા આકાંક્ષા, જય-પરાજય આદિને વાચા આપી જનતાની જબાન બનવાનો, તે પણ એમણે નિર્ભીક રીતે પાળ્યો છે એ બાબતમા સ્પષ્ટ વકતૃતા બહુ ઓછા પત્રકારોએ બતાવી છે 'સૌરાષ્ટ્ર'માનુ એમનુ કામ તો ખરુ જ પણ 'ફૂલછાબ'માની એમની નોંધો અને 'સામેવાના સૂર'માના કેટલાક કટાક્ષપ્રધાન લખાણો તેમ જ 'ઊર્મિ'માની તેમની કેટલીક તાજેતરની નોંધો આ સબધમા ઉલ્લેખને પાત્ર છે કોંગ્રેસ, કોંગ્રેસી નેતાગીરી ને નીતિ અને ગાધીજીના કોઈ કોઈ પગલા સામે પણ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યકત કરતા એ અચકાયા નથી એવે વખતે લોકોના પ્રતિનિધિ તરીકે તેમના મનની વાત જ એમણે કહી છે"[1]

(અનતરાય રાવળ)

મેઘાણીના પત્રકારિત્વમા પત્રકારી ઉતાવળ કે વક્તાનો આડબરી આવેશ, આભાસી યુક્તિ-પ્રયુક્તિથી ઊભી કરેલી મનમનામણી દલીલબાજી એકાદ કોઈ પક્ષનુ જ વાજિત્ર બની રહેવાના પ્રયાસો વગેરે નહોતુ એટલુ જ નહીં, પણ સ્પષ્ટરેખ, પ્રૌઢ ગભીર ઊંડી સમજની એક અવિસ્મરણીય છાપ પડતી. લોકસાહિત્યની તેમની ઉપાસનાએ તેમને ભાતભાતના લોકોના હૈયા ઉઘાડવાની અને પ્રેમ સપાદન કરવાની આવડત આપી હતી વ્યક્તિ અને પરિસ્થિતિને 'ચતુર સુજાણ'ની રીતે સમજવાની સૂઝ આપી હતી, અને સહુથી વિશેષ તો સત્ય માટે કે પોતાની પ્રિય ભાવનાઓ-વિચારો માટે અન્યને અકળાવે તેવો કોઈ આગ્રહ કરવાનું તેમની પાસેથી ત્યજાવ્યુ હતુ લોકજીવન સાથે એક થનારમા સહિષ્ણુતા તો આવે જ પણ લોકજીવનના પ્રેમીમા એ સઘળા વિરુદ્ધ વિચારો, ભાવનાઓ અને જીવનરીતિઓને મમતાથી માણવા જેવી હૃદયવૃત્તિ પણ ઘડાય આથી વાદ પ્રતિવાદના પૃથક્ પૃથક્ શખો ફૂકાતા હોય, સામસામા પક્ષો એકબીજાને ઉશ્કેરવા પ્રવૃત્ત થઈ, સાચને તરવાર જેવુ શસ્ત્ર બનાવી જૂઠ ને સાચનો આભાસ આપે તે રીતે ઢાળીને તીવ્ર ચર્ચાઓ કરતા હોય કે અતિઉત્સાહમા આવી જઈ પત્રમા નર્યો દેકારો મચાવતા હોય—ત્યારે મેઘાણી પોતાની નિર્મળ સમજણની સ્વસ્થતા અને સ્પષ્ટ નિખાલસ છતા ભીડપથી સભર પ્રતીતિનો સ્વયમેવ રણકાર ઉપજાવતી વાણી રજૂ કરવાનુ ચૂકયા નથી "હુ તો પૈર્યાં માનવતા—સસારમાના સર્વ સારાનરસા માણસો પ્રત્યેની સહૃદય દાર્શનિકને શોભતી

1, ઊર્મિ સ્મૃતિ અક પૃ ૮૩

માનવતાના અ ંશોનુ આપણા પત્રકારિત્વમા ખૂન થતુ જોઈ છુ'"[1] ઉમાશંકર જોષીને મેઘાણીની આ જીવનમર્મીની સમજણ શક્તિ આસ્વાદ્ય લાગે છે. "હમણા હમણા મને એમના વ્યક્તિત્વમા સૌથી વધુ આસ્વાદ્ય વસ્તુ એમની સમજણ લાગી હતી સંસારને સમજી ગયા હોય અને એની સાથે પોતાની સ્વેચ્છાએ—લાપરવાહીથી નહિ પણ સામે ચાલીને મેળ કરી દીધો હોય એવી આ છેલ્લા વરસની એમની સમજણભરી વર્તણૂક હતી.. મને થયુ, મેઘાણીભાઈ ઉઘાડી આખે ફર્યા છે અને દુનિયામાથી—માણસોમાથી એ શીખ્યા છે; બધી આળપંપાળ જતી કરી, શીખ્યા છે એક સહાનુભૂતિ—હમદર્દી." ૨

"મેઘાણીની નજર ઝીણી હતી. વાતચીતમા એકધારી મધુરતા અને લેખનમા ભાતીગળ શૈલી એટલે કદાચ વરતાય નહિ, પણ એમની ચકોર આખ પોતાની આસપાસની રજેરજ વસ્તુ સહેજમા જોઈ લેતી માણસનું અને પરિસ્થિતિનુ માપ લઈ લેવાનો એમની પાસે સૂક્ષ્મ કાટો ન હોય!"

મેઘાણીને એમના મિત્રો ખૂબ ઉત્કટ સંવેદનશીલ, લાગણીપ્રધાન વ્યક્તિ તરીકે ઓળખાવે છે અમૃતલાલ શેઠ એ લાગણીપરાયણ માનસને કોમળતાથી સભારે છે પરમાનન્દ [3]કાપડિયા એમને વેદનામૂર્તિ કવિ લેખે છે "આપણા ઊંચા સાહિત્યધન વિષે લોકોની ઉપેક્ષા, આપણી ગુલામી અને નિર્માલ્યતા આપણી ગરીબી અને અજ્ઞાનતા, વિદેશી રાજ્યસત્તાનુ દમન અને પ્રજાની આઝાદીની તમન્ના, દલિત તેમ જ પતિત વર્ગોની પાર વિનાની દુર્દશા અને ધનવાનોના એફામ ભોગવિલાસો, સ્ત્રીઓની પરાધીનતા અને જનસમાજની રૂઢિગ્રસ્તતા— આવી અનેક બાબતોનુ દર્શન તેમ જ ચિન્તન તેમની વેદનાનુ મૂળ હતુ" તેમા પાછુ તેમણે સૌરાષ્ટ્રમા પત્રકારિત્વનુ ક્ષેત્ર પસંદ કર્યું ગામે ગામની કઈ કઈ ઉદ્વેગ કરાવનારી, લાગણીપ્રધાનની લાગણીઓને અસહ્ય આઘાતને ચડાવતી વાતો સમાચાર રૂપે પત્રો રૂપે, ફરિયાદ રૂપે તેમના ટેબલ પર ઉછાળા મારતી હોય જેના પ્રત્યે મમતા છે, શ્રદ્ધા છે તેવાઓની પણ હૈયામા ચચરાટી પેદા કરે તેવી બાતમીઓ કાને અથડાતી હોય તેમ છતા એ બધા વચ્ચે સ્વસ્થ રહેવુ, પોતાની સૂઝ અને સમજને ધીંગી નિર્મળ સ્પષ્ટ રેખ રાખવી, અને મનની તેમજ વાણીની મીઠપને ત્યજવી નહીં આ દોહીલો મેળ મેઘાણીએ

૧ મેઘાણીના પત્રો પૃ ૧૪૬
૨ ઊર્મિ સ્મૃતિ અંક પૃ ૧૧૬
૩ ઊર્મિ સ્મૃતિ અંક પૃ ૮૭

શી રીતે સાધ્યો હશે ? ૧એવું તો કોમળ અને સંવેદનાશીલ હૃદય મેઘાણીભાઈ પાસે હતું કે નાનામાં નાનો બનાવ કે સામાન્ય લાગતા સમાચાર પણ એમના લાગણીતંત્રના તાર ઝણઝણાવી જતા. એક કોસીનો પુત્ર કારખાનામાં મૃત્યુ પામે અને અદાલત પાસે નુકસાની ભરણાની અરજ થતાં "એવો કોઈ કાયદો નથી" કહીને અદાલત એ ડોસીને ધુતકારે ત્યારે મેઘાણીભાઈ જેવા સંવેદનશીલ પત્રકારની કલમમાંથી તંત્રીનોંધને બદલે કાવ્ય જ સરી પડે"... આવા મેઘાણી એમ છતાં પરિસ્થિતિનો તાગ લેવા માટે પોતાની સંવેદનશક્તિને રોકી શકતા... "કોઈ પણ બનાવ કે વ્યક્તિ પ્રત્યે ટીકા કરવામાં મેઘાણીભાઈ બહુ સાવચેત રહેતા; ભૂલેચૂકે ય અજુગતી ટીકા થઈ જતી તો તેઓ ઊંડી વેદના અનુભવતા...કોઈ પ્રત્યે જરાસરખી કડવી ટીકા થઈ જાય તો મેઘાણીભાઈ રાતે ઊંઘી ન શકતા" ૨ "તંત્રી તરીકેની પોતાની જવાબદારીની અને પત્રની પ્રતિષ્ઠાની જાળવણી સ્ત્રીના શિયળની જેમ કરતા હતા. જરા સરખી શરતચૂકથી કોઈ વ્યક્તિને અન્યાય થયો હોય કે કોઈનો વિરોધ કે સુધારો આવે તો તેઓ બીજે જ અંકે પ્રસિદ્ધ કર્યે જ જંપતા." ૩

આવી વિનમ્ર સજ્જનની માણસાઈ અને દાર્શનિકની જીવનની મર્મગામી સમજ મેઘાણીની તંત્રી નોંધોમાં સમાચારોની પસંદગી અને રજૂઆતમાં પેલા પ્રાણવાન આવેશ કરતાં પણ વિશેષ જોરાવર બળ તરીકે કામ કરી રહેલાં દેખાય છે. ઊર્મિલતા કે સંવેદનશીલતા, વેદના કે પુણ્યપ્રકોપ, ઉત્સાહ કે કાતીલ કટાક્ષ કરવાની વૃત્તિ, નિંદાપ્રિયતા કે અન્યનું વાંકું દેખવાની વૃત્તિ કરતાં આ માણસાઈ, દાર્શનિકની સ્વસ્થતા, કવિની ભાવનાશીલતા અને સહૃદયતા મેઘાણીના પત્રકારિત્વને અભિનવી કુનેહ, મુત્સદ્દીગીરી. અને માનવતા મ્હોરી મીઠાશ અર્પે છે. ગાંધીજીએ આ કુનેહને પ્રશંસી છે. પ્રભુદાસ પટવારી એને સુજનતા વડે મહાત કરવાની કળા કહે છે: "દૃષ્ટિભેદ અને વિચારભેદ તો દરેકને હોય, પરંતુ તેઓ પોતાના વિચારોની રજૂઆતમાં એવી ચીવટ રાખતા કે સામાને સહેજ પણ દુઃખ ન લાગે. અન્ય પ્રત્યે નમ્રતા અને વિવેક દાખવી ચર્ચામાં પોતાની જ ભૂલ હોવાની સંભવિતતા જણાવી સામા માણસને સુજનતા વડે મહાત કરવાની કળા તેમને સરસ રીતે હસ્તગત હતી." ૪

---

૧ ઊર્મિ સ્મૃતિ અંક : પૃ ૭૨
૨. ઊર્મિ સ્મૃતિ અંક : પૃ. ૭૪
૩. ઊર્મિ સ્મૃતિ અંક : પૃ. ૬૯
૪. ઊર્મિ સ્મૃતિ અંક : પૃ. ૭૫

### પત્રકારનો લોહીઉકાળો :

સ્વાતંત્ર્ય માટે યુધ્ધે ચડેલી પ્રજાનું રાષ્ટ્રીય હોવાનું દાવો કરતું પત્રકારિત્વ, યુદ્ધના રંગોથી રંગાયા વગર રહે નહીં. સરકારની નીતિ-રીતિ, એમની નોકરશાહીની તુમાખી, એમના આશ્રિતોના દંભ અને અનાચાર, દેશી રજવાડાંઓની આપખુદીની અભદ્રતા, સત્તાસ્થાને રહેલાના જીવનની નર્કાગાર સમી અનૈતિક રીતરસમો, આર્થિક સત્તા સંભાળતા શાહુકારો, ઇજારદારો, વેપારીઓ, કોન્ટ્રેક્ટરો, ઉદ્યોગપતિઓ......વગેરેની દયાહીન ધનલોલુપતા...આ બધાની કહાણીઓ મ્હલાવી ક્લાવીને ઘેરા રંગે આલેખવાની પત્રકારને ફરજ પડે છે, અને ગાંધીજીની લડત તો સમાજના અનેક ક્ષેત્રમાં ક્રાન્તિ લાવનાર હતી, એટલે નેતા અને સેવકના ચારિત્ર્યનાં આછેરાં પણ છાંટા ઊભા હોય તેવા દોષ, રૂઢિપરંપરામાં પરવશ બનીને બાળકન્યાને ગમે ત્યાં નાખી દેવા તૈયાર થતો પિતા, નાત પટેલિયા, ચોપટિયા, મહાજનના મોવડીઓ વગેરેનું મનસ્વી વર્તન; ગામડાના સમગ્ર "પલ્લી સમાજના" નાના નાના કાવાદાવા અને ખટપટો; ધર્મગુરુઓ, મહંતો, મઠાધીશો વગેરેના અકર્મણ્ય જીવનની અભિનવી લીલાઓ...આ બધી બાબતોમાં પણ જાસૂસની અદાથી જાહેર પ્રજાની નજરે કિસ્સાઓને ચમકાવવાથી લોકલાજના માર્યા એવા લોકો એવું આચરણ કરતાં અચકાશે એવા ખ્યાલથી છાપાંઓ આવા આવા સમાચારો પણ રજૂ કરવા પ્રેરાયા હતા. પરિણામે મેઘાણી જેવા સૌન્દર્ય-શોધક, માણસાઈના પાતાળ ઝરણાંના પ્રેમી, સદ્ય સંવેદનશીલ, બાળા હૃદયના કવિના ટેબલ પર ગામે ગામથી આ "જીકરડો" ઠલવાતો હશે ત્યારે તેને શું થતું હશે ?

એમ છતાંએ આવા વિષમ સમાચારો અને પત્રકારિત્વના વ્યવસાયની નીતિરીતિમાં પોતાના પેલા "ગોવાળના સાદ" ને વફાદાર રહી પત્રકારિત્વને "સાહિત્યરંગી તોર" ને માણસાઈનો, દાર્શનિકની તટસ્થતાનો, અને જીવનની ધીંગી સમજણનો ઉઠાવ આપવાનો પ્રયત્ન કર્યો. એટલા માટે જ કોઈ રાજકીય પત્રકારને સંભારવાને બદલે જૂનાગઢના પ્રસંગે ગાંધીજી આ લોકસાહિત્ય વીરના 'બંસીના નાદ" ને સંભારે છે. "આવું ડહોળાયેલું વાતાવરણ...પલવારમાં પલટાવી નાખવાની" કૃષ્ણની બંસરીની જેવી મેઘાણીની વાણી હતી—બન્ને કાવ્યવાણી અને પત્રકાર તરીકેની વાણી : અને "કાઠિયાવાડને ઓળખવાની કુનેહ" મેઘાણીમાં હતી. પ્રજાનું ડહોળાયેલું વાતાવરણ શુદ્ધ કરવાની, પ્રજાને

સાચે માર્ગે દોરવાની, પ્રજામાં ભાવ અને ભાવનાને ભરી તેને ઘેલી કરવાની, પ્રજાને ઓળખી પ્રજાને વાળવાની કુનેહ દાખવનારી સાચા પત્રકારની ઉમદામાં ઉમદા શક્તિઓની ગાંધીજીને પ્રતીતિ થઈ હશે, માટે જ ગાંધીજી આ શબ્દો ઉચ્ચારે છે.

વર્તમાનપત્રોના લખાણનું આયુષ્ય ટૂંકું હોય છે. પ્રાસંગિકતા અને પ્રસંગજનિત ઊભરાતી ઊર્મિનો ઊછળાટ વિશેષ હોય છે, સદ્યઃ—વાંચતા જ લખાણ ચોટદાર કેમ થાય, તે તરફ જ પત્રકારનું લક્ષ્ય કેન્દ્રિત થયેલું હોય છે. એની ભાષા, વાણીના મરોડો, યુક્તિ-પ્રયુક્તિઓ, દલીલો, વક્તૃત્વ, અલંકારમયતા, આવેશ...વગેરે અને એથી ઊંચેરા કાવ્યાદિની કલામય સાજસામગ્રીનો 'ઉપયોગ' ધારી અસર ઉપજાવવા માટે જ—સભાન બનીને તે કરતો હોય છે. આ જાતની ધારી અસર ઉપજાવવાનું કાર્ય જાદુનું છે: કલાનું કે કવિતાનું નહીં—અસંખ્ય લોહીઉકાળો કરનારા પ્રસંગોની પરંપરામાં માણસની સંવેદનશીલતા શિથિલ બની જાય ત્યારે આવેશથી પરાણે પરાણે ઉત્કટ સંવેદન અનુભવાય તે રીતે એ વાતોને મૂકવા માટે પત્રકારે વાણીના આડંબરનો, કાચી કલ્પનાઓનો, અને સૂક્ષ્મ મુલાયમ કે સંકુલ નહીં તેવી માત્ર સીધા પ્રત્યાઘાત પાડતી ઊર્મિઓનો આશરો લેવો પડે છે......

આવા પત્રકારિત્વને 'સાહિત્યરંગી તોર' આપવો, મારતે ઘોડે સતત કાર્યશીલ રહ્યા છતાં બરોબર કલ્પનાથી પ્રસંગનું અને પ્રસંગના મર્મનું આકલન કરવું; જેવા અને જેટલા ઝીલાયા તેટલા સંવેદનોને પણ ઉત્કટતાથી ઝીલી એને એની દાહક ઉષ્ણતાને બદલે ઇન્દ્ર ધનુષ્યના જેવા રંગવૈભવ દાખવે તેવાં કલ્પનાનાં તેજમાં પલટાવવાં, લોહીઉકાળો કરનારા વાદમાં તણાયા વગર, સ્વચ્છ સમતોલ દૃષ્ટિની રણકારમય પ્રૌઢવાણી ઉચ્ચારવી, ઉતાવળ અને થાક છતાં શબ્દની આદરપૂર્વક ઉપાસના કરી સંઘેડાઉતાર શિલ્પાવધાન કરવું... માત્ર સમાચાર છાપનાર સમાચારોનો સંપાદક નહીં, તત્કાલીન આઘાતનો પ્રત્યાઘાત પાડનાર છીછરા મનનો સાધારણ જન નહીં, પણ લોકહૃદય સાથે એકતાન બની ભળી ગયા છતાં લોકના સાચા નેતા બની, આમજનથી સહુના અંતરાત્માનો હોંકારો આપતા આપમેળે પ્રેરે તેવી ગંભીર પ્રૌઢ દાર્શનિકની સમજથી સભર વાણી ઉચ્ચારવી, આવી આવી પત્રકાર તરીકેની મેઘાણીની સિદ્ધિઓ અપૂર્વ અને અસાધારણ લેખી શકાય "લોકસાહિત્ય વીર" મેઘાણીની એ પત્રકારી બંસીનો નાદ જ્યાં સુધી 'સૌરાષ્ટ્ર', 'ફૂલછાબ'માં બજતો રહ્યો ત્યાં સુધી મોહક, મીઠો, ઉન્માદક, ઘેલાં કરનારો રહ્યો છે કારણ કે એ નાદ મેઘાણી

કામના કોઈ પત્રકારનો નહોતો. રાજકીય ભાવનાઓ, સમાજસુધારાની એષણાઓ, સાહિત્યરંગી રસેષણાઓ...કે એવી કોઈ બહારની નિષ્ઠાથી મેઘાણી પ્રેરાયા નથી. એમને તો એમના અંતરાત્મામાં બેઠેલા ગોવાળે સાદ કર્યો હતો. એ ગોવાળની બંસીનો ઝીલાયો તેવો પ્રતિધ્વનિ મેઘાણીના પત્રકારત્વમાં અવતર્યો છે. પત્રકારી સૃષ્ટિમાં આવા અદૃશ્ય આત્મ–ગોવાળના પ્રૈર્યા પ્રેરાઈને બંસી બજાવનાર મેઘાણી જેવા પત્રકારો વિરલ વિભૂતિ જ લેખી શકાય

## સાહિત્યદીવી લઈને જુદી વાટ :

પત્રકારત્વના ક્ષેત્રમાં જ્યારે જ્યારે એ ગોવાળનો ડચકારો દૂર ચાલ્યો ગયેલો લાગ્યો છે ત્યારે ત્યારે મેઘાણી પત્રકારત્વથી વિમુખ બની પોતાનો ન્યારો માર્ગ લઈ નીકળી પડયા છે...

"મને તેઓ હતો સાહિત્યની શાળા ચલાવવા, પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું તેવી બંધિયાર કૂંડીએ બાંધેલી એ બન્ને પૃથક્ શાળાઓ નહોતી... હું બેઉ ક્ષેત્રોમાં રમણ કરતો થયો. નવો મોહ પાતળો પડી જતાં ક્રમે ક્રમે પત્રકારત્વ મને વેરાનરૂપ લાગ્યું. એ વેરાનમાં રેતીના વંટોળ ચડતા હતા. આંખો અંધી બનતી હતી. પગદંડીઓ નહોતી જડતી કોને માટે, શાને માટે, કયા લોકશ્રેયાર્થે હું અમલેખો ને નોંધો, સમાચારો ને પત્રો લખતો હતો તેનો આજે વિચાર કરું છું ત્યારે જવાબ ફક્ત એટલો જ જડે છે કે, લખવાનું હતું માટે લખતો હતો...એ વેરાનમાં બત્તી હતી કેવળ સાહિત્યરસની. એના ઝાંખા પ્રદીપે સામી દિશાનો દોર ન ચૂકવા દીધો...વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતાં. પ્રચારલક્ષી, કેવળ વિઘાતક પ્રચારલક્ષી વિચાર દાવાનળની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્યદીવી લઈને જુદી જ વાટ ઝાલી..." એ ઝાંખી બત્તીએ મને દિશાદોર ચૂકવા દીધો નથી..."[1]

લોકજુવાળના રેલાએ "મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતા"ને અને "દેશી રજવાડાંની આપખુદી સામે બાખડનાર લડાયક જુસ્સા"માં મન વળે તેવું હતું. મેઘાણી મુદ્દાસર કાયદા અને રાજકારણના પ્રશ્નોમાં પણ રસ લેતા થયા. "જે લખાણોમાં કાયદો ચર્ચવાનો હોય કે ખૂબ દલીલ કરવાની હોય તેવી વસ્તુઓ સામાન્ય રીતે અમૃતલાલ શેઠ લખતા પણ મેઘાણીને રસ પડ્યો હોવાથી 'ભાઈ હું જરા આના પર હાથ ચલાવું'[2] કહી લેખ લખી

૧. વેરાનમાં : પૃ. ૯–૧૦
૨. ફૂલછાબ : સ્મૃતિ અંક : પૃ. ૩૫

આવ્યા અમૃતલાલ શેઠને "એ આખો ઇતિહાસ, ચિત્ર અને કલ્પનાઓ વધારે ઉઘમેકતી" થાય તેમ હતું; છતાં મેઘાણીનો લેખ જોઈને એમનું અભિમાન ગળી ગયું.' શેઠ લખે છે: "મને એમ થતું કે, આ લખાણ મેં લખ્યું હોત તો આના દશમા ભાગની પણ સચોટતા કે સ્પષ્ટતા આવી શકત નહિ, ખાસ કરીને 'તલવાર યુગ પછી' એ નામની લેખમાળા તો હજી યે મને યાદ છે."

આમ વર્તમાનપત્રોના દેકારામાં તણાયા છતાં અંદરથી પેલો ગોવાળ સંભળાવ્યા કરતો હતો: 'આ મારો બંસીનો નાદ નથી.' 'ક્યા લોકશ્રેયાર્થે આ પ્રવૃત્તિ?' 'મારા પર આટલાં વર્ષોના ટપલા પડ્યા પછી પણ મને લાગે છે કે, એક તો વિશ્વ સંયોગોને કારણે, બીજું આ દેશની વિષમ સ્થિતિના વિષમતર પલટાઓ થયા કરે છે તે કારણે, ને ત્રીજું આપણી પોતાની જ વિચારશક્તિની તટસ્થતા ન રહી હોવાને કારણે એક યા બીજા કોઈ cult સાથે આપણું વધુ પડતું એકાકાર સ્વરૂપ થઈ જવાને કારણે આપણે નાહક કેટલીક બળતરા ને લોહીઉકાળો વેઠીએ છીએ, કોઈ નિર્ણય પર આવી શકતા આપણી પોનાની જ વિચારશક્તિની તટસ્થતા ન રહી હોવાને કારણે એક યા બીજા કોઈ Cult સાથે આપણું વધુ પડતું એકાકાર સ્વરૂપ થઈ જવાને કારણે આપણે નાહક કેટલીક બળતરા ન લોહીઉકાળો વેઠીએ છીએ. કોઈ નિર્ણય પર આવી શકતા નથી, ને નિરોગી હાસ્ય પણ કરવાની શક્તિ ગુમાવીને અકાળે Cynic બની જઈએ છીએ...મેં પોતે નાહકના આ લોહીઉકાળામાં પડીને ઘણું ગુમાવ્યું છે એનુ મને સતત દર્દ છે...આપણે Detached બનીને કેવળ આત્માની પ્રગતિને ખાતર સમતાપૂર્વક ચિંતન ન કરી શકીએ, તો આપણે જે કોઈનો પક્ષ લઈએ છીએ તે પક્ષ પણ આપણો દેવ મટીને કોઈક દિવસ માટીના ઢુકડા રૂપે ગજ થશે તે દિવસે શું કરશું?"

"શબ્દને ઉપાસનારને, તેમાં યે ખાસ કરીને આપણા આજના પત્રકારિત્વની વચ્ચે ઘૂમનારને હિસ્સે અસંખ્ય લોહીઉકાળા નિર્મેલા છે. આપણે ઊર્મિઓની જ સાથે સતત કામ લેવાનો વ્યવસાય એડવાનો હોઈ, ઇતર ધંધાદારીને ખુદ ઊર્મિ જગતમાથી જ સાપડી રહેતા Relaxations થી આપણે વંચિત છીએ આપણો તો ૨૪ પૂરા કલાકોનો એ જ વ્યવસાય"[1]

"અગ્રલેખો ને નોંધો, કટાક્ષ–કટારો, શબ્દચિત્રો, પ્રસંગ–કણિકાઓ, એવાં લખાણો કરતો લેખક પોતાના સંવેદનોને એમાં સીંચ્યા વિના રહી શકે જ

૧. મેઘાણીના પત્રો . પૃ. ૫૩

નહિ. અંતઃક્ષોભનાં અપરંપાર બોજો એવાં લખાણોની પાછળ બિચારી જતાં હશે. હજારો લાખો જનહૈયાંમાં ચાલુ 'ઉદ્વેલન' જન્માવતી 'આ કલમો ચિરસ્થાયી સર્જનવ્યાપારને માટે સમય ન મેળવી શકતી હોય' તે તો ઠીક, પણ ઊર્મિબળને જ ફાજલ ન પાડી શકતી હોય તે શું વધુ સંભવિત નથી ?"[1]

પત્રકારના વ્યવસાયમાં અને એ જાતના જીવનની ઘટમાળમાં આમ 'સાહિત્યનો રંગ' ઓસરી જાય છે. સંવેદનશીલતા, કલ્પકશક્તિ, માનવદિલની ઉષ્મા, મર્મગામી સમજણ...વગેરેની ઓટ આવવા લાગે છે. "સંસારનાં સર્વ સારાં નરસાં માણસો પ્રત્યેની સહૃદય દાર્શનિકને શોભતી માનવતાના અંશોનું આપણા પત્રકારિત્વમાં ખૂન થતું જોઉં છું."[2]

આ જાતનો 'સાહિત્ય રંગ' અથવા 'માણસાઈ' ગુમાવી બેસેલા પત્રકાર સમક્ષ ગામેગામથી સમાજનાં વેરઝેર, કાવતરાં, દગાબાજી, લુચ્ચાઈ, ખટપટ, વ્યભિચાર, ખૂન, દાદાગીરી, જોહુકમી વગેરેના સમાચાર ઠલવાતા હોય; રાજ્ય પત્રકાર સહયોગીઓ અને પત્રની નીતિ ઘડનાર તંત્રી કે માલિક પક્ષવાદમા તણાતા હોય, આવેલા પત્રોમાંથી બાજની તીણી નજરની ઝડપે હથિયાર તરીકે યોજી શકાય તેવા સમાચારોને વીણી, મઠારી પોતાના પક્ષના હિત માટે અને શત્રુપક્ષને મ્હાત કરવા માટે એની ઉપર પત્રકારી કરામતનો 'જરી કસબ' કરનારા આ મિત્રોનો સંગાથ સતત હોય ત્યારે આત્માને હણનારો આ વ્યવસાય મેઘાણીને લાગ્યો હશે. આવા ગંદવાડમાં માનસ પણ હલકું બનતું જાય, પત્રકાર આ નવા શસ્ત્રની બહાદુરીમા મસ્ત બની "અમો" "અમો" કહી પોતાની સત્તા અને દાદાગીરી વ્યક્ત કરવા લાગે. "આપણી ચાબાઈ ચાપલાઈનો પાર નથી પારકા પર અભિપ્રાયોનું ઉચ્ચારણ એ આપણો ખોરાક બની ગયો છે. સારું ને ખરાબ એ ચોકઠામાં જ પ્રત્યેક નાની મોટી બાબતને વહેંચવાનું આપણું કામ થઈ પડયું છે. એ વસ્તુ આપણી જીવનદષ્ટિને વિઘાતક છે."[3] "સર્વ જુનવાણી સ્વરૂપોને ભાગવાની કમ્મર કસનારા અમારા સૌરાષ્ટ્રીય ભાઈઓને જગતની શક્યતાઓ તથા જીવનની continuityને વિષે કશું જ ભાન નથી, તેઓ તો આંધીમા ઊડયે જ જાય છે."[4] આવી-આંધીમાં ઊડયે જતા પત્રકારો અને ટૂંકી દષ્ટિના માસલ્લો[5] 'આજ'મા રમવા લાગ્યા

૧. મેઘાણીનાં પત્રો : પૃ ૬૬
૨. મેઘાણીના પત્રો : પૃ ૧૪૬
૩. મેઘાણીના પત્રો : પૃ. ૧૪૬
૪. મેઘાણીનાં પત્રો : પૃ. ૩૩
૫. વેરાનમાં : પૃ. ૧૪-૧૫

" આવતીકાલની નવરચનામાં નહિ." " તેઓ માનતા જણાય છે કે રાજદ્વારી છમકલાં છાપવાથી અને લીંબડી–પીપરડી ગામોની ખળાવાડોના હવાલદારની ખબર લઈ નાખવાથી જ લોકો વાંચવા લોભાય છે. આવી માન્યતાઓ જ દૈનિક પત્રકારત્વને એક શુષ્ક સળગતા વેરાનનું સ્વરૂપ આપનારી છે. આવી માન્યતાઓ એ જ પત્રકારત્વની એમના વિદ્યુતને કેવળ સંહાર માટે તમતમાટને માટે ભજિયાં તળવાના તાવડા તપાવવા માટે નિયોજી છે." "એ એક વિકૃત ને વિઘાતક માન્યતા છે."[1]

પીળા પત્રકારત્વને લીધે પોલપત્રિકાઓના પત્રકારોમાં એક પ્રકારનો સત્તામદ ચડી જાય છે તેમ આ પત્રકારોનાં મનમાં પણ રાઈ ભરાઈ જાય છે. પોતાને વિષે તે " અમો " " અમો " એમ કહેવા લાગે છે. " અમો ? એટલે કોણ ? અમોને નથી ઓળખતો ને મોટો વિવેચક થયો છે ? " એમ કોઈ તાંત્રિક અઘોરી સાધક જેવો પત્રકાર મેઘાણીને લાગે છે. ' વડવાંગડુ ' નામના લેખમાં એનું આબેહૂબ એ કલ્પના લીલાએ સર્જેલું ચિત્ર મેઘાણી આલેખે છે."[2] "ખુરશી પર બેઠેલું, ટેબલ પર ઢમેલું, પસીને રેબઝેબ, ચોર જેવી આંખો : ગાલમાં ખાડા, લમણે રેકવેલો ડાબો હાથ, એ હાથમાં અરધી સળગેલી સીગારેટ : જમણા કરમાં કલમ : કલમ જાણે કોઈ સમળીની ચાંચ મુર્દા ઠોલી રહી હોય તેટલી ઝડપથી લખી રહી છે. સામે પડયો છે એક ચાહનો કપ, એક ગંધાતી પાનપટ્ટી, ઢેર ઢેર રાખની ઢગલીઓ, નીચે ક્યાંક યંત્રમાળ પ્રસવવેદનાની કીકીઆરીઓ પાડે છે...અને એ લખતું માનવી કોઈ કાળી ચૌદશની સ્મશાન રાત્રિમાં ચાલતી તાંત્રિકની સાધનાની નરબલિ જેવું ભાસ્યું..."

પત્રકારી જીવનનું આ વાતાવરણ કેવું આત્માને અકળાવનારું મેઘાણીને લાગ્યું હશે તેના આવાં આવાં આવાં ચિત્રોને વિચારો. મેઘાણીએ ઉદ્વેગપૂર્ણ વાણીમાં આલેખ્યાં છે છતાં જીવન મરમીની સમજથી અને અદાથી ભક્તની શ્રદ્ધા અને નિષ્ઠાથી, મતની ઝેર પી જઈ અમૃતના ઓડકાર ખાતી રીતથી મેઘાણી રહી રહી પત્રકારિત્વને જ પોતાનું જીવનક્ષેત્ર લેખે છે એ વિસંવાદિતામાંથી સંવાદ મેળવે છે...પોતાને પ્રેરતા ગોવાળના સાદને વફાદાર રહી પત્રકારિત્વ દ્વારા કૃષ્ણ બંસીની સેવા બજાવે છે.

---

૧. વેરાનમાં : ૧૫૭
૨. વેરાનમાં : પૃ. ૧૫૪

ક્યાંક અંતરમાં છુપાઈને કોઈક સાદ, કોઈક લાગણી, કોઈક ભાવના મેઘાણીને પ્રેરી રહે છે. આવી ભાવના પ્રબળ બનીને જેને પ્રેરતી હોય તેનામાં પ્રતિક્રિયાજનિત આવેગ પણ વારંવાર ઊભો થાય જ. પરિણામે મેઘાણી પત્રકારિત્વને લોકસંપર્ક અને સાહિત્યરંગી તોર દેખી ઉપાસે છે. ને એવું કંઈ થઈ શક્યું નથી તેવો આત્મિક અસંતોષ હૃદયમાંથી ઊઠે છે ને એ પોતાની સાહિત્ય દીવી લઈ જુદી જ વાટ પકડે છે. એ વાટમાં પણ ચાબાઈને ચાપલાઈ, અભિપ્રાય ઉચ્ચારણો, વાદ પ્રતિવાદો અને ચર્ચાચર્ચી જુએ છે. અભ્યાસની જડતાનો, માનવ સંપર્ક વિહોણી શુષ્કતાનો અનુભવ થાય છે કે, વળી પાછા એ પત્રકારિત્વમાં જોડાઈ જાય છે. આમ બન્ને તરફનું મનનું આવાગમન મેઘાણીમાં પેલા સાદને વફાદાર રહેવાની વૃત્તિમાંથી, દિવ્ય અસંતોષમાંથી જન્મે છે. મેઘાણીના આ માનસની બરોબર રજૂઆત ધૂમકેતુએ કરી છે : "મેઘાણીમાં, જેને ખોટી રીતે ઊર્મિલતા કહેવામાં આવે છે અને જે સાચી રીતે તો 'Intencity of purpose' ધ્યેય દર્શનની તાલાવેલી છે—એ તાલાવેલીનું સાચું મૂલ્યાંકન કરવામાં જે અફળ જશે તે વાણીને મૂલવી નહિ શકે."[1] મેઘાણીની આ ધ્યેય દર્શનની તાલાવેલી તેમના હૃદયમાં પત્રકારિત્વ પ્રત્યે અસંતોષની પ્રતિક્રિયા પેદા કરે છે. ભાવનાશાલી એક પ્રવૃત્તિ વૃત્તિ પ્રમાણે સ્વીકારે છે. ખૂબ ઉત્સાહથી અને ઉમળકાથી : પણ એમાં સંપૂર્ણ રમમાણ થાય તે પહેલાં કોઈક પ્રકારનો અભાવો તેમના મનમાં ઊઠવા લાગે છે. બીજા બીજા પ્રકારની પ્રવૃત્તિ તરફ નજર જાય છે. અને એમ પોતાની ઇષ્ટ અને ઇપ્સિત—છતાં સભાન મન સમક્ષ પૂરેપૂરી પ્રગટ ન થયેલી ભાવના તરફ ગતિ કરી રહે છે...મેઘાણીનો પત્રકારી વ્યવસાયનો તિરસ્કાર અને પુરસ્કાર મેઘાણી ઈષ્ટ ધ્યેય સિદ્ધ કરવા માટે, ભાવનાની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરી રહ્યા છે તે દર્શાવે છે.

**પ્રાંત પ્રધાન પત્ર :** પરંપરાપ્રાપ્ત લોકસંસ્કૃતિએ ઘડેલી, વિકસાવેલી અને પ્રેરેલી મોરડી જીવનદૃષ્ટિનું સાતત્ય જાળવવાનું ધ્યેય એ મેઘાણીએ પોતાના પત્ર દ્વારા સિદ્ધ કર્યું. પરિણામે સમગ્ર પત્ર 'સૌરાષ્ટ્ર' કે 'ફૂલછાબ'ને ઘડવાનું મેઘાણીના હાથમાં નહોતું છતાં મેઘાણીના સ.દગી અને આવી ઉત્કટ ધ્યેય નિષ્ઠાના સ્પર્શથી એક અનોખું અને વિશિષ્ટ એવું 'સૌરાષ્ટ્ર' અને 'ફૂલછાબ'નું વ્યક્તિત્વ બંધાયું. "હમેશાં[2] સાંજના આશરે બે કલાકના ઉજાગરા સુધી પત્રીના

૧. ઊર્મિ : સ્મૃતિ અંક : પૃ. ૫૨

૨. વેરાન્યા : પૃ ૧૪

ઢગલામાં જતું દૈનિક પત્રકારત્વ પોતાના ધ્વંસ ઉપર જાહેર પ્રજાની રસવૃત્તિને ચણે છે, એના એકેએક આંદોલનના રંગે પ્રજા રંગાય છે. એ ચડાવે છે તો પ્રજા ચડે છે, ને એ પછાડે તો પ્રજા નિઃશંક પડે છે. એવા સામર્થ્યની ઉપેક્ષા કે મશ્કરી જે મૂર્ખ હોય તે જ કરે. એવી ચેતના–વિદ્યુતનું વહન કરનાર દૈનિક પત્ર એકલા ફોજદારી મુકર્દમાઓના અહેવાલોને માટે, એકલી સભાઓની વિગતો માટે, એકલા વ્યાપાર ભાવ અને એકલા રાજસ્થાની પ્રજાના પીડનોના 'દેકારા' માટે ન હોઈ શકે. આગળ કહ્યું તેમ એનાં પાનાં પર માનવીની માનવતા જાગ્રત કરનારાં સંસારમથનો રજૂ થાય, સંસારની દિશે દિશને અજવાળતી વાદ મુક્ત કલમો એમા ઠલવાય...તો એની શક્તિ સોગણી વધી જાય. એનો પ્રજા પરનો પ્રભાવ ચોક્કસ માપ નીકળી શકે તેટલો ઘનિષ્ઠ બની જાય.'' આમ દેકારાને અતિક્રાંત કરીને માણસાઈને જાગૃત કરવાનું અને સુરુચિને ઘડવાનું કાર્ય મેઘાણીએ ગંભીર ધ્યેયનિષ્ઠાથી કર્યું છે. કોઈ પીપરડી ગામના ખળાવાડમાં પસાયતાથી પજવાતા ખેડૂતના પ્રશ્નોને આત્મીય બની ઉકેલે અને તેની માણસાઈને સંકોરે તેવા પત્રકારિત્વનું ધ્યેય મેઘાણીએ રાખ્યું. પરિણામે સામાન્યતઃ જ્યાં વિશિષ્ટ વ્યક્તિત્વની છાપ હોતી નથી એ પત્રકારિત્વને મેઘાણીએ વ્યક્તિત્વ અર્પ્યું છે. મેઘાણી પોતાના એ પત્રકારિત્વને "પ્રાંતપ્રધાન પત્રકારિત્વ"[1] કહે છે. "એ પ્રાંતપ્રધાન પત્રની મર્યાદામાં રહીને પણ પત્રકારિત્વને ઉઠાવ આપવા તેઓ સતત યત્નશીલ રહ્યા. "ફૂલછાબ"ની સંપાદકીય દૃષ્ટિને હમેશાં સાવ સ્વતંત્ર રાખવાને માટે હું મારી આંહીંની મર્યાદાઓ વચ્ચે પણ સતત મથ્યો છું ઉજુ વધુ સ્વતંત્રતા અને તટસ્થતાની ઉપાસનાને અવકાશ છે" પણ સ્પષ્ટ નીતિ વિહોણી ઉદાર તટસ્થતા જો પત્રમાં હોય તો પત્રનું વ્યક્તિત્વ શું રહે?

"મારી શૈલીનું સ્વત્વ સાચવવાની તમારી ભલામણ સાચે જ બરાબર છે. પત્રકારિત્વની સંકડામણ વચ્ચે એની જેટલી રક્ષા કરી શકાય તેટલી કરવા મથું છું. બાકી તો તમે જાણો છો કે, અમુક સંસ્થાના અંગભૂત હોવાને કારણે પણ આપણી સામેના જોરાવર પૂર્વગ્રહો પ્રવર્તતા હોય છે, એટલે આપણા લખાણને પોતાનું વ્યક્તિત્વ બાંધવામાં નડતરો થયા જ કરે છે"

પ્રાંતપ્રધાન સૌરાષ્ટ્રના પત્રમાં આમ મેઘાણીએ પોતાની સમર્થ સર્જનાત્મક શક્તિ પૂરીને તેને વ્યક્તિત્વ આપ્યું. એ પત્ર વિષે સામાન્ય રીતે પત્રકારિત્વના ઇતિહાસમાં આ રીતે ઉલ્લેખ થાય છે, "રાણપુરી શૈલીએ

[1] મેઘાણીનાં પત્રો : પૃ. ૫૧

ભાવોદ્રેક અને શબ્દોની શોભાના માર્ગ ખુલ્લા કરી ચિત્તને હરી લે એવા અગ્રલેખ શોભાવવાના કાર્યમાં સરળતા કરી આપેલ છે."[1] ભાષા અને વિચાર પરસ્પર ભૂષણ રૂપ બને તે રીતે મર્માળા, ઊર્મિલ, વિચાર ઘોધે વહેતી તળપદી બાનીની મીઠપ અને તેનું ડોલન દાખવતી ક્યારેક હાવકી, ક્યારેક કાતીલ, ક્યારેક તડપ મારતી, ક્યારેક હથોડાનો ઘા કરી બોંય બેગી કરતી...એવી વિષયને અનુરૂપ ચોટદાર ભાષા; એ સૌરાષ્ટ્રના પત્રથી વિશેષતા રહી છે. ક્યાંક લોચા વાળ્યા વગર વેગીલી ગતિએ જે ચઢેઊતાર કંડારેલી ભાષામાં ત્યાંના વાતડાહ્યાઓ વાત કરે છે તેનું સીધું અવતરણ આ ભાષામાં થયું. દૈનિકોની જે કાયાપલટ આપણે આજે જોઈએ છીએ, પત્રકારત્વમાં અને તેની નૂતનતામાં એક પ્રકાર ઝમક અને ઉલ્લાસ ઊભરાતો દેખાય છે એ વિશષ્ટ પત્રકારી ભાષાનો જશ તો રાણપુરને ફાળે જાય છે...એ ભાષા પરના પ્રભુત્વે જેમ લોકગીતોમાં ઉમંગ ઉછાળતી ઉપાડ આપનારી ટેક હોય છે—ટૂંકી છતાં ભરપૂર કાવ્યત્વથી ભરી ભરી, તેવાં કાવ્યમય શિર્ષકો બાંધવામાં તો મેઘાણીએ ગુજરાતી પત્રકારત્વને અને કદાચ નવલ–નવલિકાઓને ખૂબ મહત્ત્વનું દિશાસૂચન કર્યું છે. "સાબૂત કાંડાં વાંવડા", "હોલવાયેલો તિખારો", "વઢવાણ તારો દારૂનો ઇજારો" "હસતા હોઠ પાછળ હીબકતું હૈયું," "જો જો, મડદાં જાગે નહીં!" "ન ધણિયાતી નથી!" 'આદર્શનાં રાણાં મારશો નહીં!" "[1]મુંબઈના આતવારેને છાશવારે થતાં રમખાણો. 'એજન્ટ પ્રોવોકર્સ' જ કરાવી રહ્યા છે અને એમને જેર કર્યા વિના શાન્તિ નાંઠ સ્થપાય એવું સૂચવવા 'વાઘ દીપડાઓને વીણી કાઢો' એ શિર્ષકથી તંત્રીલેખ લખેલો. "અમદાવાદનો 'ફૂલછાબ' કાર્ટુન કેસ" એક કાર્ટુન અને ચોટદાર શિર્ષક "મુખડા ક્યા દેખો દર્પનમે"...થી સરકારે અકળાઈને ઊભો કરેલો...

પણ ભાષા તો આંતરિક વ્યક્તિત્વની બાહ્ય અભિવ્યક્તિ છે. શૈલીમાં વ્યક્તિત્વની સઘળી સૂક્ષ્મતા અને સંકુલતા પ્રગટ થાય છે. તે દૃષ્ટિએ પ્રાંતની પ્રજાની નવજાગૃતિ અને નવ સંસ્કરણ માટે—ઉપરથી ઉદ્ધારવા આવનારની રીતે નહીં પણ તેમાંના એક બનીને, તેમની રુચિ સાથે તન્મયતા સાધીને પ્રજાનો સાર્વત્રિક વિકાસ કરવાનું માણસાઈથી સભર એવું ધ્યેય મેઘાણીએ રાખેલું : ભાષા તો વ્યાપક દૃષ્ટિ બિન્દુને ગર્ભમાં છુપાવી, ઊંડી સમજણની દોરી દોરાતી માણસાઈની ઉજ્જ્વળ ભાવનાથી ઊર્મિ સભર બનતી એ આંતરિક સત્ત્વની બાહ્યની અભિવ્યક્તિ જ માત્ર છે.

---

[1] મેઘાણીના પત્રો : પૃ. ૩૭

'સૌરાષ્ટ્રનું પત્રકારત્વ'માં એક વિશિષ્ટ અર્પણ તે એની રજૂઆતની પદ્ધતિ...વિચારનો વેગ, સમાચારની સજાવટ, અને બાનીની છટાનાં જે નવાં તત્ત્વો એણે સરજાવ્યાં એ આપણા જેવા ઊંઘતા દેશની જાગૃતિ માટે જેમ એક સફળ સાધન બન્યું તેમ એમાં રહેલી અતિશયતાની માત્રા તેનું ભયસ્થાન પણ બન્યું...અને વિકૃત મનોવૃત્તિ તથા અણઘડ હાથમાં ચડેલું પત્રકારત્વ ક્યાંક ક્યાંક "પીળું પણ થયું"—બચુભાઈ રાવતના એક સાહિત્ય પરિષદ સંમેલનના પત્રકાર વિભાગ તરીકે ઉચ્ચારાયેલા આ શબ્દો સાથે જાણે મેઘાણીભાઈનો પત્રકારિત્વનો આદર્શ ઝંખતા હોય તે રીતે સુરતના અધિવેશન પ્રસંગનું ઉચ્ચારણ. જોડવા જેવું છે. એ બન્ને. મળીને મેઘાણીના સૌરાષ્ટ્રીય પ્રાંતપ્રધાન પત્રનું વ્યક્તિત્વ બાંધી આપે છે. બચુભાઈ રાવત કહે છે : "પણ અહીં આપણને જે પ્રાંતીય પત્રકારત્વ અભિપ્રેત છે તે તો ગામ તળનાં અને જિલ્લા તાલુકાનાં પત્રો...એમનું ગજું વધવું જોઈએ...પ્રજા અને પાટનગરનાં પત્રો કરતાં પણ પ્રાધાન્ય આપતી થવી જોઈએ. અને એનો અવાજ એટલો પ્રબળ હોવો જોઈએ, કે ગામ–તાલુકાની સત્તાઓએ એને લેખવાની ફરજ પડે. એ અવાજ બ્લેકમેઈલ કરીને લોકને ફફડાવતા પીળા પત્રકારત્વનો નહિ, પણ પ્રજાના સાચા હમદર્દ સેવકનો, એના સંકટ સમયના રક્ષણહાર અને હક માટેના લડનારનો, એના વિકાસના વાલેસરી અને પ્રગતિના અગ્રચારીનો હોવો જોઈએ. એનો તંત્રી પ્રજાનું પૂછવા ઠેકાણું અને સરકારનો પણ સલાહકાર બની શકે એવો હોય...ગામ–તાલુકાની શાળા ઈસ્પિતાલોનાં ઉદ્‌ઘાટન કોઈ પ્રધાનને હાથે નહિ, પણ તેને હાથે કરાવવાની ઊલટ અને ગૌરવ લોકમાં પ્રકટે એવો તે સંસ્કાર મૂર્તિ હોય, તેમ આગ, ધાડ જેવા સંકટ સમયે આગળ પડીને જળ બંબાનો પંપ ચલાવવા જેટલો ને હથિયારબંધ સામનાના મોખરે રહેવા જેટલો છાતીધડો અને મજબૂત કાંડાં–બાવડાંવાળો તે હોય. એની હિંમત અને નૈતિક પ્રભાવ આગળ ગામના ગુંડાઓ પણ નમી પડતા હોય અને ખટપટી અમલદારો તથા લાંચિયા નોકરોમાં એના[1] પત્રની ઝુંબેશનો ફફડાટ હોય. શેરી ચૌટાના નાના નાના સામાજિક બનાવથી માંડીને ફિલિપાઈન્સના ધરતી કંપ અને યુનોની ચર્ચા સભા સુધીના ખબર પણ એના પત્રમાં તાટસ્થ્યથી અને ટૂંકામાં તારવીને મૂકેલા મળી આવે...મ્યુનિસિપલ કાયદાઓની રેવન્યૂની ઑટોરિટીઓની, કે યુનિવર્સિટિના અભ્યાસક્રમોની માત્ર માહિતી જ નહિ પણ સૂઝ પ્રજાને પાડી શકે એટલો એ બહુશ્રુત હોય...એના પત્રમાં ગામ–તાલુકાની પ્રજાને સીધા ને પ્રથમ સ્પર્શતા

૧. ઊર્મિ સ્મૃતિ અંક : પૃ. ૭૨.

પ્રશ્નો અને બનાવોની માહિતી, સાચી અને ઝીણામાં ઝીણી વિગતો ટાંકીને એટલી વિશદતાથી આવતી હોય કે ગામનો પાનબીડીનો દુકાનદાર, રેશુ દેનાર વહોરો, હળ ખેડનારો ખેડૂત પણ તે સમજે ને તેમાં રસ લે."

આ વાક્યો મહદ્ અંશે 'ફૂલછાબ'ના પત્રકારત્વને લાગુ પડે છે... મેઘાણીએ સૌરાષ્ટ્રના લોકની એ રીતે સેવા કરી...



## પ્રકરણ પાચમુ

# કલમ કિતાબની સૃષ્ટિ

તારી જણુશ ચીરા જુદિયું એના જુદા જાણુજ હારજી
જુઠાં રે નામ એનાં પાડીશ ને ભણે નવ જડે લેનાર

જી જી, શબ્દના વેપાર.

પત્રકારિત્વને સાહિત્યરંગી તોર આપવાના આદર્શથી પ્રેરાઈને આ રીતે સમગ્ર પત્રકારિત્વને મેઘાણીએ સમકાલીન જીવન અને પ્રસંગોનું રસરૂપ વિવેચન કરી, જીવન વિષે માર્મિક વિચારણા કરી, એ સઘળું શબ્દના કસબી બની કંડારીને મૂકવાનો શ્રમ લઈ, સાહિત્યરંગી બનાવ્યું. સમાચાર બોધ સાથે, વર્તમાન જીવનની મીમાંસા સાથે, વાચકને રસાસ્વાદ અને સાહિત્ય સંપર્કનો પણ સ્વાદ મળતો રહે એ જાતનો પ્રયાસ આ 'સાહિત્યરંગી તોર'ના ખ્યાલની પાછળ હતો. સામાન્ય સમકાલીન જીવન કરતાં કસબીઓના સાંકડા ક્ષેત્રમાં પુરાયેલું સાક્ષરી પત્રકારિત્વ–જેમાં વિવેચન, સમાલોચન, સાહિત્યિક ચર્ચા અને ચિંતનો જ માત્ર આવે અને તે સાથે થોડીક ઉત્તમ નમૂનેદાર વાર્તા, નાટિકા, કાવ્યાદિ સર્જનાત્મક કૃતિઓ આવે એવું ખેડવાનો લોકસાહિત્યના જીવ મેઘાણીને ખ્યાલ પણ આવે નહીં...છતાં અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ'માં આ કામ એમને સોંપ્યું–વર્તમાન સાહિત્ય વિવેચન અને તેનાં આંદોલનોની સૃષ્ટિનું, ત્યારે તેઓ પ્રસન્ન થાય છે. અને જે ગોવાળ એમને પ્રેરી રહ્યો છે તે ગોવાળના ડચકારે આ દિશામાં પણ કંઈક નવું સ્વતંત્ર કરી બતાવવાનો અવસર સાંપડશે એવી આશા ને શ્રદ્ધાથી આ વિવેચનના ક્ષેત્રમાં મેઘાણી ઝુકાવે છે.

ઝવેરચંદ મેઘાણીને આપણે 'રાષ્ટ્રીય શાયર' તરીકે ઓળખીએ છીએ, લોકગીતોના ગાયક પ્રચારક અને રસમીમાંસક તરીકે સ્વીકારીએ છીએ, કદાચ વાર્તાકાર તરીકે પણ મેઘાણીને આપણે સ્વીકારીએ પણ સાહિત્ય વિવેચક કે સમાલોચક મેઘાણીની કોઈ વિશિષ્ટ મૂર્તિ આપણી સામે ઊભી થતી નથી. છતાં પત્રકાર મેઘાણીએ વિવેચનને જનતાભોગ્ય બનાવ્યું અને સાહિત્યના એ ક્ષેત્રમાં એવું વિશિષ્ટ પ્રદાન કર્યું છે કે, સમગ્ર મેઘાણીના સર્જનના અભ્યાસમાં

અને આપણા વિવેચન ઇતિહાસમાં એમની આ કલમ-કિતાબની પ્રવૃત્તિને સાંભર્યા વગર ચાલે નહીં મેઘાણીની વિવેચનાને પત્રકારિત્વની પેદાશ ગણનાર, 'વિવેચકપદેચ્છુ' મેઘાણીને એ પદના અનધિકારી ઠરાવનાર; સાક્ષરને પણ 'કલમ-કિતાબ'ની આ લોકપ્રિય પ્રવૃત્તિ, તેમાંની નવી દૃષ્ટિ, સાહિત્ય તરફનો નવો અભિગમ અને નવું પ્રયોજન સમજવા પ્રેરે તેવું બળ મેઘાણીની એ કલમ-કિતાબની પ્રવૃત્તિએ અવશ્ય દાખવ્યું છે.

૧૯૩૩ના 'કલમ-કિતાબ'ના પહેલા લેખમાં પોતાની આ પ્રવૃત્તિનું પ્રયોજન મેઘાણીએ આ રીતે મૂક્યું છે : "ત્યારે અમે પ્રજા સમસ્તને, સાહિત્ય સૃષ્ટિને પોતાની જીવનસૃષ્ટિને એક આંગણું સમજતી જોવા માગીએ છીએ એટલે? એટલે કે પ્રજાને ખાતર શ્વાસ લેતો ને ભોગવતો સાહિત્યકાર ક્યાં વસે છે? શું કરે છે? કેવી રીતે જીવે છે એ પ્રશ્નોમાં પ્રજાને રસ લેતી કરવા માંગીએ છીએ. એની સામી જ બાજુ, એ પ્રત્યેક સાચા સાહિત્યકારને અમે પ્રજાના જીવન-ઊંબર સુધી જતો જોવા આતુર છીએ ને એ બેઉ વચ્ચેની કડી બની શકાય તો બનવા, બેઉના પ્રાણ-ધબકાર તાલ લઈ શકે એવી હમદિલી ને હમદર્દી બેઉની વચ્ચે ખડી કરવાની અમારી આકાંક્ષા છે."[1] × × × × × 'પ્રજાના શરીરને ઘણા ટુકડાઓમાં કેદી નાંખ્યું, ઘણા વાડા રચાયા, ઘણા તડો પડી ગયા, 'સાહિત્ય' નામનું નવું તડ નથી પાડવું. સાહિત્યને નામે વીતડા ન જોઈએ ..સાહિત્ય એટલે મુંબઈના મહોલ્લાના કોઈ ત્રીજા માળ પર ખરે બપોરે માંડમાડ દદુડી પાડતા નળનું પા અરધી ડોલ પાણી નહિ, સાહિત્યની તો સાગર-વેળ જીવનના વિશાળ ક્ષેત્રને અણુએ અણુ પ્લાવિત કરી મુકે..."[2] 'પ્રત્યેક લેખક નવયુગની રચનામાં રોકાયેલો મજૂર છે એ ખરાદિલની મજૂરી કરે; પછી ભલે એને કોતરકામ આવડતું હોય તો નકશી કરે, ને નહિ તો સાદા પત્થર ફોડે, ચાહે એ મહાકાવ્ય રચે, કે દૈનિક છાપાની અંદર રિપોર્ટો લખે; પણ એનું નિર્મિત કાર્ય તો એ કરે જ કરે. ન કરનારને નવરચનામાં સ્થાન નહિ. એની જાદુગરી ન ચાલે એ છેતરી કે રમાડી ન જાય. એને જૂઠી ભવ્યતાના પોષાક પ્રજા નહિ પહેરાવે" × × × × × "પ્રજા રોજ ઊઠીને સાહિત્યકારોને પ્રશ્ન કરે કે : ક્યા છે અમારે માટે ઇતિહાસની ચોપડી? ક્યાં અમારાં છોકરાં ગાય તેવી કવિતા? આવી માગ પ્રજાની જબાનમાથી જાગી ઊઠે એવો પ્રયત્ન 'જન્મભૂમિ'ની કટારોમા આદર પામશે."[4] × × × "અમારે

૧. પરિભ્રમણ-૩ : પૃ ૨૩૮, ૨. એજન ૩૩૯, ૩. એજન પૃ. ૨૩૮ ૪. પરિભ્રમણ ૩ : પૃ. ૨૩૯

મુડદાલ રવૈયા મુજબ સાહિત્યને નથી છેડવું. બેચાર ચોપડીઓનાં આઠ દસ પાનાં ફેરવી જઈ ઉપરછલ્લાં અવલોકનો કર્યાં તો યે શું ને ન કર્યાં તો યે શું ? એમ કર્યેથી સાહિત્યની મોટી સેવા થઈ અમે નથી માનતા."૨ પરિષદો, સંસદો, જયંતી અને સંવત્સરીઓ, સમાજો ને સમેલનો એ બધાં આજકાલની સાહિત્ય-દુનિયાનાં ગણાતાં અંગોમાં પણ અમને બહુ રસ નથી...ત્યાં તો બેચાર એવાં જ મનુષ્યો ઝળાંઝળાં થઈ રહે છે, જેનું ગળું વધું પહોળું હોય, જેનો અવાજ વધુ ઘોઘરો હોય ને જેને થોડી શબ્દબાજી આવડતી હોય." × × × "એવી સચેતન દશા સાહિત્યની કરવામાં ચોમેર જીવન ઊભરાતું કરવામાં 'જન્મભૂમિ' બનતો સાથ આપવા માટે 'કલમ અને કિતાબ'ની કટારો વાપરશે."૨

આ પ્રયોજનને મેઘાણી દિશા ચૂક્યા વગર અણનમ નિષ્ઠાથી વળગી રહ્યા આવા ધ્યેયની મેઘાણીના હૃદયમાં સ્ફુરણા કરનાર મળ પ્રેરણા તો પેલો કલકત્તામાં સંભળાયેલા 'ગોવાળનો સાદ' છે. લોક અને લોકસંસ્કાર પ્રત્યેની અપાર મમતાએ લોકોને સાહિત્યાભિમુખ કરવા અને સાહિત્યકારોને લોકાભિમુખ કરવા તેમને પ્રેર્યા છે. 'ધરતીના ધાવણ' ની મીઠાશ માણી તેની તાકાતથી પોતાની સાહિત્યરુચિ ઘડનાર મેઘાણી 'યુનિવર્સિટિ'ના જ્ઞાન અને સંસ્કારથી પ્રદીપ્ત અને ઉલ્લસિત દૃષ્ટિ પ્રાપ્ત કરી, નવા જમાનાના ભણેલા ઊજળિયાત લોકોને સાહિત્યાભિમુખ અને લોકસંસ્કારાભિમુખ કરવા માટે 'લોકસાહિત્ય'નો 'ઢોલ પીટે છે;' તેમ એ લોકમાનસને અર્વાચીન સાહિત્યની રસસૃષ્ટિમાં વિહરતું કરવા માટે આ કલમ કિતાબના વૈવિધ્ય સભર રસાળ પત્રકારી વિવેચનનો આશ્રય લે છે. સાહિત્યકાર અને લોકજીવન વચ્ચે સાગરની વેળ શી ચેતનસભર વાણી વહાવી એ બંને જુદેરી પડી જતી સૃષ્ટિને પરિપ્લાવિત કરવા મેઘાણી તૈયાર તો થાય છે, પણ અતરમા રહેલો પેલો ગોવાળનો સાદ 'ધરતીના ધાવણ' સિવાયની બીજી સાહિત્યધારા માણવા દે તેમ નથી. સાહિત્યના નવા નવાં આંદોલનો, નવા પ્રયોગો, નવી રુચિ અને નવા ચિંતનોને તેઓ સમજવા માટે- માણવા માટે પ્રયત્ન કરે છે ખરા, યુનિવર્સિટિના શિક્ષણે આપેલા જ્ઞાનનો, મિત્રો અને સાહિત્યકારો સાથે વિનમ્ર બની કરેલા પત્રવ્યવહારો અને વાર્તાલાપોનો, દેશપરદેશની નવી નવી સાહિત્યપ્રવૃત્તિ વિષેના વાચનનો, નવાં પરદેશી સર્જનોનો ..અવસર મળ્યો તે પ્રમાણે અભ્યાસ કરી પોતાની રુચિ

---

— ૧. પરિભ્રમણ-૩ : પૃ. ૨૩૭
૨. એજન : પૃ. ૨૪૦

કેળવવા માટે આશ્રય લે છે ખરા, છતાં પેલો ધરતીના ધાવણે ઘડેલો રુચિદેહ એટલો બધો તાકાતવાન છે કે, આ બધા જ્ઞાન અને અભ્યાસથી તો એ ઊલટાનો વધારે પરિપુષ્ટ અને વીર્યવાન બને છે. "આપણી ઊર્મિ અને આસક્તિ ભલે જન્મગત હોય, ઊર્મિ અને આસક્તિ એકલાં નકામાં છે. એની વિદ્યુત્ ચેતનાને જો વિદ્યાપીઠે દીધેલ વિવેક બુદ્ધિ સાથે જોડીએ તો જ સત્યની યાત્રા કરી શકાય છે."[૧] મેઘાણીની એ આસક્તિ અને ઊર્મિ વીજળી જેવી વેધક અને વિદ્યાપીઠદીધાં વિવેકાદિને પણ પલટાવી નાખે તેવી છે. પરિણામે મેઘાણી સામાન્ય લોકની દૃષ્ટિની વાત કરે છે, સામાન્યની દૃષ્ટિથી બહાર નીકળી પાંડિત્યનો ચળકાટ દાખવતા નથી, છતાં યુનિવર્સિટિએ જે સૂક્ષ્મ રસજ્ઞતા, વિવેક, સંસ્કાર, ઉદારતા વગેરે આપ્યું તે મેઘાણીની વિવેચન દૃષ્ટિમાં ઓતપ્રોત બની જઈ, 'ધરતીના ધાવણ'ને પરિશુદ્ધ અને બળવત્તર બનાવે છે, એ ચોક્કસ.

**સામાન્ય એજ સંગીન :**

'પરિભ્રમણ'ની પ્રસ્તાવનામાં મેઘાણીએ પોતાનું દૃષ્ટિબિંદુ જરા યે અસ્પષ્ટ ન રહે તે રીતે સમજાવ્યું છે. "વિવેચનના પંડિત લેખે નહિ, એવા પંડિત બનવાની ઉમેદ રાખીને જ નહિ, પણ એક સામાન્ય સમજના રસિક વાચક લેખે જ આ લખાણો કર્યાં છે.. સામાન્ય એ જ મારી દૃષ્ટિએ સંગીન છે.. એ સેંકડો હજારો સામાન્યોની માનસિક કક્ષામાં રહે રહે મેં જે કંઈ સાહિત્ય વાંચ્યું વિચાર્યું, તેના મારા અંતર પર પડેલા પ્રત્યાઘાતોને મેં સાદા સીધા શબ્દોમાં આપ્યા છે."[૨] યુનિવર્સિટિના શિક્ષણે આપેલા વિવેકે, નવાં જમાનાના નવતર પ્રયોગોના અભ્યાસને અંતે, અને સાહિત્ય વિવેચનાની પદ્ધતિઓમાં પરિશીલનને અંતે એમના હૃદયમાંથી એક પ્રબળ સાન જાગી છે; જે નવીનતાનો, સાચા સૂક્ષ્મ સાહિત્યિક સિદ્ધાંતોનો વિરોધ નથી કરતી પણ અનુભવ, સત્ય, પરંપરા, સંસ્કારથી વેગળી કૃત્રિમ અને આડંબરી વિવેચના, પંડિતાઈ, અને અમૂર્ત સિદ્ધાંત ચર્ચાને મિથ્યા ગણે છે નરસિંહ મહેતાને તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે છે, ગથેનો ડૉ ફૌસ્ટસ 'થાકયો છું' આ તત્ત્વજ્ઞાનથી,' એમ કહે છે ત્યારે તત્ત્વજ્ઞાન પાંડિત્ય વગેરેને આત્મસાત્ કર્યા વગર તેમ કહેતા નથી. એનાં રહી એનો અનુભવ લીધા પછી જ એ પ્રેમરસની

૧ લોકસાહિત્ય-૧ : નિવેદન પૃ : ૬-૭
૨ પરિભ્રમણ-૧ : પ્રસ્તાવના

ઝંખના કરે છે તે જ રીતે મેઘાણીનું લોકોત્તર સાહિત્ય સૃષ્ટિ અને એકેડેમિક વિવેચનોના પરિચય અને પરિશીલન પછી જ તેમાંથી બહાર આવી રણકતા અવાજે જાહેર કરે છે કે, "સામાન્ય એ જ મારી દૃષ્ટિએ સંગીન છે." જે માર્ગને દેખીપેખીને મેઘાણીએ ત્યજ્યો છે એ માર્ગે એમની વિવેચન પ્રવૃત્તિને મૂલવવાનો પ્રયત્ન કરી વિશ્વનાથ મગનલાલ ભટ્ટે મેઘાણીની 'કલમ-કિતાબ'ની પ્રવૃત્તિ વિશે જે લખ્યું છે તે મેઘાણીની એ પ્રવૃત્તિનું સર્વગ્રાહી અને યથાર્થ દર્શન કરાવી શકતું નથી "કલમ કિતાબ" નાં લખાણોની સૌથી મોટી ખામી તે એની એકંદર અપકવતા...એમની પ્રકૃતિમાં 'ધરતીનું ધાવણ' જેટલું પચ્યું છે તેટલો યુનિવર્સિટિનો ઉછેર નથી પચ્યો...એમનામાં પૃથગ્જન Man in the streetનાં જેટલાં લક્ષણો છે તેટલાં વિદ્યાપીઠ વિનીત એકેડેમિક પંડિતના નથી."[1]

લોકસાહિત્યની રજૂઆતમાં-લોકસંસ્કારને હૈયાના હુલાવ આપી રજૂ કરવામાં મેઘાણીએ જે પ્રકારની દૃષ્ટિની પકવતા, મર્મગામીતા, અને છેવટનો શબ્દ લાગે તેવી રણકતી વાણીમાં વિવેચન કર્યું છે તે જ મેઘાણી સાંપ્રત સમયના સાહિત્યિક આંદોલનોને તપાસે છે ને તેની ચર્ચા કરે છે. એ ચર્ચામાં એવી જ રણકતી, પ્રૌઢ, ચર્ચાચર્ચીએ ઊભા કરેલા આભાસોને છિન્ન ભિન્ન કરી નાખતી ધીંગી સાદી સમજની વાણી ઉચ્ચારી રહે છે. એમાં અપકવતા ક્યાં છે? ઊલટું શહેરની ધૂમાચ્છાદિત ગલીકૂંચીઓમાંથી પસાર થતાં થતાં એકાદ શેરીને નાકેથી નિર્મળ નદી તીરની હવાની લહેરખી આવતા જે પ્રસન્નતા અનુભવાય તેવી પ્રસન્નતા મેઘાણીનાં વિધાનોથી અનુભવાય છે. મેઘાણીએ સાહિત્યના સિદ્ધાંતોની સાક્ષી નથી આપી, વિનાકારણ તુલના નથી કરી કૃતિના અનુભવમાંથી ફલિત ન થતી હોય એવી અમૂર્ત ચર્ચા નથી કરી, વિવેચનની પ્રચલિત પરિભાષાનો ઉપયોગ નથી કર્યો, અને વિવેચનને રમતું કરી હળવું ફૂલ જેવું બનાવ્યું છે. આથી મેઘાણીનો સાહિત્ય તરફનો નવો તાજો અભિગમ એકદમ ધ્યાન ખેંચે છે. મેઘાણીનું મત સ્વાતંત્ર્ય એકદમ ધ્યાન ખેંચે છે. એમના અભિપ્રાયો સાહિત્યના પંડિતો પણ અવગણી શકે નહીં તેવો રણકો કરી રહે છે. "આ મગ્રહોમાંનું સાહિત્ય દર્શન ને વિવેચન પત્રકારિત્વની નીપજ હોઈ એમાં બહુ ઊંડાણ અપેક્ષાય નહિ, તો બીજે પક્ષે એમાં છીછરાપણું પણ નથી. એમાં નરી પ્રાસંગિકતા નથી. પ્રાસંગિકતાને ઓળંગી જતી સ્થાયિતા પણ છે."[2] × × × "વિવેચક એટલે કેળવાયેલો વાચક અને મેઘાણી એવા

૧ નિકષરેખા : પૃ. ૧૮૫ ૨. સમાલોચના : (અ. મ. રાવળ) : ૪૫૭

વાચક એ લેખોમાં દેખાય છે. પુસ્તકોની ખૂબીઓ અને ખામીઓ જેવી પોતાને સમજાઈ તેનુ પોતાની વિશિષ્ટ રીતે સામાન્ય વાચકને ખ્યાલમાં રાખી તેમના સારુ તેમણે કથન કર્યું છે એમા એમનો અભ્યાસ અને મનસ્વતંત્રતા દેખાય છે "[1]

મેઘાણીના લખાણોમા અપકવતા જોયા છતા વિશ્વનાથ ભટ્ટ નીડરતા, સ્પષ્ટ વકતૃત્વ અને સર્વગમ્ય નુવાન્ય જોમદાર ધમકભરી શૈલી એ ત્રણ ગુણોની પ્રશસા કરે છે

"પત્રકારને વિવેચન સાથે બહુ નિકટનો સબધ છે અથવા એથી આગળ વધીને કહીએ તો પત્રકાર પોતાના વ્યવસાયથી જ એક પ્રકારનો વિવેચક છે. પત્રકાર રૂપે જ જો એ નીડર હોય, સત્યનિષ્ઠ હોય, સ્પષ્ટવક્ય હોય, સ્વતત્ર અને તટસ્થ હોય સમતોલ હોય તો આ સઘળા ગુણો એના વિવેચનકાર્યમા એને અત્યત ઉપયોગી થઈ પડે "[2] × × × "આદર્શ પત્રકારને ઉચિત એવા નીડરતા અને સ્પષ્ટવકતૃત્વના ગુણો એમને પ્રકૃતિથી જ મળેલા છે એટલે કોઈની પણ શેહગા તણાયા વગર ભલભલા ધુરંધર સાહિત્યકારોના વિશે પોતાને જે ખરેખર લાગ્યુ હોય તે તડ ને ફડ કહી દેતા એ કદી પણ અચકાયા નથી... 'કલમા-કિતાબ' નુ પાનુ શરૂ થયુ ત્યારથી એણે વાચકોનુ તરત જ ધ્યાન ખેચ્યુ એના જુદા જુદા કારણોમાનુ એક મુખ્ય કારણ એ એમના આ નિર્ભયના અને સ્પષ્ટવકતૃત્વની શકિતરૂપ બે ગુણો જ.. લોકપ્રિય બનાવનારો મેઘાણીનો ત્રીજો ગુણ એમની સર્વગમ્ય નુવાન્ય જોમદાર ધમકભરી શૈલી પોતાને જે કઈ કહેવુ હોય તે સીધેસીધુ સોસરુ ઊતરી જાય એવી સ્પષ્ટ જોરદાર રીતે કહેવુ એ ટેવ એમના પત્રકાર જીવને પહેલેથી જ પાડી છે "[3]

અપકવ અને મુગ્ધ વિવેચન જોરદાર સીધેસીધુ ઊતરી જાય એવુ સ્પષ્ટ કથન કરી શકે ખરુ? લાબા ગાળા સુધી પોતાના અનુભવ, અભ્યાસ અને વિવેકમંથનમાથી તારવીને રજૂ કરેલુ મતવ્ય જ સોસરુ ઊતરી જાય તેવુ સ્પષ્ટવકતૃત્વ અને તેવી નીડર નિખાલસ વિચારણા, વિવેચક મુગ્ધ અભ્યાસી કાળની અપકવ ઢાલકલોલ દશામા હોય તો કરી શકે ખરો? વિશ્વનાથ ભટ્ટ પોતે જ ઉપર જે ત્રણ ગુણો ગણાવ્યા તેના વિરુદ્ધના લક્ષણો મેઘાણીના વિવેચનમાથી તારવે છે : 'દૈનિક 'જન્મભૂમિ ની પત્રકાર પ્રવૃત્તિ એમને

---

૧ સમાલોચના પૃ ૪૫૫ : ૨ નિકપરેખા પૃ ૧૭૩ ૩ એજન પૃ ૧૭૬–,

વેરાન જેવી લાગી તેથી એ વેરાનમાંથી છૂટવાની બારી તરીકે તેમણે 'કલમ–કિતાબ' નું પાનું સ્વીકાર્યું લાગે છે. એટલે રા. મેઘાણી લોકસાહિત્ય ભાષાન્તર રૂપાન્તર કે નવલિકા–નવલ આદિ લેખન પ્રકારોમાં પોતાના જ ઘરમાં ફરતા હોય એવી જે સ્વકીયતા અને આસાની અને સ્ફૂર્તિ અનુભવી શકે છે, તે 'કલમ–કિતાબ'માં દેખાતી નથી. એમાં જાણે પારકા ક્ષેત્રમાં પ્રવેશીને અને તે પણ વિના અધિકારે પ્રવેશીને પોતાને કામ કરવું પડતું હોય તેવો ક્ષોભ, સંકોચ, કઢંગાઈ અને ઓશિયાળાપણું એમને ઘણી વાર મૂંઝવે છે. આથી આવી મૂંઝવણભરી મનોદશામાં થયેલાં લખાણો અપક્વ નીવડે એમાં નવાઈ નથી."

મેઘાણીની સ્વભાવસિદ્ધ વિનમ્રતા અને સૌજન્ય એવાં છે કે, જ્યાં જ્યાં પાંડિત્ય, પ્રતિભા, તેજ, વિદ્યાબળ અને પ્રભાવ જુએ છે ત્યાં ત્યાં એની સૌજન્યતા પૂર્વક અદબ કરે છે. એ પંડિતોની વિરુધ્ધનો પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવા જતાં એમની સહજ સુજનતા જ તેમને અટકાવે છે. અત્યાર સુધી લોકસાહિત્ય અને સામાન્ય લોકસાહિત્યમાં ઉપેક્ષિત રહ્યા એટલે આ બધા પંડિતો સમક્ષ એ ઉપેક્ષિતોના વકીલ બનીને જતાં મેઘાણી પૂરતું સામર્થ્ય દાખવે છે. પણ પંડિતોના સિદ્ધાંતો, દલીલો, અભિપ્રાયોના મેઘાડંબરથી તેઓ અકળાય છે. કારણ કે મેઘાણીના અભિપ્રાયો એમની અંતઃસ્ફુરણાએ પ્રગટાવેલા છે. 'ધરતીના ધાવણે' ત્રીજી જ દૃષ્ટિ આપી છે. તેનાથી સત્ય અને રસનો તેમને સાક્ષાત્ અનુભવ થાય છે. એ સત્ય અને રસવૃત્તિને આ બધા પંડિતોના અભિપ્રાયો તેમના હૃદયમાંથી ઉશેટી શકે તેમ નથી, પણ એ અભિપ્રાયોની વિરુધ્ધ ચર્ચા કરવા માટે તેમની એ અંતઃસ્ફુરણા એ સાન, પંડિતોના હથિયાર સજી શકે તેમ નથી. એમ થાય તો એ 'સાન' ન રહે. એ 'અંતઃસ્ફુરણા' ન રહે. આથી મેઘાણીએ કવચિત્ અકળામણના, પોતાની ભણતર દશાના, પોતાની વિનમ્રતાના ઉદ્‌ગારો પ્રગટ કર્યા છે. પણ તેથી એ અપક્વતાના, ભણતર દશાના, કઢંગાઈ પ્રગટ કરનારા ઓશિયાળાપણાના ઉદ્‌ગારો કરતા નથી વિશ્વનાથે એવું એક સુજનતા ભર્યું વાક્ય ટાંક્યું છે. "કલમ–કિતાબ 'માં એક જ વ્યક્તિની કલમ લખે છે. એ વ્યક્તિને પોતાની ભણતર દશા હોઈ કરીને કવિતા જેવી વસ્તુ પર આથી આખરી મત ઉચ્ચારવાનો અધિકાર નથી.' આથી વિવેચકમા સાહિત્યના મૂલ્યાંકન માટે જે સદ્યોપલબ્ધ સિદ્ધાન્ત પ્રભુત્વ અને કમાએલી નિર્ણયશક્તિ હોવી જોઈએ તે એમનામાં છેક સુધી આવેલી નહિ એટલે કોઈ પણ મહત્ત્વની સાહિત્યકૃતિ વિશે સ્વતંત્ર અભિપ્રાય બાંધતી વખતે એમને ઘણી વાર અંધારામાં આવવાં ગાબડાં પડતાં."

આ વાક્ય મેઘાણીએ અર્થઘન કવિતાના સદર્ભમા ઉચ્ચારેલુ છે. અર્થઘન કવિતા વિષે મેઘાણીના અભિપ્રાયો દૃઢ છે લોકસાહિત્યના પરિશીલને અને ધરતીના ધાવણે આપેલા, જરા પણ ઓશિયાળાપણુ બતાવ્યા વગર નિખાલસતાથી સ્પષ્ટપણે એ અગે પોતાના મતવ્યો સોસરવી વીંધી નાખે તેવી વાણીમા તેમણે રજૂ કર્યા છે પરતુ એક આદોલન પ્રવાહ રૂપે ચાલી રહ્યુ હતુ અગેયતા, અર્થઘનતા, મૂર્ત સઘન સ્પર્શક્ષમ પ્રતીકો સુદૃઢ કાવ્ય પરિચ્છેદો, સૉનેટો વગેરેની બોલબાલા હતી એક વિભિન્નો જાણે પોતાનો અતરાત્માનો ઝીણો અવાજ સાભળતા નથી, પોતે એને સમજાવી શકતા નથી, અને છતા આ દીવા જેવી સ્પષ્ટ વાત તેમને કેમ સમજાતી નથી—એવુ અતરની દોરવણી પ્રમાણે ચાલતા મેઘાણી અનુભવે છે, તેથી અકળાય છે અને એ અકળામણમા એ સઘળી સિદ્ધાત ચર્ચા એ પાડિત્ય અને વિવેચન ને જ્ઞાનગુમાનની બોજા રૂપ ગાસડી ગણી ફગાવી દે છે પોતાનુ સ્થાન તો સામાન્યો વચ્ચે જ છે. અને એ સામાન્યોને જેની સમજ ન પડે એમા પોતાને પણ સમજ નથી પડતી એમ સ્વીકારી દૂર રહેવુ એમા સૌરાષ્ટ્રીય સુજનતા છે એ લોકમાનસનો સ્વભાવ છે આ રીતે પોતે ભણતર દશામા છે, મને સમજ પડતી નથી, વગેરે ઉચ્ચારણો કરે છે છતા નવીન કવિઓને ટકોર કરી છે તેમા ક્યાય પોતાના અભિપ્રાય વિષે અનાસ્થા, અસ્પષ્ટતા કે મનની દ્વિધા દાખવી નથી

"ઓ નવીનો! કોઈ આવા હળવા પદો આપો વિરાટ લોકસમૂહને લાગણીઓની સૂક્ષ્મતાથી વિહોણી ગણી ઉવેખો ના તમે અજમાવી જુઓ આવા પદોને સૂરે સૂરે હૈયા થનગનતા આવશે આપણો લોકસમૂહ પામર નથી, મુઢ નથી એ તો આપણી જુગ જુગ જૂની સતવાણી—લોકવાણીના સમૃદ્ધિ ભડારની વારસદાર જનતા છે એને ન નિંદો ન ધિક્કારો આપણી નાદાર મનોદશાનુ આરોપણ એમના પર ન નાખો "[1] + + + 'આ બેમાથી એક માર્ગ નક્કી ન કરી શકે તેવા કવિતાકારોની ફરજ પ્રજાને પ્રકટ પણે કાવ્યમય ગાળો દેવાની કે પ્રજા પર મનમા ખીસે બળવાની નહિ પણ બીજો કઈક ધધો કરવાની, બાધકામોના કોન્ટ્રેક્ટર અથવા પોલીસ ખાતાના ફોજદાર બનવાની લાગવગ લગાડવાની છે "[2] + + + "તમારી કવિતામા અમને કશુ હાથ લાગતુ નથી કહોદો બીડીને વાટકામા પડીએ તોય દાણો હાથ ન લાગે એવી નાગરી ન્યાતની તુરદાળની મિસાલે!'[1] + + + સૂક્ષ્માકરણ એટલે શુ? પૃથ્વીછદના ઉપરા છાપરી વળતા ગૂચળામા અટવાઈ જતા શબ્દોને અને શબ્દદેહી વિચારોને

૧ પરિભ્રમણ-૨ પૃ ૨૦૨-૨ પરિભ્રમણ ૩-પૃ ૨૬૩

પકડવાની માથાકૂટ કેટલી હદ સુધી કર્યા કરીએ તો ચિત્તતત્વનું સૂક્ષ્મીકરણ થયું કહેવાય?"[1] "વિચાર પ્રધાન કવિતાનો પ્રાણ પકડવા મથનાર નવીન કવિતાકારો હજુ 'ગાથા' એ-એલેકઝ પ્રત્યે બહુ વજ્યા નથી 'ગાથા' ની રચના નરી સરળતા માથેનું પ્રાણવત તાદાત્મ્ય માગી લે છે વિચારના જાળા જેમા મનના વેગને રુંધીને અટવાવી ન નાખે તેવી પ્રાણવતી સરલતા આણવી દુષ્કર છે; માટે તો આપણે 'વિચાર ઘનતા'ની ઇન્દ્રજાળમા નથી ચાલ્યા જતાને? એટલું સૌએ એક વાર તપાસી લેવું રહે છે"[2] + + + 'નવા યુગની લોકભાવનાને ઉપાસતા નવીનો પણ લોકવર્ગ, જનતા, આમપ્રજા વગેરે શબ્દોનો આશ્રય લઈને સસ્કૃત પ્રચૂર શૈલીની પીટ પાડે છે, ને સાથોસાથ તેઓ પોતે જ જનતાના જીવન પ્રશ્નોને જે નવી શૈલીમા છેડે છે તે શૈલી કાઈ સાક્ષરયુગની સસ્કૃત પ્રચૂર શૈલીથી જરીકે ઓછી દીપવાળી નથી એ શૈલીમા ભલેને સસ્કૃત પ્રાચુર્ય ન હોય, પણ તેણે નવા જ પ્રયોગોની ક્લિષ્ટતાનો આશરો લીધો છે સાક્ષરોની ભાષા કઈ નહીં તો સસ્કૃત ધાવણ ધાવનારી હોવાથી આ ભૂમિના જ રસકસને પોતાની અંદર પ્રકટાવી શકતી આજની કહેવાતી લોકભાષા પરદેશી વાઘાના તૈયાર ચોગઠા પહેરે છે તેથી કઈ લોકભાષા બની જતી નથી"[3] + + + "કાવ્યોના સારા નમૂના તાગવવાથી નક્કી થઈ શકે તેમ છે કે અર્થઘનતા એ કવિતાની ઉચ્ચ કક્ષા પામવા માટે અનિવાર્ય ગુણ પણ નથી એના કરતા વધુ મહત્વના ગુણો તો બીજા કેટલાએ છે કહેવાતી અર્થઘનતા તો છેતરામણી છે"[4] + + + "આજે લખાતી ભાષામા ઘડતરની ને પચ્યાની કેટલી ખામી છે! ઊડી ભોમના રસ કસ આપણી કલમોમા ચઢ્યા નથી" + + + 'ગુજરાતી ભાષાનુ આત્મતત્વ આપણે એના પર વગર વિચાર્યે પરભીર સસ્કારો લાદીને હાથે કરીને ગુમાવ્યુ છે'[5] આપણી ભાષામા નકલી પરકીય તત્ત્વ પેસી ગયુ છે" + + + "આપણી બેલડ કવિતા પણ શ્રવણ પ્રધાન કર્ણમધુર અને જીભ લડાવણ મટતી મટતી કેવળ ગજ ફૂટની માપણીની કર્કશ માનમેળની કાગળ, પર કાળા અક્ષરોની રંગોળી પૂરવાની જ વસ્તુ બની છે ગુજરાતમા સાહિત્ય છે, પણ સગીતના સગર્થી વચિત રહીને એણે નરમાશ, નિર્મળતા ને સંસ્કાર ગુમાવ્યા છે બૌ (બ) સાહિત્યમાગે ચઢેલા એને"[6] + + + "કવિ ભાઈઓ ને બહેનો બહુ જો સગીતની ગગાખ પર પડેલી રચનાને ચઢાવશે તે તેઓની આંખો ખૂલી જશે કે કેવળ છદના ને માત્રાના માપના કેટલાં બેતમામપણાં હોય છે પોતાની કૃતિઓની નિષ્ઠતાથી એમની પોતાની જ જીભ કપી ઉઠે'

1 : પરિભ્રમણ-૩ . પૃ ૨૧૪ 2 પરિભ્રમણ-૫ ૧૯૩ 3 પરિભ્રમણ-૨ પૃ ૭૧
4 : પરિભ્રમણ-૨ પૃ ૨૪૯ 5 . પરિભ્રમણ-૨ પૃ ૭૧ . 6 પરિભ્રમણ-૩ પૃ ૨૮૩

+ + "સાહિત્યમાં નાદ તત્ત્વને ફરીથી પ્રતિષ્ઠિત કરો આંધળે બહેરું કુટાય છે!"[1] + + "કવિતાને હાલવાનું સાચું સ્થાન પ્રજાના કાન છે. કર્ણપ્રિય કવિતા કેવળ શબ્દપટ બની અર્થનું છીછરાપણું બતાવશે. એ પણ એક વહેમીલો ભય છે."[2] + + + "લખાતું અને છપાતું સાહિત્ય વાંચી તો જુઓ! સુવાચ્ય ભાવોને વહન કરનારાં વાક્યો કેટલાં? જીભને સાચા થડકારા લેવરાવનાર શૈલી કેટલાની? નાદને તો આજે કાવ્યમાં ય નજીવું સ્થાન છે. માત્રામેળની ફૂટપટ્ટી સર્વોપરી બની છે"[3] + + + "કહેશો ના કે પૃથ્વી, માલિની ને શિખરણી તો તમને અનાયાસે કવિતા પ્રેરતા છંદો યાદ કરજો, તમે એ વૃત્તોને તમારા ગરુડવાહનો બનાવવા માટે કેટલાં વર્ષો, કેટલી શક્તિ, કેટલો મહાવરો ખેંચેલ છે!"[4] + + + "આ સુનંદા કવિઓ જે કવિતા રચે છે તેમાં તેમનું સમગ્ર વ્યક્તિતત્વ ઉચ્ચરણ પામતું નથી. તેમાં તેમના જીવનનો તેમજ જગતનો માત્ર એક નાનો જ પ્રદેશ વ્યક્ત થાય છે અને પછી તેમના કાવ્યને વિષયનો રસપ્રદેશ પણ એટલો સંકુચિત અને નિશિષ્ટ હોય છે કે થોડાક મંડળો ગ્રુપ સિવાય તેનો કોઈ ભાવ પૂછતું નથી."[5] + + + "સ્વાનુભવ વિનાની કવિતા...દુઃખ તો એ છે કે શૃંગારનો ભાવ પણ આજના કવિતા લેખકોને સ્વાનુભવના રસનો ભાવ રહ્યો નથી. આજે જીવનનો કયો એવો એક પણ ભાવ છે કે જે પૂર્ણ તીવ્રમાંથી સાથે જચી જાય? આજનું ઘણું ખરું સાહિત્ય પોતાની નિપજાવટ, પ્રસિદ્ધિના મોહમાંથી જ મેળવે છે. એ પ્રસિદ્ધિ રસ જ આજના યુગમાં સાચો રસ રહ્યો છે."[7] + + + "પોતાની કૃતિના દોષો જોવા સમજવા માગનારા આ ભલા નવીનોને શી રીતે સમજાવી શકાય કે ભાઈ, અથવા બહેન, કેરી ખાટી હોય છે ત્યારે તેની ખટાશનું કોઈ ચોક્કસ સ્થળ કેરીમાં નથી બતાવી શકાતું. એ ખટાશ ફળની અંદર વ્યાપક છે. ફળની પેઠે સાહિત્યની કમિની કાચી અવસ્થાએ જે ખટાશ વ્યાપક હોય છે તે તો તેની અંદર કચાશનું જ પરિણામ છે."[8] × × × "નિજાનંદ-પોતાની સુપ્ત કલ્પનાઓને પિછાની તેમના નીરવ નિગૂઢ શયનાગારમાંથી ધીરી ફૂંકે ને કોમલ સ્પર્શે જગાડી બોલતી કરવાનો આત્માનંદ તે આપણામાંથી કેટલાકને લલાટે રહ્યો છે? સારી રચનાઓમાંથી રસના ઘૂંટડા હું છાનો છાનો પ્રાણની પ્યાલીમા ભરી રહું છું ખરો? ચકચૂર બનું છુ ખરો? જખ્મોની વેદના વિરમે છે ખરી? નિહાલપણું અનુભવાય છે ખરું?

૧. પરિભ્રમણ-૩ પૃ. ૫૫. : ૨ પરિભ્રમણ-૩ . પૃ. ૯૨. ૩ : પરિભ્રમણ-૨ : પૃ. ૨૩૭.
૪. પરિભ્રમણ-૩ : પૃ. ૪૨૩. : ૫-પરિભ્રમણ-૩ . પૃ. ૪૨. : ૬-પરિભ્રમણ-૩ : પૃ. ૩૦૪.
૭. પરિભ્રમણ-૩ : પૃ. ૪૨. ૮-પરિભ્રમણ-૨ પૃ. ૨૦૨

કે તેને બદલે મારું મન એ કૃતિઓને ઝટ પ્રસિદ્ધિ પમાડીને વિખ્યાતિની મોજ માણવા થનગને છે? પ્રસિદ્ધિ આપણી સંજીવની છે, પણ એનું સંજીવની-સ્વરૂપ હારી બેસીને એના ચૂડેલ સ્વરૂપના દમેદમ આનંદશોષક આકર્ષણની પાછળ ઘેલા બની બેસવાનો આપણામાંના ઘણાખરાને માટે મોટો ભય રહે છે." ××× "લેખક બંધુઓ, આપણે ખોટે માર્ગે પ્રયાણ કર્યું છે, આપણી પાસે મૂડી નથી. શબ્દ તો પરમશક્તિ છે. શક્તિને આપણે શુદ્ધ એકાગ્રતાથી ને અખૂટ તાલાવેલી સાથે ઉપાસતા નથી. આપણે 'નુગરા' છીએ. કોઈ મુર્શદની પંજા હેઠળ આપણે તાલીમ લેતા નથી."[1] ××× ઉત્તમ સાહિત્ય કોણ સરજી શકે? ઊંચા ભવાં રાખીને અન્ય સૌને ડરાવનાર તુચ્છકારનાર બુદ્ધિપ્રધાન અક્કડ માણસ નહિ, પણ સદા ઉભરાતી માનવતાથી પોતાની આસપાસનાં માનવીઓને નિહાળનાર સહૃદય માણસ: સંજોગો જે સ્વરૂપે ઊભાં થતાં રહે તે સ્વરૂપે જ તેની સાથે કામ લેનારો, પોતાના યુગની જનતાના મહાધ્યેયમાં શ્રદ્ધા ધરાવનારો સહાનુભૂતિથી ભરેલો માણસ, વિદ્યાપીઠીઆ ઘમંડનો ભોગ થઈ પડનાર માણસ આવી યુગશક્તિઓને કે યુગશક્યતાઓને નથી ઓળખી શકતો, તે જ રીતે બીજી બાજુ આગ્રહોના ઘમંડમાં તણાનારાઓ ય ક્ષુદ્ર સાહિત્યસર્જનમાં ખેંચાઈ ગયા છે. આપણે ગુજરાતમાં જેમ કેટલીક જૂની પાંડિત્ય દૃષ્ટિએ પ્રખર દેખાતી વ્યક્તિઓ પાસેથી નિરાશા મેળવી છે તેમ નવી શાસ્ત્રરીતાનાં અક્કડ કપડાં પહેરનારાઓની પાસે પણ સર્જનશીલતા વહેલી વહેલી નાશ પામી છે...હરકોઈ સાહિત્યકારને એનો આંધળો વાદ માનવદ્રોહી કરી મૂકતાં વાર નહિ લગાડે."[2] ××× 'સાહિત્યકારની સામે પ્રશ્ન એ નથી કે તું પ્રગતિશીલ છે? પ્રશ્ન તો આ છે કે તારી અનુભવ મૂડી કેટલી છે? તારી પાસે વિચાર અને ઊર્મિઓનાં મંથન કેટલાં છે? તારી પાસે સંયમપૂર્ણ શબ્દનું જરીભરત કરવાની માનસિક કારીગરી કેટલી છે? તારાં વાક્યો મનોવ્યથાના કેટલા ઊંડાણમાંથી નીકળે છે? તેં માનવીની માનવતાનું દર્શન કર્યું છે? આજની ભૂમિકા-બલકે સદાની સાહિત્ય ભૂમિકા માનવતા-હ્યુમેનિઝમ જ રહેશે. અન્ય સૌ ઈઝમ્સ એ એક હ્યુમેનિઝમની જ ચકાસણીએ ચડી ચડી સાહિત્યના મનોરાજ્યમાં આકાર ધરશે."[3] + + + "ફેશન અને નવીનતા એ કલાત્મક લક્ષણો જ નથી. કલા એ તો ક્ષણિક ઉપર શાશ્વતનો અને અલ્પજીવી ઉપર ચિરંજીવનો વિજય છે...નવીનતાના નશામાં ચકચૂર બનવું એ જનવાણીના દર્શનના કેફમાં ગરકાવ થવા જેટલું જ

---

૧ પરિભ્રમણ-૨ પૃ. ૧૪. ૨. પરિભ્રમણ-૩ પૃ ૧૯. ૩. પરિભ્રમણ-૩ પૃ ૨૪૧.

ખરાબ છે''[1] + + + "વિચારને વિચાર તરીકે અથવા અભિપ્રાયને આપણા અવલોકનના અર્ક તરીકે રજૂ કરીએ ત્યારે એ વિષયગામી હોય તો પણ બહુ નુકસાનકારક નથી કેમ કે લોકો એની છણાવટ કરશે એની આકણી મૂકશે, એનો તોલ કરશે, પણ વિચારની પછવાડે જ્યારે એ એક જ સત્ય હોવાનો આગ્રહ મૂકવામા આવે, એ વિચાર ઉપર સમાજ નીતિના નખોદની સભાવના આરોપવામા આવે, પ્રલયસૂચક ભાષાના વિદ્યુત આચકા લગાવવામા આવે ત્યારે પ્રશ્ન ઉપર મેની નજરબદી પરિણમે છે. આવી મેની નજરબદીએ આજના પ્રજાજીવન ઉપર પોતાના ઓળા પાથરી દીધા છે. પ્રજાની સારાસાર વિવેકબુદ્ધિને અપીલ નહિ પણ વશીકરણની મૂઠ જ નાખવામા આવે છે'' + + + "કેટલાક પ્રગતિશીલ વિવેચકોની એક ખાસિયત આ હોય છે કે, નવીન પરના વિવેચનને તેઓ સહી શકતા નથી જ્યારે જૂના લબ્ધપ્રતિષ્ઠ લેખકોને ફાવે તેમ ચૂથવાનો તેઓ પોતાનો અધિકાર સમજે છે'' + + + "શાબ્દિક નવીનતાઓ ને રચનાઓની નવી નવી ચાલાકીઓના આ ગોખીનો પણ નવી કવિતાને માપતા તો નથી જ તેઓ પણ ફક્ત ચર્ચે છે''[2] આવા આવા અનેક વચનોનો રણકો સાભળો, એના ધીંગા આવેશમય અદરના હૃદયને હલમલાવતી ટકારનો સૂર સાભળો, તેમા ક્યાય 'ભણતર દશા'ની કચાશ, સદેહ યુક્ત ડગમગતો અભિપ્રાય છે ખરો ? એમા કદાચ પ્રાકૃતજનની' ધીંગી, તીવ્ર, મક્કમ અને એક ઘા ને બે કટકા કરનારી અને તેથી સાદી, તેજ કે ચમત્કૃતિ વિહોણી સોથી કરકરી વાણી લાગશે, પણ તેમા ઓશિયાળાપણાનો ડર ને ભણતર દશાની મુગ્ધતાનો ક્યાય અશ નથી અને છતા થાકી, હારીને ચર્ચા ને વાદમા ન પડવાની આતરિક અનુભૂતિ કરનાર સતમા મનોવૃત્તિ હોય છે તેવી મનોવૃત્તિથી પ્રેરાઈને મેઘાણી ચર્ચાના મેદાનમાથી ખસી જાય છે પોતાને સામાન્ય, આત્મસ્ફુરણાનો જતુ, ભણતર દશાનો આદમી ગણાવે છે આની પાછળ સૌજન્ય, વિનમ્રતા, અને 'એવા રે અમો એવા રે વળી તમે કહો છો તેવા રે'' જેવા સતની અકળામણભરી વાણી જ રહેલી લાગે છે. "મને જાહેર ચર્ચામા ઊતરતા ડર નથી, પણ જે ચર્ચા વાદપ્રતિવાદમા જ પરિણમે તેની નિરર્થકતાની બીક છે''[3] સાહિત્યના સિદ્ધાતો આદિની ચર્ચા હૃદયમા અનુભવાતા સવેદનની સચ્ચાઈ ઉપર મડાતી હોય તો વાધો નથી, પણ

---

૧ — ,, — ૧ પૃ ૨૪૬ —
૨ ,, —૩ પૃ ૨૫
૩ પરિભ્રમણ-૩ પૃ ૨૬૭

મેઘાણીને કદાચ શંકા છે કે, અર્થઘન કવિતાના સર્જકો અને વિવેચકો ગમે તેવી પ્રતીતિજનક દલીલો પણ સાંભળવાના નથી. એમણે લખેલા ખાનગી પત્રોમાં આ અકળામણનો સૂર સંભળાય છે. "Sentiment ને નામે આજકાલ જે ફુગાવો બહાર પડી રહેલ છે તેને વિષે સ્પષ્ટપણે કહેવું જ જોઈએ...કહીએ છીએ તો કડવા લાગીએ છીએ કેમકે 'વાહવાહ જી' કરનાર વર્ગ ઘણો મોટો છે. ભાવના અને પાંડિત્ય વચ્ચેના વિગ્રહમાં આપણને કમજોર એ લોકો કરી મૂકે છે કે, જેઓ ભાવનાને નામે નિર્માલ્યતા સરજી રહેલ છે. They take the wind out of our sails...અને ઠાકોરની કવિતા ! એની Pedantryની તો કોઈ હદ નથી રહી, ને આપણે ત્યાં વિદ્વત્તા, પાંડિત્ય વગેરે શબ્દોનાં લેબલ ચોંટાડીને 'રસ' અને 'કલ્પના'ના ડબ્બા પણ વેચી શકાય છે. આ પંડિતો આપણી સામે દાંત કચકચાવે છે. એમના ગ્રહો બનનાર સિવાયના સર્વ એમને મન તુચ્છ મગતરાં છે. 'મગતરાં' શબ્દ ઠાકોરે વાપર્યો છે તેથી ટાંકું છું."[૩] અખો જેમ ઊફરો રહીને આ ચાલ્યા જતા અટપટા નાટકને જુએ છે કે કથા સાંભળવા ચાલ્યા સહુને હસતો હસતો... જોઈ રહે છે તેમ જ મેઘાણી આ પ્રગતિવાદ, આ નવીન પ્રયોગો આ અર્થઘન કવિતા, આ પંડિતોની 'ચાબાઈ' ને જોયા કરે છે. "આજે તો બધી વાણીઓની અથડામણમાંથી એક જબ્બર ગોટાળો નીપજેલો છે...કોઈ કોઈને સમજતું નથી."[૧] + + + "કોણ કોને કહેશે કે તું આ લખ મા, તે વેચ મા, ને ફલાણું છાપ મા...ચગડોળ ચગ્યો છે : તેને પૂરેપૂરા આંટા ફરી જ લેવા દઈએ. એનો વેગ ખતમ થઈ જાય તે પછી જ નવું નિર્માણ કેમ કરવું એ સૂઝશે."[૨]

આથી નવીન કવિતા અને પ્રગતિવાદની ચર્ચા વિષે પોતે લગભગ અખા જેવા તીવ્ર આકરાં ટોણા મારનારી પ્રતિક્રિયા જનિત આવેશમય વાણી ઉચ્ચારી છે. છતાં પ્રવાહ ચાલ્યો જ જાય છે તો તેમાંથી સારું પોતાના હૃદયને સ્પર્શ કરનારું પોતે માણી શકે છે તેવું સ્વીકારવું, તેનું વિવેચન કરવું, અને બીજી બાબતમાં 'આપણને સમજાતું નથી' કહી ખમી જવું એવી સૌરાષ્ટ્રીય લોકસંસ્કૃતિની સુજનતા મેઘાણી દાખવે છે. અન્ય વિવેચકોએ કાવ્યજની કવિતા તરીકે જે કવિતાને ઓળખાવી છે તે શેખની કવિતા વિષે એક સુભગ ચિત્ર મેઘાણી દોરે છે. "પાણીની પરબ-ઝૂંપડીએ બોખા ધરી ધરી ધટક

---

૧. મેઘાણીનાં પત્રો : પૃ. ૬૮
૨. મેઘાણીના પત્રો : પૃ. ૩૨-૩૩

ધટક ધટકાવતા કોઈ બળબળતા રણમાર્ગી પિપાસુની આ કવિતા નથી આ તો જાણે કોઈ ધરાયેલો મુસાફર કવિતાની હિલોળા લેતી વાવળાં લહેરથી હાથ પગ ઝબોળતો બેઠો છે; ઝબોળી કોઈ પાસે ઊભેલાઓ પર ઝાલકો નાખે છે. પૂરી લજ્જત અને ખુમારીમાં મસ્ત બેઠેલો મુસાફર છે."[1] તો સુન્દરમ્‌ની 'વસુધા'માં મેથ્યુ આર્નોલ્ડે જેને 'હાઇટ્રુથ અને હાઈ સિરિયસનેસ કહી ઓળખાવી છે, તેવી રાગમય તંદુરસ્ત સચ્ચાઈ તેમને પ્રશંસા યોગ્ય લાગે છે. 'વસુધા'માં 'તંદુરસ્ત પ્રેમોદ્રેકને સાચી રસિકતાના ગરમ શબ્દોમાં ઝીલવાની સચ્ચાઈ' અને 'નિખાલસ અને પ્રાણભૂર પેશનેટ તંદુરસ્તીની લાલીએ ભરેલું વર્ણન' તેમને આવકાર્ય લાગે છે. ઇન્દુલાલ ગાંધીની કવિતામાં પણ 'બાનીની બનાવટ' વિહોણી 'અંતરની પવિત્ર વિચારણાનું અતિ કોમળ છતાં પ્રાણવાન ભાવદર્શન' તેઓ નિહાળે છે. પૃ. ચન્દ્રવદનનાં 'રતન' કાવ્યનું તો ઉષ્માસભર ઉમળકાથી વિવરણ કરે છે. "આ તો અમારી ધરતીનો રોપ" 'વાંચ્યા પછી જીવને ચેન પડતું નથી' અને 'ફરી ફરીને વાંચ્યા જ કરીએ એવી ત્રિવિધ લાગણીઓ સ્પર્શી જાય છે, "એ મહાકાવ્ય એકાદ કોઈ રતનનું નથી : વતનની ધરતીનું છે.' ધરતીની સુવાસ માટીના કણેકણમાંથી ઊડે છે. તાપ, વંટોળો અને મેઘના તુમુલ પછડાટા એ વતનની ધૂળમાંથી અનિર્વાચ્ય મહેકાટ પ્રસરાવે છે."...... મૂક નેત્રે નીરખી જ રહીએ, સમાધિલીન બનીને જેની સન્મુખ ઊભાં રહીએ એવાં દશ્યો જેમ પ્રકૃતિમાં છે તેમ કવિતામા પણ હોય છે વિવેચકો એની અદબ કરજો."[2] પૂજાલાલનાં 'પારિજાત'માં ભક્તોની વાગ્મીમાં રહેલો વિક્રમ દેખાય છે. 'કમજોર કાઠા પૃથ્વીછંદના ગૌરવને ઘાતક બને, પણ પૂજાલાલની પ્રતિભાસંપન્ન કવિતા શક્તિ છંદના ગૌરવયુક્ત પગલે પગલે એને છાજતી અર્થગરિમા રમતી આવે છે." અને એમના સોનેટ્સ વિષે કહે છે : "હું પોતે તો આ ચૌદ પંક્તિઓના કાવ્યપ્રકાર વિષે ઝાઝું સમજતો ન હોઈ એટલું જ કહી શકું છું કે, એક જ કાવ્યભાવને આટલા ટૂંકા કૂંડાળામાં રસીલો અશ્વારોહી જેમ અશ્વને રમાડે તેમ પૂજાલાલ રમાડી જાણે છે."[3]

આ જાતનું રસદર્શન આ અર્થઘન કવિતાનુ પણ તેઓ સ્વતંત્ર, સ્વચ્છ, તાજી ને હૃદયની સચ્ચાઈથી કરેલી સૌન્દર્ય શોધ દ્વારા કરે છે. પોતાનાં મંતવ્યોને તે દૃઢતાથી વળગી રહે છે. કોઈ અનુભવી, સત્યની તહેનાતમાં

---

૧. પરિભ્રમણ–૩–પૃ. ૨૭૫
૨. પરિભ્રમણ–૩ પૃ. ૨૮૯
૩. પરિભ્રમણ–૨ પૃ. ૨૧૧

રહેનાર વિચલિત ન થાય તેમ, પોતાની માન્યતાઓમાં અચલ રહે છે. મેઘાણીની વિવેચના, જનતાને સાહિત્યાભિમુખ કરવા માટે છે તેના કરતાં વિશેષ સાહિત્યકારને માર્ગદર્શન માટે થતી હોય તેવી વિશેષ છે અને તેથી આપમેળાએ પોતે કરેલી આવી ટકોરો, આવેશમય ઉચ્ચારણો, હૃદયવેધક ધીંગી સહજબુદ્ધિની સાન એ બધાથી દિશભૂલ્યા લેખકો કાલક્રમે પોતે જે માર્ગ ચીંધ્યો છે તે પર ચાલશે જ એવી અનુભવીની અદાનુ વડીલશાહી સૌજન્ય મેઘાણી પાસેથી 'પોતાને સમજ પડતી નથી', 'પોતે ભણતર દશામાં છે,' 'ચર્ચા નથી કરવી' વગેરે ઉદ્‌ગારો કઢાવે છે.

ખબરદારે યુનિવર્સિટિ વ્યાખ્યાનોમાં અર્થપ્રધાન કવિતાના વાદ અંગે પ્રહાર કર્યા ત્યારે મેઘાણીએ 'લાગટ ૭ અઠવાડિયાં સુધી રા. ખબરદારના વિરોધી પક્ષના એક પ્રતિનિધિને એ વ્યાખ્યાનમાળાના એકપક્ષી અવલોકન માટે સગવડ કરી આપી. એટલું જ નહીં પણ એ અવલોકનકારના હાથમાં કલમ–કિતાબના વાચકો સલામત છે એવા શબ્દોમાં તેના પર પોતાની સંમતિની મહોર પણ મારી આપી." વિશ્વનાથ ભટ્ટ. આને "મેઘાણીની વ્યક્તિ તરીકે, પત્રકાર તરીકે અને વિવેચક તરીકે ગંભીર કર્તવ્યચ્યુતિ"[૨] ગણે છે અને "તેથી કલમ–કિતાબની એમની કારકિર્દીમાં એ મોટામાં મોટી કાળી ટીલી ગણાશે." એમ મત ઉચ્ચારે છે. વિશ્વનાથ ભટ્ટ તો આની પાછળ મેઘાણી કાવતરાનો ભોગ બની ગયા હોય તેવું માની બેસે છે. "'જન્મભૂમિ'નો એ વિભાગ લોકોમાં જાણીતો થયો કે તરત એની સાથે અંગત સંબંધ બાંધી અથવા અગાઉ બાંધેલા હતા તેનો લાભ લઈ, કેટલાક લેખકોએ એ **ભોળિયા પત્રકાર** કનેથી પોતાની યોગ્યતા કરતાં વિશેષ પ્રશંસા પડાવી લીધેલી; એટલું જ નહિ પણ રા. ખબરદારના યુનિવર્સિટિ વ્યાખ્યાનો પ્રસંગે એ ગાફેલ સંપાદક દળબંધી કરીને બેઠેલી એક કાવતરાબાજ ટોળકીનો એવો ભોગ બની ગયેલો કે એ પોતે જે વિચારોને મંતવ્યો ધરાવતો હતો તેનું જ પ્રતિપાદન કરનારા વ્યાખ્યાન કર્તાને અનુમોદન આપવાને બદલે 'પોતાનાં પાનાની કટારો એ વિરોધી ટોળકીના પ્રતિનિધિને હવાલે કરી દીધી."[૩] "પત્રકાર તેમ વિવેચકની એક મુખ્ય ફરજ એ છે કે, કોઈપણ વ્યક્તિ કે પક્ષ પોતાને પડખે ચડીને અંગત મીઠાશના સંબંધો દ્વારા પોતાના નિર્ણય-સ્વાતંત્ર્ય પર તરાપ ન મારે અથવા પોતાને વિમાર્ગે દોરી ન જાય,

---

૧. નિકષરેખા પૃ. ૧૮૧ ૨. એજન ૧૮૩
૩. પૂજા અને પરીક્ષા પૃ. ૫૫

કેમકે જ્યા જ્યા લોકમતને ઘડે કે અસર કરે એવા પત્રાદિ સાધનો હોય ત્યાં ત્યાં ગમે તો પોતાના કે પોતાના પક્ષના સમર્થનને માટે અથવા તો વિરોધીના ખંડનને માટે એ સાધન હાથમા લેવાના કાવાદાવા દુનિયામા હમેશા ચાલ્યા જ કરે છે અને એ આશાથી ઘણા માણસો મૈત્રીનો ડોળ કરીને એ પત્રકારની આસપાસ માખીઓની પેઠે બમણ્યા જ કરે છે બમણ્યા કરતી મિત્રનામધારી માખીઓના ચેપથી પર રહેવાની દરેક પત્રકાર વિવેચકની ખાસ ફરજ મેઘાણી એક કરતા વધુ વાર ચૂક્યા છે "[1]

આ પ્રસગે " ભલે એક વાર આ ખંડનમંડનાત્મક ચર્ચાઓ આ વિદ્વાનો કરી લેતા એ ચર્ચાનો આવેશ ચાલ્યો જતા સમયે સહુ ઠેકાણે આવશે " એવી શ્રદ્ધા જ મેઘાણીને પ્રેરી રહી હોય તેમ લાગે છે ચર્ચામા પોતે તો અર્થઘન કવિતા વિરુદ્ધના વિચારો રજૂ કર્યા જ છે હવે ભલે ખબરદારે પંડિતકક્ષાએ રહી રજૂ કરેલા વિચારોનુ ઉત્સાહી વાદગ્રસ્ત નવકવિઓ ખંડન કરી લેતા 'એમ કરવાથી પત્રની તટસ્થ નીતિ જળવાશે, સત્યનુ જનતા તોલન કરી શકશે અને કદાચ હુ જુનવાણી નવીનોને પોતાના અભ્યાસ આદિના ફળરૂપે મને પણ પ્રતીતિ થાય તેવુ કહેવાનો હક્ક છે, માટે અવસર આપવો ' આવા કોઈક વિચારથી મેઘાણી ચર્ચાના મેદાનમાથી ખસી ગયા હશે એ અર્થમા તે 'ભોળિના ' દાદા જેવા લેખી શકાય

એ ગમે તે હો, મેઘાણીએ દેખાપેખીને વિવેચનના ક્ષેત્રમા સામાન્યની સગીન દષ્ટિનો જ વિનિયોગ કરવાનો સદા પ્રયત્ન કર્યો છે પ્રાકૃતજનની સામાન્ય વાચકની એ દષ્ટિ જ તેમને ઈષ્ટ છે અને તેથી પાડિત્યનુ, અમૂર્ત ચર્ચાઓનુ, સિધ્ધાતોનુ, વાદવિવાદ અને ખંડનમંડનનુ કોઈપણ જાતનુ વિદ્વત્તાનુ ભારણ તેઓ પોતાના વિવેચનમા લાવવા તૈયાર નથી

### વિવેચનદૃષ્ટિનુ સાધારણીકરણ

સાહિત્યનો સ્પર્શ અને વાચક-હૃદય સાથે કવિના હૃદયનો વિનિમય બારોબાર, સદ્ય અને સાક્ષાત્ થાય છે તે માટે વિવેચકે, પંડિતે માડી આપેલા સિદ્ધાતોની, વિવરણની, વાદની કે એવા કોઈ માધ્યમની કોઈ અવશ્યકતા નથી એવા વાદ, સિદ્ધાત તો આવરણ ઊભા કરે છે સાહિત્ય માનવને માનવ તરીકે સ્પર્શે છે એ લોકસામાન્યનો માનવી છે, કે અમુક શિક્ષણ દ્વારા શિક્ષિત છે, એ

૧ નિકષરેખા પૃ ૧૮૪

સ્વાભાવિક રુચિ ધરાવનારો છે કે કોઈ વાદ, સંપ્રદાય કે સિદ્ધાંતોના અભ્યાસમાં પલોટાયેલો આદમી છે—એવું સાચું સાહિત્ય ક્યા માટે જોવા તૈયાર થાય? લોકોને સાહિત્યાભિમુખ કરવા અને સાહિત્યકારોને લોકાભિમુખ કરવા—એ બન્ને વચ્ચે કડી રૂપ બનવા માગનાર પત્રકાર-વિવેચકનો ધર્મ એ સહજ અને આપમેળાએ ચાલતા કવિ અને ભાવક વચ્ચેના વિનિમયમાં તે માત્ર જેમાંથી એકની સાથે તન્મય બની આત્મવિલોપન કરી સહાય કરવાનું છે મેઘાણી તેમના વિવેચનમાં લેખકોને ટોણા વિશેષ કરે છે, તેમને ઉદ્દેશીને ચીકચીક ચર્ચા કરે છે, છતાં તેમની એકદમ તન્મયતા તો જનતાના નામે ઓળખાતા ભાવકની સાથે છે એમને જનતાનો એ સામાન્ય માનવી વિવેચક મેઘાણીની સાથે સાથે ચિંતન વિવેચના કરતો જાય, એ મેઘાણી નામના કોઈ વિવેચકે રજૂ કરેલા વિચારોને બહારથી ઝીલે નહીં, પણ એ વિચારો અને વિવેચનો જાણે કે પોતાના હોય તે રીતે ગ્રહણ કરે, એ જાતનું વિવેચન અને ચિંતનનું 'સાધારણીકરણ' મેઘાણીએ સાધ્યું છે

રસની પ્રક્રિયા સમજાવતી વખતે અભિનવ ગુપ્તે આ સાધારણીકરણ શબ્દનો પ્રયોગ કર્યો છે સાહિત્યના આસ્વાદ કાળે ભાવક ' આ પાત્રના ભાવ છે, બીજાના ભાવ છે કે મારા ભાવ છે" એ ભેદ માત્ર ભૂલી જાય છે પરંતુ આવી ભાવની પરિસ્થિતિ થાય તેટલા માટે લેખક પણ પ્રયત્ન કરવાનો રહે છે પોતાની કૃતિમાં વસ્તુ, પાત્ર ઉક્તિ, ભાવ આદિની વિશેષતા, સૂક્ષ્મતા આદિની અભિવ્યક્તિમાં લેખકે સર્વ સામાન્ય માનવહૃદયના સર્વ સાધારણ ચિત્તને ક્યાંક સ્પર્શવું પડે છે મૂળભૂત, સર્વના હૃદયમાં રહેલા અને સંસ્કાર સંસ્કૃતિએ ખીલવી પુમાર્થ ઉપયોગી તરીકે સ્વીકારેલા સ્થાયી ભાવને સ્પર્શ્યા વિના કોઈ પણ ભાવ હૃદયસ્પર્શી બનતા નથી, રસરૂપ ધરી શકતા નથી એ રીતે "સામાન્યોની માનસિક કક્ષામાં રહી રહી' એ સામાન્યની વિવેચના શક્તિ, ચિંતન શક્તિને સ્પર્શ કરી જગાડી પોતાના ચિંતન-વિવેચનની સાથે સાથે ગતિ કરાવવા તૈયાર થયેલા મેઘાણી પણ એ રીતે વિવેચન-ચિંતનનું સાધારણીકરણ કરે છે "સામાન્ય વાચકની અંદર સારાસાર વિવેકબુદ્ધિ અને સદભિરુચિનો ઉદ્ગમ કરાવવો એ પાંડિત્યમાં પાવરધાપણું પ્રાપ્ત કરવા કરતાં વિશેષ જરૂરની વાત છે" મેઘાણી વિવેકબુદ્ધિ વિનાના સિદ્ધાંતો કે સદભિરુચિ વિનાના પોતાના ખ્યાલો પ્રગટ કરી પોતાના પાંડિત્યથી પોતાનું વ્યક્તિત્વ ચમકાવવા માગતા નથી પણ એ બુદ્ધિ અને રુચિનો 'ઉદ્ગમ' કરાવવા માગે છે આમ સર્જક જેમ રસ કલ્પનાનો આસ્વાદ વસ્તુ, પાત્રાદિનું સાધારણીકરણ કરીને કરે છે,

તમ વિવેકબુદ્ધિ અને સદ્‌અભિરુચિનો ઉદ્‌ગમ મેઘાણી સામાન્યની કક્ષાને સ્પર્શીને વિવેચનનુ સાધારણીકરણ કરીને સાધે છે. એથી જ મેઘાણીએ વ્યક્ત કરેલા વિચારો સ્વતત્ર હોય, તાજા હોય, નવીન હોય અને એ વિચારો ને દલીલોથી, તર્કથી, સાહિત્યસિદ્ધાતોથી, સરખામણી અને વિરોધથી.. પ્રચલિત વિવેચનની પદ્ધતિથી પરિપુષ્ટ ન કર્યા હોય છતા પ્રતીતિ ઉપજાવે છે, મિત્ર, તત્ત્વજ્ઞ, ને માર્ગદર્શક જેવા આપ્તજનના વાક્ય જેવો રણકાર કરે છે, સતના અનુભવીના પ્રતિક્રિયાજનિત પયગમ્બરી આવેશ જેવો હૃદયવેધક આવેશ દાખવે છે અને ઢોંગી સહજબુદ્ધિનુ સર્વ આભાસી માન્યતાઓને વેરવિખેર કરી નાખનારુ પહોળુ હાસ્ય કરી રહે છે

## 'સંગીનતા'ની સાધના :

આમ વિવેચના પ્રવૃત્તિમા મેઘાણીએ સર્જક કવિના જેવુ પ્રયોજન રાખ્યુ છે ને તેવી પ્રવૃત્તિ આદરી છે. આથી જ અનતરાય રાવળ કેળવાયેલા સહૃદયી વાચકનુ જાહેર ચિતન આ પરિભ્રમણના લેખોને ગણે છે વિશ્વનાથ ભટ્ટ "સર્વગમ્ય સુવાચ્ય જોમદાર ધમકભરી શૈલી," નિર્ભયતા અને સ્પષ્ટ વકતૃત્વની શક્તિ એ ત્રણ ગુણોથી મેઘાણીનુ વિવેચન લોકપ્રિય બન્યુ એમ ગણે છે "પોતાને જે કહેવુ હોય તે સીધ સીધુ સોસરુ ઊતરી જાય એવી સ્પષ્ટ જોરદાર રીતે કહેવુ," "કોઈની પણ શેહમા તણાયા વગર ભલભલા ધુરધર સાહિત્યકારોના પ્રકાશનો વિશે પોતાને જે ખરેખર લાગ્યુ હોય તે તડ ને ફડ કહી દેવુ, "સેકડો **સાહિત્યરસિકોનાં** હૈયામા હતી પણ હોઠે લાવવાની કોઈ હિંમત કરતુ નહોતુ એવી જે સાફ સાફ વાત" કહેવી એ દર્શાવે છે કે, મેઘાણીની વિવેચન પ્રવૃત્તિ તેમના સાહિત્ય સપર્કમા અનુભવાતા ઉત્કટ સવેદનનુ ફળ છે સર્જકની જેમ જ મેઘાણીની વિવેચના અતગની અનુભૂતિમાથી ભાવપ્રણિત બનીને જ પ્રગટે છે અનેક લોકો અને "પ્રાકૃત લોકો" તો ઠીક પણ "સેકડો સાહિત્યકારો"ના હૈયામા જે વાત હોય તેને મેઘાણી વાચા આપે છે સામાન્યની સગીન દૃષ્ટિથી વિવેચન કરનાર હમેશા સીધેસીધુ સ્પષ્ટ અને લોકગમ્ય વિવેચન જ કરતો હોય છે. આ ત્રણેય ગુણો મેઘાણીની લોકમાનસ સાથેની તન્મયતા અને સામાન્ય સમજની ઉત્કટ સાધનાથી સાપડેલા બહુમૂલ્ય તત્ત્વો છે હજારો લોકોના સવેદનોનુ મુખ બનીને વિવેચન કરવુ, અનેકના હૈયામા—એ એમના જ હૈયામાથી પ્રગટેની વિવેચના છે એવી લાગણી જન્માવે તેવુ વિવેચન કરવુ એ સહેલી સાધના નથી. મેઘાણીએ વ્યક્ત કરેલા વિચારોમા પાડિત્યની છાપ પાડનારી બુદ્ધિની ચમક, નાવિન્યનો;

ચમત્કારિક ચળકાટ, સૌન્દર્યની વિશિષ્ટ રીતે કરેલી સૂક્ષ્મ શોધ અને વિવેચનના સિદ્ધાંતોની તાલીમ વગેરેની છાપ નહીં આવતી હોય, પણ જે સૌન્દર્ય આદિ ઉમાભરી વાણીમા મેઘાણી પ્રગટ કરે છે, જે દૃષ્ટિબિન્દુઓને આપમેળાએ સહુના હૃદયમા વસી જાય તે રીતે રજૂ કરે છે, જે ઉદાર લગનગ પયગમ્બરી આવેશથી કે ધીંગી સાદી સમજથી પ્રગટ કરે છે તેને વાચક તરત જ પોતાના જ વિચારો લેખે સ્વીકારી લે છે. શોપનહોઅર એક જગાએ કહે છે કે 'પરમ સત્ય હમેશા પરિચિતતાની લાગણી સાથે પ્રગટ થાય છે,' એ જૂનું ને જાણીતુ લાગે છે આપણા જ આત્મામા ક્યાય છૂપાયેલુ હતુ તે આવા તત્ત્વજ્ઞ સત, કે કવિની વાણીથી પ્રગટ થાય છે ને આપણે એ ભૂલાયેલા સત્યની પુનઃ ઓળખાણ કરી લઈએ છીએ. આવુ તરત જ સાક્ષાત્ પ્રતીતિ ઉપજાવે તેવુ કથન સર્જક કવિ માટે પણ દુઃસાધ્ય છે કવિનુ સમગ્ર ચિત્ત તેના ભાવ, કલ્પના, 'ચિતન-એટલે કે ચિત્, જ્યારે એકાગ્ર બને છે, ત્યારે જ કવિ આવા સહુ ગાઈ 'સાચુ, ભાઈ સાચુ' કહી અનુમોદન આપે તેવા ભાવ, લાગણી, કલ્પના, ચિંતન વગેરે વ્યક્ત કરી શકે છે ટૂકાણમા ઉપલી સપાટી પર રસ્તે ચાલતા જતા પૃથગ્જને કરેલા વિવેચનમા, ચારતે થોડે રજૂ કરાયેલા પત્રકારી વિવેચનમા અહીં મેઘાણીમા જેવા છે તેવા પ્રતીતિના રણકા જાગી શકે નહીં

લોકસાહિત્ય, લોકસસ્કૃતિ લોકમાનસ સાથે તન્મય થઈ પોતાના અણિયાળા વ્યક્તિત્વનુ આત્મવિલોપન કરનાર મેઘાણી વિનમ્રતાથી "સામાન્યોની માનસિક કક્ષામા" રહીને પોતે વિવેચન કરી રહ્યા છે તેમ કહે છે, પણ સામાન્યની આ માનસિક કક્ષા પ્રાપ્ત કરવી એ જ અઘરામા અઘરુ કાર્ય છે કોઈપણ કૃતિ વિષે પોતાના "અતર પર પડેલા પ્રત્યાઘાતો" સમગ્ર લોકના અંતર પર પડનારા પ્રત્યાઘાતો છે એમ માનવુ-મનાવવુ એ કઈ સીધી સાદી વાત નથી 'મને ગમ્યુ, ગમશે ગુજરાતને' એમ કહેનાર કરસનદાસ માણેકના કાવ્યનાટ્યમા ધૃષ્ટતા, પ્રગલ્ભતા, અને ખુમારી છે અને કવિ ખરેખર સૌને પોતાના હૃદયને જે ગમ્યુ છે તે સૌને ગમી જાય એવી દૃષ્ટિ આપે જ છે. તેવી જ ધૃષ્ટતા પ્રગલ્ભતા, ખુમારી અને સિદ્ધિને વરેલી લોકમાનસની સાધના મેઘાણીએ પ્રાપ્ત કરી છે

લોકમાનસથી ભિન્ન પોતાની રુચિ, વિવેક, સાહિત્ય અગેની વિભાવના નથી, પોતે લોકપર પરાને, લોકમાનસની રુચિ ને લોકોની સમજ અને વિવેકને કદાચ લોકોના પૂર્વગ્રહોને, પર પરાપ્રિયતાને, સ્થૂળ કે ધીંગી રુચિને, સાદી ને

સોથી સમજને અનુસરે છે એને મેઘાણીને ખ્યાલ છે છતાં મેઘાણી દઢતાથી, ખુમારીથી, શ્રદ્ધા ને ભક્તિના આવેશથી આ લોકદષ્ટિની સગીનતા આગળ કરે છે. લોકમાનસ પોતા વિષે જ્યારે સભાન બને, પોતાનુ રહસ્ય, મર્મ, સૌન્દર્ય, સત્ય વગેરે વિશે એકાએક જાગૃત બને ત્યારે એમા એક પ્રકારની નવીનતા, વિશેષતા, અને સનાતન તત્ત્વનો રણકો પ્રગટી નીકળે છે. એ સંગીન હોય છે. આ લોકભોગ્ય, આ લોકોત્તર; આ પ્રાચીન, આ નવીન, આ પ્રગતિવાદી, આ પ્રત્યાઘાતી; આ વાસ્તવવાદી, આ ભાવનાવાદી,· આ વિચારપ્રધાન ને આ ઊર્મિલ, આ શુદ્ધકલા અને આ જીવતનાભિમુખ; આ કલા ખાતર કલા, અને પ્રચારકતા, આ શુદ્ધ સાહિત્ય ને આ પત્રકારી લખાણ...આવા આવા આભાસીભેદોને ભેદીને આ લોકદષ્ટિ સીધી સાહિત્યના યથાર્થ સવેદન પર જ ભાર મૂકે છે. સદ્ય સવેનશીલ હૃદય સાહિત્યના કોઈપણ સાચા રળિયામણા તત્ત્વે હવી ઊઠવા તત્પર અને એવા સવેદનોને ઝીલવા આતુર હોય છે જે સાહિત્ય આવા વિશદીકૃત સાનુકૂળ મનોમુકુરમા પ્રતિબિમ્બિત થઈ શકે નહીં, સીધેસીધુ પ્રત્યક્ષ અને સદ્યઃ સવેદન પ્રગટાવી શકે નહીં, એને માણવા અને સમજવા માટે કોઈ કલાના સિદ્ધાતોનો, વાદોનો, સાહિત્ય જગતના વિશિષ્ટ વિચારપ્રવાહોનો આશ્રય લેવો પડે એને જ ઉત્તમ સાહિત્ય ગણનારી દષ્ટિને સંગીન કેમ કહી શકાય? લોકભોગ્ય સાહિત્ય એટલે પ્રાકૃતજનોનુ સ્થૂલ જાડી દષ્ટિનુ સાહિત્ય નહીં, તેમ લોકદષ્ટિએ કરેલુ વિવેચન એટલે સ્થૂલ પૃથગ્જનની દષ્ટિએ કરેલુ વિવેચન નહીં એમા અપરિહાર્ય એવી સનાતન સચ્ચાઈ અને સંગીનતા છે. આ વિષે મેઘાણી સાહિત્ય પરિશીલનને અતે સભાન બને છે, તેથી પાડિત્યે રચેલી વિવેચનાની માડણીને, વાદોએ સર્જેલા મતિ મઝવનારા અર્ધ સત્યના આભાસોને છિન્નભિન્ન કરી નાખી લોકહૃદયનુ પ્રતિનિધિત્વ ધરાવનાર પોતાના હૃદયને પૂછીને જેવુ લાગે તેવુ, પણ તેમા રહેલીસગીનતાની પ્રતીતિથી, શ્રદ્ધા ભર્યા રણકાથી, આવેશથી અને સ્વચ્છ નિર્મળ તાજી દષ્ટિથી વિવેચન કરે છે.

જ્યારે સાક્ષરો, પડિતો, કવિઓ લોકવિમુખ થવામા ગૌરવ અનુભવતા હોય; પોતાના ભાવ, અનુભૂતિ, વિચારો આદિને લોકવિમુખ સૂક્ષ્મતા, સંકુલતા, દુર્બોધતા, ક્લિષ્ટતા અને આયાત કરેલી પરદેશીપણાની અતડીકઢંગી અભિવ્યક્તિમા રજૂ કરવામા રસસિદ્ધિ માનવા લાગતા હોય ત્યારે લોકોની ઘડાયેલી સનાતન અને સગીન રુચિનો યાળ ખખેરી ડણકી ઊઠતા સિંહ સમો અવાજ આવશ્યક હતો. આજ પણ છે સામાન્યની સાધારણી દષ્ટિને સગીન ત્રિકાલાબાધિત સનાતન દષ્ટિ તરીકે ગૌરવ આપીને અને સાહિત્ય તરફનો અભિગમ

એ દૃષ્ટિએ સ્વીકારીને મેઘાણીએ વિવેચનાની અસાધારણ સેવા કરી છે

## અંત: સ્ફૂર્તિ અને સાન

દુર્ગેશ શુક્લની વાર્તાઓ, પન્નાલાલ પટેલનું વળામણાં, ગેલેખોવની ક્લાયેટ ફ્લોઝ ધી ડૉન–એ કોસેક જાતિની કથા, જય સોમનાથની એપિક જેવી સમી રજૂઆત, ગતનની ધરતીની સુવાસ, 'વસુધા'ની તંદુરસ્ત પ્રેમની લાલી વગેરે વિષે મેઘાણીના ઉદ્‌ગારો જોતા મેઘાણીનુ વિવેચન ઊર્મિસભર, ભાવ પ્રણિત જણાય છે વિવેચનને મારેના બુદ્ધિની સાધના ને બદલે સવેદનની, હૃદયની સાધનાના ફળ રૂપે મેઘાણીએ સ્વીકાર્યું છે એથી સમતોલપણુ અને તટસ્થતા દાખવવા માટે મનની વૃત્તિને દાબીને રજ કરેલો સયમી વિવેક, વિચારોમા નાવીન્ય અને ચમક, સિદ્ધાંતોની માંડણી અને તર્કબદ્ધતા તોળી તોળીને સાચવી સાચવીને જાળવેલુ પ્રમાણભાન, ગુણ અને દોષ બન્નેનુ હકુ પૃથક્કરણ એવુ એવુ મેઘાણીએ દેખી પેખીને ટાળ્યુ જ છે. કારણ કે વિવેચનમા પણ મેઘાણી સદા સવેદન શીલ કવિ જ રહ્યા છે. આથી વિશ્વનાથે જેને બહુ મોટુ રૂપ આ યુ છે તે હીનોથી ઈઝમ–ઉપાસ્ય શ્રેષ્ઠતા વદ, મેઘાણીના પ્રશસાના ઉદ્‌ગારોમા કદાચ દેખાય છે અને આથી વિશ્વનાથ જે અપેક્ષા રાખે છે તેવા પ્રકારના વિવેચક મેઘાણી બની શક્યા નથી "નાગ નરસા ઉભય પ્રકારના સઘળા ઘટક તત્ત્વો પોતાની વેધક દૃષ્ટિથી પારખી કાઢવા અને પછી પૃથક્કરણ દ્વારા નીરક્ષીર બન્નેને જુદા તારવી બતાવી વિવેક કરવો એ વિવેચકનુ મુખ્ય કામ છે એટલે એ મુગ્ધતા કે કટ્ટરતા, ક્દિાગીરી કે સ્વાર્થ એમાથી એકે બાજુએ ઢળી ન પડતા પોતાના ચિત્તને સદાયે સ્વસ્થ, સમતોલ અને યથાર્થ દર્શી રાખવાનુ હોય છે અને જેના જેટલા ગુણ હોય તેમ દોષ હોય તે બને જરા પણ આવેશમા ઘસડાયા વગર તેમ મળમા જરા પણ મરી મસાલો ભભરાવ્યા વગર શાત રીતે યથાસ્થિત માપમા જ બરાબર દર્શાવવાના હોય છે પણ રા મેઘાણીના પત્રકારી માનસને આ સ્વસ્થતા તેમ સમતોલતા પ્રકૃતિથી જ અસાધ્ય છે"[1] પરતુ મેઘાણીની વિવેચન પ્રવૃત્તિ એ શાત અભ્યાસી કે ડાહ્યા માનસમાથી નહીં, તેમ નક્કી કરેલી રીતિ પ્રમાણે વાગ્મિતા અને યુક્તિઓનો આશ્રય લઈ છટા, ચળકાટ અને ચમક દાખવનાર પત્રકારી માનસમાથી નહીં, પણ રસિક બનેલા, પોતા વિષે સભાન બનેલા લોકમાનસમાથી કે હૃદયમાથી પ્રભવે છે આથી જ રસસૌન્દર્યને માણવાને બદલે વસ્ત્રમૂલ્યનુ ચિંતન કરનારના જેવી વિચિત્ર વિવેચન વૃત્તિને મેઘાણી તિરસ્કારે છે "ક્દિાગીરી માટે છૂટ ન

1 નિરૂપરેખા પૃ ૧૭૭

આપે એવા વિવેચન પ્રત્યે પોતાનો તીવ્ર અણગમો વ્યક્ત કરતાં લખે છે : 'ઘડીભર મને આ વિવેચકપણા પર સોટી લઈ ને ઊતરી પડવાનું મન થાય છે. ચીસ પાડી જવાય છે કે મારે અવલોકનકાર નથી થવું. મારે ગુણદોષોનાં છાબડાં નથી તોળવાં. સોનું ને જવાહીર જોખવાની સૂક્ષ્મ તુલા કરતાં તો ધરાકને ઉદારભાવે બે પાંચ તોલા નમતું જોખી આપવાની કાછિયાની ત્રાજૂડી મને વધુ ઊંચી લાગે છે.''[1] આવી વૃત્તિ બુદ્ધિપ્રેરિત વિવેચકની નહીં પણ હૃદયપ્રેરિત સર્જકની અને લોકહૃદયની સાન જેના હૃદયમાં જાગી છે તેની હોય છે. મુક્ત સ્વતંત્રવિહારી લોકમાનસ જ્યાં જ્યાં પ્રશંસાયોગ્ય ગુણ વિશેષ ભાળે છે ત્યાં ત્યાં રસપૂર્વક તેની વાત કરવા લાગે છે. વિશેષે કરીને વિવેચક બનવા માટે છતાં 'પણ' ઇત્યાદિ ઉચ્ચારી મર્યાદા અને અવગુણો જો કહેતા ન હોય તો પણ જોવા તેઓ તૈયાર હોતા નથી...કૃતિની એકંદર છાપ ઉપર અને ગુણસમૃદ્ધિની રસલહાણમાં જ તે પરિતૃપ્તિ અનુભવે છે.

આવું લોકમાનસ સિદ્ધાંતોની મદદથી કાવ્યશાસ્ત્ર પ્રમાણે ઝીણી કેળવાયેલી દૃષ્ટિને જ દેખાય તેવા ગુણો સંશોધવા અને તેવી મર્યાદા અને દોષોનું પૃથક્કરણ કરવા નથી રોકાતું...મુનશીના 'જય સોમનાથ'ની એકંદર છાપ 'આંધી અને વંટોળની' મન પર પડે છે તો એ વીરકાવ્ય ઉચિત લાગણીને આધારે એ નવલની પ્રશંસા કરવા લાગે છે. "આપે ઝાંખ વળતી હોય એવા મનુષ્યની પેઠે એ જાણે કે વસ્તુના અત્યંત સત્ય સ્થૂળ ભાગો જ જોઈ શકે છે. અને એ સ્થૂળ ભાગોની આસપાસ કે વચ્ચે વચ્ચે જે ઝીણી મોટી ખૂબીઓ કે ખામીઓ હોય તે એમની નજરમાંથી આબાદ છટકી જાય છે." વિશ્વનાથ ભટ્ટનું આ વિધાન તો સંવેદનશીલ દરેક વિવેચકને લાગુ પડે છે. સર્જકનું માનસ ધરાવતો કવિ હૃદયનો વિવેચક પોતે જેનાથી હલી ઊઠ્યો છે તે જ નજરમા રાખીને ચર્ચે છે.

અલબત્ત મેઘાણી સમૂહગત લોકમાનસ જેવુ માનસ ધરાવે છે. આ લોકમાનસ મોટી મોટી આંખને ઊડીને વળગે તેવી જ ખૂબીઓને પકડે છે કે તેવી જ ખામીઓથી મોઢું કટાણું કરે છે. ઝીણવટની લોકમાનસ પાસેથી અપેક્ષા ન રાખી શકાય, પણ જે ખૂબીઓ કે ખામીઓ લોકમાનસને પારખે છે, તે સહુ કોઈ અનુભવી શકે તેવી સનાતન ખૂબીઓ અને ખામીઓ હોય છે અને તેથી લોકમાનસની દૃષ્ટિ સંગીન હોય છે. દસ વરસ સુધી ઓછામાં ઓછા પોતે કરેલાં વિધાનોને કોઈ પલટાવી શકે નહીં એવી વિવેચકની દૃષ્ટિ

૧. નિરૂપરેખા : પૃ. ૧૭૮

સંગીન જોઈએ એ વિવેચનાનો આદર્શ લોકોની આ સ્થૂળ દૃષ્ટિ સહેજે પામે છે.

આ લોકમાનસની દૃષ્ટિની વેધકતા, સંગીનતા, ક્વચિત્ ઓચિંતા ઝબકી જતી માર્મિકતા એ પ્રચલિત બુદ્ધિપ્રધાન વિવેચકની માનસિક પ્રક્રિયા કરતાં જુદી જાતની ગતિ કરે છે. ફ્રેઝર વગેરે લોકમાનસના અભ્યાસીઓ એને મિસ્ટિક અથવા રહસ્યશીલ દૃષ્ટિ સાથે સરખાવે છે.

મેઘાણી આવી આંતરિક દૃષ્ટિ જે બુદ્ધિથી–તર્કથી સમજાવી શકાય નહીં તેવી પરખશક્તિ દાખવે છે અને મેઘાણીને શ્રદ્ધા છે કે તેમણે જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે તે સમગ્ર લોકસમુદાયના માનસનો અભિપ્રાય છે. વળી ઝીણું પૃથક્કરણ કરવાનું, વાદવિવાદમાં પડી દલીલો કરવાનું, પરાણે પરાણે ગુણની જેમ જ દોષ સમપ્રમાણમાં જોવાનો પ્રયત્ન કરવાની બૌદ્ધિક પ્રક્રિયાઓને ટાળે છે. "વ્યાખ્યા બાંધવાનો માર્ગ છોડવો પડશે. સાહિત્યની રસપરખ આપનારી તો સદા વ્યક્તિઓ જ રહેવાની, એ જીવતાં માનવીઓ. જીવન અને સાહિત્યના દરિયા તાગીને અમુક એક સાન–'સેન્સ'–લઈ આવવાના રણકારથી જ રૂપિયો ખોટો છે કે સાચો છે તે પરખાશે. પણ એ રણકાર વ્યાખ્યાની વસ્તુ નહિ બની શકે. એ તો અંતરતમ પ્રાણમાં એક સાન તરીકે જ લપાઈ બેસશે." + + + "પ્રગતિશીલપણું તો માત્ર દૃષ્ટિમાં ઊગનારી વ્યાખ્યામાં કદી ન બંધાનારી વસ્તુ છે એ એક પ્રકારની સેન્સ–સંજ્ઞા છે ઘ્રાણેન્દ્રિય અને રસેન્દ્રિય જેવી એ રસવૃત્તિ છે. એ ભીતરમાં કેળવી શકાય; નિયમોમાં જકડી નહિ શકાય."[1] + + + "કહી ફકત એટલું જ શકાય કે : અતિ ચોખલિયો નહિ, અતિ જડસુ નહિ, પણ મધ્યમ જીવનની ઉદાર અભિરુચિઓને ખુદ જીવનના જ વિશાળ પટ પર સેવી રહેલો સમૂહ જો વધુ કશું વિવરણ કર્યા વગર એટલું જ કહે કે કોણ જાણે કેમ મને આ સુખદ–પ્લેઝન્ટ નથી લાગતું તો તેનું કહેવું સાચી તુલનાની વધુ નજીક ગણાય. રૂપિયો રણકારથી પરખાય. રણકાર કાનનો પ્રદેશ છે. એ રણકારનું સાચ કે ખોટાપણું કાન જ કોઈ અકળ કળથી પકડી લે છે. કાનનું નિયમન કરનાર કોઈ નિયમ નથી. સુરુચિ કુરુચિનું પણ એવું જ કંઈક હોવું જોઈએ"[2]

આવી આંતરિક દૃષ્ટિને લીધે મેઘાણીનાં વિધાનો ક્યારેક આવેશયુક્ત,

---

૧. પરિભ્રમણ-૧ : પૃ. ૨૧૯
૨. પરિભ્રમણ-૨ : પૃ. ૨૬૨

ક્યારેક ઊર્મિથી અનુપ્રાણિત, ક્યારેક સાધી સોંસરી અંતરાત્માને સ્પર્શતી વાણીનો રણકાર જગાવે છે. એ વિધાનો સાથે મતભેદ હોય તો પણ તેને સાંભળ્યા વગર ચાલે નહીં તે રીતે એ આપણા અતરમાં પ્રવેશીને સંભળાયા કરે છે એ તડ ને ફડ સપાટા લગાવી કહી નાખે કે સાહિત્યચોરીની શોધખોળ કરવી એ પોલીસ વૃત્તિ છે; લેખકના અંગત જીવનની આલોચના કરવી એ ચમારવૃત્તિ છે, આપણી વાર્તાઓના નાયક નાયિકાઓ ચાહે તે કાર્ય કરતાં કરતાં અંદરખાનેથી તો જાણે ટાંપીને જ બેઠેલાં હોય છે, પ્રેમ નામના ગુંદર વતી જ ચોંટાડવામાં આવે છે. તમે કલા ખાતર નથી લખતા તો શું કઢંગાઈ ખાતર લખો છો? તમે જો વિદ્વાન નથી, એટલે કે જે કંઈ લખો છો તેના જો જ્ઞાતા નથી તો પછી દુનિયાને શું તમારું અજ્ઞાન આપવા નીકળ્યા છો? ગરીબોને નામે લખનારા ઘણા ખરા 'ગોરક્ષાને નામે પેટી ફેરવનારા એજન્ટોથી જરીકે જુદા નથી, આપણે ઇતિહાસને પૂંછડે બંધાયેલો ચીંથરા જેવા છીએ; ઘોંઘાટથી લાગણીઓ પલટાવી શકાતી નથી; નવા વિચારોના ચોખલિયાઓની ઘમંડી આધગાઈ પોતાની બુઢ્ઢી માતાઓનાં દેવ-ઘરોમાં ચમચમતા બૂટ જોડા પહેરીને પ્રવેશતા જુવાન પૌત્રોના જેવી છે..' આવાં આવાં અસંખ્ય વિધાનો સર્જનાત્મક સાહિત્ય કે કાવ્ય જેમ ચિત્તમાં રહી રહીને રણક્યા કરે તેમ ધ્વનિત થયા કરે છે.

વ્યક્તિ, વાદ, સિદ્ધાંતો...વગેરે તરફનો બૌદ્ધિક અભિગમ ટાળી કેવળ સાહિત્ય અને સાહિત્ય દ્વારા વ્યક્ત થતા જીવનના રસ તરફ જ સચેત મનથી ઉન્મુખ રહેવાને લીધે મેઘાણી પોતાના વ્યક્તિત્વનું વિલોપન કરી નાંખે છે. એટલું જ નહીં પણ સાહિત્યકારને પણ સાહિત્યસૃષ્ટિ સર્જનારા અનેકમાંથી એક ગણે છે. એથી જ જેમ તુલસીનું પાન તુલસીનું પાન જ હોય છે—મોટું કે નાનું તે મહત્ત્વની વાત નથી; તેમ સાહિત્યની એ રસ મહેલાતમાં જે કંઈ માધુર્ય ઉમેરાય તેને સહર્ષ પ્રશંસવાનું કાર્ય જ મેઘાણી કરે છે. તુલના કરી, પરીક્ષક બની ગુણ આપીને નંબર આપવાનું કામ તેમની દૃષ્ટિમાં વસ્યું જ નથી. "આપણે બધા કોણ છીએ? સર્જનના રોપકૂંડામાં ભરેલી માટી કરતાં શું વિશેષ છીએ? માટી છીએ : માટીનાં બીજ વાવે છે કોક બીજું, પાણી પાય છે કોક બીજું, રોપ ઊગે છે પણ કોઈક બીજાને માટે ને ફૂલો ફૂટે છે તે પણ કોઈક અન્યની શક્તિનાં : આપણે તો કૂંડું પણ નથી; કૂંડામાં ભરેલી માટી છીએ. અને એટલુ જ બસ નથી?"[૧] "માનવ-પ્રાણને અને

૧. પરિ પૃ. ૯.

ઊર્મિઓને દિન પર દિન જાગ્રત તેમજ અહપુશીન રાખવાનુ જે કર્તવ્ય અદા કરવા માટે લેખકો, કલાકારો અથવા અન્ય કાર્યકર્તાઓનો જે મહાન સઘ ગોત પોતાની શક્તિમતિ મુજબ મથી રહેલ છે તેમાના એક એકમ તરીકે જ પ્રત્યેક સાહિત્યકારે પોતાને વિષે વિચારી લેવાનુ છે"[1]

સાહિત્યકારને મેઘાણી આમ જીવનની ચેતનાને જગાડનારા સમૂહમાના એક લેખે જ સ્વીકારી તેની પ્રશસા કરે છે કે સૌજન્યપૂર્વક મિત્ર અથવા જાણકાર વડીલ બનીને ટકોર કરે છે આવી ટકોર કરતી વખતે કે પ્રશસા વખતે કોઈપણ વિધાનો પાછળ સમૂહનુ વાચનારથી માડીને અન્ય સહુનુ પોતાને પીઠબળ હોય, પોતે એ બધા માહેના એક બનીને વિધાન કરતા હોય તેવા સૂરે મેઘાણી વિવેચન કરે છે હુ પદ, ગર્વ, મતાગ્રહ, હઠીતાઈ વગેરે આવેશ, ઊર્મિલતા, પ્રાણમયતા ટોવા છતા મેઘાણીની ખૂબી છે ટકોર કરી છે આકરી છતા એમા આપ્તજનનુ વાત્સ ા મીઠપ, સૌજન્ય અને માન સાહિત્ય પ્રવાહમા ટકોર કરવા યોગ્ય ને તે ા આથે અ ધર્મને પોતે પોતાને કરતા હોય તે રીતે ટકોર કરી છે સુરુચિનુ ધોરણ ઊચુ રાખનાર સાહિત્યરગી પત્રકાર વિષે ચેસ્ટર્ટનના મત યોને જ જાણે કે મેઘાણી અનુસરે છે "એ પાનામા લેખકો ચાલુ પ્રજાજીવનની મર્માળી સમીક્ષા કર્યા કરે છે ઘટનાઓના મથનોમાથી નવનીત વલોવે છે સસારના ૫ ૪ અપ્રગ્ર પ્રવાહોમાથી ડહાપણના મોતી વીણે છે એની પાસે વા એ જ હોય છે સુરુચિવાદ એને પ્રિયમા પ્રિય એક તત્ત્વ હોય છે પ્રજા સમસ્તને શીલાવનો આત્મસસ્કાર થતુ એને કોઈ નથી હોતો છત ત સહુ કોઈ વાદ અને વ્યક્તિની કડક ખબર લે છે એ ખબર લેવા ા શૈલી સ્નિગ્ધ છતા સાફ, માર્મિક છતા દશમક્ત, અને મક્કમ છતા રમતિયાળ હોય છે એવા મનુષ્યો સમસ્ત પ્રજાની વિચારશક્તિના સાર રૂપ બની રહે છે'[2] અલગન સુવાળી ચામડી ધરાવનાર લેખકોને મેઘાણીની મીઠી ટકોર પણ વેધક અને તીર જેવી લાગી હોવાથી ચમે છે પણ સાહિત્યકાર બનવા માગનાર હજાઈ સાહિત્યમરે એવી સુવાળી ચામડી રાખવી ઘટે નહીં 'છટકી ન જઈએ, સીધી વાત સમજી લઈએ આપણુ લખ્યુ આપણે અન્યને, સેકડો, હજારો, લાખોને વચાવવુ છે તેમના દિલ હરવા છે લાખો દિલોની અદર ચોટ લગાવવી છે ઘાગી અસર નિપજાવવી છે ચોક્કસ વાત હસાવવી છે એ આપણુ ધ્યેય વ ન હસાવવી છે ને તે વધુમા વધુ વ ચક હદયો પર વધુમા વધુ સમય સુધી હસાવવી છે એ આપણા લેખનનુ પ્રયોજન

૧ પરિભ્રમણ-૨ પૃ ૨૮૦ ૨ પરિભ્રમણ-૧-પૃ ૧૬૨

છે"[1] આવા પ્રયોજન માટે મથનારા અનેકમાંના એકને એ પ્રયોજનની જ સિદ્ધિ માટે એજ પ્રયોજનમાં નિષ્ઠા રાખી કાર્ય કરનાર સહસર્જક ટકોર કરે તો તે કડવું ન જોઈએ અલબત્ત મેઘાણી કબૂલ કરે છે કે એમની ટીમ ઘણાને કડવી લાગે છે 'હું સ્વીકાર કરું છું કે વિવેચના કડવી વસ્તુ છે મધરાતોના ઉજાગરા ખેંચી પોતાના લોહીના ટીપામાંથી નિચોવેલા પુસ્તકને એ કડાગાર ખીબામાં પડી ગયા પછી કોઈ અજાણ્યો વિવેચક ઊઠીને છડે ચોક એમ કહી નાખે કે એ પુસ્તક નિષ્પ્રાણ છે, મધ્યમ કોટીનું છે, અથવા સંપૂર્ણતાથી વેગળું છે—તેવે ટાણે ઘૂંટડો ગળી જવો એ બેશક બચ્ચાંના ખેલ નથી આટલું હું જાણું છું"[2] આથી જ મેઘાણીએ કૃતિના વિવેચનમાં આવી દોષદેખી દૃષ્ટિ ટાળી છે. માત્ર આંદોલનો ને પ્રવાહોની ચર્ચામાં કડક ટીકાઓ કરી છે ક્વચિત ખમતીધર સાહિત્યકારને વિષે સાફ સાફ સંભળાવ્યું છે 'ચર્ચા ઘણી વાર ક્રિયાને હણે છે ચન્દ્રવદન 'ઓકાસા' તો ઘણા મારે છે, છતાં સાચા નાટયધૂની નથી એનો નાદ જો જખ્મી કલેજાનો હોત તો એકાદ બે નાની સફળતાઓથી સંતુષ્ટ બનીને પાછા બીજા તેર પર ચડવાને બદલે એણે નાનકડા પાયા પર પણ પોતાની એક મંડળી ઊભી કરી લઈ નવા નવા પ્રયોગો ધંધાદારી રીતે જ બતાવવાનું આરંભ્યું હોત'[3] x x x

આવી આ અકળામણમાં પ્રગટેલી તીવ્ર ટકોર પાછળ પણ સાહિત્યના સ્વાસ્થ્ય મય પ્રવાહ તરફ જ મેઘાણીનું લક્ષ્ય રહ્યું છે તેથી પ્રહાર કરનાર વિવેચકની અસ્મિતાવાળા આગ્રહી મેઘાણી દેખાવાને બદલે સહુની સાથે એક બની, પ્રહારપાત્ર વ્યક્તિ સાથે પણ એક બની, દિશભૂલ્યા મનને એકાએક જાગીને સંભળાતો અંતરનો અવાજ માત્ર આવી ટકોરમાં અનુભવાય છે

સામાન્યની મનોદશામાં—અનેક સાથે રસજીવન માણવા ઉત્સુક મેઘાણી વિવેચન કે વિચારણા દરમિયાન સિદ્ધ નક્કી કરેલા વિચારો રજૂ કરવાને બદલે સહુને સાથે લઈને વિચારે છે "હું પણ કલા અને જીવનના મર્મો સમજવા મથામણ તમારી સર્વની સંગાથે કરું છું આપણા સર્વના સામુહિક મથનોના એક અંશ લેખે"[4] મત યો પ્રગટ કરે છે આથી મેઘાણીના વિવેચનો પાછળ એ સામુહિક મંત યોનું સંગીન તળ રહેતું હોય છે વાચકના આપોઆપ દાદ ભણવા તૈયાર થતા હૃદયનું પ્રાણવાન બળ એને વિશેષ સંગીન બનાવે છે

---

1 પરિભ્રમણ-૧ પૃ ૦ 2 પરિભ્રમણ ૧ પૃ ૨૧૦
3 પરિભ્રમણ-૩ પૃ ૪૪ 4 પરિભ્રમણ-૧ પૃ ૭૦૧

"દરેક સામાન્ય વાચક વાંચતો વાંચતો એક અથવા બીજી તરેહની આલોચના કર્યે જ જતો હોય છે" અને તેની કક્ષામાં જ રહીને તેમની સાથે કરેલું આ ચિંતન પ્રાકૃત જનના ગમા-અણગમા પૂર્વગ્રહોથી આગળ જતું નથી એમ મેઘાણીની આવી ટકોરો, આવું મતસ્વાતંત્ર્ય, આવું સ્પષ્ટવક્તૃત્વ, અને આવી અનેક આપોઆપ હા ભણવા તૈયાર થઈ જાય તેવી વિવેચના જોયા પછી કહી શકાશે નહીં. મેઘાણીની વિવેચના પાછળ જે લોકમાનસની સાન છે; જે પયગમ્બરી આવેશ છે, જે તીવ્ર પ્રાણવાન હૃદય વીંધનારા ઊર્મિ અને ઉષ્માથી સભર વાક્યો છે તે દર્શાવે છે કે ભલે મેઘાણી પોતાને "સામાન્યની કક્ષા"માં રહેલા જાહેર કરતા હોય છતાં મેઘાણીની વિવેચના પ્રતિભા જનિત છે. દરેક સામાન્ય વાચક પોતે જે સાહિત્યની અનુભૂતિઓ કે પ્રત્યાઘાતો અનુભવે છે તે એવા બળવાન હોતા નથી કે તેને સાહિત્ય અંગેનું લખાણ લખવા પ્રેરે. લખવાની સિસૃક્ષા, પોતે મૂંગો રહી શકે તેમ નથી એવું ભાન, લેખક કંઈક વિશેષ જુએ છે ત્યારે તેનામાં જાગે છે. ભાવયત્રિ પ્રતિભા, અને લખવા પ્રેરે તેવી પ્રતિભાની સંચાલક શક્તિ, સ્ફૂર્તિ સર્વ સામાન્યના હૃદયમાં હોઈ શકે જ નહીં, મેઘાણીની સમગ્ર વિવેચન પ્રવૃત્તિ જોતાં જણાય છે કે, ખાસ કરીને લોકોની રુચિ, સામાન્યની સંગીન દૃષ્ટિ, લોકસાહિત્યની પરંપરાનો રસ કે સૌન્દર્ય... વગેરેને નવી સાહિત્યસૃષ્ટિમાં પ્રતિષ્ઠાનું સ્થાન અપાવવા માટે મેઘાણીએ અનેક લખાણો લખ્યાં છે. એ એનું મુખ્ય વલણ છે. તો સામાન્ય માનવ કરતાં કંઈક વિશેષ લહાણ કરવા જેવું એ લોકમાનસમાં પોતે જોઈ શક્યા છે એનું ભાન થાય તો જ વિવેચન લખવાની પ્રેરણા મળી શકે...પેલા ગોવાળના સાદે મેઘાણીને આ પ્રેરણા આપી છે. આમ પોતે જે સાહિત્યનો અનુભવ કર્યો તે અનુભવમાં સામાન્ય કરતાં કંઈક વિશેષ-બીજાને કહેવા જેવું, બીજા આગળ પ્રગટ કરી બીજાને આપવા જેવું વિશેષ-જ્યારે મેઘાણી જુએ છે ત્યારે જ વિવેચન કરવાની સિસૃક્ષા અને સ્ફૂર્તિ તેમનામાં પેદા થાય છે આ ઉપરાંત પત્રકાર તરીકેનો શિક્ષકનો ધર્મ બજાવનાર મેઘાણી સ્પષ્ટ લખે છે કે, "સામાન્ય વાચકની અંદર સારાસાર વિવેકબુદ્ધિ અને સદ્‌ભિરુચિનો ઉદ્‌ગમ કરાવવા" માટે તેમણે આ લખાણો લખ્યાં છે. સારાસાર વિવેકબુદ્ધિ, અને સદ્‌ભિરુચિ જો સામાન્યના કરતાં પોતામાં વિશેષ ન હોય તો એનો ઉદ્‌ગમ કઈ રીતે કરાવી શકાય?

અહીં 'સામાન્યની કક્ષા', 'સામાન્યની સંગીન દૃષ્ટિ' વગેરે દ્વારા મેઘાણી પોતાના હૃદયમાં જાગેલી સામાન્યની દૃષ્ટિ વિશે જ વાત કરે છે

ખરેખરી એ પ્રાકૃતની રસ્તે ચાલતાની વિચારણા નથી. તેના દોરવાયા મેઘાણી દોરાતા નથી પણ પરંપરાથી જે એક લોકમાનસ આપણા સહુના હૃદયમાં બેઠેલું છે—જેને આપણે ક્યારેક સંસ્કાર, ક્યારેક પૂર્વગ્રહ, ક્યારેક લાગણી, ક્યારેક અંતઃપ્રજ્ઞા, ને ક્યારેક ધાર્મિક દૃષ્ટિબિંદુ વગેરેને નામે ઓળખીએ છીએ તેનો પોતાના હૃદયમાં સંપૂર્ણ—તીવ્ર માત્રામાં વિકાસ થયેલો મેઘાણી અનુભવે છે અને તેથી સહુની સાથે રહી વિચારતા કરતાં કરતાં એ સહુને આ સંપૂર્ણતાએ દાખવેલા—કરેલા સાચા માર્ગે દોરી શકશે એવો મેઘાણીને વિશ્વાસ છે. એવું એ અંતરમાં અનુભવે છે. આમ સામાન્યનું મુખ બનવામાં 'મુખ' બનવા જેટલી વિશેષતા મેઘાણીમાં છે, કે ઉચ્ચતમ સામાન્યતા છે. મેઘાણીના આવાં વિધાનોને એમ ને એમ સ્વીકારીને અને મેઘાણી લોકભોગ્ય વિવેચક છે, પત્રકારી વિવેચક છે માટે મેઘાણીની વિવેચનાની છાછરી છે પૃથગ્જનની છે, વિવેચક પદેચ્છુની છે એમ બાંધે ભારે માની લેવાની ઉતાવળ કરવી જોઈએ નહીં. વિશ્વનાથે એવી ઉતાવળ કીધી છે. "રા. મેઘાણી 'વિવેચક પદેચ્છુ' છે કે નહિ એ તો આપણે જાણતા નથી, પણ કદાચ હોય તો પણ મોટે ભાગે મારતે ઘોડે ઘસડી મારેલી એમની કલમ–કિતાબની સાહિત્ય નોંધોને આધારે તો એમને વિવેચક પદ વિવેચક શબ્દનો અત્યંત નિકૃષ્ટ અર્થ કર્યા વગર કોઈ રીતે આપી શકાય તેમ નથી."[1] પણ મેઘાણી તો લેખકો માંહેના એક બની સર્જક તરીકે સહુની સાથે રહ્યા રહ્યા વિચાર કરે છે. વિવેચક બની ગર્વથી સિદ્ધાંતો ઘડવા કે અભ્યાસી મીમાંસા કરવા તૈયાર જ નથી. અને છતાં એમનાં મંતવ્યો—મારતે ઘોડે ઘસડેલી નોંધોમાં રજૂ થયેલાં મંતવ્યો પણ જો અવગણી ન શકાય એવો રણકો કરતા હોય તો તે તાક્યું તીર મારનારી વિવેચના ખરી કે નહીં?

"વિવેચનમાં વિઘાતક થઈ પડે..તે એની લોકભોગ્યતા છે: જનતા એ જ પત્રકારોનો જનાર્દન હોય છે જનતારૂપી જનાર્દનની રુચી અરુચિનો જે દિશામાં વાતો હોય તે દિશામાં જ એ પોતાનું વિવેચન નાવ હંકારે છે"[2] વિશ્વનાથ ભટ્ટે જ આગળ દર્શાવેલા સ્પષ્ટવક્તૃત્વના, નીડરતાના, મતસ્વાતંત્ર્યનાં દૃષ્ટાંતો દાખવે છે કે મેઘાણી લોકની રુચિ–અરુચિના પ્રવાહ પ્રમાણે પલટાતા નથી પણ નિષ્ઠાભરી એક સ્થિર સગીન દૃષ્ટિથી એ રુચિ અરુચિને મમતાથી તેની સાથે એક થઈ ઇષ્ટ માર્ગે વાળે છે, વિકસાવે છે.

---

૧. નિકષરેખા : પૃ. ૧૮૮
૨. નિકષરેખા : પૃ. ૧૭૫

આમ મેઘાણી સચેત અને ઉપ્માવત બની વિવેચનમા પોતાના લોકહૃદય બનેલા હૃદયને વફાદાર રહ્યા છે મેઘાણીના આ પ્રકારના વિવેચનમા સમતોલતા નહી હોય, કદાચ આવેશશીલ અતિપ્રશસા કે અકળામણ હશે પણ અંદરે સાહિત્યકૃતિનો સજીવ સ્પર્શ એમના સવેદનપટુ હૃદયને બરાબર થયો છે એવી છાપ તો ઊઠે છે; અને બીજી છાપ ઊઠે છે આ લોકસસ્કૃતિનુ પૂરાણુ જૂનુ અને છતા સનાતન સગીન હૃદય આ ઉદ્ગારો કાઢી રહ્યુ છે તેની આવા મતવ્યો હૃદયના ઊંડાણમાથી આવતા હોય તેવા પ્રેરણાજનિત, પ્રાણવાન, સગીન અને સ્ફૂર્તિજનિત ઉછળાટમા નિત્ય નૂતન અને સ્વચ્છ લાગે છે ચિરપરિચિત સત્યનો રણકો કરી રહે છે

## લોકભોગ્ય એટલે પ્રાકૃત નહી :

સાહિત્યને આમ લોકગમ્ય, લોકાભિમુખ કરવામા અને સામાન્યની કક્ષામા રહીને મૂલવવા જતા મેઘાણી સાહિત્યને-સાહિત્યમાત્રને સુગમ, લોકગમ્ય સરળ અને પ્રાકૃત બનાવવા નથી માગતા વિદ્દ્ભોગ્ય સાહિત્યનુ એક સ્વતત્ર ક્ષેત્ર તો રહે છે જ પણ એ સાચી વિદ્વત્તાયુક્ત સાહિત્ય છે એવી તો ગમ લોકોને પડવી જોઈએ "હર એક પ્રકારના લેખનની સાર્થકતા જનતાની જ જીભ પર જોખાવવા જવાનો ધ્વનિ જો મારા કથનમાથી ઊઠ્યો હોય તો તેને માટે હુ દિલગીર છુ"[1] લેખકે પોતાના દેશની પરપરામા રહીને જીવનમાથી અનુભવાતા સાચા ભાવોને પોતાને વફાદાર રહીને ગાવા પરદેશીપણાની છાપ ઊભી કરતી અતડી કઢગી અભિવ્યક્તિ કરવી નહી, લોકવિમુખ થવાથી ખોટો ગર્વ ને દર્પ અનુભવવા નહીં એવુ જ કઈક એમને કહેવુ હતુ આથી તેમણે લોકગમ્યતાની વ્યાખ્યા આપી નથી સાહિત્ય માત્રનો સ્વભાવ પ્રસરવાનો છે અને જનતા જેટલે અશે સાહિત્યને ઝીલે તેટલે અશે સાહિત્ય પ્રસરે જનતાના વ્યાપક સમુદાયમા જેમ સાહિત્ય પ્રસરે અને ઝીલાય તેમ સમયના લાંબા ગાળા સુધી પણ સાહિત્ય ઝીલાય અને પ્રસરે આપણા સર્વ વિવેચકો કોઈનુ વિવેચન અને મૂલ્યાકન કરવુ હોય ત્યારે આમ કહીને અટકી જાય છે કે, "હજી આપણે લેખકની ઘણી નજીકમા છીએ સમય જતા લેખકનુ સાચુ મૂલ્ય થશે" આમ કહેવામા જાણે અજાણે મેઘાણીએ જનતાની સગીન દૃષ્ટિને સ્વીકારી છે તેની જ આ વિવેચકો વાત કરતા હોય છે મેઘાણીની વિશેષતા ~~તો એ~~ છે કે, જનતાની એ દૃષ્ટિ પોતાને મળી છે એવી ખુમારીભરી છતા ગર્વ

---

૧. મેઘાણીના પત્રો પૃ ૭૦

વિદ્યોગી શ્રદ્ધા મેઘાણી ધરાવે છે 'સહૃદિરુચિનો એક એવો સૂક્ષ્મ દોરો જનતાના હાર્દમા પણ પડયો છે કે જેની ઘણાને ખબર નથી ચાય તેવા જનતાપ્રિય લેખકની નબળી પડતી કલમને જનતા ઝટ દઈ ને પકડી પાડે છે ઉપરાત 'સનાતન ભાવો'ની જે ભૂમિકા જનતાની અદર પડી છે તેનો સાચો પત્તો ન મેળવી શકવાને પરિણામે જ આપણને લોકરુચિ વારવાર પલટા લેતી ભાસે છે"[1] મેઘાણી જનતાની અદર પડની એ 'સનાતન ભાવો'ની ભૂમિકાને પોતાના પ્રેમે કરીને અદરથી પામી ગયા છે તેના જાણુહાર બન્યા છે અને તેની સામાન્ય કક્ષામા રહીને વિવેચન કરવા જતા લોકોની પલટાતી રુચિ પ્રમાણે પોતાને પલટા ખાવા પડશે એવો તેમને ભય નથી આ પરિભ્રમણ લોકસાહિત્ય અગેના પુસ્તકો અને અન્ય લખાણો જોતા મેઘાણીના મતવ્યો-ક્વચિત્ આ તરફ કે તે તરફ સદર્ભ પ્રમાણે ઝોક ટોવાથી વિરોધાભાસી લાગે ખરા પણ મુખ્યત્વે સ્થિર અને સ્પષ્ટ છે અર્થઘન કવિતાના પુરસ્કર્તાઓ, પ્રગતિવાદી સાહિત્યના લેખકો, કોઈ ને કોઈ વાદ આગળ કરીને ચર્ચા કરનારા સર્જક વિવેચકોના મતવ્યો કાળ પ્રમાણે પલટાયા છે મેઘાણીના મતવ્યો એમ વાયરા પ્રમાણે પલટાતા નથી અને એનુ 'સગીનતાનુ તેજ ઝાખુ પડતુ નથી" વિશ્વનાથ માને છે તેવુ 'ચાલુ ક્ષણનુ વાતાવરણ મેઘાણીના વિવેચનનુ નિયામક ક્યારેય બન્યુ હોય તેવુ એમના આ લખાણોના અભ્યાસમા જણાયુ નથી સામાન્ય ની કક્ષામા રહીને વિવેચન કરનાર મેઘાણીની પ્રતિભા જ–એમની અતપ્રજ્ઞા જ એ લોકજીવનના મધ્યસ્થ હૃદય પર આસન નાખીને બેઠી છે ત્યાથી કાલાય સમયના પ્રવાહમા લોકની રુચિ અરુચિ જ જે ક્ષણે ક્ષણે પલટા લેતી ભાસે છે તે સમગ્ર લોકરુચિનુ નિયમન થતુ હોય છે આમ સનાતન લોકરુચિના કેન્દ્રને પામીને, એ કેદ્રમા સ્થિર રહીને મેઘાણી જાણે કે લોકરુચિનુ ચક્રપરિવર્તન જોયા કરે છે ને તેનુ નિયમન કરે છે

વિદગ્ધભોગ્ય લેખન પ્રકારોને વરેલાઓ પ્રત્યે મારો અનુનય છે, કે તેમની સફળતાનુ માપ પાલી પવાલાથી કે મણીકા વડે ન જ માપવાનુ હોય તેઓ છે કસ્તુરીના સોદાગરો તેમના ગતિભર સર્જનો પણ આખરે તો અનેક ક્રિયા પ્રક્રિયાઓ દ્વારા જનતાને જ સુવાસિત કરવાના એ સમગ્ર વ્યાપાર અગોચર છે માટે મિથ્યા તો થોડો જ છે? જનતાની જ તુલના બુદ્ધિને તેઓ છેવટે પુષ્ટ કરવાના છે તેમના પ્રત્યે જનતા વિમુખ પણ નથી તુચ્છકારભાવી પણ નથી વિદ્વાને રાજ ઊઠીને સન્માનનારી તો જનતા જ છે સમજશે નહિ તે પણ શ્રદ્ધાપૂર્વક

1 મેઘાણીના પત્રો ૭૫૦

કહેશે કે, "આ આપણા કવિ છે આ વિદ્વાન છે: આ શોધક છે આપણા છે આ"[1] બસ સાહિત્યકારો પાસેથી મેઘાણી એ જ માગે છે કે લોકવિમુખ ગર્વ અનુભવવાને બદલે લોકાભિમુખ થવાનો પ્રયત્ન કરો. એમ કરતા તમારે સ્થૂળ અને જાડી જીવનભાવનાઓ ઊપસાવાની જરૂર નથી. ધરતીમાં રગદોળાવાની જરૂર નથી પણ લોકોમાં "આપણા છે આ" એવો આપણાપણાનો ઊમળકો પેદા કરે તેવું વલણ અપનાવવાની જ જરૂર છે

લોકાભિમુખ સાહિત્ય એટલે પ્રણાલિકાપ્રિય સાહિત્ય નહીં, સામાન્યની દૃષ્ટિ એટલે જુનવાણી દૃષ્ટિ નહીં–એ મેઘાણીએ વારંવાર પ્રતિપાદિત કર્યું છે એ "જુગો જૂની વતન ધૂળમાં વહેતું આબેહયાત સંજીવન જળ"—[2] "તળપદા લોકની જુગ જૂની છતાં નિત્ય પલ્લવિત બનતી આવેલી સાહિત્યવાણી." સનાતન જ છે "સર્વદા વાંછનીય વાત છે કે, નવા નવા તેના પ્રવાહમાં પ્રવેશે દર વખત સાહિત્યદૃષ્ટિ નવી નવી કસોટીઓ પર ચડે અને નૂતન અસંતોષો, આશંકાઓ તેમજ અંતક્ષોભોને સંતાપકારક, સંશયનાશક તેમ જ ક્ષોભશામક જવાબો દેવાની સાહિત્યને જરૂર પડે ફરજ પડે પરંતુ આવા જવાબો માગનારું નૂતન આંદોલન પણ શક્તિશાળી અને ગંભીર હોવું જોઈએ સેભાગ્ય કે એજવાગનાર, ભાગટોડીયા હરકોઈ હાની મજેલા 'વાદ' ને સાહિત્યનો પ્રદેશ ગાદગે નાઉ, સાહિત્ય દૃષ્ટિના માપ કાઢવા કે તેનો કસ ઉતારવા આવનાર નૂતન તત્ત્વ પણ નગદ અને સંગીન કસાયેલ અને દૃષ્ટિવંત હોવું જોઈએ સોનાનો કસ ચોકખીથી જ કાઢી શકાય પકાલીથી નહીં"

તો એવી ચોકખીની લોકમાનસની સંગીન દૃષ્ટિને વિવેચનમાં યોજવાનો મેઘાણીએ સભાન પ્રયત્ન કર્યો છે મેઘાણીની એ વિવેચનદૃષ્ટિ પરત્વે એમના જ શબ્દો યોજી શકાય. 'દૃષ્ટિ એક જ હોય: જીવનદૃષ્ટિ એ દૃષ્ટિ નિરંતર ફરતી વિકસતી નૂતન જીવનતત્ત્વોને પકડતી, તેનો રાસાયણિક સુમેળ જીવન સાથે સાધતી સદાય ક્રિયાશીલ અને ગતિકુલ જિદ્દી નહિ તેવી વહેતી છતાં ફન્ડામેન્ટલ–મૌલિક અને પરમ તત્ત્વને સંઘરતી જીવનદૃષ્ટિ છે"[3] આવી જીવનદૃષ્ટિ હય કરીને દલપતરામ, દયારામ, નાટક તોનાનું મેઘાણી મુખ બની શકતા લેખક રહ્યા છતાં લેખનના આલંબન બની, જનતાની આદર સો દુખિયું લેખન ા હૃદયને ભાન કરાવ્યું. પાંડિત્યને બદલે સહી સમજની સંગીનતા, અમર્ત્ય સર્વાંગી અને વાદને બદલે

1 મેઘાણીના પત્રો. પૃ ૩૧
2. પરિભ્રમણ–૨. પૃ ૪
3 પરિભ્રમણ–૧ પૃ ૨૩૨

અનુભવનિષ્ઠ વાસ્તવિકતા, અને બહુથી મહત્ત્વની બાબત તો 'ધરતીનું ધાવણ' નામે ઓળખાવેલી લોકહૃદયની સાન, આ ત્રણ તત્ત્વોથી મેઘાણીની વિવેચન પ્રવૃત્તિએ અસાધારણ અને અભિનવી દિશા આપણા વિવેચન સાહિત્યને દાખવી છે "પઢાવેલ વાણીનો જોગ નથી બન્યો તે પણ પ્રભુનો પાડ થયો છે વિષય જે અર્થમા ધરતીનું ધાવણ છે તે અર્થમાં વિવેચનાઓ પણ બને તો ધાવણરૂપે જ સાંપડી છે"[1] એ વિધાન લોકસાહિત્યના વિવેચન અંગે જેમ સાચુ છે તેમ આ 'કલમ-કિતાબ'ની દૃષ્ટિ અંગે પણ સાચું છે

## સાહિત્યાભિમુખી પ્રેરણાઓ :—

ગુજરાતની આપણી અને અન્ય વ્યવસાયમાં રોકાયેલી સામાન્ય જનતાની રસની માગ, આકાંક્ષા અને ભૂખને આમ ટંકાર કરી કરીને પ્રગટ કરવાનું મિશન મેઘાણીએ સ્વીકાર્યું તેમ બીજી તરફથી એ સાહિત્યકારોનું જીવન, તેમના સુખદુઃખ એમને મળતી પ્રેરણાના નાના મોટા નજીવા પ્રસંગો, તેમાથી પ્રતિભાવાન કલાકાર જે જાદુઈ કીમિયો અજમાવી કલાકૃતિ સર્જે છે તે કરામત, એમની એ શક્તિપ્રતિભા, વિચારણા અને ભાવ માટે આદર અને અદબ કરવા યોગ્ય હળીમતો વગેરે વિષે સામાન્ય સમાલોચનાનો માર્ગ ત્યજી લોકોને રસ પડે તેવું આ કલમ-કિતાબના પાના પર કથન કર્યું પ્રજાના હૃદયને લડાવી મૂલવી ન શકાય તેવો આનંદ આપનાર કવિના હૃદયમાં શી શી પ્રક્રિયાઓ ચાલતી હશે? એના જીવનના યોગક્ષેમ અંગેના કેવા કેવા કોયડા ઊભા થતા હશે? એને પ્રકાશક રાજ્ય, સમાજ સાથે પ્રતિષ્ઠા અને યોગક્ષેમ માટે ઝઘડવું પડે છે ખરું? ખિતાબ આપવાથી, સ્પર્ધામાં આમંત્રણ આપવાથી, સમાજ અને રાજ્યે આપેલા આદેશ પ્રમાણે સાહિત્ય રચવાનું કહેવાથી, આઝાદીપ્રિય લેખકના સર્જનમાં અને આનંદની વૃત્તિમાં શા શા ઘા પડતા હશે? તોરી મિજાજના પ્રતિભાશાળી લેખકની પત્નીને શું શું વેઠવું પડતું હશે? આવા આવા કૌતુકમય પ્રશ્નોએ લોકોને સાહિત્યાભિમુખ કર્યા આપણા આદર યોગ્ય પંડિતો, જાગૃત થઈ પ્રચંડ પુરુષાર્થ ખડતી પ્રજાના નેતા બની સમર્થ સાહિત્ય સર્જનારા પરદેશના સાહિત્યકારો પુશ્કિન, ગોર્કી શાલોકોવ વગેરે રોબર્ટ બર્ન્સ, સમરસેટ મોમ, નોએલ કાર્વડ, અપ્ટન સિંક્લેર, હોલ્કેન જ્યોર્જરસેલ, એડગર કવાનાગ અને જાણવા જેવા જીવનવીરો બિવેવન ચાર્લીચેપલીન, સ્ટેનીસ્લાસ્કી, હેલન કેલર આ બધા વિરે પત્રકારને યોગ્ય એવી રસીલી હળીકતોનું પ્રેરક મધુ એકત્રિત કરીને આ કલમ કિતાબના પાના પર મેઘાણી રજૂ

---

[1] ધરતીનું ધાવણ-૨ પૃ ૬

કરતા રહ્યા પરિણામે વાચકની રસસૃષ્ટિ વિશાળ થાય, દેશ–પરદેશમા જે કઇ ઉત્તમ વિચારાયુ છે તેને અહીં ચરિતાર્થ કરવા માટે યોગ્ય વાતાવરણ સર્જાય તે માટે અહીં મેઘાણીએ પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે પોતાના અખડ શ્રમ માગી લેતા પત્રકારી વ્યવસાયમાથી આવો સમય મેળવી આપણા અગ્રેજી ભણેલાઓની પણ રસવૃત્તિ જે તરફ ઢળી નહોતી તેવા દેશોનુ ને લેખકોનુ સાહિત્ય વાચી એનો રસાસ્વાદ આપવા પ્રયત્ન કરવો એ પણ અપવિદ્નતાનુ કાર્ય લેખી શકાય નહીં ખીખર્લ ગોસોગોવની એસેકજનતિની મહાકથાનો આસ્વાદ ગુજરાતી જનતાને મેઘાણીએ એ સમયમા કરાવ્યો હતો.

સ્વભૂમિની માટીની ફોરમ પીને શબ્દ પાડતા પેગ્બીકર, તળપદા લોકજીવનના મર્મો પકડીને તળપદી માર્મિક શૈલીએ મૂકવાની ચીવટ રાખનાર અને કટુતા રહિત વાસ્તવ દર્શન કરાવનાર ઉમાશકર, ગ્રેટ–મહાન મનુષ્યોની નહિ, પણ શુદ્ધ માનવતા યુકત અદુષ્ટ અવિકૃત ભલા લોકોની કથા 'વગામણા, જેની વાર્તાઓ વાચતા આપણે વાચતા નથી પણ કાને સાભળીએ છીએ આખે નિહાળીએ છીએ, વમીનો પણ સૂંઘીએ છીએ તેવી લાગણી થાય છે અને અતર ભર્યું ભર્યું ભાસે છે તે દુર્ગેશ શુકલ કેટલાક મૂગા દુ ખ અતિ પવિત્ર છે એના ગુણ ને દોષ, એનુ બાજખીપણું ને ગેરવ્યાજખીપણું, એનુ ડહાપણ ને એની નાદાની કશી જ ન તોળી શકાય તેવા છે આવા પ્રસગ અને માનસ–વ્યાપારોને શૈલીથી ઢાકયા વગર રજૂ કરનાર ગુલાબદાસ બ્રોકર. વગેરે આપણા સાહિત્યકારો વિષેના મેઘાણીના વિવેચનો રસદર્શી, પ્રેરક અને લોકગમ્ય છે કૃતિનો રસ તો ઠીક પણ કૃતિનો કસબી સાહિત્યકાર કોણ છે કેવો છે તે અગે કૌતુકથી પ્રશ્નો પૂછીને મેઘાણી સામાન્ય વાચકોને માનવના એ સર્જનાત્મક પુરુષાર્થની ખૂબીઓ પ્રત્યે આદર અને રસ પ્રગટાવે છે જે હૃદયમાથી, માનસ માથી આવી રસાળ કૃતિઓ સર્જાય છે એ માનવહૃદયનો ઉમળકો સગ જો બને તો કરવા અને વાચકોને કરાવવો એવી વૃત્તિ મેઘાણીની આ વિવેચનો પાછળ અવારનવાર તરી આવે છે 'આવા Personal Contact" ને પુસ્તકોના અવલોકનો કરતા કે વિદ્વત્તા ભર્યા લેખો કરતા વધુ મહત્ત્વનો માનું છું. વાચકોનુ એ પણ નિર્મો એમા જ છે '[1] "કલમ–કિતાબ"ના પાના પર Personal touch વાળી નાની નાની વસ્તુઓ પણ મૂકવા મને ખૂબ દિલ રહે છે" એથી જ પન્નાલાલ ઇન્દુલાલ ગાધી પન્નાલાલ, પેટલીકર મડિયા વગેરે નવા અને ધૂમકેતુ, ઉમાશકર, ધનસુખલાલ મહેતા વગેરે જૂના લેખો સાથે

---

1 મેઘાણીના પત્રો પૃ ૪૧

ઉમળકાભર્યો સ્નેહસંબંધ બાંધે છે. પરિણામે મેઘાણીના અવલોકનો અને વિવેચન નોંધોમાં પ્રેમની ઉષ્મા, મુગ્ધ કે વત્સલ આદર અને પ્રોત્સાહન, સાહિત્ય તત્ત્વનો ઊર્મિસભર સચોટ સ્પર્શ આપણને જોવા મળે છે લેખકની રુચિ અને વિચાર વિષે ગમે તેટલો મતભેદ હોય તોપણ એ લેખક છે, કલાકાર છે, કસણી છે સંવેદનશીલ હૃદય ધરાવનાર વ્યક્તિ છે, અને પ્રામાણિકપણે દંભ વગર નિષ્ઠાથી સાહિત્યના સૌન્દર્યપૂજામાં પોતાને જેવું આવડે છે તેવું અર્પણ કરનાર વ્યક્તિ છે એનું મેઘાણીને વિવેચન દરમિયાન સતત સજાગ ભાન હોય છે એથી મેઘાણીના વિવેચનોમાં સૌજન્ય ને મીઠપનો પ્રવાહ અસ્ખલિત રીતે વહ્યા કરે છે. વિવેચનની પ્રવૃત્તિ એ બુદ્ધિ પ્રધાન અને અક્કડ પ્રવૃત્તિ છે લેખકના ગુણદોષનું વિવરણ કરવું અને વાચકને સાચો રસ ક્યાં રહેલો છે તેની મોટાઈ દાખવી શીખાણ આપ્યા કરવી એ કાર્ય પ્રિય થઈ પડે તેવી મીઠી પ્રવૃત્તિ તો નથી જ છતાં મેઘાણીએ વર્તમાનપત્રના વિશાળ વાચક સમુદાયને મીઠાશથી સાહિત્યને માણવા માટે તત્પર કર્યો, અને લેખકોને પણ મીઠાશથી જ ટકોર કરી કરીને દિશા દર્શાવ્યા કરી આ કાર્ય, અંતરની માણસાઈ સભર મીઠાશ વગર શક્ય નથી રામનારાયણ પાઠક લખે છે: "અમારી વચ્ચે સાહિત્યના સમાન રસનો સંબંધ હતો છતાં અમારી વચ્ચે સાહિત્ય સંબંધી મહત્ત્વનો દૃષ્ટિભેદ હતો, તે પણ તેઓ જાણતા. તેમની વિશેષતા અને ઉદારતા એ કે, આવા મતભેદ છતાં એવા મતભેદનું એમના લાગણી પ્રધાન દિલમાં દુઃખ છતાં, એવા દુઃખથી મારી સાથેના સંબંધની મીઠાશ કદી પણ ઓછી થઈ નથી" આ નાની સૂની વાત નથી. ઘણા ઓછા સાહિત્યકારોમાં આવો સદ્ભાવ હશે"

આમ સામાન્યતી સંગીન દૃષ્ટિને પોતાની અંતસ્ફુરણા કે સાન દ્વારા ગ્રહણ કરી, સચેત સંવેદનશીલ હૃદયે સાહિત્યનું સેવન કરી પોતાના ધીંગા સ્પષ્ટ મંતવ્યોને સાફ સાફ છતાં મીઠી વાણીમાં જ વ્યક્ત કરનાર મેઘાણી ગુજરાતી સાહિત્યના વિવેચનક્ષેત્રે એક આગવી પ્રેરક તેજરેખા દોરે છે

## લાડકવાયુ અને મીઠાબોલું ગદ્ય

મેઘાણીનું આ આંતરિક સૌજન્ય, સદ્ય સંવેદનશીલ કોમળ હૃદય, પ્રાણવાન ઊર્મિઉછાળા, કસુંબલ રંગી ટેક અને નિષ્ઠા, પોતાના અંતરના સાદ પ્રત્યે અપાર શ્રદ્ધા, અને માણસાઈ'ને જોવા-પ્રશંસવા, પ્રગટાવવા માટેની સદા તત્પરતાએ તેમની વાણીમાં એક પ્રકારની અપૂર્વ અને વિરલ એવી મીઠાશ મૂકી છે. "લાડકવાયા લોક મીઠાબોલા માનવી" તરીકે સાક્ષાત્

પારખીને વિવેકપૂર્ણ ઉપયોગ મેઘાણીએ કર્યો છે. તળપદી સૌરાષ્ટ્રની લહેકાદાર ગ્રામબોલીની રસવાહકતાને ઉચિત ઉપયોગ કરી સાહિત્યિક ગદ્યમાં આમ મેઘાણીએ તેની પ્રતિષ્ઠા કરી, તો બીજી તરફ સાહિત્યની સૃષ્ટિની કે સાક્ષરોની કે સંસ્કૃત શબ્દોવાળી શિષ્ટ ભાષાને પણ તેમણે ત્યાજ્ય ગણી નથી. લોકબોલી અને શિષ્ટભાષાને એકરસ સમન્વય સાધી, કવિ ડાન્ટેએ જેમ શિષ્ટમાન્ય લોકબોલીનું નિર્માણ કર્યું તેવુ મેઘાણીએ સાહિત્યિક, સંસ્કારી કે શિષ્ટ લોકબોલીનું નિર્માણ કર્યું છે. એમના ગદ્યના કાઠિયાવાડી શબ્દો અને લહેકાએ ગામઠી, અજાણ્યા, અતડા અને આગંતુક લાગતા નથી તેમ એની પાસે ને સાથે રહેલા શિષ્ટ અને સંસ્કૃતના સંસ્કારાએલા શબ્દ ભારેખમ અને જડું ગૌરવ દાખવનારા પંડિતશાહી લાગતા નથી.

મેઘાણીને ખ્યાલ છે કે ' લોકબોલીને પકડીને કૃતિમાં પેસાડી દેવા '[1]થી ગદ્યધુરંધર થવાતું નથી. એ તળપદી બોલીમા વ્યક્ત થતા સંસ્કારને એક વિશિષ્ટ લય, આરોહ–અવરોહ, ને ગતિ એના શબ્દો અને શબ્દયોજના પાછળ રહેલા હોય છે. એ સંસ્કારોને જે ઝીલી શકે, તેની સાથે એકરસ થઈ શકે તે જ "બોલાતી બાનીને તાલબદ્ધ રવ અને તેની પ્રવાહિતા પકડી"ને ગદ્યધુરંધર બની શકે છે. 'બંધબેસતા શબ્દો અને તેની છંદબદ્ધ તાલબદ્ધ ગતિ, તેના આરોહ–અવરોહ, તેના થડકાર—એ માત્ર બાહ્ય ભાષા શણગારો જ નથી. યોગ્ય શબ્દો અને યોગ્ય વાણી ટોલનને અર્થાની સાથે જે સંબંધ છે તે શરીર સાથે આત્માના સંબંધ જેમો છે." "ભાષા કેવળ શબ્દો અને વાક્યોની બનેલી નથી હરએક ભાષા પોતપોતાના પ્રદેશને લોકસંસ્કાર એવી રીતે ધારણ કરે છે, જેવી રીતે ચહેરા પરના સૌન્દર્યને મૂળે તો માનવીનું હૃદય ધારણ કરે છે."[2]...ભાષાની આ સૂક્ષ્મ લય લોકજીવનને જેને પરિચય હોય તે જ મેળવી શકે છે. માત્ર ગામઠી બોલી અને તેના નાટકીય લહેકાએ રજૂ કર્યાથી સાચી લોકભાષા સર્જી શકાતી નથી. "આજની કહેવાતી લોકભાષા" મેઘાણીને પરદેશી અને અતડી લાગે છે. ગુજરાતી ગદ્યને તેના પ્રજાજીવનના સાચા અને સ્વદેશી લયમાં, આરોહ–અવરોહમાં સુસ્વનતા અને લહેકામાં રહેવા દઈને એવા એ ગદ્યમાં મેઘાણીએ પત્રકાર તરીકે નવાં વિચારો, નવા સંવેદનો, નવી ભાવનાઓને અવતારી આમ પરંપરાગત ધરતીતળના ગદ્ય લયને નવવિચારની નવી છટા સાથે સુમેળ સાધી બતાવ્યો.

૧. પરિભ્રમણ–૨ : પૃ. ૨૮૫. ૨. પરિભ્રમણ–૨ : પૃ. ૨૮૧.

ગદ્યને વક્તૃત્વ, ઉદ્‌બોધન, પ્રવચન, પદ્યગંધી કે વાતચિતિયા, નાટકીય ભભડક ગામઠી લહેકાળુ...બનાવ્યા વિના ગદ્યમાં શક્ય તેટલો ભાષાનો નાદ-વૈભવ અને પરંપરાનુસારી લય-લહેકાઓને અવતારીને મેઘાણીએ એક એકા શ્વાસોચ્છ્‌વાસનું સુઘડ, કંડારેલું સ્વસ્થ નાદવૈભવયુક્ત ગદ્ય ઘડ્યું છે.



સૌરાષ્ટ્રનું પ્રતીક બની ગયેલા મેઘાણીની આ વાણી અને ગદ્ય લખાણ મોહક હોય એ સ્વાભાવિક છે ગાંધીજીએ જે રાષ્ટ્રીય શાયરીની સેવાનો ઉલ્લેખ કર્યો તેમાં કવિ મેઘાણીના સ્વતંત્ર ઉપરાંત લોકગીતના પ્રયાગની રસધાર ઉપરાંત પત્રકાર તરીકે નિબંધ, કણિકાઓ, નાટકો, વિવેચના, વાર્તા આદિના ગદ્યકાર તરીકેની સેવાની એ જાદુઈ શક્તિનો પણ સમાવેશ થાય છે મેઘાણીના ગદ્યની એ ભાર ઝરી મીઠપના મૂળ શોધવા જતાં મૂંઝવણ થાય તેવું છે એમાંના કોઈ એક બાહ્ય એવા શૈલી તત્ત્વોના યથોચિત સમુચ્ચયમાંથી પણ એ મોહકતા આવતી હોય તેવું લાગતું નથી એ મોહકતા તો પ્રગટે છે લેખકના પારદર્શી સંવેદનશીલ હૃદયના માણસાઈભર્યા ઊર્મિ-પ્રવાહમાંથી એ મેઘાણીના વ્યક્તિત્વનું જ આપમેળે પ્રગટ થતું સુચારુ રૂપ છે

"મહાન ગદ્ય તો એનું નામ જે સ્વચ્છ આરસીનો ગુણ ધરાવે જેની અંદર કેવળ અર્થ જ નહિ પણ લેખકની ઊર્મિના તેમ જ આર્દ્રદૃષ્ટિના ચોકખા પ્રતિબિંબો ઊઠે' [1] 'શૈલી માત્ર શણગાર નથી' લીન્ડની ચર્ચાને આધારે લખેલી નોંધમાં મેઘાણી માનવના સમગ્ર વ્યક્તિત્વનું સ્વચ્છ પ્રતિબિંબ પાડનાર ગદ્યને ઉત્તમ ગદ્ય કહે છે 'એકની બુદ્ધિને નહિ પણ હૃદયને સીધા સ્પર્શતી' 'લેખકને જે કહેવું છે તેના જ માન નહિ પણ એની હૃદયોર્મિના પણ દીવડા પેટાવી શકતી પરાઙ્મુખ માનવીના હૃદયને પણ બળપૂર્વક હલાવતી ગદ્યશૈલી લેખકના ઊર્મિ આવેશ, અંતઃક્ષોભ જોસ્સો, ભાવ જેવા અંગોના સંચલનથી નહીં પણ અખંડ આત્માની-સમગ્ર સંવિત્‌ની ગતિશીલ પ્રક્રિયામાંથી જન્મે છે મેઘાણીનું પત્રકારી ગદ્ય પણ ક્વચિત્ ક્ષાત્ર ટંકાર ભર્યા છતાં અને મર્મના ઘા ભીંજવતા કટાક્ષો કર્યા છતાં કારમી મોહકતા, સભરી મીઠપ અને લાડભરી નિર્દોષ રમતિયાળતા દાખવે છે, કારણ કે એ સુયુત્સુક આવેશની પાછળ મેઘાણીના વ્યક્તિત્વનો અખંડ મહેરામણ પણ હલવાતો હોય છે

મેઘાણીના આવા મીઠપભરી ગદ્ય શૈલીના ઘટક અંગોને તપાસતાં જણાય છે કે સામસામા અને આમ તો કુમેળ ઉપજાવે એવા લક્ષણો સમરસ થઈ ઘૂંટાઈ મેઘાણીના ગદ્યની એકરંગીથી છટા-કસુંબલ રંગી માધુરી ઉપજાવવા માટે યોજિત થયા છે એ ગદ્ય શૈલી સ્વયંભૂ સ્વાભાવિક હૃદયના ઉદ્‌ગાર રૂપે નિઃસૃત થતી લાગે છતાં એ શૈલી "લાખો દિલોની અંદર ધારી અસર

---

૧ પરિભ્રમણ ૨ પૃ ૨૦૭

નિપજાવવાના " ધ્યેયથી કેળવાયેલી છે. એની પાછળ કસબીની મહેનત અને કારીગરી છે. વાત સચોટ રીતે કહેનાર લોકવાર્તાકારો પ્રેક્ષકો ઉપર ધારી અસર ઉપજાવવા માટે જે પ્રવાહી સળંગ સંધેડાઉતાર ગદ્ય શૈલી કેળવતા હતા; સાહિત્યરંગી તોરવાળું પત્રકારિત્વ જે જરી કસબથી પોતાના લખાણને સચોટ અને રંગીલું બનાવતું હતું, એ બન્ને મૌખિક ગદ્યવાણી અને પત્રકારિત્વની લખાતી વાણીમાં મેઘાણી દીર્ઘકાળ સુધી પલોટાયા છે. પોતાની વાક્યરચના કે વાક્યમાં આવેલા શબ્દ બાબતમાં પણ મેઘાણી એની યોગ્યતા, સચોટતા, વગેરે માટે કલાકારના જેવી તીવ્ર રુચિથી મથામણ કરે છે. પરિણામે એમનું ગદ્ય સ્વયંભૂ આપમેળા નિઃસૃત ઉદ્ગાર સમું–લીલામય હોવા છતાં, કલાસ્વામીનું સ્વામિત્વ, સજ્ઞાનતા, શબ્દપસંદગી અને ઘડતરમાં મથામણથી પ્રાપ્ત થતી તાલીમ, અને પોતાના ગદ્યની શોભાને પ્રસન્નતાથી નિરખી મમળાવી મમળાવીને રસ લેતાં લેતાં રજ કરનાર ગદ્યકારની ખુમારી વગેરે લક્ષણોની પણ છાપ ઉપસાવે છે.

કંઠની ઉષ્મા આપી બોલાતું—બોલીને વ્યક્ત થતું આ ગદ્ય હોવાથી તેમાં ઊર્મિ, ભાવ, વિચાર અને કલ્પનાની ગતિવિધિ પ્રમાણે વાક્યપ્રવાહમાં દ્રુતતા, મંદતા, આરોહ–અવરોહ, વાક્યભારની ભાવ પોષક માંડણી, વચ્ચે વચ્ચે એકાએક તદ્દન મૌન અને પછી પાછો આવેશમય ઉચ્ચારણનો પ્રવાહ દાખવતો પોરો અને પ્રયાણ (Pose and movement.. ), ભાવ પ્રમાણે શબ્દગુચ્છોના લહેકા, વાક્યની છટા અને મરોડ ..વગેરે લક્ષણો ઠીક ઠીક પ્રમાણમાં મૂર્તિમન્ત થાય છે. આમ છતા હૃદયદ્રવ્યનો ઉકળાટ પ્રગટ કરનાર નર્મદના ગદ્યની જેમ આ ગદ્ય ઉદ્‌બોધનાત્મક બનતું નથી. વક્તૃત્વની રાગબદ્ધ ને ચોટ મારનારી છટાઓ દાખવતુ નથી; નાટ્યકારનાં પાત્રોના વાર્તાલાપ જેવું નાટકીય બનતુ નથી; કોઈ અચ્છા વાર્તાલાપકાર Conversationalist ના જેવી અસંખ્ય ચિત્ર–વિચિત્ર વાક્છટાઓમા રાચતું નથી.. એની ગતિમાં એમ છતાં સ્વસ્થતા છે. બેઠા શ્વાસોચ્છ્વાસના લેખિત ગદ્ય જેવી આવર્તન લઈને પૂર્ણતામાં શમતી સ્વસ્થ ગતિ છે સંગીતકારના જેવી સંવાદી સુસ્વનતા છે. ડોલનશૈલી જેવાં લયબદ્ધ પગલાં છે. આમ લેખિત અને બોલાતા ગદ્યના મધુર રસાયણમાંથી મેઘાણીનુ ગદ્ય પોતાની વિશેષતા મેળવે છે.

બોલાતા ગદ્યમા પણ તળપદી લોકવાણીમા જે માધુર્ય છે, ચોટ લગાવતી વેધકતા છે, વાતાવરણ ઉપસાવતી ચિત્રાત્મકતા છે, અર્થગર્ભ–માવાદાર જીવંત અને બોલકું વ્યક્તિત્વ દાખવનાર શબ્દો છે એનો પારખી

પ્રકરણ ૬

# સોરઠી વાર્તાકાર

## ધરતીનાં ધાવણ પ્રેરિત વાર્તાકલા :

મોગરિયો દુહો ભલો, ભલી મરવણ કી બાત
જોબન છાઈ ધણ ભલી તારા છાઈ રાત

\+ + +

કામણ કર્યાં કમાવ ખાળી ખોડી ખળભળે
પાણા કરે પીતાળ દુહો અમારા દેશનો

તારામઢી રાત જેવી જોબનછાયી નારી જેવી મારવાડની ગળતી રાતની વાત જેવી રસીલી પત્થર-હૃદયનાને પણ પીતાળ કરનારી, મૃત્યુ પામેલાની ખાભીઓને પણ શૌર્યબોલથી અને વીતેલી વાતને પ્રત્યક્ષ કરાવનારી કથનશૈલીથી ખળભળાવનાર-અથવા ખળભળી ઊઠે છે તેવુ વાતાવરણ સર્જનાર દુહા જેવી રસીલી વાર્તાઓ મેઘાણીએ સાભળી ઝીલી, ટપકાવી અને નવસસ્કારે મઢીને ફરીથી રજૂ કરી અર્વાચીન સાહિત્યે અને યુનિવર્સિટિએ સસ્કારેલી રુચિ અને વિકસાવેલી વિવેક દૃષ્ટિથી અને જગતના વાચ્યા તેટલા સાહિત્યે પ્રગટાવેલી રસવૃત્તિથી લોકકંઠે કહેવાતી વાર્તાઓને 'પોતાના હૈયાના હુલાવ આપી" મેઘાણીએ રસધારના પાચ ભાગ પુરાતન જ્યોત સોરઠી સતો અને બહારવટિયાના કિસ્સાઓ રજૂ કર્યા

ખ્યાત વસ્તુમા પોતાની આયોજન કલા દ્વારા નાટ્યાત્મક વસ્તુગ્રથન કરી, પાત્રોને વાર્તાલાપ અને ક્રિયાવેગ આદિ દ્વારા જીવત બનાવી કવિ કાવ્યમા રસની અભિવ્યક્તિ કરે છે અને તથી તે નવવસ્તુ નિર્માણ ન કરતો હોય છતા સર્જક ગણાય છે તેમ મેઘાણીની આ વાર્તાઓને પણ વિશિષ્ટ એવુ કવિકર્મ, સર્જન લેખવુ જોઈએ લોકવાર્તાકારોની વાર્તાઓને ને વાર્તાકથનરીતિને અર્વાચીન લોકો સમક્ષ ગ્રસમ અને સહુ ના ણી શકે તે રીતે રજૂ કરવા માટે વસ્તુનુ મેઘાણીએ નવુ આયોજન કર્યું છે ભાષા અને કથનરીતિને સસ્કારીને સુઘડ બનાવી છે વાર્તા લખનાર તરીકે પોતાના હૈયાના હુલાવ' આપી ન સમજાય

તેવી ગૂઢ કૌતુકમયતાની આભા પ્રસરાવી છે, રંગદર્શી ઉઠાવ આપ્યો છે, અને ભાવનાએ મુગ્ધ કરી હૃદયમા સીધે સીધી વાસ કરવા લાગે તેવી મહેક વાર્તાના નિરુપણમાથી પ્રગટાવી છે. આયરીશ કવિ એ ઈ એ કહ્યુ છે તેવી મમતા કરતા મમતાના મારની વિશેષતાને લીધે પ્રકટતી ભાવના, ઝંખનાથી આ વાર્તાઓ સામાન્ય કહેવાતી લોકકથાઓ, ચારણોની વાર્તાઓ કરતા વિશેષ મોહક, હૃદયને મુગ્ધ કરનારી બની છે "કાલે એમને ધરતી પરથી ખેસવી અમરલોકમા ચડાવી વિશુદ્ધ બનાવ્યા છે આજે એ ચક્ષુઓને જોવાની અને મનને સાભળવાની વસ્તુઓ મટી જઈ હૃદયને ચિતન કરવાની વસ્તુઓ બનેલ છે આજે એ તેટલા પ્રમાણમા આપણી નિકટમા આવ્યા છે આપણા પરિચિતો બન્યા છે"

ગઈ કાલના, સરી ગયેલા સૌરાષ્ટ્રની આ વાતો છે, છતા હૃદયને ભાવના રૂપે આરાધવાની એ વાતો બની જવાથી હૃદયની વધારે નિકટ આવી છે આ વાર્તાઓના પાત્રો આપણા જેવા આપણા માહેના કોઈક છે; લોકોત્તર-દૂરના પ્રદેશના ઊચેરી ભૂમિકાના રાજવીઓ અને ઉમરાવો નથી અને છતા એ પ્રતાપી ચહેરાઓ આપણી આસપાસ આપણને મળતા નથી એ ઘટનાઓ, પ્રસગો, બનાવો ને કિસ્સાઓ આપણુ ધ્યાન ખેચે તેવા ઉદાત્ત, સ્તબ્ધ કરે તેવા વિરલ અને ચમત્કૃતિજનક, રગ આપવા પ્રેરે તવા મહાન અને વીરોચિત અને છતા ધરતીની આસપાસની લોકસૃષ્ટિની લીલા ભૂમિના જ એ પરિચિત પ્રસગો હોય છે ભાવના તરીકે આ પ્રેમ અને વીરત્વ પ્રત્યે ખેચાણ થાય છતા વાસ્તવ જીવનમા એને આદર્શ સ્થાને સ્થાપી તેનુ અનુસરણ ન કરી શકીએ તેવી જ એ ભાવનાઓ રહે છે

લોકવાર્તાકાર શામળે કહેલુ કે "કવિ શામળ કહે વાત કરામત છે" એમ આ વાર્તાઓ પણ કહેનાર-સાભળનાર સહુ જાણતા હોય છે કે, 'આ તો વાર્તા છે' એટલે એમા વાસ્તવ અને કલ્પનાનુ, કઈક અભિનવુ રસાયણુ તો આવવાનુ જ વાર્તારસ તો જ જામે આમ આ રસધારની વાર્તાઓએ મેઘાણીને તેમજ આપણા નવલિકાના ઇતિહાસને વસ્તુપસદગીની આ જાતની દૃષ્ટિ આપી તે તેની વિશેષતા લેખવી ઘટે

લોકોના જીવનમા જે મૂલ્યો જીવનને દોરી રહે છે તેને લોકજીવનમાથી ને પોતાના અનુભવમાથી તારવીને પ્રકાશમાન કરવા અને લોકો આગળ મૂકાયેલા એ પ્રકાશિત મૂલ્યો, ભાવનાઓ, સસ્કારોને લોકો 'પોતાના', પોતાની

પરંપરાના, પોતાની 'ધરતીના' સંસ્કાર તરીકે સદ્ય ઓળખી લે તે રીતે મૂકવા... અને મારે એવું જ—પારકું લાગે તેવું નહીં—પણ આપણાપણાની લાગણી જન્માવે તેવું વસ્તુ પસંદ કરવું. આ જાતની નવલિકાના વસ્તુપસંદગીની દૃષ્ટિ પણ આ વાર્તાઓએ આપી.

બહુજન સમારાધાન કરી શકે—આબાલ વૃદ્ધ સહુનાં હૃદય, અંતરાત્મા 'હાં' આ ખરી વાર્તા! કહી હોંકારો ભણે તેવું વસ્તુ પસંદ કરવું. એ પણ આ વાર્તાઓએ ગુજરાતી નવલિકાને આપેલી શીખ ગણી શકાય.

વસ્તુપસંદગીની આવી આવી વિશેષતાઓ જેમ નવલિકાની રજૂઆતની કલામાં પણ આ લોકવાર્તાઓએ અનુકરણીય વિશેષતાઓ દાખવી છે. વાર્તાનો પ્રવાહ પ્રસન્ન કરતો કરતો સાંભળનારને વીંટી વળે, ભાવમય બનાવી તન્મય કરે, હર્ષ, શોક, ઉલ્લાસ, તિરસ્કાર, ક્રોધ, ચીડ આદિ લાગણીઓને ઉન્મુક્તપણે વિહરવાની ને ઊછળવાની છૂટ આપે અથવા વધારે સારી રીતે ઉછાળે તેવો હોય છે. આથી વસ્તુના જુદા જુદા અંશોને આમ તેમ ફેરવી તેનું આડું અવળું સંકુલ ગ્રથન નહીં—પણ ભાવપ્રવાહ-ઊર્મિ અને બનતા બનાવના ઐતિહાસિક—કાલનિર્ધારિત ક્રમ પ્રમાણે સરળ અને છતાં રસમય ગ્રથન આ વાર્તાઓનું હોય છે. લાંબા બિનજરૂરી વર્ણનો નહીં અને છતાં વર્ણન વિહોણી નરી શુષ્ક કથાનકની કેવળ ઘટનાઓ પણ નહીં, તેવું કંઈક અંશે 'બેલાડ'ને મળતું વાર્તાનું વસ્તુગ્રથન આવી વાર્તાઓને અનુકૂળ હોય છે, અને તેથી તે બહુજન સમાજનું સમારાધન કરી શકે છે.

આ વાર્તાઓ કહેવાય છે. એટલે શબ્દ અને વાક્યના નાદ-દેહનો, આરોહ-અવરોહનો, લયનો, કંઠની ધ્રૂજારીનો, અસ્પષ્ટતા ને તીખાશ કે સ્પષ્ટતાનો...વાચિક અભિનયના સાત્ત્વિક તેમજ જનસમાજના દર્શનમાંથી ઊઠાવી અતિશયોક્તિ કરેલા હાવભાવ આદિ અંશોનો, પોરો (Pause) અને પ્રયાણુ (Movement)નો-વગેરે માનવકંઠની કલાનો ઉચિત અને સમર્થ વિનિયોગ થાય છે. વાર્તા ભલે લખાતી, છપાતી ને વંચાતી હોય, છતાં વાર્તા વાંચનાર આંતરિક કર્ણ દ્વારા વાર્તાને સાંભળે છે, અને એ સાંભળે છે તેથી લખેલી નવલિકામાં જેટલે અંશે આ બોલાતી વાર્તાનાં નાદ-પ્રવાહ, અભિનય, લહેકા આદિનું 'સંભળાય' તેટલે અંશે વાર્તા મુગ્ધ કરનાર-પકડ જમાવનાર બને છે.

મેઘાણીએ નવલિકાઓ ન લખી હોત અને માત્ર આ રસધારની

વાર્તાઓ જ લખી હોત તોપણ મેઘાણી ગુજરાતના એક અભિનવું નવાણ વહેડાવનાર પ્રથમ હરોળના નવલિકાકાર લેખી શકાત તેવી અને તેટલી સમૃદ્ધ આ વાર્તાઓ છે. ઓળીપો, કરિયાવર, દીકરો, બાપનું નામ, દીકરાનો મારનાર, ઘોડાની પરીક્ષા, વેર, દુશ્મન, ઝૂમણાની ચોરી, અભો સોરઠિયો, ભીમો ગરણિયો, હીપો ખુમાણ, વર્ણવો પરમાર...વગેરે વાર્તાઓ એક સુગ્રથિત નવલિકા સમો આસ્વાદ આપે છે. કેટલીક વાર્તાઓ તો એના કાવ્યમય વાતાવરણથી કથાગીત-બેલેડ-જેવો કાવ્યનો આસ્વાદ આપે છે ને કેટલીક તો નર્યા ઊર્મિક-જેવી ઉત્કટ ઊર્મિ-લહેરખી લહેરાવે છે. શેત્રુંજીને કાંઠે, રતન ગિયું રોળ, બાળપણાની પ્રીત, દેહના ચૂરા, ભૂત રૂવે ભેંકાર, ભાઈ, પિંજરાના પંખી, આઈ! ભાઈ બહેન...વગેરે વાર્તાઓ રસળતી મહેક મૂકી જાય તેવી કાવ્યત્વમય છે. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ, " આ પાંત્રીસ ચાળીસ વાર્તાઓ ગુજરાતી નવલિકા સાહિત્યની મહામોલી સંપત્તિ ગણાય એવી છે. એમાં જે પ્રેમ-શૌર્યની થનગનતી જોમદાર મધ્યકાલીન સંસ્કૃતિ ચેતનવંતી ધમકભરી તાદૃશ શૈલીમાં રા. મેઘાણીએ મૂર્ત કરી છે તેને લીધે **આપણા નવલિકા સાહિત્યમાં** એ વાર્તાઓ સદાને માટે વિશિષ્ટ સ્થાન ધરાવશે."[1] સોરઠની પ્રાચીન સંસ્કૃતિના પ્રાણ અને અર્વાચીન સોરઠીના હૃદયમાંની ભાવનાની સાચી વાણીનો ધબકાર આ રસધારમાં પંક્તિએ પંક્તિએ ધબકે છે. વિશિષ્ટ પ્રદેશનું વિશિષ્ટ સમયનું જીવન આ વાર્તાઓમાં મઢાયું છે, છતા એમાંના રહસ્યની, રસમયતાની, માણસાઈની મહેક સનાતન માનવજીવનનો સ્વાભાવિક ધબકાર સંભળાવે છે. ગુજરાતી નવલિકાના ઇતિહાસમા આ માત્ર લોકકથાઓ છે એમ માની આ મેઘાણીના વિશિષ્ટ ભાત પાડનારા તેજસ્વી સર્જનને બાજુએ રાખવાથી વાર્તા-તત્ત્વની વિભાવના વિષે, અને ગુજરાતી નવલિકાના વિકાસના ઇતિહાસ વિષે, સંપૂર્ણ ચિત્ર આપણા મનમાં ઊપસતું નથી.

કોઈ પણ દેશનું સાહિત્ય-સ્વરૂપ એ દેશની ધરતીમાંથી, આબોહવામાંથી ન ઊગ્યું હોય તો એ આબોહવાને અનુકૂળ બની એ ધરતીનું સ્વાભાવિક સાહિત્ય સ્વરૂપ લાગે ત્યારે જ તેનું રૂપ પૂરેપૂરું ખીલે છે. આ લોકવાર્તાઓ એ ગુજરાતની સોરઠની ધરતીની મૂળ પેદાશ છે. ગરબીને જેમ ન્હાનાલાલે તળ ગુજરાતના જ સર્વશ્રેષ્ઠ ઊર્મિકાવ્યો ગણાવ્યા, તેમ આ રસધારની વાર્તાઓને આપણે તળ ગુજરાતની 'ઈંડીજીનસ'—સ્વતંત્ર સ્વયંભૂ નવલિકાઓ લેખવી જોઈએ......

---

૧. નિકષરેખા : પૃ. ૨૩૦.

## અર્વાચીન જીવનની વાર્તાઓ :

"રા. મેઘાણી વિષય પરત્વે જેમ ચોરાઉ જીવનના, વ્યવસાય પરત્વે પત્રકારી જમાતના, તેમ પ્રકૃતિ પરત્વે ધૂમકેતુની પેઠે દુનવાણી જીવનના સાહિત્યકાર છે."[1] એમ કહી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ રસધારની વાર્તાઓ મોટે ભાગે ઐતિહાસિક ને કૌતુકરંગી છે, તો 'ચિતાના અંગારા' આદિ નવલિકાઓ વાસ્તવરંગી છે, "જૂનું એ ભાવનાદર્શી કલાથી ચીતરે છે, તો નવું એ વાસ્તવદર્શી કલાથી મૂર્ત કરે છે"[2]......એમ આ બે પ્રકારની સૃષ્ટિનો ભેદ સ્પષ્ટ કરે છે. રસધારની રસમય ધારા જેવાં ઊર્મિવહન આ હૃદય દઝાડતા ચિતાના અંગારાઓમાં નથી તેથી આ વાર્તાઓ વાર્તાના શિલ્પની દૃષ્ટિએ, લેખકની દૃષ્ટિની સ્વસ્થતા ને મર્મગામિતાની દૃષ્ટિએ વાર્તાના અભિનવા પ્રયોગ-આયોજન અને કસબની દૃષ્ટિએ પણ નિર્બળ એવું વિધાન કરી શકાય નહીં. "એમનું પ્રથમવય જુનવાણી પરિસ્થિતિ વચ્ચે વીત્યું છે અને પાછળનું આધુનિક સંસ્કૃતિ વચ્ચે પસાર થઈ રહ્યું છે, એટલે એમની દૃષ્ટિ સદાયે જૂના-નવા આચારો-વિચારો વચ્ચે સરખામણી કર્યા કરે છે. અને જૂનાનો એમને જન્મથી જ પ્રેમ છે, એટલે એ અણઘડ ગણાતા જૂના તરફ આદરપૂર્વક નિરખી, તેની ખૂબીઓ બતાવી, તેને માટે આપણા અન્તરમાં માનવૃત્તિ પેદા કરવામાં તથા સામી બાજુએ સુધરેલ ગણાતા નવીન તરફ કટાક્ષભાવે જોઈ તેની ખામીઓ બતાવી, તેને માટે આપણા અન્તરમાં તિરસ્કારવૃત્તિ પેદા કરવામાં રાચે છે."[3] અનંતરાય રાવળ પણ "પાત્રોના આલેખનમાં નવીનોનું તેમની નબળાઈ દેખાડતું અને અતિ વાસ્તવિક અને જુનવાણીનું તેમની સબળાઈ દેખાડતું તથા ભાવનારંગ્યું-એ આલેખન વિશિષ્ટ મેઘાણી-માનસનું કાર્ય લેખે છે."

મેઘાણીને પોતાને તો "હું તો જૂના વિચાર અને નવા વિચાર વચ્ચેનો વિવેક જ સમજી શકતો નથી. એક જબરો ગોટાળો જૂના નવાને-નામે ચાલી રહ્યો છે!" એમ આ ભેદ દેખાતો જ નથી. છતાં વર્તમાન સૌરાષ્ટ્રના દર્શને તેમને ભાંગી ગયેલા ચોરાની અવદશા જોઈ જૂના જીવનની લોકોને કકડીને ભૂખ લાગે તેવું સર્જન કરવાની સિસૃક્ષા જાગે છે. આથી વર્તમાન જીવનમાં એમના હૃદયમાં-વસેલા રસભર્યા લોકજીવન જેવાં પ્રેમશૌર્ય અંકિત ચિત્રો ન લાધતાં વેદના થાય અને તેથી આવેશશીલ, ઊર્મિલક્ષી દઝાડતું, કટાક્ષો ઉછાળતું ચિત્રણ તેઓ કરી બેસે તે સ્વાભાવિક છે. વાર્તાબીજને ખીલવનારી ભાવના, હૃદયનો રાગ,

---
૧. નિરુપરેખા : પૃ. ૨૩૩. ૨. એજન : પૃ. ૨૩૬. ૩. એજન : પૃ. ૨૩૫.

સૌન્દર્ય દર્શનનો ઉલ્લાસ, એને હૈયાના 'હુલાવ' આપી શકાય તેવું જીવન જ તેમની નજરે ચડતું નથી, એટલે મેઘાણીને પોતાને જ આ નવલિકાઓમાં પોતાની કલમ જુદી જ સૃષ્ટિમાં વિહરે છે તેનું પૂરેપૂરું ભાન છે જ.

"વાસ્તવલક્ષી વાર્તાઓને દોરનાર ઘણુંખરું માટીનાં માનવીઓ વચ્ચે જ આથડે છે, બનતા બનાવોને ભાળે છે, જીવતાં જાગતાં માનવહૃદયોના સારા નબળા ધબકાર, મનોવ્યાપાર, આવેશ, વિચાર, વિકાર ઇત્યાદિની બહુરંગી લીલા જોતો એ ઊભો હોય છે. એની સૃષ્ટિના સીમાડા મુકરર છે, તે સાથે સાંકડા પણ છે."[1] જ્યારે ભાવનાલક્ષી વાર્તાઓ "નિર્મલ તેજોમય ભાવનાકૃતિ નિપજાવી શકે છે; સહુને જોવી ગમે તેવી રમ્ય અને કોઈને ન દુભવે તેવી નિરપેક્ષ..."

આવી વાસ્તવલક્ષી વાર્તાઓ તરફ અને આવી જાતના નવીનોની નબળાઈઓ, છીછરાપણું અને દંભ દાખવતી વાર્તાઓ તરફ તેઓ કેમ વળ્યા એ વિવેચનનો પ્રશ્ન નથી. વાર્તા તરીકે જો આપણા ચિત્તમાં એ સબળ વિચાર-તણખો મૂકી જતી હોય, આપણી સમક્ષ જીવનની કોઈ સમસ્યાનો જીવંત અને ઊંડો હૃદયને ક્ષુબ્ધ કરે તેવો–સળવળાટ પેદા કરે તેવો ભાવ પેદા કરતી હોય, પાત્રોનાં વ્યક્તિત્વને વિસાર્યાં ન વિસરાય તે રીતે આપણી સમક્ષ મૂકી જતી હોય તો એ વાર્તા જુનવાણી જીવનને ગાય છે કે નવા જીવનને એ જોવાની જરૂર નથી.

વાર્તાનાં રસદર્શનમાં વાર્તામાં ગૂંથાયેલા નીતિ–અનીતિના કે તત્ત્વજ્ઞાનના પ્રશ્નોની ચર્ચા મહત્ત્વની નથી તેમ વાર્તામાં જુનવાણી તરફી છે કે નવીન અત્યે પક્ષપાત ધરાવે છે તેવી તારવણી કરવાથી વાર્તા વિશેષ રસાનંદ આપતી નથી.

મેઘાણીનું આ જાતનું વલણ તો જ્યારથી તેમને પેલો 'ગોવાળનો સાદ' સંભળાયો ત્યારથી નિશ્ચિત થઈ ગયું હતું. આવા સાદ સાંભળનારને એ સાદની સૃષ્ટિ સિવાયનું સબજગ ખારું અને ફિક્કું લાગે છે. પછી કઈ હોંશથી એ આ જીવનને રમાડી શકે,[2] હૈયાના હુલાવ આપી શકે, શી રીતે ભાવનાની સૌન્દર્ય નિર્ઝરતિ સૃષ્ટિ એમાંથી રચી શકે? સંતોએ સમાજના વ્યવહાર અને આચાર પ્રત્યે ક્વચિ તો શાપવાણી ઉચ્ચારતા હોય તેવાં પ્રતિક્રિયા જનિન કટાક્ષ વેણો ઉચ્ચાર્યાં છે...મેઘાણીમા પણ સાપ્રત સમયના દર્શને આવી આંતરિક અને અનિવાર્ય એવી પ્રતિક્રિયા જ ઉઠ્યા રહે છે., મેઘાણી એ જાણે

૧. મેઘાણીની નવલિકાઓ–૧–નિવેદન : પૃ ૭, ૨. મેઘાણીની નવલિકાઓ–૧–નિવેદન : પૃ ૮

છે: "ભાવના અને કલ્પનાની ભોમ છોડીને વાસ્તવ જગતની ખાડા-ખબડિયાળી, વાંકચૂકથી ભરેલી, કંઈક અંશે અસુંદર તેમ જ અસુગંધિત ગલીકૂંચીઓમાં ઘૂમવાનું કેમ ગમે છે? કોણ જાણે. ગમવા ન ગમવાની આ બાબત નથી, સુંદરને ત્યજી અસુંદરમાં વિચરવાનો ય આ પ્રશ્ન નથી. પ્રશ્ન એક જ છે, કે આલેખનારો કયા ઉદ્દેશે માનવીના મનોરાજ્યને નિહાળવા અને પ્રકટ કરવા નીકળેલો હોય છે? કોઈ એકાદ વાદનું સમર્થન કરવા માટે? કોઈ ચોક્કસ પક્ષ લેવા માટે? કોઈ નીતિ અથવા આચારનો પ્રચાર કરવા માટે? કોઈ ઢોંગ, દંભ અથવા દુષ્ટ મનોવ્યાપારનું ઢાંકણ ખોલવા માટે? જગતના સમગ્ર નિર્માણને દુષ્ટ સમજનાર કોઈ શ્રદ્ધા વિહીન Cynic ના તોરથી? કે જીવનની કોઈ સમસ્યાનો ઉકેલ સૂચવવાની કલ્યાણ બુદ્ધિથી? કયા ઉ શથી? કયા વલણથી?

જવાબ આટલો જ છે: આવા એક પણ ઉદ્દેશથી નહિ, કશા પણ વલણ વગર કેવળ નિરખવાને ખાતર દુનિયાને નિરખવામાં જે એક હેતુવિહીન દ્વેષ રહિત,-છતા સહેજસાજ કઠાર કૌતુકભર્યું રહસ્ય જડે છે તે રહસ્યને સૌન્દર્યની ભોંય ઉપર ઉકેલવા માટે."

સૌન્દર્યની આ ભોંય સૌરાષ્ટ્ર પ્રત્યેની અને પોતાના લોક પ્રત્યેની તેમની મમતા પૂરી પડે છે. સૌરાષ્ટ્રનું પ્રતાપી અને લાલીભર્યા જીવન-ઉલ્લાસથી છલબલતું મોકળું જીવન અત્યાર સુધી જે તેમણે આરાધ્યું હતું તેની ભાવનાઓની વિકૃતિ થઈ હતી, એની જગ્યાએ આવેલ નવીન જીવનવ્યવહારમાં છીછરાપણું ને એની એજ વિકૃતી પ્રગટતી હતી. રડયા ખડયા કોઈ કોઈ ડોશીના જીવનમાં, ગરીબ, સમતાળુ, ચીભડા વેચનારીમાં કે જી બા જેવી નારીના જીવનમાં, મહાજનના કોઈ જુનવાણી દુલાશેઠની ગરવી સમતામાં, એ ઓલવાતા જીવન-ગૌરવના તણખાઓ ઝબકારા કરતા હતા. સ્વાભાવિક રીતે એના તરફ પક્ષપાત રાખનાર મેઘાણીને નવા જીવન આગળ એ જૂના જીવનનું ઓશિયાળાપણું, ગરીબડાપણું અને ઉપેક્ષા ખૂંચે છે. આથી ઊર્મિપ્રેરિત વાર્તાકારને મન સ્વાભાવિક એવા આવેશથી, એવી ઊર્મિમયતાથી, ક્વચિત ઘૂંટેલા ઘેરા રંગોથી આ વાર્તાઓ તેમણે લખી છે. વિશ્વનાથ ભટ્ટ આ નવલિકાઓને 'ઊર્મિદાસ્યના દોષથી દૂષિત'[1] ગણે છે, વિજયરાય વૈદ્ય "કર્તાની કોઈક વાર હદ વટાવી જતી સંવેદનશીલતા"[2] ને લીધે વાર્તાઓ 'સ્થળે સ્થળે ઊર્મિલ, કેવળ અધીર કે અતિ કાલ્પનિક' ગણે છે, પણ એવું છે માટે જ મેઘાણીની વાર્તાઓ સાદ્યંત વાંચ્યે જ છૂટકો થાય તેવી રસાવહ બને છે. અને મેઘાણીને આ વાર્તાસૃષ્ટિ દ્વારા

---

૧. નિકષરેખા : પૃ. ૨૩૧. ૨. જોઈ અને કેતકી : પૃ. ૧૨૬.

'સૌંદર્યની ભોય' પર જે કહેવાનુ છે તે કહી શકાય છે.

અમૃતલાલ ગેડે લખ્યુ છે કે, એમનો 'ચોરાનો પોકાર' એ જાણે એમના આત્માનુ પ્રતિબિમ્બ જ હતુ ત્યાર પછીના એમના આજ સુધીનાં લખાણોમા વેદના ચીસ–પોકાર જ આપણે સહુએ જોયા છે"[1] આવી અતરની કોઈ ઝખનાભરી અને મમત્વની દ્દષ્ટિથી મેઘાણીએ એ વાસ્તવદર્શન કર્યું છે. પરિણામે ધૂમકેતુ જેવી સૂક્ષ્મ, સુઘડ અને રમણીય ભાવનાઓ તો નહીં પણ લોકજીવનની સહજ બુદ્ધિને ગમ્ય એવી ધીંગી ભાવના–ભક્તિ અને વાસ્તવદર્શન તાણાવાણાની જેમ અથવા સેળભેળ થઈ, એકરસ બની, આ વાર્તાઓમા વહે છે.

તેથી જ વિજયરાય વૈદ્ય તેમા "કર્તાની કલ્પનાશક્તિ અને વાસ્તવિક દર્શનનુ ઘણુ સપ્રમાણુ સફળ મિશ્રણ થયેલુ"[2] અનુભવે છે. ક્યાક "પ્રગલ્ભ તાદ્દશ ચિત્રાલેખન,"[3] "સબળ કોઈવાર પ્રજાળતો કટાક્ષ" કવિત્વવાળા વર્ણનો જુએ છે. "સમાજના ચઢ-ઊતર થરોમા ને વિશેષ કરીને ગામડાના એ થરોમા ફરવાની અને તેને ઓળખવાની તક એમને ઠીક ઠીક પ્રમાણમા મળેલી હોવાથી તથા એ ઓળખવેળા પડતા સસ્કારો સત્વર ખૂબ સમભાવથી કે ઊડા રોષથી ઝીલી શકાય તેવુ અત્યત સવેદનશીલ ચિત્ત કુદરતે એમને બક્ષેલુ હોવાથી, તે આપણી આ સામાજિક શરમોના આ શબ્દચિત્રો પીછીને, બહુધા ઘેરા રગોમા બોળીને, એકદરે સફળતાથી દોરી શકયા છે સાહિત્યકાર પોતાના પાત્રો સરજતા જડ રહે તો તેની કૃતિ પથ્થર જેવી રહે, તે અાત ચેતનથી અસ્વસ્થ બને કે પીગળીને પાણી થાય તો યથાસયોગ કૃતિ ભભૂકીને ઓલવાતો ભડકો બને કે આકારહીન ધૂમ્મસ બને. પણ જો તે હૃદય-મનની સર્વ શક્તિઓને સજીવપણે સમતોલ રાખી જાણે તો તેની કૃતિ વર્તમાનને ઉષ્માભર્યો પ્રકાશ અર્પતી અને દૂર દૂર ભવિષ્યમા પણ પ્રચડ અવિચળ કિરણો પ્રસારતી જ્યોતિ નીવડે. આપણા વાર્તાકારના શબ્દ-ચિત્રો પથ્થર જેવા નથી પણ અત્યારે તેમા જ્યોતિ કરતા ભડકા અને ધુમ્મસના જ ગુણો કેટલીક વાર દેખાય છે"[4]

આમ સવેદનશીલતા, ઊર્મિનો ઉછાળ અને લોકગમ્ય ધીંગો ભાવનાપ્રવાહ મેઘાણીને 'સૌન્દર્ય ભોય' પૂરી પાડે છે તેની ઉપર એમની અર્વાચીન સમયની આખી તળપદી જીવનસૃષ્ટિ ઊભી થાય છે. માણસાઈનો સજીવન પ્રવાહ

---

૧ ઊર્મિ-સ્મૃતિ અક : પૃ ૩૪
૨. ત્રણ અને કેતકી પૃ ૧૨૩
૩ એજન પૃ ૧૨૬
૪ એજન પૃ ૧૨૩-૧૨૪

રસપૂર્વક નિહાળવાની હોંશ ધરાવનાર મેઘાણીને વાર્તાના બનાવો કે સામાજિક ઘટનાઓ કરતાં એ પ્રસંગમાં પાત્રનું હીર, તેનું પાંગરી ઊઠતું વ્યક્તિત્વ, તેના સચેત હૃદયના ગુપ્ત પ્રવાહનું પ્રાકટ્ય જે રીતે થાય છે તે નીરખવાની અને તેને આંગળી ચીંધીને પ્રગટ કરવાની રીત વધારે ગમે છે. આથી અનંતરાય રાવળ કહે છે તેમ, "તેમાં વસ્તુ-સંવિધાનની કળા કરતાં પાત્ર-નિરૂપણ જ વાર્તાકારે મહત્ત્વનું માન્યું છે."[1] ચારણોની વાર્તાઓએ મેઘાણીને આ આસ્વાદ રસિક વાત માંડવાની રીત છે એમ શીખવ્યું છે. પરંતુ અહીં લોકવાર્તાના પાત્રને રંગ આપતાં, બિરદાવતાં, એના મહિમા અને પ્રસંગોનું બ્યાન આપતાં, કથાનક પ્રકારને બદલે તેને આધારે કંઈક હળવી, કટાક્ષમય વર્ણનોથી, ઉપમાઓથી, વાતાવરણ પ્રધાન લાગતી અને સમગ્ર સમાજનું તળપદું વાસ્તવ-જીવન ખડું કરે તેવી વાર્તાકલાને અપનાવી છે. ઊર્મિસભર ભાવનામંડિત કલાકારની કુમાશભરી દૃષ્ટિથી માત્ર કલ્પના સાગરમાંથી પ્રગટ્યા હોય તેવાં–ધૂમકેતુની વાર્તાનાં પાત્રો જેવાં નહીં, કટાક્ષથી અને બુદ્ધિની ઝીણવટભરી કુશળતાથી પાત્રને ક્રિયાશીલ આવનાર દ્વિરેફની વાર્તાનાં પાત્રો જેવાં પણ નહીં–તેમજ મનોવિજ્ઞાનના સિદ્ધાંત આધારે મનોવિશ્લેષણ દ્વારા પાત્રને પ્રગટ કરતાં અર્વાચીન વાર્તાકારોનાં પાત્રો જેવાં પણ નહીં, પણ ઉઘાડી આંખે સમાજમાં ફરતાં એકાદ બે વખત પરિચય થતાં પાત્રની જે છાપ પડે–સામાન્ય માનવી ઉપર, તેવી છાપ ઊભી કરતાં પાત્રો મેઘાણી વાર્તાદ્વારા રજૂ કરે છે. ઠંડે કલેજે, તટસ્થતાથી, હાવકાઈથી, ક્વચિત હળવે હૈયે મશ્કરી કરતાં કરતાં પાત્રનું આચરણ મેઘાણી જુએ છે. એ આચરણના મર્મના ઉદ્‌ઘાટનથી, અંતરનો ગંભીર પ્રવાહ કોઈક ક્ષણે અપ્રસ્તુત નાની એવી ક્રિયાદ્વારા વ્યક્ત થાય તો તેની ક્રિયાના સચોટ ધ્યાન ખેંચે તેવા આલેખનથી, વાર્તાલાપથી, વાર્તાલાપના લહેકાથી, બીજાઓના ભર્યા ભર્યા સમાજના ગપ્પાં, રોળ અને અળકતા અભિપ્રાયોમાંથી એમ અનેક રીતે આ પાત્રના હાર્દનું, વ્યક્તિત્વનું, માણસાઈનું દર્શન મેઘાણી કરાવી શકે છે. 'એનેમલની કીટલી' જેવી વાર્તા લખનાર ચૂનીલાલ મડિયા, 'પેકાર્ડનો પ્રવાસ', 'માજાવેલાનું મૃત્યુ', 'ખોલકી' જેવી વાર્તા લખનાર સુન્દરમ્ જેવી કલાનું અહીં પ્રથમ દર્શન થાય છે.

સમાજદર્શન :

"આમ તો એમની દરેક વાર્તા લખાઈ હોય છે કોઈ પાત્ર કે પ્રસંગને ચમકાવવા કે કશુંક રહસ્ય કહવા, જ્યાં સમગ્રપણે વાંચનારને તેનું ફળ મળવાનું

૧. સમાલોચના : પૃ. ૨૩૬

સમાજદર્શનનુ;" એ અનંતરાય રાવળે જે કહ્યુ છે તે બરાબર છે. લોકજીવનના રસિયા મેઘાણી પોતાની આસપાસના જ સૌરાષ્ટ્રના સમાજનુ પરિવર્તન જુએ છે અને એ પરિવર્તન પામતો છતા ચિરપરિચિત–આકર્ષક લાગતો ને જૂના અણગમો ઉત્પન્ન કરતો સમાજ એની બધી વિગતો સાથે આમેહૂબ એ વાર્તાઓમાથી આપણને વીંટી વળે છે. આથી જ એમના પાત્રો કોઈ વિશિષ્ટ માનસદર્શન કે સ્વભાવદર્શન કરાવવાને બદલે આપણે એને ક્યાક ક્યાંક જોયા હોય તેવુ જીવત વ્યક્તિત્વ ધરીને પ્રત્યક્ષ થાય છે. સામાન્ય જનતાના લોકના પ્રતિનિધિ રૂપ એ પાત્રો છે

આ પાત્રોમા નારી પાત્રો જૂના વાતાવરણમા ઘડાયેલા સારા નરસા લક્ષણો ધરાવનાર નારી પાત્રોનુ વ્યક્તિત્વ લેખકે કવિની મુલાયમતાથી પકડયુ છે અને આલેખ્યુ છે વિજયરાય વૈદ્ય મેઘાણીએ સર્જેલી ડોશીઓ આપણા સાહિત્યમા સૌથી વધુ જીવશે એવો અભિપ્રાય નોધી કહે છે "ગુજરાતી કાઠિયાવાડી બા–ઓના માનસ, ગીતભાત અને વિશદ વાણીના જે નમૂનાઓ અહીં કિશોર બા, અનંત બા, મંજી બા, પગા મા–ના રૂપે અવતર્યા છે તમા કર્તાની કલ્પનાશક્તિ અને વાસ્તવિક દર્શનનુ ઘણુ સપ્રમાણુ સફળ મિશ્રણ થયુ અનુભવાય છે"[1] મેઘાણીની નવલિકાઓ ભાગ પહેલાની 'પાનકોર ડોશી', ભાગ બીજાની 'છાલિયુ છાશ' ના રતાધણા ડોશીમા, 'ડાનજી શેઠનુ કાધુ'માના પગબતની ગભરુ ડોશીમા, 'કેશુના બાપનુ કારજ'મા ના કંકુમા, 'ગગા તને શુ થાન છે'માના રાજારામના ડોશી કંકુમા વગેરેનુ આલેખન જીવત થયુ છે લેખકે આ બાઓની બોલીના લહેકાઓને બરાબર પકડયા છે, એટલુ જ નહીં પણ એ દ્વારા એ ડોશીના મૂગા હૃદયમા રહેતા ભાવના–પ્રવાહની પણ ઝાખી કરાવી છે 'જેલ ઑફિસની બારી'માની હીરજી કેદીની ડગમગુ ડોક હલાવતી ડોશી સગા પુત્રને સવારે ફાસી નળવાની છે એ વેદનાને હૃદયમા ભડારી લવારે ચડે છે ઈ, હાઉ! આ તો મને ઈમ થ્યુ કે મારા હીરજીને ચા બહુ ભાવતો. એમાય ખાસ કરીને મારા હાથનો કરેલ ચા તો હીરજી તાસળી ભરીને પી જાય વહુના હાથનો ચા ઈ ને મારો ભાવે હુ ધુ તેમા ઈ મશાલો નાખીને પરથમ ઉકાળુ, પછે પાલુ દૂધ નાખી ધૈર પાકવા દઉ, ને પછે ચા નાખુ એટલે રૂપાળો આવી, ક્વચિત કટાક્ષ આવે, તિરસ્કાર આવે, છછેડાઈ જઈએ તેવા વર્તન અને સ્વભાવમા જે ઊંડો ઘેરો ગુપ્ત ભાવ-પ્રવાહ વહી રહ્યો છે તેને વ્યક્ત કરવાની એક વિશિષ્ટ કલા મેઘાણીએ

[1] નવુઈ અને કેતકી પૃ ૧૨૩

ડોશીઓનાં ચિત્રોમાં દર્શાવી છે. આ ચિત્રો જોતાં, વાંચતાં અને આસપાસની જોયેલી ડોશીઓ સાથે એનો તાળો મેળવતા ખાતરી થાય છે કે આ પ્રાંતવિશેષની ને મેઘાણીના સમયની ડોશીઓ જાણે કે સનાતન છે. દીકરાઓની અને નવા જમાનાની વૈચારિક સૃષ્ટિમાં પ્રવેશી ન શકતી, અને અંતરની વાતને અંતરમાં જ સમાવતી, ક્ષુલ્લક બાબતોને મોટી ગણી ટક ટક કર્યા કરતી આ ડોશીઓ, ઘરડા લૂલા આંધળા ગરીબ મા ને બાપ તરફ જાગતી દીકરાની લાગણી જેવી કરુણાની લાગણી જન્માવે છે. ભાઈજી જેવી એક બે વ્યક્તિના બનેલા, માની લીધેલા સમાજના દોર્યા દોરવાતા, કેશુની બા કંકુમા "રોવાં કૂટવાં તો કરવાં જ જોવે ને ભાઈ! સો પેઢીનો ચાલતો આવતો ધરમ કાંઈ વડ્ડે ચાર ચોપડી ભણીને આવી છે તેટલા સારુ લોપાય છે?"[1]..."અડાણુથી મેડીએ ચડી યે ગયાં માડી! એમાં શેનાં ડરીએ!" વગેરે વચનો બોલે છે, છતાં "કેશુ! વહુને ગરમ ઉકાળો પાવો છે, ભાઈ? મારી પાસે ચપટીક ચીંથરીમાં બાંધ્યો છે. ચૂલો કરું?" એમ પણ તરત જ કહે છે. આમ વિરોધાભાસી લાગણીઓના આંતરપ્રવાહ એમની વાણી ને વર્તનમાં પ્રગટ કરીને મેઘાણીએ હૃદયસ્પર્શી, ઘર ઘરની બા-ઓનાં ચિત્રો આલેખ્યાં છે. લેખક લખે છે કે "'પાનકોર ડોશી'[2] તદ્દન કલ્પિત પાત્ર છે. પણ પેલી પાલાગાડીનું વર્ણન વાંચીને મારા પિતૃગામ બગસરાનો કોઈ વતની મારી અથવા તેની માતાને પાનકોર ડોશીના પાત્ર જોડે બંધ બેસતી કરવા મથે તો તેને મરવાનું જ મન થાય."[2] છતાં લેખકની કલ્પનાશક્તિએ આ ડોશીઓનું ચિરંતન સ્વરૂપ એવી સારરૂપ રેખાઓ ખેંચીને આલેખ્યું છે અને તેમના સ્વભાવનું એવું ઊંડું સમભાવી મર્મદર્શન કર્યું છે કે, આ જાતની પાત્રની બંધબેસતાં કરવાની લાગણી અને ચિરપરિચિતતાનો ઉમળકો આ પાત્રોને અનુભવતા થાય છે દામ્પત્યની કોઈ અકલ્પ્ય લાગણી તેથી જાગે છે.

લેખકની સૌરાષ્ટ્ર પ્રત્યેની ઊંડી હૃદયમાંથી આવતી મમતાના ભારની વેદનાએ આ ડોશીઓમાં વહી ગયેલા, વહી જતા સૌરાષ્ટ્રનું જ મૂર્તરૂપ જોયું છે. આ દૃષ્ટિએ 'પાનકોર ડોશી' એ જૂના સૌરાષ્ટ્રનું જ પ્રતીક બની રહે છે. "સ્વપ્નમાં મેં મારા આખા ગામની સેંકડો ડોશીઓ દીઠી. કોઈ કાળા તો કોઈ શ્વેત વસ્ત્રોવાળી : સાડલામાં થીંગડાં એટલાં બધાં કે મૂળ કપડું કયું તે કળી ન શકાય : કોઈને માથે મૂંડા તો કોઈને માથે માથે ખરી પડેલાં આછાં ઝટિયાં : બોખા દાંત : મૂક્સ આંખો : ચન્ય

૧. મેઘાણીની નવલિકાઓ-૨: પૃ. ૧૯૫-૧૯૭ ૨. મેઘાણીની નવલિકાઓ-૧-પૃ. ૭

દષ્ટિ : ખોળામાં નાનાં નાનાં અનાથ છોકરાં : પાણીમાં ઝબોળીને સૂકા રોટલાના ટુકડા પોચા કરે છે ને મોંમાં મમળાવે છે : સામે સાક્ષાત્ જમદૂતો ઊભેલા છે તેની કરડી નજરથી ખોળાનાં છોકરાંને સાડલા લપેટી છુપાવી રાખે છે સેંકડો એવી ડોશીઓના જૂથમાંથી...ધીરે ધીરે એક જ ડોશીરૂપ બંધાયું. ઘડીક એ ડોશી મટીને મારું ગામ દેખાય, ઘડીક ગામ મટીને ડોશી દેખાય ગામ અને ડોશી એકાકાર બની ગયાં."[1]

પરબત કણબીની કંકુ ડોશી જેમ કાનજી શેઠ આગળ હું સાઠ વરસની જૂની પડત ને કહી ચીઠ્ઠી રજૂ કરે છે છતાં છેતરાય છે, કેશુની કંકુબા પિતાંબર ભાઈજીને સમાજના એવા માનવીઓના હાથમાં રમીને લૂંટાય છે તેમ પાનકોર ડોશી અગતિકપણું દાખવતાં નથી. દેર જેઠની ચૂનાબંધ મેડીઉની ભીંસમાં ભીંસાતી આ ડોશી અજબ જિજિવિષાથી હાથમાં દોરડી ને દાતરડું લઈ વગડે ઘાસ વાઢવા નીકળે છે, કઠોર કલેજાની બની આંસુ પાડતી નથી. આવી જ જૂના કે નવા રીતરિવાજ અને ભાસ સામે મુલાયમ છતાં દઢ સામને કરી રહેતી નારીઓનાં ચિત્રો પણ મેઘાણીએ અનેક સર્જ્યાં છે. "અરે ભૂંડા, ખોપરીને તો ટાઢી રાખીએ" એવા નાના બાળકને ફોસલાવતી પટાવતી હોય તેમ ધણીને [2] બુરાઈના દ્વાર પરથી પાછી લાવતી ઝમકુ, કોળણ, દેહ અને ચોટલાને જન્મભૂમિને ચરણે ધરી દીધાથી 'જીવતરમાં કંઈક કરી નાખ્યાને, સમુદ્રની બહોળી છોળોમાં નહાયાને' આનંદ ભોગવતી **અનંતની બહેન**[3] ભદ્રા; દુઃખના ડુંગરા હેઠળ ચંપાતા ચંપાતા મરવા-મારવાની હિંમત ભીડતી, **સદાશિવ ટપાલી**[4] સાથે કોળીવાડમાં ઘર માંડતી મંગળા, ફરજિયાત **લાડકો**[5] **રંડાપો** પાળતી દસેક દિવસના "મંથન પછી લોકોની બીક ત્યજીને દિયર ઘોઘલાભાઈની વીશી ચલાવવા લાગતી હિંમતલાલની ભાભી; ઢેબરાં અને છીંકણીની દુર્ગંધ સાથે પ્રવેશતાં અને નમાયાં છોકરાને હેળવીને પોતાના બનાવતા **ચંદ્રભાલનાં ભાભી,**[6] પતિના પુજ્યભાવથી પ્રભાવિત થયેલી **પાપીની**[7] સવિતા; ધર્માચાર્યને **'ઠાકર તારાં લેખાં લેશે !** એમ સંભળાવતી

૧. મેઘાણીની નવલિકાઓ-૧-પૃ. ૧૩૦
૨. મેઘાણીની નવલિકાઓ-ખંડ ૨ : પૃ. ૭૪
૩. એજન : પૃ. ૧૦૮
૪. એજન : પૃ. ૧૨૦
૫. એજન : પૃ. ૨૦૧
૬. નવલિકાઓ-ખંડ ૧ : પૃ. ૧
૭. એજન : પૃ. ૬૬

કંકુ, રાજેશ્વર જેવાં જૂનવાણી જાલિમીનું જ પુનરાવર્તન કરનાર નવીન સમાજ-સેવકને પાઠ ભણાવનારી 'શારદા પરણી ગઈ'[1] ની શારદા, પતિના ભળાવવાથી બદમાશ સાથે આગગાડીમાં મુસાફરી કરી રામલાલનો ઠપકો સાંભળતા અલારખા ભાઈની નેકદિલ પાકમૂર્તિને આંસુમાં નવરાવતી રુક્મિણી, કોઈ સંબંધી પાસે હાથ ન લંબાવતી ને ઓશિયાળું મોં ન બતાવતી 'અભિમાની'[2] ત્રિવેણી, કોઈને કંઈ ને કંઈ ન કહેતી છતાં ચમનને બીજીનો ભવ ન બગાડવાની તેને જ આવડે છે તેવી કરામતથી સૂચવી દેતી ચમનની[3] વહુ લાડકી, 'ચાંદી'–[4] થી પીડાતા પતિની સૂગાયા વગર સેવા કરતી નારી, 'લોકાચારના[5] દાનવ સામે' રડવા ફૂટવાનું ત્યજી સસરાના પ્રોત્સાહનથી વિજય મેળવતી ગારુડિયણ વહુ યુદ્ધ સમયમાં મુંઝાતા પતિને વિશ્વાસનું સ્થાન નીવડનારી 'બાલિષ્ટર' મારો વાંક નથી ની રાયાં; માણસાઈના દીવાનાં જી બા બાજરમાન અને ભયાનક હેતા...આવાં આવાં સ્ત્રીપાત્રોમાં પ્રભાવશાળી 'માણસાઈ'ની જ્યોત ઝગમગ છે.

પુરુષપાત્રોમાં પણ એ "મારો વાંક નથી"નો પોતાની પ્રિય ગાય માતાજીને લડાઈના કારમા સંજોગોએ વેચી નાંખવા સંમતિત થવું પડયું તે આઘાતથી કરતો રડો, પાપીની વાર્તાના પારસી દાક્તર, પદભ્રષ્ટના દુલા શેઠ, ધૂંસાલાલ ડૂંડો, સદાશીવ ટપાલી, બદમાશ, 'રેલગાડીના ડબ્બામાં'–વાર્તાનાં સામંત દિવાળીની ગોણીનો પન્નાલાલ, બબલીએ રંગ બગાડયો–નો બક્ષી માસ્તર, 'કિશોરની વહુ'નો કિશોર અને બાબરા ગામના માસ્તર વગેરે ચિરપરિચિત સૌરાષ્ટ્રના માણસ તરીકે આપણી આગળ રજૂ થાય છે.

આ પાત્રો આમ વૈયક્તિકતા દાખવવાને બદલે સમાજનું અંગ બની જાય છે. પરિણામે રેલગાડીના ડબ્બામાં, બજારની હાટડીઓમાં, મરણ પરણ વગેરેની ક્રિયા પ્રસંગે ઘરના ફળીમાં વાતચીતો કરતા ગામડી તત્ત્વજ્ઞાન અને કહેણીમાં રાચતા પલ્લીસમાજનું–ગામડાના સમાજનું દર્શન થાય છે. આ સમાજના નિષ્ઠુર આચાર વિચારમાં એની કુત્સિત નિંદાકુથલીમાં, એના કાવા દાવામાં ઊછરતું નિર્દોષ હૃદય કચડાય છે. કોઈક ધારેલ સ્થળે લગ્ન નથી કરી

---

૧. નવલિકાઓ ખંડ–૧ : પૃ. ૧૪૨
૨. વિલોપન : પૃ. ૬૭
૩. એજન : પૃ. ૫૭
૪. એજન : પૃ. ૮૫
૫. એજન : પૃ. ૨૮૧

શકતુ, કોઈકનુ લગ્નજીવન આ પાડોશી અને સમાજથી ચૂથાઈ જાય છે, કોઈકને લાડના રઝાપાનો સ્વાદ લેવો પડે છે, કોઈ માતાપિતાના માન ખાતર ઘરેણા-ઘર વેચીને મેસુર-જલેબીનુ જમણ મરણુ, પાછળ કરવુ પડે છે, કોઈ ને ઘર-કામમા દટાઈ રહેવુ પડે છે; કોઈ ને પોતાના 'લૂટી સરખી નાર અને સઢયા સરખા' વહાલસોયાની અવગણના કરી પારકાની ઊઠમેસ કરવી પડે છે 'આજલ મલાજાની મર્યાદામા મરણોન્મુખ પત્નીના હેતનો પ્રત્યુત્તર આપવા આપી શકાતુ નથી, તો કોઈ ને સાસરિયામા સુવાવડી પત્નીની કાળજી રાખવા જતા હેરાન થવુ પડે છે આમ હેરાન થનાર ને હેરાન કરનાર સઘળા પાત્રો ઉત્કટ અનુભૂતિઓ જીવતા જાગતા સૌરાષ્ટ્ર રૂપે આપણી સામે ઊભા રહે છે મેઘાણીના પાત્રો જેને અર્વાચીન નવલિકાકારો અનુભૂતિ કહે છે તેવી ધસતી દીવાલની ખાવા ધાતા ઓરડાની, તોરણના કટાક્ષના સ્વરો કાઢી ખખડતા સૂકા પાદડાની એવી દસેય ઇન્દ્રિયે ઉત્કટ ભાવાવેશમા ઝીલેલી તીન અનુભૂતિને મેઘાણી યથાર્થ ને ઉચિત શબ્દદેહ આપે છે તેથી કયારેક તો અર્વાચીન નવલિકાઓમા વખણાતી પ્રતીક યોજના-લોકહૃદયમાથી આપોઆપ જાગે તેવી અલબત્ત-મેઘાણીની વાર્તામા આવી ચડે છે વહુ અને ઘોડો એ આત્મકથનાત્મક વાર્તા આવી અનુભૂતિ અને પ્રતીકની યોજના તરીકે ઠીક ઠીક સવેદન જગાડે છે મોટી તારાનો જીવ જાણે ઓળિયામાથી છલાગ મારીને ઓટા પર બેસી ગયો હોય તેમ બાળસ્વરૂપ પટેલાની નાની તારા મોટી તારાને પૂછતી હોય તેવી જાતની ઘણી અનુભૂતિઓની પરપરા આ વાર્તામા છે સુન્દરમની 'ખોલકી'ના કઈક બિભત્સ લાગતા ચિત્ર કરતા વધારે હુફાળા સમભાવથી અહીં તારાના એ જ પ્રસગનુ ચિત્ર આલેખ્યુ છે "અગરબત્તીની માફક મારી અંગે અગ બળીને જઈ સુગધીદાર ધૂમાડાના ગૂચળા ફેરાવતા આકાશે ચઢતા હતા મારુ હૃદય કોઈ એમ ધૂપિયુ બની રહ્યુ હતુ" ત્યારે રૂઆબનો તાપ દાખવતા માતેલા મુખવાળા પતિનો અનુભવ તેને કેવોક થાય છે? "કબૂતરને દાઢમા ભીંસનાર કોઈ બિલાડીની રીતે એણે એની બેહોશ ઇચ્છાને મારા પર ભીંસી દીધી કપૂરની ગાગડીને જાણે કાઈ એ છૂ દે છૂદા કરીને ભઠ્ઠીમા ભભરાવી દીધી જરીકે સુગધ આપ્યા વગર જાણે કે મારુ યૌવન ભસ્મ બની ગયુ "

આવી કડકડતી ઉત્કટ અનુભૂતિઓનુ વાતાવરણ સર્જતી કોઇ કોઈ નવલિકાઓમા મેઘાણી એના જમાના કરતા ઘણા આગળ હતા અર્વાચીનતાની પરિભાષા અને શબ્દોને ગામડી ચિત્રના વર્ણનમા યોજી, અને ગામડી પ્રાચીન ચિત્ર માટે અર્વાચીન ભણેલા ઉજળિયાતોની ભાષા યોજી, વાકુ મુખ કરી, મર્મ

અને કટાક્ષ કરતા એની નીચે મેઘાણી જે ઘેરી કરુણાનુ વહન કરે છે તે ત્યાર પછી આપણને ચુનીલાલ મડિયાની વાર્તાઓમા સાપડ છે પ્રગલ્ભ ઉપમાઓ તીવ્ર અનુભૂતિઓ, અને ઊર્મિઆવેગમા અર્થદર્શી પ્રતિકાત્મક વર્ણનરીતિ મેઘાણીમા દષ્ટિગોચર થાય છે

અલબત્ત મેઘાણીનુ વિષય વર્તુળ મર્યાદિત છે કેટલાક વિચારોથી તેઓ જાણે કે વેરાઈ ગયા છે એટલે શેકયો પાપડ ન ભાગી શકના પ્રેમનુ નર્તન જ કર્યા કરતા વેવના નવીનો અને ચીપી ચીપીને શબ્દો ઉચ્ચારી ભાવના મત્રો બોલતા નવીન સેવકો કરતા સ્ત્રી હૃદય પારુષ ભર્યા માનવને પેશીદાર પીંડીની મદદે જીવન ખેચનાર સામાન્યને પત્નીના સમજપૂર્વક લાડકોડ કરનાર પ્રૌઢને વધારે ચાહે છે, શહેરમા શેઠ બની બેઠેલાની ખોટી ડફાસ અને ગામડિયાની નરી માનવતા, વગેરે કેટલાક વાર્તાબાજો ફરી ફરી એમની વાર્તાઓમા અને પછી વિસ્તરીને નવલકથામા દેખાય છે પણ એ મર્યાદા એકવિધતાની લાગણી ઉપજાવવાને બદલે સમાજના એમના અનુભવની સચ્ચાઈની સાક્ષી પૂરનારી બની રહી—જે રગે રગેલો સમાજ એમને દર્શાવવો છે તે જાતનો સમાજ આપણી આગળ ખડો કરે છે સમાજના બાહ્ય આચાર વિચારનુ પરિવર્તન નહીં—પણ સમાજમા જે પરપરાનુ સાતત્ય જળવાતુ હતુ એનો ધ્વસ એનુ વિલોપન મેઘાણીએ આલેખ્યુ છે આવા વિલોપનના દશ્યથી વેદના થાય છે તેમાથી કોઈ ભાવના લોક સર્જાતો નથી

'સસારની દિન પર દિન પલટાતી આ અનત લીલા'[1]ને લેખક ફાવતી રીતે નિહાળી નિહાળી એનુ પોતે કરેલ કૌશલયુક્ત પૃથક્કરણ સનય દર્શન તેમ જ જુદા જુદા ખૂણાઓ પર ઊભીને કરેલુ દર્શન બીજાઓને બતાવવામા આનદ માને છે પોતાના આનદમા અન્યને સાથીઓ બનાવે છે ને ગર્ભિત ભાવે જાણે કે અન્યને પૂછે છે કે, કેમ આ વાતનુ રહસ્ય તને આમ જ લાગે છે ને?' એમ જુદા જુદા ખૂણાઓ પરથી એક જ સમાજનુ નવી ઉલટ ઉન્મેષ કે લાગણીથી કરેલુ વર્ણન એના એ સવેદન પ્રવાહમા ખેચી જઈને વાચકને પૂરતો વાર્તારસ આપે છે અને પ્રચારકતાની ગધ પેદા કર્યા વગર એના રહસ્ય વિશે વાચક પાસેથી અનુમતિનો હોકારો મેળવે છે

**વિકસતી વાર્તાકલા**

એ સમયના વાર્તાકારો—'ધૂમકેતુ' અને 'દ્વિરેફ' કરતા આ માત્ર

---

1. મેઘાણીની નવલિકાઓ પ્રસ્તાવના

સમાજિક પરિવેશવાળી વાર્તાઓ નહીં પણ આમ રહસ્યનું સંવેદન જગાવતી –જીવનના ઉંડાણમાં પ્રવેશતી આ વાર્તાઓ જુદી જ ભાત પાડે છે. પ્રાણીશાસ્ત્રની બાળવાર્તાઓથી શરૂ કરેલી મેઘાણીની નવલિકા–લેખનની પ્રવૃત્તિ જુદા જુદા તબક્કાઓમાં પ્રવેશી, ઘડાતી ઘડાતી સુંદર ને વિશેષ પલોટાયેલી બનતી જાય છે રસધાર અને બહારવટિયાના કિસ્સાઓ, કંકાવટી અને રંગ છે બારોટની વાર્તાઓ, ને 'પ્રતિમાઓ' ને 'પલકારા'; વેરાનમાં જેલને ઓફિસની બારી; ચિતાના અંગારા ને આપણા ઉંબરમાં ધૂપછાયા અને વિલોપન ને બીજી વાર્તાઓ એમ ક્રમશઃ જુદા જુદા રંગ ધરતી જુદી જુદી ચાલ ચાલતી નવલિકાઓ મેઘાણીએ સર્જી છે. વાર્તાબીજ, મેઘાણીનું તીવ્ર સંવેદન ઊર્મિક કવિની રીતે પકડે છે. પણ એનો વિકાસ અને સારવારમાં મેઘાણીની કલાની અનુનેયતા, ઘાટનું વૈવિધ્ય અને પ્રયોગશીલતા પણ પ્રેક્ષણીય છે. "ટૂંકી વાર્તાનું સ્વરૂપ કયું? સમર્થ લેખિની જે ઘડે તે સ્વરૂપ. એનો વળી નિયમ કેવો? મારી તાકાત હોય તો હું એક હજાર ને એક સ્વરૂપોમાં નવલિકાને રમાડું."[1] મેઘાણીમાં એ તાકાત છે, પણ વાર્તારસથી વાચકને તરબોળ કરવાનું જ આ લોકપ્રેમી લેખક દૃષ્ટિબિન્દુ ધરાવતા હોવાથી એમણે એમના આ પ્રયોગો તરફ ધ્યાન ઓછું ખેંચાવા દીધું છે. "'ચિતાના અંગારા' માં પ્રથમ પ્રગટ થયેલી શ્રી મેઘાણીની વાસ્તવદર્શી કલા 'ધૂપછાયા' માં ખૂબ વિકાસ પામે છે."[2] "વાર્તાઓને કલાવિધાનની દૃષ્ટિએ જોતાં 'વિલોપન'કારની આવી પ્રયોગશીલતા પહેલી ધ્યાનમાં આવશે..."[3] શ્રી મેઘાણીની "વિકસતી વાર્તાકળાનું આ સંગ્રહમાં દર્શન થાય છે... પાનકાર ડોશી, વહુ ને ઘોડો, મારો વાંક નથી, અભિમાની, ઘૂંસાલાલ દૂ હો, ભલે ગાડી મોડી થઇ, જાત્રા, મારો બાલુભાઈ, અટલા મિયાંની ટાંક, કડેડાટ અને વિલોપન, સદ્ગુણા, મેં તમારો વહેમ પહેર્યો...એમ જુદી જુદી વાર્તાએ જુદા જુદા સફળ પ્રયોગો મેઘાણીએ કર્યા છે. અન્ય–માત્ર પોતાની પ્રતિભા પર સ્થિર રહેનાર નવલિકા–લેખકો કરતા સદા શીખવા તત્પર એવા આ 'મધ્યમ વર્ગના' પત્રકારી વાર્તાકારનું આ વિકસતી વાર્તાકલામા ને પ્રયોગોમાં તેજ ઝાંખું પડતું નથી.

**આણસાઈના દીવા :**

રસધાર અને બહારવટિયામાં જે જીવનની–જીવનમાં પ્રગટતા તેજની,

૧. મેઘાણીના પત્રો : પૃ. ૧૬૯
૨. નવલરામ ત્રિવેદી–રૂપનું ગ્રંથ વાઙ્મય
૩ સમાલોચના : પૃ. ૨૩૪

ચેતનની, માણસાઈની આરાધના મેઘાણીએ માંડી હતી, એ માણસાઈના ઘીના દીવા જેવાં પવિત્ર સ્થિર જ્યોતચિત્રો માંડીને પોતાના નવલિકાપ્રયોગોની મેઘાણી ઉચિત રીતે પૂર્ણાહુતિ કરે છે. 'જેલ ઑફિસની બારી'માં જેવી હૃદયસ્પર્શી વાતો છે, બહારવટિયામાં કનરાને ડુંગરે, કાદુ મકરાણી વગેરેની વાર્તાઓમાં જે વિધિના વિચિત્ર સંજોગોનુ બયાન છે, ભાવને કેમ વ્યક્ત કરવો તેની સમજ નહીં પડવાથી કઢંગા લાગતા અથવા હાંસી પાત્ર થતાં પાનકોર ડોશી જેવાં પાત્રો છે...એમ મેઘાણીએ આજસુધી આલેખેલું અને સંવેદેલું જ જીવન અહીં આ મહારાજના પ્રસંગોમાં સુઘડ રૂપમા જોવા મળે છે. અલબત્ત વાતો મહારાજને મુખેથી "સધેડાઉતાર" દેશીમાં મેઘાણીએ સાંભળી છે. પણ એનું શિલ્પ, એની રજૂઆત, એમાનું ઊર્મિનું પ્રાણવાન વહેન, અને પોતે સૌરાષ્ટ્રના છતાં આ મહીકાંઠાના નીચલા થરનાં માનવીઓની મમળાવી મમળાવીને મૂકેલી ભાષા, વાક્ય વળોટો અને લહેકાઓ, અને એ બધાથી પ્રગટ થતુ અખંડ એવું મહીકાંઠાના પ્રદેશનુ વ્યક્તિત્વ અને મહારાજનું ચિત્ર. એ મેઘાણીની વિશિષ્ટ કલમનું જ સર્જન છે. ખાસ કરીને શંનાનો છોકરો, જી બા, રોટલો તૈયાર રાખજે, એક હવાઈએ જલાવેલ જિંદગી. વગેરે વાર્તાઓ મેઘાણીની ઘડાયેલી, પલોટાયેલી કસબ–કારીગરી દાખવે છે. "છતા એ બધાને યોગ્ય રીતે સાંકળી તેની રસિક વાર્તા બનાવતી રેવાલ ચાલે ચાલતી કલમ તો મેઘાણીની છે "[1]

આ સંકલન એક એક વાર્તાનું ધૂપસળીની સુગંધ જેવું ફરફરતું અને વાતાવરણ પ્રધાન છે. એક વાર્તાનુ સવેદન અન્ય વાર્તા સાથે એક થઈ જાય છે. એમાથી રવિશંકર મહારાજનું ઉદારચરિત કરુણાસભર અને અંતઃકરણને પૂછીને નિર્ણય કરતું સત સમું વ્યક્તિત્વ ઉપસે છે. આ મહારાજ, આ મહીકાંઠાનું વાતાવરણ, મહી નદી, આ હાકોરો...એ બધા એક થઈ જાય છે. મહારાજના એ બધા સ્વજનો છે. મહારાજ જેવુ જ નિર્મળું અને નિર્દોષ તેમનું વ્યક્તિત્વ છે. નમું નમુ તસ્કરના પતિને–નો ફૂલો વાવેચો, કોણુ ચોર કોણુ શાહુકાર–નો ગોકુળ, બહુ લાગુ દેખું છું–નો કાળો કીટોડા જેવો ભગત, જી બા વગેરે પાત્રો તો ઠીક પણ માનવીના અતરના ઊજળા અંશો વિહોણા લાગતો બાબર દેવા, તેમની સિંદણ સમી મા હેતા, ઇતબારનો ભીખો દેદાદરાવાળો, એક હવાઈએ જલાવેલ જિંદગીનો મોતી બારૈયો ..વગેરે પણ રવિશકર મહારાજ જે માટીમાંથી ઘડાયેલા છે તે માટીના જ જાયા છે એક જ ધરતીમાથી ને એક જ આકાશ તળે જન્મેલા, ઉછરેલા અને રહેતા આ ચોર અને રવિશંકર મહારાજ જેવા સંતના હૃદયની એકતાની અનુભૂતિ મેઘાણીએ આ સંકલનદ્વારા,

૧. સમાલોચના ' પૃ ૨૨૬

વાતાવરણની અખંડ એકતા દ્વારા પ્રેરી છે. સતત અને ભોળા ધરતીના જાયા પ્રાકૃત લોકનું હૃદય એક જ પ્રકારનું છે. દુરાચારી ધર્માત્માપણું ઝડપથી પ્રાપ્ત કરી શકે છે તે આને લીધે. મેઘાણીએ આ લાગણી પ્રગટ કર્યા વિના અને કલા દ્વારા ધ્વનિત કર્યા વિના પણ આ વિશિષ્ટ સંકલનથી સૂચવી છે અને તેથી જેમ રવિશંકર મહારાજને આપણે નમીએ છીએ તેમ આવા કોઈ ચોરને પણ 'નમું નમું તસ્કરના પતિ' ને કહી નમીએ છીએ. 'બહારવટિયા' મા મેઘાણીએ તારવી તારવીને બચાવ રૂપે બહારવટિયાની ઉદારતાના, ધર્મભીરુતાના, જોગી ધર્મના દષ્ટાંતો આપવા પડતા, ને ત્યાં પણ બહારવટિયાનો પતિધર્મ, જોગીપણું, ટેક, ઉદારતા વગેરેની પણ કેવળ ઉગ્ર અને કડક અનુભૂતિ આપી શક્યા. અહીં એવી મીમાંસા કરવાની લેખકને જરૂર નથી લાગતી. ઓળી ઓળીને બહારવટિયાઓના ઉદાત્ત ધર્મના કિસ્સાઓ નથી આલેખવા પડતા. મેઘાણીની દૃષ્ટિનો એ રીતે વિકાસ થયો છે, મહારાજની સંગતનો રંગ લાગ્યો છે, એ ખરું; પણ મેઘાણીની મમતાથી પ્રસંગોને, વાર્તાને, સ્થળને અખંડ વ્યક્તિત્વ રૂપે ઝીલવાના પ્રયત્નને લીધે આવો કોઈક અનુભવ થાય છે રવિશંકર મહારાજનું જ ચિત્ર આલેખવા માટે આ વાર્તાઓ લખાઈ નહોતી. "માણસાઈના દીવા એ કંઈ (રવિશંકર મહારાજના જીવનનું) સમગ્ર દર્શન નથી. એવું દર્શન કરાવવું એ એનો હેતુ પણ નહોતો. મેં તો ત્યાંનો લોકદર્શન કરાવવા માટે જ આલેખ્યા છે."[૧] રજૂ કરેલા કિસ્સાઓના પાત્રોને એકરૂપ જોયા

ખરી રીતે તો મેઘાણીની સઘળી નવલિકાઓ કોઈ ને કોઈ પ્રકારનો માણસાઈનો દીવો દર્શાવે છે ક્યાંક એ દીવો અણહોરયો, સ્થિર અને સુગંધી ફેલાવતો ઝગે છે ક્યાંક એના તેલના અખંડ પુરવઠાની ખામીને લઈને ઝબુક ઝબુક થાય છે ક્યાંક એને વાયરાઓ આવી આવીને આમતેમ ડોલાવે છે; ક્યાંક એ દીવો આખો બળે છે, તો ક્યાંક દઝાડતી જ્વાળાનું રૂપ ગ્રહે છે; ક્યાંક એની ઉપર ધુમાડો છવાઈ ગયો છે. ક્યાંક એ દીવા પર એને ઠારવા મથતો મોગરો ચડી ગયો છે. ક્યાંક એ દીવો ઠરી ગયા છતાં એનો આછેરો તણખો વાટ ઉપર રમી રહ્યો છે, તો ક્યાંક ઠરી ગયેલા એ દીવાની ધૂમ્રસેર હજી આસપાસ લહેરાય છે એટલે માણસાઈની આશાને ત્યજાવી દે એવું ઉગકારી ચિત્ર મેઘાણીએ ક્યાય આલેખ્યું નથી. માણસાઈની વ્યાખ્યા પણ જીવનની સ્વયંભૂ પ્રાણમય ઊર્મિનું જ્વલંત અથવા ચૈતન્યની સદા જાગૃતિ, મેઘાણીને લોકદર્શનપ્રેમી મેઘાણીએ આમ રવિશંકર મહારાજને અને તેમણે

૧. મેઘાણીના પત્રો પૃ ૧૩૧

અભિપ્રેત હોય તેમ લાગે છે.

**સોરઠ તારાં વહેતાં પાણી :**

'માણુસાઈના દીવા'માં નવલિકાઓ ને પાત્ર તે કિસ્સાઓને સાંકળીને માણુસાઈનું એક મહેકી ઊઠતું ઊજળું વાતાવરણ મેઘાણીએ સર્જ્યું છે એવું જ સંકલન કરી કરીને મેઘાણીએ એમની નવલકથાઓ લખી અને સોરઠનાં વહેતાં પાણીનું-અખંડ વાતાવરણ સર્જ્યું. લોકવાર્તાઓની માંડેલી વાત જેવી વાર્તાકલાથી (ટેઈલ્સ)થી શરૂઆત કરનાર મેઘાણી જોગીદાસ ખુમાણ વગેરે બહારવટિયાના કિસ્સાઓને સાંકળે છે; સંત દેવીદાસ વગેરે સંતોની આસપાસની નાની મોટી વાત ને ટૂચકાને ગૂંથે છે; 'માણુસાઈના દીવા'માં નવલિકાઓને સાંકળે છે. તે હવે એ જ કલાનો અને રીતિનો આશ્રય લઈ નવલકથાઓ સર્જે છે. ઊર્મિકવિને જેમ નાનકડો સૂર સાંપડે, સમાજમાં ઘૂમતા વાર્તાકારને કોઈ એકાદ વાક્ય કે મૂળનો ભાવ વાર્તાના ઉદ્‌ભવનો વીજઝબકાર આપે તેમ આ નવલકથાઓનાં બીજ પણ એવા કાવ્યમય નાનકડા પ્રસંગ, બોલ, દુહા કે વાક્યોની પ્રેરણામાં રહ્યા છે **"વસુંધરાના વહાલાં દવલાં"** લખવા બેઠા ત્યારે "તમે ચૂનશો ? 'ત્રાજવડાં ત્રોફાવો ત્રાંજવડાં' એટલી એક લાઈન ઉપરાંત મારી પાસે એક પણ વિચાર કે વસ્તુ નહોતી."[1] **'સોરઠ તારાં વહેતાં પાણી'**ની પાછળ પોતાના બાળપણમાં ડોકિયું કરતાં જે અલપ ઝલપ ઝાંખીમાં પાત્રો છાપ પાડી ગયાં હતાં તેની મધુર આસ્વાદ્ય સંભારણાની ક્ષણ પ્રેરક નીવડી છે; **'સમરાંગણ'**ની વાર્તા પાછળ તો ભૂચરમોરીના યુદ્ધ અવશેષોની ઝાંખી ને તેના કરતાં યે મુખ્યત્વે તો 'જોરારૂથનો' શબ્દ જેમાં આવે છે તે નોંધપોથીમાં ટપકાયેલો વાર્તાલાપ પ્રેરક નીવડે છે. "મને તો મારા અંતરની અંદર સંઘરાયેલી એક કવિતા જેવી"[2] એ નવલકથા લાગે છે. "દોઢ દાયકા સુધી સ્મૃતિના ગોખલામાં સચવાઈ રહેલી એક લોકકથાની કણિકાએ મને ગયા વર્ષે **સમરાંગણ** સર્જવાની દિશા સૂચવી. આ વખતે આઈ નાગબાઈના પૂર્વ સંસારની ને વીજલ વાજાના રક્તકોઢની જે ઘટનાઓ પર મેં આખી કથાની માંડણી કરી છે તે બેચાર ઘટનાઓ પણ લોકકથાઓની કણિકાઓ રૂપે જ યાદદાસ્તના એકાદ ગોખલામાં સંઘરાઈ રહેલી"[3] તેમાં યે ઉપરની બે કથાઓ ઉપરાંત હમીરજી ગોહિલ સોમનાથની સખાતે ગયા ત્યારે એક ભીલકન્યા બેળા

---

૧. મેઘાણીના પત્રો : પૃ. ૧૬૮
૨. એજન : પૃ. ૧૭૦
૩. રા' ગંગાજળિયો : નિવેદન

રાત રહ્યા હતા તે દિલાવર સસ્કૃતિની ખુશબૂ દાખવનાર વસ્ત પણ આ કથા પાછળ પ્રેરક રહ્યો છે 'ગુજરાતના પુનરુદ્ધારના ગેબ દીપક જ્યોત સમા સમનની આસમાની''[1] પ્રસગોના વાચને મેઘાણીના હૃદયમા છવાતી ચાલી અને પરિણામે જો ગુજરાતનો જય નવલકથા લખાઈ વેવિશાળની પ્રસ્તાવનામા લેખક એકરાર કરે છે કે, "વાર્તાનુ સર્જન જે રીતે કામ કરે છે અમુક લેખકો વાર્તાનુ આખુ જ માળખુ પહેલેથી ઘડીને પછી તેવા લેખનના રુધિર માસ પૂરવા બેસે છે ત્યારે હુ અને મારા જેવા અનેક ફક્ત એક પ્રબળ પરિસ્થિતિથી જ આંધળો પ્રારંભ કરીએ છીએ અને તે પછી પાત્રો તેમ જ પ્લૉટ જાતે કે પોતાની જાણે ઘડાતા ચાલે છે આની આખી લેખન પદ્ધતિ ખરુ જોતા તો અકસ્માતને આધીન નથી હોતી એમા પણ ઘણા કાળના સઘરાયેલા અનુભવો તેમજ ચિંતનોના જ રગો, રેખાઓ પુરાતા આવે છે, તૈયાર પૂણીઓ જ કતાય છે'' કુટુબ જીવનના ક્યારામા તુલસી સમુ' ગોભતુ ગરવુ પાન તુલસી ક્યારાની પ્રેરણા છે તો 'પ્રભુ પધાર્યા'મા એ 'રંગ લ્યા રે' શબ્દ ને ભાવ અને એક પ્રકારનુ વસત સમુ વાતાવરણ પ્રેરક નીવડે છે "મારી સમક્ષ તો હિંદીવાનો અને બરમી જનોના સામુદાયિક લોકસપર્કનુ એક નૌતમ દશ્ય રમતુ હતુ એ એક એવી તસ્વીર હતી, કે જેમા રૂપ અને રેખાઓ હતા, તેજ અને છાયા હતા, ઉષા, સધ્યા અને અધારભરી કે કૌમુદી ઊજળી રાત્રીઓ હતી એ સમગ્ર દશ્યે—નહિ કે એમાના કોઈ એક છૂટક ટુકડાએ મારા કૌતુકને ઉદ્દીપ્ત કર્યું અને મારામા શુદ્ધ કથા રસનક્ષી સવેદન ઘોળ્યુ '

આમ મેઘાણીની નવલકથા લગભગ ઊર્મિની જેવુ કોઈ ઉત્કટ સવેદન—કોઈ માનસિક અનુભૂતિનુ ફળ હોય છે એમા દૂર ડુગર પરથી જોયેલી વિશાળ પટની ધરતીની જેમ ઘટનાઓ ને પાત્રો ધૂધળા અને ઝાખા રહે છે એ પાત્ર જેમાથી ઘડાય છે, અને ઘટના જેને મૂર્ત કરવા માટે પાછળથી કલ્પના સમક્ષ ઊભી થાય છે એવી કોઈ અનિર્વચનીય અનુભૂતિ જ મેઘાણીને થતી હોય તેમ લાગે છે એમાથી કોઈ 'નજવડા નોકાવો કોઈ ત્રાજવડા' એવી એક લહેકાદાર પક્તિ એ મૂક અનુભૂતિને વહેવાનો માર્ગ બતાવતી પ્રગટે છે એ લહેકા એક રસભર્યું, કૌતુકપ્રેરક ચિત્ર મનમા ઉપસાવે છે ને એમ નવલકથા શરૂ થાય છે આમ સમગ્ર નવલ વસ્તુને જોયા જાણ્યા વિના, ક્યા ક્યા કેટલા પાત્રો આ નવલકથામા આવશે તેના ખ્યાલ વિના "આંધળો

---

[1] ગુજરાતનો જય ખડ ૧ નિવેદન

પ્રારંભ" મેવાણી કરે છે. લોકગીત જે સઘ રચે છે તે પણ આ જ રીતે રચાય છે. સાગરને તીરે ગરેલા શંકર ભગવાનના બાણ ઉપર ભરતી વખતે મોજાઓ આવી આવીને તેનો અભિષેક કરે છે. એ મોજા ઉપરના ફીણ જાણે ડોલરના ફૂલ હોય તેવા લાગે છે અને કોઈના મુખમાથી પંક્તિ સરી પડે છે : 'દરિયાના ડોલર ફૂલ ચડે મહાદેવને રે લોલ' આ પંક્તિને ટેક તરીકે સ્વીકારી સઘના બીજા આદમીઓ ઝીલી લે છે અને 'કાંઠે તે કાન ઘોડા ખેલવે ' એ પનઘટ લીલાની પંક્તિઓ આ ટેક સાથે જોડી દે છે ગોપીના ભાવ પણ દરિયાના ડોલર ફૂલ જેમ હૃદયના ઊંડાણમાથી નીકળી નીકળી આ કાંઠે ઘોડો ખેલવતા કનૈયાને અભિષિક્ત કરે છે પ્રથમની પ્રેરણા, પંક્તિ, વાક્ય, લહેકો કે અનુભૂતિની ઝીણી કણિકા અને ત્યાર પછીની પાત્રસૃષ્ટિ, તેમની જીવન-લીલાઓ, વસ્તુના વાણાતાણા વગેરે આવી કોઈક મધુર, અસ્પષ્ટ અને હવાઈ રમણીયતાથી સચોજાય છે. મેઘાણીની નવલકથાઓ એથી વાતાવરણ પ્રધાન અને ઊર્મિક જેવી હવા રેલાવનારી બની રહે છે કવિ અને તેમાયે કેટલાક કલ્પના પ્રધાન ઊર્મિક-કવિ અને વાગ્ગેયકારને પ્રથમ સ્ફુરણા થાય છે કોઈ શબ્દ-વિહીન સ્વરલહરીનો નિત્શેએ બર્થ ઑફ ટ્રેજેડીમા શિલરનો આ જાતનો અનુભવ નોધ્યો છે કલ્પન અને ચિત્રોનો કોઈ ક્રમ નહીં, પગ પગ પણ નહીં, કદાચ કલ્પન પણ નહીં, પણ માત્ર મ્યુઝિકલ મુડ-સંગીતમય સમાધિદશા નિર્વિકલ્પ ભાવદશા, વાણી વિહોણા વિચારની કોઈ સવેદનગમ્ય સ્થિતિ કવિ અનુભવે છે મેઘાણીની નવલકથાઓ પણ આ રીતે પ્રગટતી હોવાથી એમા કથાકાવ્ય કે મહાકાવ્યના કવિની જેમ વસ્તુનુ સુસ્પષ્ટ આરભથી અત સુધીનુ સુગ્રથિત આકલન નથી થતુ-તેમને તેન જ વાચકને પણ પણ એમ છતા યે 'નવલકથાનો ઉપાડ સગીતથી અનુપ્રાણિત કાવ્યત્વમંડિત સૃષ્ટિમા થાય છે અને તેથી ઊર્મિકની જેમ આપણે એક જ ભાવદશાને ઝીલવા માટે આતુર બની એ ટેકને ઉપાડીને, ઝીલીને એના તાલે તાલે તાલ આપીએ છીએ; લયમા ડોલીએ છીએ .કથા, વાર્તા જેનુ ધ્યેય છે એવા આ સાહિત્યપ્રકારનુ આવુ ઊર્મિગીત જેવું વાતાવરણ-પ્રધાન સ્વરૂપ, ઊર્મિનુ વહેન અને અતિ ઉત્કટ ભાવદશાનું લાઘવભરી ટેકમા ઉદ્ઘાટન મેઘાણીની નવનકથાઓને એક જુદો જ રમણીય રગ આપે છે.

"શ્રી મેઘાણીને 'રાષ્ટ્રીય શાયર'નુ નામ આપવામા આવે છે આ નામ અપાવનાર ગુણ તેમના સર્વ લખાણોમા જોવામા આવે છે પ્રજાના માનસનુ, તેના વ્યક્ત-અવ્યક્ત ભાવોનુ, આશા-નિરાશાઓનુ, સદ્ગુણ-દુર્ગુણનુ પ્રતિબિબ શ્રી મેઘાણીના સમભાવશીલ ચિત્તમા પડે છે તેમની નવલકથાઓમા પણ

તેમણે જે જોયુ અને જેવુ જોયુ તેવુ જ વાચકો સમક્ષ મૂકી દીધુ છે. એટલે જ તેમાં પ્રજાજીવનનો પ્રવાહ દેખાય છે. કોઈ વ્યક્તિગત માનવીની જીવનલીલા નહિ." નવલરામ ત્રિવેદીએ આ વાકયમા મેઘાણીની નવલકથાઓનું વાચન કેવી કાવ્યમય અનુભૂતિ પેદા કરે છે તે સૂચવાય છે મેઘાણી ઊર્મિશીલ, ભાવનામા રાચનાર, કૌતુકપ્રિય, ઝીણી ઝીણવટથી આકુળ એવા લેખક તો છે જ. આ બધા કવિ બનાવનાર અંગો સાથે મેઘાણીની તીવ્ર અને વેધક સવેદનો ઝીલનારી દષ્ટિ છે. સૌરાષ્ટ્રમા કેર કેર ઘૂમ્યા છે. લોકસાહિત્ય દ્વારા જૂના યુગને હૃદયમા ભર્યો છે, ઝંખ્યો છે પત્રકારી વ્યવસાયે પલટાતા યુગના અનેક કલેશો, હીનતા, દોગાઈ, ખટપટો, ઉન્મત્તતા અને મૂરઝાતા હૃદયના અબોલ ભાવોનો તેમને નિત્યનો પરિચય આપ્યો. અર્વાચીન કે પ્રાચીન સૌરાષ્ટ્રની જે ઝીણી વિગતો તેમણે પકડી ને ઝીલી તેને જાણે કે દશેય ઇન્દ્રિયો દ્વારા પૂર્ણ ઉત્કટતાથી અને મર્મગામીતાથી ઝીલી. આવી અનુભૂતિઓ પણ મેઘાણી ભરપૂર રીતે એમની નવલોમા ઠાલવે છે અને પરિણામે એ નાની બીનાનુ કે દશ્યનુ આલેખન વાચક હૃદયમા અખડ અનુભૂતિના આદોલનો પેદા કરે છે ગિરના નાકા ઉપરના સરકારી થાણે જતા સ્ટેશન ગના રાહ જોતા બેઠે આભેના ગાડા ખેડુ કણબીઓ, સ્ટેશનના ગોદામ પરના મરચાના કોથળા, સ્ટેશન માસ્તરની સગર્ભા સ્ત્રીની ટકટક, કેડ ભાગેલો લુલિયો ભિખારી, સાધાનો હેન્ડલ દબાવી ઉપર થોડો પલાણી બેસતો સાધાવાળો આ બધી 'સોરઠ તારા વહેતા પાણી'ની આરભની ચિત્રપરપરા કોઈ છૂટા છૂટા ચિત્રો ન રહેતાં મેદુર અસ્પષ્ટ છતા એક વાતાવરણનુ સર્જન કરતો આકાર બની રહે છે. એ પછી તો અનેક પાત્રો, વ્યક્તિઓ, મુખ્ય કે ગૌણ, અનેક પ્રસગો, ગોટો સ્થિતિપલટો કરનારા કે તદ્દન સામાન્ય આ નવલકથામા આવ્યા કરે છે.' એટલી જ ઉગ્ર ઉત્કટ અનુભૂતિઓની ન વિસરી વિસરાય તેવી મ્હેક મૂકતા જાય છે અને એમ નવલકથાનો 'આકાર' બધાય છે*

સામાન્ય રીતે નવલકથાઓમા એકાદ મનનો કબજો લઈ લે તેવુ પ્રબળ અને પ્રભાવી વસ્તુ, એ વસ્તુનુ કુશળતાપૂર્વક કરેનુ સવિધાન અને સ્થાપત્ય, એ વસ્તુના, પ્રસગપટમા ખેલાતા, ઘડાતા, પ્રસગોને પલટાવતા કે પોતે તેનાથી પલટાતા સજીવ ક્રિયાશીલ માનવ પાત્રો, એ પાત્રોની જીવનલીલાની પરસ્પર ગૂથણી—એમનો સઘર્ષ, કલહ, પ્રેમ, મિલન. આવુ આવુ નવલકથા પાસેથી આપણે માગીએ છીએ. નાની નાની અનુભૂતિઓની, જુદા જુદા પાત્રોની

* સાહિત્યસભા કાર્યવાહી-૩'-'૪૦ પૃ ૧૬૭

અલપઝલપ ઝાંખીની, કે જુદી જુદી નવલિકાઓ એકત્રિત કરી હોય તેવા પ્રસંગોની હારમાળાની નવલકથામાં આક્ષેપ રાખવામાં આવતી નથી. મેઘાણીએ 'સોરઠ તારાં વહેતાં પાણી' જ નહીં, પણ ઘણીખરી નવલકથાઓમાં પોતાના ઉત્કટ સંવેદને ઝીલેલી તીવ્ર અનુભૂતિઓને રજૂ કરી. વાતાવરણ પ્રધાન, અનુભૂતિ પ્રધાન અને તેથી કાવ્યસમી હૃદયમાં ગૂંજન-ધ્વનન મૂકી જનાર નવલકથાઓ લખી છે

('સોરઠ તારાં વહેતાં પાણી'ના નિવેદનમાં-મેઘાણી જણાવે છે કે, "આ કથાને મેં તો ઇતિહાસકથા લેખે જ આલેખી છે. એ ઇતિહાસ વ્યક્તિઓનો-છે અને નથી યે, પણ સમષ્ટિનો ઇતિહાસ તો એ છે જ છે. કેમકે ઇતિહાસ જેમ વિગતોનો હોય છે, તેમ વાતાવરણનો પણ હોઈ શકે છે. અથવા વિગતો કરતાં પણ વાતાવરણની જરૂર ઇતિહાસમાં વિશેષ છે. જો એ જનસમૂહનો ઇતિહાસ બનવા માગતો હોય તો જ બેશક.")

પહાડના બાળક મેઘાણીએ પોતાના જીવનની પરોઢમાં જે રૌદ્ર-રમ્ય, અદ્‌ભુત અને ચિરપરિચિત, કોમળ અને ભીષણ, ઉદાર અને સંકુચિત...એવી સોરઠી સૃષ્ટિનો રસરૂપે અનુભવ કર્યો હતો, અને જે એ જીવનની રસધારાને પોતાના લોકસાહિત્યના સંશોધન કાળે અનેક સ્થળેથી આતુર બપૈયાની જેમ પીધી હતી; એ સઘળી સૃષ્ટિનો કોઈ કોઈ સનાતન અંશ વર્તમાન જીવનમાં પણ તેમને જણાયો—ખાસ કરીને બાળપણના પોતાના અનુભવોના સ્થળ કાળમાં. પણ સોરઠની આ અસ્ત થતી પ્રતાપી સંસ્કૃતિ તદ્દન વિલુપ્ત થતી નથી. એ થોડી પલટાય છે. એના વીરત્વનું, દીલાવરીનું, પ્રેમનું રૂપ અને છટા બદલાય છે. પણ તત્ત્વતઃ તે એજ પરંપરાપ્રાપ્ત સનાતન સોરઠી લોકસંસ્કૃતિજ રહે છે. વર્તમાન કાળના કોઈ સમાઢવાળાના વીરચંદ શેઠમાં, પારેવાડાના એકુ શેઠ શ્રી છગનભાઈ મોદીમાં, ઝવેરભાઈ ફોજદાર, હરજીવનદાસ ફોજદાર, નાજાવાળા, હીપાવાળા વગેરે એજન્સી પોલીસના અમલદારોમાં, સટર સાહેબ અને તેના જેવા સોરઠી સંસ્કૃતિના ચાહક સાહેબોમાં...સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિના એ સજીવનસ્રોતનું—એ સંજીવન જળનું, એ આબેહયાતનું મેઘાણી દર્શન કરે છે. આવી ભાવનાત્મક અને કલ્પનાત્મક દૃષ્ટિથી મેઘાણી પ્રાચીન-અર્વાચીન પાત્રોને અને પ્રસંગોને નિહાળે છે અને ઘાટ આપે છે. આથી પાત્ર ભલે કોઈ ઉદ્દાત્ત જવાંમર્દી દાખવનાર સર્પમણ પગરનું હોય, કે ખુટલાઈ કરી બહારવટિયાઓને ઝેરના લાડવા ખવરાવનાર જગુ પગી હોય, બ્રાહ્મણત્વનું સાચું તેજ પ્રગટાવી ખુવારીને પંથે જનાર રાવસાહેબ મહિપતરામ

જેવા કોઈ પોલીસ ઑફિસર હોય, કે ત્રિભોવન ફોજદાર જેવા અભણ વસ્તી પર જુલમ ગુજારતા નાના મોટા સિપાઈ સપરા હોય પણ એ સહુ સમગ્ર સૌરાષ્ટ્રના વાતાવરણના પ્રતીક બનીને આવે છે આવો જાદુઈ સ્પર્શ મેઘાણીની કલ્પનાશક્તિનો આ પાત્રોને થાય છે 'પાનકોર ડોશી'ની વાર્તામા જેમ અનેક ડોશીઓના મુખ તરવરવા લાગે છે, એમાથી એક ડોશીની મૂર્તિ આકાર ધરે છે અને વળી એ ડોશી પાછી ગામનુ પ્રતીક બની રહે છે તેમ આ સાવર વશિયાગ ઝુલેખા, પેની વેડે પકડી આણેલી દેઢ સ્ત્રી, વીરમ નામના લડાઈમા ગયેના સિપાઈની ડોશીની વહુ અને અવબત્ત સિપારણ, રૂખડ શેઠ, મહિપતરામ, લખમણ પટગર સુરેન્દ્રદેવ, રાજવાડાના શેઠ, અને પિનાકી સુદ્ધા અખડ પ્રવાહે વહેતા સૌરાષ્ટ્રની વિશિષ્ટ જીવનલીલાના પ્રતીક બની રહે છે.

આવુ પાત્રનુ વ્યક્તિત્વ આલેખવા માટે મેઘાણીની કલાને નિરાતે પહેલેથી વાત માડવી પડતી નથી લોકવાર્તાકાર જેમ એક હતો રાજા એને હતી બે રાણી એક માનીતી ને બીજી અણમાનીતી એમ કહી જે રીતે શ્રોતાના હૃદયમા પેસી એ અણમાનીતી પાત્ર ઉપસાવ્યા પહેલા શ્રોતાનો સમભાવ અણમાનીતી તરફ ઢાળે છે તે જ રીતે નરી કાવ્યકલાથી, મેચાર લીસોટા મારી આકેની રેખાઓથી જરા અલપઝલપ પાત્રના શરીરની ઝાખી કરાવવા માત્રથી જ પાત્રને જીવત અને હૃદયમા મહેક મૂકી જતુ બનાવે છે અને જો સૌરાષ્ટ્રનો કોઈ વાચક હોય તો એને ચિરપરિચિત પોતે જોયેલા એવા અનેક પાત્રોની સભારણા ઉભરાવી ચિરપરિચિત સૌરાષ્ટ્રની આત્મીય સૃષ્ટિનો અનુભવ આપે છે 'સોરઠ તારા વહેતા પાણી'મા લખમણભાઈ પટગરનો નજરમા ગાડા થોભ્યા છે એ વખતે અવાજ સભળાય છે હાકરદારની ઝાલર જેવો ભીનો અને ગભીર, મો પર થોડી થોડી દાઢી મૂછ હાથમા એક ફરસી ને ખભે દોરડુ તથા ચામડાની ઓપ ગળામા તુલસીના પારાની માળા ટૂકી પછેડીનુ કમર પર ધોતિયુ કમર પરની ખુલ્લી છાતી પર ઘાટા વાળનો જથ્થો, માથે નાનુ ફાળિયુ આ ચિત્ર મેઘાણીએ એવી કલાથી આલેખ્યુ છે કે એ પાત્ર આપણા મનમા રમવા લાગે છે આ નવલકથાનુ પિનાકીને પ્રેરણા આપનારુ કુળઠી ગામની મેર કન્યા દેવીનુ પાત્ર રૂખડ શેઠને ત્યા રાતના હરિકેન ફાનસના ઝાખા અજવાળામા દેખાય છે ઊચી ઓસરી ઉપર એક સ્ત્રી દેખાઈ, ભાણાએ એને દીઠી પણ એ કોઈ શેઠાણી નહોતી હરિકેન ફાનસને અજવાળે એનો સોટા જેવો દેહ ઘેરદાર મોટા ઘાઘરા ને મોજા ચડાવતો હતો એના હાથમા હાથીની બગડીઓ ખોલી ઊદી બગડીઓ જાડી હતી એને ફરતા

મેઘાણી સભાવી બનાવે છે. પરિણામે એ પાત્રનુ આલેખન કોઈ મહાકાવ્યના કે વીરગાથાના પાત્રના આલેખન જેવું ભવ્ય અને કાવ્યમય બન્યુ છે "અને તેવા ચે મરી જતા પુરાતન કાઠિયાવાડના ગૌમાયક પાત્રરૂપે વર્ણવાએલી સિપારણુને તો વાર્તાનાયક કહે છે તેમ લેખકે પોતાની મર્દાઈની એક હાજરા-હજુર ભાવના જ બનાવી છે. તેથી એ પાત્રનો ગુજરાતી વાર્તાસાહિત્યનાં ચિરંજીવ પાત્રોમા સ્થાન પામશે "[1]

પરતુ આ એક જ નહીં—મેવાણીની નવલકથાના ઘણા ખરા પાત્રો આમ એના ચોકઓલમા એનુ વ્યક્તિત્વ આપણા હૃદયમા પાથરે છે એની એક ઝનકથી એના સમગ્ર ને પૂર્ણ વ્યક્તિત્વનો પરિચય આપી દે છે અને સાથે સાથે સૌરાષ્ટ્રના લોકજીવનનો, પેલા અમૂર્ત અખડ વ્યક્તિત્વનો પણ પરિચય આપી દે છે એ રીતે 'વેવિશાળ'ના 'બચાડા જીવ'ની સ્ત્રી ભદ્રિકતા માણુતા ગમ્વા ભાભુમા, દીપક શેઠ સુશીલા, સુખલાલના માહ્ા મા અને બાપુજી, ભારાડી ખુશાલ, 'તુલસીકયારા'ના ભદ્રાભાભી, સોમેશ્વર, જ્યેષ્ઠાગામ, વસુધરાના વહાલા દવનાના તેજુડી, તેજુડીનો પિતા, મદાગી ડાસો, હોઠકટો છોકરો, પ્રતાપ શેઠ. 'સમરાગણ'ના જેસાભાઈ વર્ઝારાણા, લોમો ખુમાણ, જેસો વજીર, મુજફ્ફર રાજવ, સરાણિયાની છોકરી નાગડો વજીર, રા' ગગાજળિયા, આઈ નાગબાઈ, તેની પુત્રવધૂ, ભૂચોરેઢ, કુતા દે, નાગાજણ ગઢવી, હાથીલાના હમીરજી ગોહિલનો ભીનપુન 'કાળચક'ના આપાબળલા, દલભાઈ, ગીગો વરુ, સુમનચદ્ર, ઢરબાઈ, વિમળા, રમઝાન વગેરે પાત્રો પણ આ રીતે નવલકથામા એકાદ વાક્ય, લહેકા કે ક્રિયાથી ઊભા થઈ સૌરાષ્ટ્રની વહેતી પરપરાની સૃષ્ટિ આપણી આસપાસ રચી દે છે પરિણામે નવલિકાઓની જ બૃહદ્ આવૃત્તિ જેવી આ નવલકથાઓમા અસખ્ય કિસ્સાઓ, પાત્રો, વાર્તાલાપો છુટ્ટા સ્વતત્ર નવલિકાઓ કે વાર્તાની જેમ ખિરાજતા હોવા છતા નવલકથાની સૃષ્ટિ રચે છે, એટલુ જ નહીં પણ રા' ગગાજળિયા કે સમરાગણથી માડીને કાળચક સુધીની નવલકથાઓ પણ એક જ સૌરાષ્ટ્રના લોકસાહિત્યે રજૂ કરેલા સસ્કારોની વિભૂષિત સૃષ્ટિ બની રહે છે

મેઘાણી આમ કલ્પનાની એક નિગાહથી પાત્રની લાક્ષણિક બોલી, લહેકા, ઢબ, શરીર, ક્રિયા પકડી લે છે એ દ્વારા પાત્રનુ સમગ્ર સુસ્થિર સવરવા જેવુ વ્યક્તિત્વ આપણી સામે હાજરાહજૂર કર છે એ જ કલ્પના

---

[1] નિકષરેખા પૃ ૩૪૪

દષ્ટિ પાત્રી વેધક છે એ પાત્રના ચહેરા મહોરામા, હાવભાવમા એક સસ્કારબળ પણ પારખે છે એથી પણ એ દષ્ટિ આગળ જઈને એ પાત્રમા રહેલી "માણસાઈ" એ એની ચૈતન્ય શક્તિને આપણી સામે પ્રગટ કરે છે. "માનવી મરદ હો કે ઓરત, મૂછાદાર હો કે મ૮૨ નતી હો કે કુલટા, ગોરો હે કાળો, સત હો કે શઠ, સુદર હો કે કદરૂપ, માનવી એ માનવી જ છે એ છે આપણા અવગાહનનો વિષય, એની માનવતાના સાગ માહ્ય સર્વ અશોની બનાતી ચીના એ છે આપણા વિચાર સવેદન અને કલ્પનની વસ્તુ" રાજકોટની સાહિત્ય પરિષદના પ્રવચનમા મેઘાણીએ ઉચ્ચારેલા આ શબ્દો મેઘાણી પાત્રોમા માણસાઈ, કલ્પન અને સવેદન દ્વારા કઈ રીતે જુએ છે તે દર્શાવે છે

"મેઘાણીની સર્જક પ્રતિભા માત્ર બનાવોમા જ બધાઈ જતી નથી, પણ એ બનાવોના ઘડવૈયા માનવીઓના જીવનને અને તેમના સિદ્ધ કે અસિદ્ધ રહેલા સ્વપ્નોને ઉપસાવે છે તેમની દષ્ટિ નથી કેવળ પ્રતાપને શોધતી કે નથી કેવળ શુભ કે નિર્ગેધ અશુભ લક્ષણોને આલેખતી એ દષ્ટિ શોધી લે છે માનવતાને અને માનવતત્ત્વને" આ માનવતત્ત્વ જ્યારે આપણા ચિરપરિચિત એવા સ્વભાવવાળો આપણામાનો જ કોઈ આપણે જોઈએ છીએ ત્યારે એકદમ મધુર આત્મીયતાની લાગણી જન્માવે છે આ રીતે મેઘાણીના પાત્રો સમર્થ પ્રસગો દ્વારા ઘડાતા, પરિવર્તન પામતા ગતિશીલ ન હોવા છતા જીવત, અને આત્મીયતાની લાગણી જન્માવી આપણી આસપાસના અનેક માનવોના સભારણા વહેતા કરે છે લોકસાહિત્યની સૃષ્ટિના અગો ઝીલતી નવલકથાઓ અપ્રગટ પણ સામાજિક અર્વાચીન કાળની નવલકથાઓમા પણ મેઘાણી એ જ નિત્યના ચિરપરિચિત સૌરાષ્ટ્રના લોકસાહિત્યે બિરદાવેલા માણસોની જીવત માણસાઈ રજૂ કરે છે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને એથી 'વેવિશાળ'મા રસની પકડ અને કવિત્વ દેખાય છે "મેઘાણીમા કવિત્વનો આધાર વતનની ભક્તિ અને સસ્મરણશીલતા' છે એ વતનની ભક્તિ, એ ભાવથી અને ઊર્મિમયતાથી વતનના આ માનવોને આલેખ્યા, અને કલ્પનાની કોઈક વિચ્છિત્તિ પ્રગટાવતી જાદુઈ શક્તિથી જીવનમા જોયલા પાત્રોને 'તેજે મઢ્યા' બનાવી સસ્મરણમા સભારી, તેના આગવા લક્ષણોને પ્રગટ કર્યા—તે એવી રીતે કે વાચકમા પણ એવી સસ્મરણશીલતા, અને એવી વતન પ્રત્યેની લાગણી જાગે

સોરઠ તારા વહેતા પાણી' વિષે અનતરાય રાવળ 'સાહનીસના

---

બેતાલીસનુ સવત્સર વાઙ્મય મનસુખલાલ ઝવેરી : પૃ ૩૨

મધ્યસ્થ વાઙ્મય 'મા લખે છે "વહેતા સોરઠી જીવનની જનકથા હોઈ આ વાર્તામા એ બધા જ પાત્રોને એક સરખુ મહત્ત્વ મળ્યુ છે" મેઘાણીની ઘણી ખરી નવલકથાઓ માટે આમ કહી શકાશે અહીં મેળામા જાણે ભાત ભાત કે લોક એકત્રિત થયા છે એ ઘડી સર્વ સાથે હળીમળીને આપણે તેના સભારણા હૃદયમા ધરવી છૂટા પડીએ છીએ, પણ એ માનવો પ્રતાપથી નહીં, તેજસ્વિતાથી નહીં પણ તેમની માણસાઈથી, ચેતનથી જીવન જીવી જાણે છે તેવી ખુમારીભરી અદાથી પ્રાણવાન ઊર્મિઓથી, રણકતી બોલીથી, કાળમીંઢ પથ્થર શી દૃઢ ઇચ્છાશક્તિથી આપણા ચિત્તમા કાયમી છાપ પાડી જાય છે પાત્રની ગતિશીલતા નહીં, પણ આવી ચિત્તમા રમી રહેતી છાપ ઉપસાવીને મેઘાણી પાત્ર દર્શનની કલામા જીતી જાય છે. 'વેવિશાળ'ના ભાભુની વાત કરતા મેઘાણી લખે છે. "ગરવુ માનવી કેવુ હોય એનો કોઈ જીવતો આદર્શ બતાવવા માટે સેકાઓ સુધી સાચવવાનુ મન થાય ને મુવા પછી પણ મસાલા ભરીને એ દેહનુ જતન થવુ જોઈએ એ પ્રકારની ઇચ્છા થાય એવુ રૂપ " ભાભુનુ હતુ મેઘાણી પોતાની કલાથી આપણા ચિત્તમા રહેલા આપણા લોકજીવનના આવા ગરવા પાત્રોને આપણા ચિત્તમા પોતાની સર્જન કલાથી ચિરતન સ્થાન અપાવે છે

મેઘાણીના પાત્રોમા ઐતિહાસિક પાત્રો, લોકસાહિત્યમા આવતા મધ્ય કાળના પાત્રો, અંગ્રેજોની જામતી સત્તાના સમયના પાત્રો, અર્વાચીન કાળના પાત્રો એમ સમયના વહેણમા બદલાતી પરિસ્થિતિ પ્રમાણે અતર્ગત સસ્કારતત્ત્વ એકને એક હોવા છતા કેવુ કેવુ પરિવર્તન થાય છે તે જોઈ શકાય તેવા પાત્રો આલેખાયા છે 'વહેતા પાણી' મા જ બહારવટિયાના પ્રાચીન આદર્શ ઝીલતા જૂની દુનિયાના લખમણ ચટગર ઝખડશેઠ વગેરે પાત્રો અગ્રેજ શાસનકાળના મહિપતરામ દાનસિંહ દેવુબા, વિક્રમપુરના રાજા વગેરે અને સુરેન્દ્રદેવ, રાજવાડાના શેઠ, પિનાકી, પુષ્પા આમ પરપરા દેખાય છે અને ભૂતકાળની પ્રભાવશાળી પ્રેરણા—સોરઠનો એ સજીવન સસ્કારસ્રોત ક્યારેક ડૂકતો ડૂકતો પણ લુપ્ત થતો થતો પણ આ નવા જુદા રૂપે વહેતો દેખાય છે પિનાકી ' મારા બરડા પર સુરેન્દ્રદેવજી, રાજવાડાના શેઠ, મૂએના મોટા બાપુજી અને ઝખડમામાની જોગમાયાશી ત્રીના પજા પડ્યા છે તેમ અનુભવે છે") મુબઈમા વેપાર અર્થે ગયેલા 'વેવિશાળ'ના વાણિયાઓ, તેમા યે સુખલાલ અને ભારાડી મિત્ર ખુશાલ 'પ્રભુ પધાર્યા' મા બર્મામા જઈ વસેલા સૌરાષ્ટ્રી પાત્રો પણ, આ સગ્વાગીના આછા આછા જળ તેમના જીવનમા પ્રગટાવે છે આથી

તો ક્યારેક રા' ગંગાજળિયામાં રા'ના માનસિક પતન, મુઝફ્ફર નદ્દનું સમરાંગણના રમ્ખડપાટનું ચિત્ર ગુજરાતના જય–માના પાત્રોનું જીવન એ ઐતિહાસિક ગૌરવનું વાતાવરણ પ્રગટાવવાને બદલે લોકસાહિત્યના સામાન્ય જીવનનું જ દર્શન કરાવે છે. બદલાતા સમયનું પરિવર્તન પ્રજાની જીવનભાવનાને હાર્દ કેમ પલગાવે છે તેનું આ હૃદય દર્શન મેઘાણીની આ 'ગુજરાતના જય'થી માંડીને 'કાળચક્ર' સુધી થતું દર્શન અન્યત્ર ક્યાય સાંપડતું નથી 'સ્મરણમુકુર'માં નરસિંહરાવે બાહ્ય વેષ આદિના પરિવર્તનના ચિત્રો આલેખ્યા છે, ચુનીલાલ વર્ધમાન શાહે મેનજી પેઢીના નાગર કુટુંબના જીવન અછડતી રીતે આલેખ્યા છે પણ સમાજના થરે થરના અસંખ્ય ભાતભાતના માનવોમાં આંતરપ્રવાહ રૂપે વહેતી સૌરાષ્ટ્રની જીવનભાવનાઓ પોતે જ કેમ બદલાવા લાગે છે .એનું ચિત્ર મેઘાણી જેવી સમર્થ શૈલીથી કોઇએ આલેખ્યું નથી

✓ મેઘાણીની માર્મિક દ્રષ્ટિ માત્ર બાહ્ય આચારો નહીં પણ સમગ્ર જીવનના પાયામાં રહેલી ભાવનાઓને પકડે છે અને તેથી એક જ સૌરાષ્ટ્રના કાઠિયા વર્ણના, સિપાઈ સિપારણોના, કાઠી રજપૂતના, વાણિયા, બ્રાહ્મણના નોખા નોખા જીવનસૂરો બરોબર પકડે છે 'તુલસી ક્યારા'ના બ્રાહ્મણ કુટુંબના સંસ્કારો સોમેશ્વરમાં ભદ્રાભાભીમાં અને જ્યેષ્ઠારામ જાનીના આલેખનમાં બરોબર વ્યક્ત કરે છે ' કોને ખબર ભાઈ, કોના પ્રારબ્ધનો દાણો આપણે સૌ ખાતા હશું " ' સળ્યુ ધાન ફેંકી દેવાય, કેમકે એ કામ ન આવે—સડ્યા માનવીને કાંઈ ફેંકી દેવાય ? બાપા ? આવી આવી ઊંડી સમજણભરી ઉદાર ભાવના પ્રમાણે જીવન જીવી જતા, એ સોમેશ્વર, ને જ્યેષ્ઠારામ બ્રાહ્મણત્વનું મંગલ પાવનકારી દર્શન કરાવે છે ' ભદ્રાભાભી, સોમેશ્વર અને જ્યેષ્ઠારામના સર્જનમાં અનાયાસ સિદ્ધ સજીવતા દેખાય છે આપણા તળપદા જીવનમાંના અત્યારની દ્રષ્ટિએ અભણ અને અસંસ્કૃત પણ વાસ્તવિક રીતે વધુ મન મોટપવાળા, સાચા, વત્સલ અને એ રીતે ખરા સંસ્કારી માનવીઓની જીવન–સૌરભ મહેકાવવાનું કાર્ય જે શ્રી મેઘાણી પોતાની વાર્તાઓ દ્વારા કરી રહ્યા છે, તે કેટલેક અંશે બોટાદકરની કુટુંબભાવોની ભાવનામય કવિતાનું સ્મરણ કરાવે છે 'વેવિશાળ'માં એ રીતે વણિક કુટુંબના વ્યવહારો, ધનલોલુપતા અને એ બધા વચ્ચે પ્રગટતી ભાભુની ભદ્રિકતા, સુશીલાને સ્વાભાવિક એ સુખલાલ અને તેના સમગ્ર કુટુંબ તરફનો પ્રેમ આકળા ન થતા સમતા રાખવાની શીખ, ગરવા ભાભુની બચકારો બોલાવી ને સોપારી ચાવી ચાવીને સુશીલાને વહાલભરી

રીતે ચીડવવાની રીત શેઠની પેઢી પર નોકરોની વાતો, ટોળટપ્પા ને હાસીમા બિચારા સુખલાલની વિષમ સ્થિતિ એ બધુ વાણી, ભાવના અને જીવનરીતિ દ્વારા કાઠિયાવાડના મુબઈ જઈ વસેલા વાણિયાઓના જીવનનુ આબેહૂબ પ્રતિબિબ પાડે છે[૧]

"માનવહૃદય મેઘાણીની કલાનુ મુખ્ય અધિષ્ઠાન હોવાથી અને એ હૃદયનો સૌથી વધારે આવિષ્કાર માતૃત્વ અને દાપત્યમા થતો હોવાથી મેઘાણીની કલામા કુટુમ્બભાવોનુ આલેખન મહત્ત્વનુ સ્થાન પામે છે"[૨] અને સૌરાષ્ટ્રમા કુટુબ એટલે વ્યવહાર, દોહ્યલો લોકાચાર સભાળી સાચવી રાખેલી મમતા, વાત્સલ્ય અને ઊડી સમનાભરી સમજ "લગ્નનો લાડવો પ્રેમના પાણીથી નથી વળતો એને માટે તો જોઈએ છે પાકી તાવણનુ ઘી" અને સુશીલા-સુખલાલ એ પાકી તાવણના ઘીથી લાડુ રૂપ બનેલા દપતી છે "બાહ્ય વૈભવની સમૃદ્ધિ અર્થહીન દોડાદોડી સ્વાર્થી સ્નેહવાળા પોલા મિજમડગો, સુવાળા સહચારની પાપમય ગદ્દીપચી, ક્રાન્તિ કરવાની અવિચારી ધૂન, સમાન હક્ક અને સ્વતત્રતાના ભ્રમથી નૂતન લગ્નજીવનમા સળગતી છૂપી હોળીઓ, સમાજસુધારક થવાની ભાષણો કરવાની સ્થળે સ્થળે આત્મગૌરવની ઘોષણા કરી દેશસેવા કરી છે એવુ બતાવવાની ઘેલછા—નવા યુગના આ બધા લક્ષણો મેઘાણી પાત્રો અને પ્રસગોના કુશળ સર્જનથી તાદૃશ્ય બનાવી મૂકે છે અને તેના પડછામા શ્રદ્ધા, આત્મવિશ્વાસ, મૂક સેવા સહિષ્ણુતા વિષમ પરિસ્થિતિમા ધૈર્ય ઉદારદિલી, સાત્ત્વિક સ્વસ્થતા વગેરે ગુણોથી ઊભરાતુ સોમેશ્વર માસ્તરનુ કુટુબ ગોઠવાયુ છે"[૧] આવો ભેદ દર્શાવી સોરઠના જીવનની પ્રેમશૌર્ય, ઓલાદિલી ને વીરશ્રી સાથે મધુર કુટુબભાવના ને આવી ધર્યવતી જીવન-સમજણ પણ હવે અદૃશ્ય થતી જાય છે તેનુ વેદનાથી દ્રવિત હૃદયે મેઘાણી આલેખન કરે છે. જૂનાને વખાણે છે-નવાને તિરસ્કારે છે એમ નહીં-જૂના નવામાની માનવસાઈને સૌરાષ્ટ્રની જીવનભાવનાઓને જ તેઓ આગળ કરવા માગે છે. અને હૈ 'કાળચક્ર મા આલેખાયેલા સમય સુધી એ પ્રાચીન સૌરાષ્ટ્રીય માનવતાના દર્શન મેઘાણી સાપ્રત સમયમા પણ કરે છે અને કરાવે છે "ગુજરાતી નવલકથા સાહિત્યમા મેઘાણીની વિશિષ્ટતા શી? એક જ અને તે સોરઠી જીવનના જૂના-નવા પ્રશસ્ય અશોનુ ભાવભરી પીંછીથી આલેખન એ 'જનમી જાય છે' મુખ્યત્વે આ જ લક્ષણને બળે'

---

૧ સમાલોચન પૃ ૧૧૬

૨ બેતાલીસનુ ગ્રથસ્થ વાઙ્મય- મનસુખલાલ ઝવેરી પૃ ૩૨

તો આમ સૌરાષ્ટ્રના વહેતા જીવનનું—જૂના ગુજરાતના જયના કાળથી માંડી બીજા વિશ્વયુદ્ધ સુધીનું બ્રાહ્મણ–વાણિયાથી માંડી વાઘરી અને ઢેઢ સુધીનું, જુદા જુદા સ્વભાવનાં માનવોની જીવનલીલાને દોરતું–ઘડતું એક ખાસ વિશિષ્ટ ધરતી ધાવેલું જીવનદર્શન જેમાં ઓતપ્રોત છે તેવા જીવનનું એક વ્યાપક વાતાવરણ ભરી દેતું દર્શન કરાવવું એ મેઘાણીની નવલકથાઓનું ધ્યેય છે. આ માટે સામાન્યતઃ નાટ્યાત્મક નવલકથાના સ્વરૂપનો આશ્રય લેવાને બદલે પાત્ર પ્રધાન, કંઈક અંશે પીકારેસ્ક કહી શકાય તેવી ભ્રમણશીલોની નવલકથા જેવું વાતાવરણ જમાવતું સ્વરૂપ મેઘાણીએ પસંદ કર્યું છે. એ સ્વરૂપને જ્યાં કાવ્યમયતાથી બરોબર વળગી રહ્યા છે ત્યાં 'વહેતાં પાણી'માં મેઘાણીની નવલકથા ગુજરાતી નવલકથામાં નવી જ ભાત પાડતી દેખાય છે. વેવિશાળ, અને કાળચક્રમાં પણ લગભગ આ જાતનું જ વાર્તા સ્વરૂપ બંધાય છે. પણ નવા જમાનાના કોઈ મુંબઈગરા 'વિજયચંદ્ર', કે 'ભાસ્કર'નું મેઘાણી સમભાવપૂર્વક કલ્પનાથી આકલન ન કરી શકવાને લીધે, રા' ગંગાજળિયો, કે જેસાજી વજીર, કે અનુપમા આદિની કુટુંબજીવન સિવાયની રાજકીય સૃષ્ટિ કે મુઝફ્ફર નહનુ...જેવા ઊંચા સ્તરનાં પાત્રો પર પોતાની કલ્પનાને બરોબર ન દેરવી શકતા હોવાથી એ પાત્રોનાં ચિત્રો ઝાંખાં લાગે છે. પ્રતીતિજનક એમનો જીવનવ્યાપાર લાગતો નથી. આવાં પાત્રો સાથે પોતે જેવું મમતાથી આલેખન કર્યું છે તે સૌરાષ્ટ્રી માનવતા દર્શાવતાં પાત્રોને મૂકવા જતાં પ્રસંગોની કડી બરોબર સંધાતી નથી છૂટક છૂટક અને વેરણ છેરણ બની જાય છે.

આગળ કહ્યું તેમ એક કાવ્યમય અનિર્વચનીય અનુભૂતિમાંથી મેઘાણી પ્રેરણા લઈ આંધળી રીતે વાર્તાનું મંડાણ માંડે છે જ્યાં સમગ્ર નવલકથા વાતાવરણની મહેક ઉત્કટતાથી પ્રસરતી હોય તેવા વહેતાં, પાણી વસુંધરાના વહાલાં દવલાં, વેવિશાળ, કાળચક્ર વગેરેમાં તો વાતારસ કાવ્યરસ હોવાથી બરોબર જળવાઈ રહે છે. પણ જ્યાં મેઘાણી વાર્તાનું મંડાણ કરે છે ને મંડાણ મઝાનું કંઈ દંઈ આકાંક્ષાઓ જગાડતું કરે છે, ત્યાં એ વિશાળ વસ્તુદોરના અંકોડાને બરોબર ગૂંથી શકતા નથી અંત ભાગમાં જાણે ખીલેલું ફૂલ કોચવું વળી જતું હોય તેવું અનુભવાય છે. તુલસી ક્યારામાં, વેવિશાળમાં પણ આવું 'સમરાંગણ'માં અને 'વહેતાં પાણી'મા પણ આવુ અનુભવાય છે પુષ્પા સાથે પિનાકીનાં લગ્નની વાત મૂકીને—સૌરાષ્ટ્રની એક પોતાને પ્રિય લાગતી ભાવના

૧. ચાળીસનું મધ્યસ્થ વાઙ્મય : રવિશંકર જોષી.

રજૂ કરવાનો સાંપડે છે. અવસર પણ તેથી આખી વાર્તાનો અંત અદ્દર અદ્દર જાણે ઘટાટોપ જામેલા વાદળા વિખેરાઈ ગયા હોય તેવો અનુભવ થાય છે. વિશ્વનાથ ભટ્ટ યોગ્ય જ કહે છે કે, "બાકી એમની વાર્તાઓમાં સ્થાપત્ય કૌશલ જેવું બહુ ઓછુ છે. વાર્તાની પૂર્ણાહુતિ જે સિદ્ધહસ્ત વાર્તા-લેખકોના હાથમા તો હમેશા પહેલીથી સુનિશ્ચિત હોય છે તે કેમ કરવી એની જ એમને સૂઝ પડતી નથી અને એ બાબતમાં એમને ઘણીવાર આવલા મારવાં પડે છે" "વસ્તુતઃ રા મેઘાણીમા વ્યક્તિ તેમ પ્રસંગોના સચોટ તાદૃશ ચિત્રો દોરવાની જેટલી શક્તિ છે તેટલી એક આખી જીવનઘટનાને સુશ્લિષ્ટ રૂપમાં કલ્પીને વસ્તુ-વિધાન કરવાની શક્તિ નથી તેથી એમની વાર્તાઓ છૂટક ચિત્રોની પરંપરારૂપે જેટલી રોચક લાગે છે તેટલી સળંગ કૃતિ રૂપે સંતોષપ્રદ લાગી શકતી નથી.

આગળ કહ્યુ તેમ મેઘાણીની કથાઓ વાતાવરણ પ્રધાન છે એક અનુભૂતિની પ્રેરણાથી શરૂ થાય છે રોચક ચિત્રપરંપરામા રાચે છે એ ચિત્રોની અનુભૂતિઓ આખી નવલને કથાઘાટ આપે છે. વાર્તારસ નહીં પણ આવો અનુભૂતિ રસ. વાતાવરણનો રસ એ જ એમની નવલકથામા આસ્વાદ્ય છે 'સોરઠ તારા વહેતા પાણી'માં કેટલી બધી સૌરાષ્ટ્રની ઝીણી ઝીણી બાબતો તીવ્ર અનુભૂતિનો સંચાર કરે તે રીતે મેઘાણી રજૂ કરે છે. આ અનુભૂતિઓને પ્રભાવી બનાવવા માટે આપણા આજના નવલિકાકારો અને નવલકથા લેખકો જે ચિત્રવિચિત્ર નવીન ઉપમાઓ અને પ્રતીકો યોજે છે, તેવી ઉપમાઓ અને પ્રતીકો પણ મેઘાણી યોજે છે. 'વેઢિયા' નામના 'વહેતા પાણી'ના પ્રકરણમા શરૂઆતમા જ આમ વર્ણન છે: "બાઈની એક બગલમા એઠું એઠું નહિ, લબડતુ એક દસેક મહિનાનુ છોકરુ, બાઈના સુકાઈ ચીમળાઈ ગયેલા, કોઈ બિલાડાએ ચૂંથી નાખેલ હોલા પક્ષી જેવા સ્તન ઉપર ધાવતુ હતુ ભેખડગઢ થાણાની થાણદાર કચેરીની ચૂનો ઊખડેલી અને ઉંદરોએ ગાભાગાભા કરી નાખેલી છત જેવુ બાઈનું કાપડુ હતુ" × × "પકડેલા ઉંદરને જરા છૂટો મૂકતી ને પાછી ઝપટ કરી ચાલતી બિલાડી જેવી કાળી વાદળીઓ આકાશમા અજવાળી આઠમના ચંદ્રને વારંવાર ઉઘાડઢાંક ઉઘાડઢાંક કરતી હતી અથવા તો ચંદ્રમા થોડાએક કાગડાઓની ચાંચો વચ્ચે ચુંથાઈ રહેલ દહીંથરા જેવો દીસતો હતો અર્ધદુકાળમા ઉપરા ઉપરી વર્ષો ખેંચતો પવન ખેતરાઉ ધરતીમાથી કોઈ ભ્રષ્ટ થયેલી સ્ત્રીના શરમ-દાઝ્યા કંઠસ્વર જેવો રોતો હતો"

આ ને આવી આવી ભાત ભાતની ઉપમાઓ, પ્રતીકો, કલ્પનો, અને વર્ણનો મેઘાણીની નવલકથામાં આવ્યા કરે છે. એ અનુભૂતિને તીવ્ર અને વેધક બનાવે છે. તેનાથી વાતાવરણ બંધાય છે. અને છૂટક છૂટક લગતા પ્રસંગો, પાત્રો એક સૂત્રમાં જાણે કે ગંઠાઈ જાય છે. અને એમ અભિનવો આકાર સર્જાય છે. આ દૃષ્ટિએ પોતાના જમાના કરતાં મેઘાણી નવલકથાના લેખન પરત્વે એના તંત્રવિધાન પરત્વે ઘણા આગળ આવી ગયા ગણી શકાય.

"કથાનો પ્રશસ્ય અંશ તે વિષયને અનુરૂપ સરળ છતાં ચોટદાર લોક-ભાષાના બળવાળી ધોધબંધ વહેતી રા મેઘાણીની તાજી શૈલી છે. એ શૈલીમાં ઊડીને આંખે વળગે એવું તત્ત્વ તો છે ઉપમાઓનું ગજબ બાહુલ્ય. આ ઉપમાઓમાં ઘણી વધુપડતી છે, ને ઘણી હીનોપમા જેવી પણ છે, છતાં એની પ્રગલ્ભ નવીનતાથી તે આપણને આકર્ષે તો છે જ. એમાં તળપદા જીવનના અનુભવને અવલોકન સાથે કલ્પનાનો અચ્છો સંભાર ભર્યો હોય છે.) ઉપમાની બાબતમાં ગોવર્ધનરામ ને ન્હાનાલાલ પછી મેઘાણીને મૂકવા પડે તેમ છે." અનંતરાય રાવળનું 'વહેતાં પાણી' ના અવલોકનમાં આ પરત્વે ધ્યાન ગયું, તો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું પણ "મેઘાણીની ઉપમાઓ અવનવી ને બરોબર બેસતી છે" એમ વેવિશાળના અવલોકનમાં ધ્યાન ગયું...પણ આવી ઉપમાઓ દ્વારા મેઘાણી એક વિશિષ્ટ અનુભૂતિનું, વાતાવરણનું સર્જન કરે છે અને તે દ્વારા કથાનકને વિસારીને પણ ચિત્રપ્રધાન, કાવ્યત્વ પ્રધાન, સંસ્કારના વહેણ-પ્રધાન નવલકથા લખી શકાય છે એવું કંઈક અનુભવતા હોય તેમ લાગે છે

મેઘાણી લોકપ્રિય નવલકથાકાર રહ્યા. આવો વિશિષ્ટ અદ્યતન ગણાય તેવો પ્રયોગ કર્યા છતાં નવલકથાના લેખનમા વાચકોનો સક્રિય સહકાર તેમણે લીધો છે. બહુજન સમારાધન માટે સૂક્ષ્મ માનસ પૃથક્કરણ અને ઝીણી ન સમજાય તેવી ભાવનાઓનું આલેખન તેમણે ટાળ્યું છે. વસ્તુગ્રથનમા સ્વૈરગતિ માત્ર રજૂ કરી છે. બે ચાર વાર્તાના તંતુઓ જુદા જુદા પ્રકરણમાં ઓચિંતા દૃષ્ટિગોચર થાય છે અને એ અરસપરસ ખાસ કોઈ વિશિષ્ટ પ્રયોજન કે સૌન્દર્યમય ઘાટ માટે નહીં પણ સ્વેચ્છાએ ગૂંથાય છે. પાત્રનું વ્યક્તિત્વ–તેની જીવનભાવના પ્રગટ કોઈ લહેકા દ્વારા વ્યક્ત થતી હોય તો તે દ્વારા વારંવાર વ્યક્ત કરવાનું મેઘાણી ચૂકતા નથી. સોમેશ્વર "બકમદા" એમ બોલ્યા કરે છે. ભાભુ અરેરે બચાડા જીવ! એમ રટ્યા કરે છે. ભદ્રા ભાભી "નારે બૈ", એમ બૈરક બોલીના લહેકાઓનો અતિરેક કરે છે. રા' ગંગાજળિયાને અપસરાનું ઘેલુ લાગે છે.. આવી લાક્ષણિકતાઓ નાટકમાં રંગભૂમિ ઉપર પાત્ર પ્રગટ કરે છે ત્યારે સોદાના મનનું

રંજન થાય છે. જેને કે એ આ વાર્તાઓમા આવા આવા વારંવાર પ્રગટ થતા વેણુ ભાવમય બનતા બનતા પાત્રનું હૃદયસમસ્તને આપણી આગળ પ્રગટ કરે છે. સોમેશ્વરના બડકમદાર શબ્દ પાછળ વીરત્વના સમજ સંરક્ષણનો ભાવ હિંમતને એકઠી કરવા ઉપરાંત ગયેલી વિપત્તિની કરુણા પણ ભળી છે. સમરાંગણમા -રણમા સૂતેલા પુત્ર આગળ આવી આવેશમા ચડી જાય છે "મારો નાગડો! મારો ઝોગરનો! ઓ સતા જામ આ રિયો ઝોરારનો મારો ઝોરારનો! જુઓ રે બાપ્યુ, ઝોરારના એ ટૂંકા હાથે ય જુદ્ધ ખેલ્યા સતા જામ! નગરના ધણી! ક્યા ગિયા તમે? આ ઝોરારનાને એક વાર તો રંગ કહો!" આવા વાક્યોમા ભલભલાને ધ્રુસકે ધ્રુસકે રડાવે તેવી માતાની વાત્સલ્ય ખુમારીની કરુણા રહેલી છે. ક્યાક જેમ પાણી છાનગનતિના રમે છે તે જીવતા થઈને બોલી રહ્યા છે તેવું તરંગી ચિત્ર આપ્યુ છે, ક્યાક બાવાની બોલી, કે મદારીની એકલા એકલા વહ્યા જતી ફિલસૂફી વહાવી છે એ સઘળુ બહુજન સમારાધાન માટેનું મેઘાણીનું ધ્યેય દર્શાવે છે

નવલકથાનો લેખક એકાન્ત ભવનની અટારીમા રહ્યો રહ્યો વાર્તા આલેખતો નથી પણ જાણે ચોક વચ્ચે આવી જનમેદનીને લાગણીઓના પ્રવાહમા જાદુગરની જેમ ખેચી જતો, લાડ લડાવતો વાર્તાકાર બની રહે છે વાતાવરણ પ્રધાનતા, કાવ્યમયતા, અનુભૂતિઓની પરંપરા, ઊર્મિના વહેન, ભાવના પ્રિયતા સોરઠના સમાજનુ ભાતીગળ છતા અખંડ દર્શન એના જુદા જુદા સમયના અને જુદા જુદા થરના લોકોની વિવિધતા અને મઢી રહેલા એકતાના તંતુનું દર્શન એ જેમ મેઘાણીની નવલકથાની વિશેષતાઓ છે તેમ લોકોને સાથે લઈને, જાણે કે નવલકથા લેખનમા સક્રિય બનાવીને, મેઘાણી નવલકથાઓનુ આલેખન કરે છે, એ પણ એક આગવી મેઘાણીની જ સુવાગ વિશેષતા લેખી શકાય

જીવનના પાયારૂપ ગણાય તેવા ગુણો, ભાવનાઓને આમ ઊર્મિમયતાથી-ક્લામયતાથી કથા અને પાત્ર રૂપે રજૂ કરીને મેઘાણીએ માત્ર નવલકથાના સાહિત્ય પ્રકારમા જ નહિ પણ ગુજરાતી સંસ્કૃતિના પ્રવાહમા પણ એક વિરલ અને બહુમૂલ્ય કહી શકાય તેવું અર્પણ કર્યું છે ગોવર્ધનરામ, મુનશી અને રમણલાલ દેસાઈ પછી ધૂમકેતુ, ચુનીલાલ વર્ધમાન શાહ ગુણવંતરાય આચાર્ય વગેરે નવલકથાકારોમાથી ચોથુ સ્થાન તો મેઘાણીને જ આપી શકાય તેટલી જીવંતતા રસમયતા, ભાવનામયતા અને જીવનની ગંભીર નિષ્ઠા મેઘાણીની નવલકથા દાખવે છે અને લોકભોગ્ય થઈ શકે તેવી વાર્તાકલા પણ પોતાની રીતે હસ્તગત કરી લે છે સમય અને અવકાશ હોત તો વહેતા પાણીની નવલકથાને

મેઘાણી લંબાવી શકયા હોત અને તેમાં સાંપ્રત સમયની ગૌરવવન્તી માનવમૂર્તિઓને અને ભાવનાઓને ઉત્કૃષ્ટ કલાથી આલેખી શકયા હોત. એમની અધૂરી રહેલી 'કાળચક્ર'ની વાત જેટલે સુધી આવી છે ત્યાંથી આગળ લંબાવી હોત તો લડાઈના સમયનું, ક્વિટ ઈન્ડિયાના ભવ્ય સમયનું, દુષ્કાળના ભીષણ કરુણામય પ્રસંગનું અને વેદનામય લોહી છંટકાવવાળી ભાગલાની પ્રક્રિયાનું સંવેદનશીલ આ રાષ્ટ્રીય શાયર એક રાષ્ટ્રીય નવલકથા સર્જાવી શકત એવી આશા ને અપેક્ષા એટલો એ નવલનો ભાગ જરૂર ઉપજાવે છે.



પ્રકરણ સાતમું

# કસુંબલરંગી કાવ્યસ્રોત

આતમની એરણ પરે જે દી અનુભવ પછડાયજી.
તે દી શબદ-તણખા ઝરે રગ રગ કડાકા થાય.

જી, જી, શબદના વેપાર.

ઝવેરચંદ મેઘાણીની કવિતાને લોકપ્રિય બનાવનાર, અને મેઘાણીને 'રાષ્ટ્રીય શાયર' જેવું લોકો પાસેથી લાડભર્યું નામ કમાવી આપનાર તત્ત્વ કયું છે? "વચ્ચે કેટલાંક વર્ષો તો એવા ગયાં જ્યારે 'યુગવન્દના'ના આ લોકપૂજ્ય કવિ...ગુજરાતના કદાચ સર્વપ્રથમ સાહિત્યકાર જેવું પદ યુવાન હૃદયોમાં પામેલા અને હજી પણ એ કેટલેક અંશે-એમની એ પ્રકારની નિઃશંક યોગ્યતાને લીધે—જાળવી રહ્યા છે."[1] યુવાનોમાં આવી રીતે લોકપ્રિય મેઘાણી શાથી બન્યા? શું એ મેઘાણીની કવિતાની ગેયતા માત્ર છે? મેઘાણીના બુલંદ કંઠે જ માત્ર આ સિદ્ધિ તેમને અપાવી? કેટલાક ગદ્ય પદ્ધતિએ કાવ્ય વાંચવા ટેવાયેલા વિવેચકો માને છે તેમ મેઘાણીની કવિતા ગવાય નહીં—માત્ર પઠન થાય કે વંચાય ત્યારે શું કાવ્યતેજ વિહોણી નિર્બળ જોડકણા જેવી લાગે છે?

"મેઘાણીને આટલો પ્રેમ શી રીતે મળ્યો? એનો જવાબ એમની 'લોકહૃદય પ્રત્યેની નિષ્ઠા' એ શબ્દોમા શોધી શકાય...વાણીના સાધન દ્વારા મેઘાણી લોકહૃદય સાથે પોતાના હૃદયનું સંધાન કરી શક્યા. લોકહૃદયના તાલે તાલે એમનું હૃદય નાચ્યું, અને એમના હૃદયના તાલે તાલે લોકહૃદયને નાચવું સુગમ પડ્યું."[2] પણ એનો અર્થ લોકોની રુચિએ જે માગ્યું તે મેઘાણીએ કાવ્યદ્વારા પીરસ્યું—એના એજ લોક ઝીલાતા 'લેલ લોલના ટાયલા' એ વાલમજીનાં નણંદલબાનાં 'ચવાઈ ચવાઈને કૂચો થઈ ગયેલા' ભાવોને મેઘાણીએ રજૂ કર્યા માટે તે લોકપ્રિય થયા—એમ થઈ શકે? "સમગ્ર રીતે

---

૧. ગુજરાતી સાહિત્યની રૂપરેખા વિ. ક. વૈદ્ય: પૃ. ૩૨૪.
૨. સ્મૃતિ ગ્રંથ: ઉમાશંકર: પૃ. ૧૯.

દલપતરામ, ન્હાનાલાલ, ખબરદારમાં લોકવાણીના અંશો દૃષ્ટિગોચર થયા હોય તો મેઘાણીના કાવ્યોમાં મુગ્ધ થઈ જઈએ તેવી નવીન વાણીની ચમત્કૃતિ કઈ રીતે આવી શકે ?

મેઘાણીની કવિતાને લોકપ્રિયતા અને કાવ્યત્વ બન્ને શાથી સાંપડ્યાં? મેઘાણીની કવિતામાં જે એક વિશિષ્ટતા અનુભવાય છે તે શાથી? મેઘાણીની કવિતા મેઘાણી પોતે કહે છે તેમ, "કોઈ અમર કાવ્યતત્ત્વથી પ્રેરાએલ નહિ, પણ કેવળ ચાલુ કાળનાં જ બનાવોએ સ્ફુરાવેલાં સમયજીવી" ગીતો હોવા છતાં આજ આટલા વરસે પણ કેમ સહૃદયીના હૃદયને હલાવવાનું સામર્થ્ય ધરાવે છે!

એનું એક અને મુખ્ય કારણ આ પંક્તિઓ સૂચવે છે :

**આતમની એરણ પરે જે દિ' અનુભવ પછડાય જી**
**તે દિ' શબ્દ-તણખા ઝરે રગ રગ કડાકા થાય.**
**જી, જી, શબ્દના વેપાર.**

મેઘાણી નામની વ્યક્તિ નહીં, પણ લોકજીવનના, લોકસંસ્કારમાં ઉછરતા એક માનવીના માત્ર માનવહૃદયમાં જે જે અનુભવો પ્રાણમાં કંઈક ન સ્પંદન થાય તે રીતે પડે છે, હૃદયના ઊંડાણમાંથી ઊર્મિના ઉત્તાન મોજાને ઉછાળે છે તે સહજ અને ઉત્કટ સંવેદને પ્રગટાવેલા શબ્દ-તણખાને કવિ એટલી જ પ્રાણમયતાથી, ઉત્કટતાથી કાવ્ય વાંચનારની રગે રગ કડાકા કરે તે રીતે રજૂ કરે છે. આવી વિશિષ્ટ પ્રાણવાન ઊર્મિનું આવી વિશિષ્ટ રીતનું આવિષ્કરણ એ મેઘાણીની વિશેષતા છે.

'એકતારા'ની પ્રસ્તાવનામાં મેઘાણી પોતાના કાવ્યવ્યાપારનું આત્મ-નિરીક્ષણ કરતાં લખે છે : "હમણા જ એક સજ્જન કવિતાનું એક પ્રધાન લક્ષણ કહી ગયા : થીજી ગએલા પ્રાણ-પોપડાને ઉષ્મા અર્પીને ભેદવાનું, ઓગાળવાનું, પ્રવાહમાન કરવાનું કામ અવલ દરજ્જે કવિતાનુ છે. બુદ્ધિવાદની ઐતિશયત ધિજાવે છે, વાસ્તવવાદનો અતિરેક થિજાવે છે, વ્યવહાર-દક્ષતાના દાવપ્રપંચોએ ટેવાયેલાં હૈયાં થીજી હિમ બને છે. એના પર ઉષ્મારૂપ બની કવિતાનાં કિરણો પડે ને પિગાળે, પરંતુ લાગણીતંત્ર પર પિગાળણ કામ કરી આપતી કવિતા અને એટલા કેવળ આવેશ-તંત્રનો જ કબજો લઈ બેસતી કવિતા વચ્ચેની સીમારેખા દોરવી સહેલ નથી. એક જ કવિતા સાંભળીને બે માણસો જુદી જુદી અસરો અનુભવે છે. એક કહેશે કે આ તો પટુકરણ

કવિતા—સેન્ટિમેન્ટલ સ્ટફ—છે; બીજે ઠેકાણે આ હૃદયદ્રાવક છે. દરેક વાતનો આધાર જે દિલ કોનું છે અને એનું દ્રવન થયું એટલે શું તે પ્રશ્નના જવાબ પર જ રહેશે."

મેઘાણીની કવિતાને પણ ઊર્મિલ, આવેશશીલ, રાગમય, અસંયમી વગેરે શબ્દોથી ઓળખવામાં આવે છે પણ લોકસાહિત્યની આરાધનાએ, અને મેઘાણીના ગમગ માનસિક તંત્રે મેઘાણીને આ પ્રકારની ધીંગી, મસ્ત, પ્રાણમય કસુંબલરંગી ઊર્મિમત્તાને જ કવિતાના પરમ પ્રાપ્ત રૂપે ઉપાસવાનું શીખવ્યું છે અર્વાચીન કવિતામાં અને જીવનમાં ભાવ, ઊર્મિ, લાગણી વગેરેથી જાણે આપણે શરમાતા હોઈએ તેમ તેને સંયમિત કરવા, તેની ઉપેક્ષા કરવા પ્રેરાયા છીએ મેઘાણીની લોકસાહિત્યે પ્રેરેલી કસુંબલરંગી દૃષ્ટિ સરળ હૃદયમાં જાગતા ભાવઉછળાટને ઉમળકાથી આવકારે છે મસ્ત બની તેને ઘૂંટી ઘૂંટી લાડ લડાવી લવકાવવામાં તેની કરુણાની લિજ્જત પ્રાપ્ત થાય છે શેલી વગેરે રંગરસિક કવિઓએ હૃદયમાં જે સ્વયંભૂપણે જાગે તેવા પ્રબળ પ્રાણવાન ભાવોને પરમ મંગલમય પરમ સત્ય ગણી તેમનું ગૌરવ કર્યું છે કવિતાના પ્રાણતત્ત્વ તરીકે વિચાર, કલ્પના અને ભાવની ત્રિપુટીમાંથી આ ભાવતત્ત્વની પ્રતિષ્ઠા કરી છે, તે જ રીતે આ લોકકવિએ પણ સંસ્કૃતિના વિક્ષિપ્ત કરનારા સંકુલ વાયરાથી અસ્પૃષ્ટ એવા નર્યા માનવના દિલમાં જે સહજ ભાવઉછળાટ આવે છે તેમાં સાક્ષાત્-જીવનનો જીવનની પ્રાણમયતાનો—ચૈતન્યનો અનુભવ થતો હોવાથી, તેની પ્રતિષ્ઠા કરી છે આવા ભાવોની સાહજિકતામાં—તેના વિચાર, વ્યવહારુ બુદ્ધિ, તર્ક અને કલ્પના, કલ્પના લીલા, તરંગ આદિથી અસ્પૃષ્ટ એવા મૂળભૂત આદિ સ્વરૂપમાં તેની સઘળી ઉત્કટતામાં અને સ્વાભાવિક ગતિ-છટામાં મેઘાણી કાવ્યત્વનો કસુંબલ રંગ અનુભવે છે એમાં એમને માણસાઈની જ્યોતના સાક્ષાત દર્શન થતા લાગે છે વર્ડ્ઝવર્થે આપેલી કવિતાની વ્યાખ્યાનો પૂર્વાર્ધ-'પ્રાણવાન ઊર્મિનો સ્વયંભૂ ઉભરો-ઉછળાટ' (સ્પોન્ટેનિયસ ઓવર-ફ્લો ઓફ પાવરફુલ ફીલીંગ્ઝ') મેઘાણીએ સ્વીકાર્યો હોય તેમ લાગે છે

આપણે ત્યાં 'જોસ્સા'ને, 'અંતક્ષોભ'ને, કોમળ મૃદુ ઊર્મિમયતાને, ભાવનાત્મક ઊર્મિ વૈભવને, ચિંતનોત્થ ઊર્મિ પ્રવાહને, ચિંતનમાં પરિવર્તિત થયેલી લાગણીઓને, જીવનની સૂક્ષ્મ સંકુલ મુલાયમ 'લાગણીઓને' અને લગભગ અનિર્વચનીય કહી શકાય તેવી અનુભૂતિને કાવ્યનું જીવિત લેખીને કવિતાઓ લખાઈ છે આ સતનામાં માનવની માનવ તરીકેના સહજ ઊર્મિ-ઉછાળને

લઈએ તો પત્રકારત્વ, ભાષાંતર-રૂપાંતર અને લોકસાહિત્ય એ રા મેઘાણીની સાહિત્ય પ્રવૃત્તિના અહીં સુધી ગણાવેલા મુખ્ય ત્રણ અંગોનો પદ્યાત્મક સરવાળો એટલે એમની કવિતા. આમાંથી ત્રીજું અંગ; લોકસાહિત્ય, એમની કવિતાનું જનક-પ્રેરક ઝરણું " ત્યારે 'યુગવન્દના'માં, એકતારામાં વ્યક્ત થતા છે તે 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,' 'તકદીરને નોતરનારી', 'ઘણું રે બોલીને એરણ સાંભળે', 'ગરજ કોને?' 'ધીમા ધીમા લોચન ખોલો', 'કોદાળીવાળો' 'ખાગી ખાં મા રે' વગેરે ગીતો કોઈ પ્રાચીન સાંગલિયા ભાવને નથી ગાતા છતાં એ લોકપ્રિય શાથી? સાંપ્રત ઇતિહાસ સાથે કદમ મેળવી એ પ્રસંગોની ભાવપ્રેરક ઘટનાઓને જનતાનું મુખ બની મેઘાણીએ કવિતા દ્વારા લાડ લડાવ્યાં, યુગની એષણાઓને અને લોકના આશા નિરાશાના સૂરોને વાચા આપી, યુગનું પ્રતિબિમ્બ ઝીલ્યું અને યુગને વંદના કરી, સિંધુડો લલકારી રાષ્ટ્રીય લડતને બિરદાવી ઉત્સાહનો જુવાળ ચડાવ્યો, ગાંધીજીના ગમન પ્રત્યાગમન વગેરે પ્રસંગોને તરત જ કાવ્યમાં મઢી રજૂ કર્યા. આમ સંઘ સંવેદનશીલ બની પ્રજાજીવનના પ્રત્યાઘાતોને પોતાના પ્રાસંગિક કાવ્યોમાં ઝીલ્યા આમ છતાં મેઘાણીના એ કાવ્યો–'એ છેલ્લો કટોરો ઝેરનો', 'એ મોતના કંકુવોળણું', 'એ ઝંડાવંદન', એ 'ઓતરાદા વાયરા ઊઠો' વગેરે માત્ર ક્ષણજીવી પ્રસંગકાવ્યો જ રહેવાને બદલે સર્વકાલના યુવાન હૃદયોને થનગનાવે તેવા શાથી બન્યા છે?

મેઘાણીએ પીડિતોના, કચરાયેલા, ઉપક્ષિતોના ગીતો લખ્યા, ક્રાન્તિના વાયરાને હોશભેર આમંત્રણ આપ્યું, સ્વાતંત્ર્યના નામમાં રહેલી મીઠાશને ઝંખના જાગે તેમ બિરદાવી, અર્વાચીન કવિતાના આવા વિષયોને પ્રથમ કાવ્યદેહ આપનાર ઝવેરચંદ મેઘાણી 'યુગવન્દના'ના કાવ્ય-પુસ્તક દ્વારા અર્વાચીનોના અગ્રયાયી ગણાયા નહીં મનસુખલાલ ઝવેરી તેમને અર્વાચીન કવિતાના પ્રતિનિધિ ગણવા તૈયાર નથી કારણ કે "અગેય, સળંગ અર્થાનુસારી લયવાળી અને લાગણીમિશ્ર વિચાર પ્રધાન પદ્યરચના' અર્વાચીન કવિતાની વિશિષ્ટતા છે. 'યુગવંદના'માં આ લક્ષણો નથી ત્યારે સાંપ્રત સમયે નહીં તેવી આ કવિતા પ્રત્યે યુવાન હૃદયો કેમ આકર્ષાયા હશે? "ગુજરાતી કવિતામાં આજે જે વિજય 'પરિવર્તન ચિહ્ન' થયેલું આપણે જોઈએ છીએ તેમાં આદ્ય દ્રષ્ટા કોણ? એ આદ્ય દ્રષ્ટાનું માન રા મેઘાણીને મળવું જોઈએ ઇતિહાસ દૃષ્ટિએ ગાંધીયુગનો સૌથી સમર્થ કવિ કોણ તે તો આખો યુગ પૂરો થયે અને એના સર્વ કવિઓની કાવ્ય સામગ્રી પૂરેપૂરી મળી ગયા પછી જ

બરાબર સમજાશે. પણ ગાંધીયુગનો સૌથી પહેલો કવિ તે તો મેઘાણી જ એ વાત તો આજે પણ સુનિશ્ચિત છે...ગાંધીયુગનાં આંદોલનો સૌથી પહેલાં, સૌથી વિશેષ ને સૌથી વિશેષ એકનિષ્ઠ રીતે ઝીલનાર કાવ્યસંગ્રહ 'યુગવન્દના' જ છે."[1] વિશ્વનાથ ભટ્ટ આમ અર્વાચીન નવવિષયની કવિતાના મેઘાણીને અગ્રયાયી ઠરાવ્યા પછી કહે છે: "પ્રવર્તમાન ગુજરાતી કવિતામાં દ્વિવિધ વિસંવાદનું દૂષણ પેઠું છે: ઇતર સર્વ સાહિત્ય પ્રકારો સરળતા અને રસાળતા ભણી ગતિ કરી રહ્યા છે, ત્યારે એકલી કવિતા ક્લિષ્ટતા અને રુક્ષતામાં જ ગર્વ લેવા લાગી છે એ એક વિસંવાદ; અને ગીતો ગાવાં લોકોનાં ને ભાષા વાપરવી ત્યારે એ લોકોમાંથી કોઈની ય ચાંચ ન બૂડે એવી—એ બીજો વિસંવાદ. એવા દ્વિવિધ વિસંવાદનું જે દૂષણ પેઠું છે તેમાંથી સર્વથા મુક્ત એવી કાવ્યશૈલીના ઉપાસક તરીકે મેઘાણીની કવિતા ખાસ આદરપાત્ર ઠરે છે."[2] આવા આદરના અધિકારી મેઘાણીની કવિતા શું માત્ર તેની સાદાઈ, સરળતા, અક્લિષ્ટતા અને મધુર રસાળ વાણીને લીધે જ છે ?

"ગુજરાતી કવિતામાં રા. મેઘાણીની જે વિશિષ્ટતા છે તે એમણે જૂના સોરઠી લોકસાહિત્યના ઢાળોમા પ્રચલિત માનસને સહજ એવી ઊર્મિઓ, કલ્પનાઓ, ભાવનાઓ, વિચારો આદિનો જે નવો રસ પૂર્યો તે જ છે. ભાષા, પદરચના આદિ કલેવર જૂની સોરઠી લોકકવિતાનું અને ઊર્મિ કલ્પના વિચાર આદિનો પ્રાણ નવયુગનો. એ જાતનું રા' મેઘાણીની કવિતાનું બંધારણ છે."[3] તો પછી નવા વિચારભાવ આદિ નવી વાણી અને વાણીનો નવો આકાર માગી લે છે તેનું શું ? એમ ન થતા જૂની ભાષાલઢણ અને આકારમાં નવવિચાર ભાવના આદિને મૂકવા જતા કાવ્યત્વમા વિસંવાદિતા આવે-વિડંબના કાવ્ય, પ્રતિકાવ્ય જેવી હાસ્યાસ્પદ રચનાઓ થઈ જાય એમ કહેવાય છે તેનું શું ? "સોરઠી લોકવાણીનું તત્ત્વ અને તે પણ ઊજળિયાત કોમોના રઢયાખડયા શબ્દ માત્ર નહિ પણ ગ્રામપ્રજાના નીચલા થરો સુધીના સમસ્ત લોકવર્ગના શબ્દો, રૂઢિપ્રયોગો તેમ વ્યાકરણરૂપો સુધીનુ વ્યાપક લોકવાણીનું તત્ત્વ ગુજરાતી કવિતામાં રા. મેઘાણીએ જ સૌથી પહેલું દાખલ કર્યું."[4] તો આ સોરઠી વાણીના પ્રયોગોને લીધે જ મેઘાણી લોકપ્રિય થઈ શક્યા? મેઘાણીની પહેલાં

૧. નિકષરેખા : પૃ ૨૨૧
૨. નિકષરેખા : પૃ ૨૨૬
૩. નિકષરેખા : પૃ ૨૧૬.
૪. નિકષરેખા : પૃ ૨૧૭

લોકગમ્ય થઈ શકે તેવા મૂળભૂત સાધારણીકૃત ભાવોને, તો લોકસાહિત્ય પ્રેમી-આ લોકકવિએ જ પ્રતિષ્ઠા આપી.

ધરતીના જીવન સાથે જડાયેલા સાદા સરળ માનવ હૃદયના મૂળભૂત ભાવોનો કસુંબલ રંગ પીને ને પાનો એવો કવિધર્મ મેઘાણી સ્વીકારે છે. તેથી લોકસમૂહ જે ભાવ અનુભવી શકે, ઝીલી શકે તેવા ભાવોને જ અને તેવી રીતે જ રજૂ કરે છે. પોતાના વ્યક્તિત્વનો, માનસનો, બુદ્ધિ, કલ્પના કે અંગત લાગણી તો તેમાં અંશ ભેળવી એ ભાવને પલટાવતા નથી. જીવનમાં જે જે ઊર્મિ જાગે છે તેને તેવા ને તેવા શુદ્ધ રૂપમાં તેમાં પૂર્ણ નિષ્ઠા રાખી મેઘાણી રજૂ કરે છે. કોઈ ધર્મક્રિયા કરનાર વિધિવિધાનનું–કર્મકાંડનું સાવધાનીથી બરોબર પાલન કરે તેમ મેઘાણી એવી ઊર્મિ પ્રત્યે 'ઈમાન' ધરાવે છે. આવા આત્મવિલોપનને પ્રતાપે અને આવા લોકગત સાધારણીકૃત ભાવ ગવાતો હોવાથી એ લાગણી કે ભાવમાં રહેલી ઊર્મિલતા, ઝનૂન, આવેશ, ઉભરાતો કાચો જોસ્સો, રંગમયતા, ઘેલનાવેડા, રોતલપણું વગેરે ઓગળી જાય છે, જેને મૂળભૂત, સાર્વત્રિક અને પુરુષાર્થ ઉપયોગી અને રસરૂપ ધરવાને સમર્થ એવા સ્થાયી ભાવ તરીકે સંસ્કૃત કાવ્યશાસ્ત્રે ઓળખાવ્યા છે તેવા થોડા, સર્વગમ્ય, સબળ ભાવો જ માત્ર આવી કાવ્ય પદ્ધતિમાં ટકી રહે છે. બીજી તરફથી કલ્પનાએ જોયેલા, ખીલવેલા અને લાડ લડાવેલા ભાવોની સમૃદ્ધ છટાઓ, સૂક્ષ્મતાઓ, ઝીણી ખૂબીઓ અને રહસ્યમયતા, રમણીયતા, મુલાયમતા અને ભાવનામયતા વગેરે પણ આ કાવ્યપદ્ધતિમાં ઓગળી જાય છે. નર્યો પ્રાણવાન ભાવ જ માત્ર ઘુંટાયા કરે છે. મન્યની રજૂઆતના એ ભાવોના પ્રવાહો, વળાંકો અને રમણીય છટાઓની ગતિ, નર્તન, પલટાઓને બદલે એ ભાવોનું ઘેરું ઘેરું આવર્તનાત્મક ઘૂંટવાનું કાર્ય કવિ કરે છે.

હેઠા કેરી ધારણે તારે ઉર ઊઠે જે સૂર જી
એ જ સૂરોના ઇમાની ભાઈ ! ગાયા કર ચકચૂર
ચડ મન શબદને વેપાર

"સાહિત્યનો ઉદ્‌ભવ શામાંથી ? ઊર્મિઓના તુમુલ સંક્ષોભ પ્રકટાવે, પ્રાણમાં રોમાંચ જન્માવે, મર્માઘાત કરે, લાગણીઓને કલાદેહ ધારણ કરવા પ્રેરે એવા જીવનમાંથી એનું જીવન એકધારું, એકતાનીલું, નિયમબદ્ધ નહિ પણ મોકળું, ઘટનાઓથી ભરેલું, વૈવિધ્યપ્રચુર હોવું જોઈએ, દિલાવર અને અપસંવેદનશીલ હોવું જોઈએ" મેઘાણીનું કાવ્ય વ્યક્તિત્વ પણ

સહૃદય સંવેદનશીલ છે. જીવનનો સચેત અને સંવેદનપટુ હૃદયને સ્પર્શ થાય છે ને તરત જ નિરાંતે શાંત પળોમા સંભારેલી ઊર્મિઓ ઉપે નહીં, પણ તરત જ ભાવધારા ઊછળી રહે છે આપણી નજર સામે જ જાણે કે કવિના હૃદયતળમાથી એ ભાવ પ્રસ્ફુટિત થઈ ઉછળી રહ્યો છે તેવુ અનુભવાય છે મેઘાણીની ઘણા ખરા કાવ્યો પ્રાસંગિક છે. 'યુગવંદના'ના કાવ્યો વિષે તું ય અલ્યા કવિ કે ?" એમ યુગેશ્વરના વક્ર હાસ્ય મનમા અનુભવનાર મેઘાણી સુજનતા ને વિનમ્રતા દાખવી કહે છે કે ' યુગવંદના નામ એ અર્થમા અપાયુ છે કે કોઈ અમર કાવ્યતત્ત્વથી પ્રેરાએલ નહિ પણ કેવળ ચાલુ કાળના જ બળોએ સ્ફુરાવેલા આ સમયજીવી ગીતો છે, એટલે આ યુગને જ અર્પણ થયેલ અંજલિથી અધિક મહિમાને એ ન માગી શકે તેવા છે" આવી હૈયા કેરી ધારણે જે જે સૂર ઊઠે તેને મન મૂકીને ગાવા, તેમા અપાર શ્રદ્ધા રાખવી એ ભાવ જાણે દેવે દીધો હોય તેમ લેખવો, એ ભાવનુ જીવન એ જ માનવની સજીવતાનુ, ચેતનનુ, પ્રાણમયતાનુ અને માણસાઈનુ લક્ષણ છે એમ સ્વીકારવુ અને એમા પૂરેપૂરા ચકચૂર બની એ ભાવને ચોકમા પડછંદા પાડતા બુલન્દ સાદે લલકારવો એ મેઘાણીને પ્રિય છે પછી તેને અમરત્વની ભોન મળી છે કે નહીં નવજાત કાવ્યભાવમા ગરમીને બદલે ઇન્દ્રધનુષ્યનો વૈભવ પ્રગટાવે તેવુ તેજ આ યુ છે કે નહીં, એના સદ્યસહજ સ્ફુરેલા ઉછળાટમા સૂક્ષ્મતા મુલાયમતા, રમણીયતા, 'ફાઈનનેસ' છે કે નહીં એ જોવાની મેઘાણીને દરકાર નથી

હૈયામા પ્રસંગોના પ્રત્યાઘાતે પ્રગટાવેલા ને તરત જ જાગેલા ભાવો ખરા, પણ એ લોકકવિનુ હૈયુ છે, લોકજીવનના તાલે તાલે જેનુ હૃદય નાચે છે, તેવાનુ એ હૈયુ છે, ભાવના એ પ્રવાહમા આત્મવિસ્મૃતિ જેને થઈ હોવાથી જે લાગણીઓના પ્રહર્ષમય (રિપ્ચર્સ) આવેશમા મસ્ત બની ગયા છે તેવા કવિનુ એ હૃદય છે, અને છતા આવુ આત્મવિલોપન સાધનાર કવિ લોકજીવનના ભાવો વિષે અને પોતે એ લોકભાવોને ઝીલે છે તે વિષે પૂરેપૂરા બૌદ્ધિક રીતે નહીં તો તેવી સાન ધરાવતા સભાન કવિ છે તેથી તેના હૃદયમા સહજ ભાવે સ્ફુરતા અને તરત જ પ્રત્યાઘાત રૂપે ઊછળી રહેતા આ ભાવો તેના પ્રચંડ સોઢ શા ઊછળાટથી અન્ય સહુના હૃદયોને સહેજે પરિપ્લાવિત કરી શકે છે એના જાડાપણામા, સોધાપણામા, એક પ્રકારનુ ધીંગાપણું અને સંગીનના રહેલા છે જેથી હૃદયના દ્વાર ભીડીને બેઠેલા શ્રોતાના હૃદયને પણ તે હચમચાવી શકે છે ભાવની સંક્રાન્તિ માટે, ભાવના પ્રત્યાયન માટે એને બીજી કોઈ સાધનાનો મ્હપના દા નકસગ, પ્રતીકો વગેરેનો આશ્રય લેવો પડતો નથી

કોઈ જાદુગરીથી મેઘાણી તેમના કાવ્યો દ્વારા શ્રોતાના હૃદયમાં વીરત્વનો, કરુણાનો, ઉત્સાહનો, ગ્લાનિનો ભાવ પ્રેરી શકે છે પોતાની મનની કોટડીમાં પુરાયેલા સોગિયા માનવ હૃદયને આમ બળપૂર્વક બહાર ખેંચી લાવવું, સમુદાયમાં બેઠેલી મોભાદાર વ્યક્તિની આંખને પણ ભીની કરી લીને, ડરપોક અનુત્સાહીને પણ પાનો ચડાવવો, આવી આવી કાવ્યની જાદુગરીને સ્ટેગએ, લોન્જાઈનસે પ્રશંસી છે અર્વાચીન કલામર્મજ્ઞો ભલે એવો મત ધરાવતા હોય કે શ્રોતાને ભાવમય બનાવવા ધારી ચોટ લગાવી હસાવવા કે રડાવવા એ કલાકારનું કાર્ય નથી પણ જાદુગરનું કાર્ય છે જ્યાં સુધી માનવ કવિતા પાસે ભાવમય થવા માટે જતો હોય ત્યાં સુધી કવિતાની આ શક્તિ પણ જાદુ નહી, પણ કલારૂપે જ ઓળખાશે ખરી રીતે તો જાદુગરીમાં જાદુગર પોતે તટસ્થ રહી સભાનપણે ધારી અસર ઉપજાવવા માટે પોતાની કારીગરી આદિનો 'ઉપયોગ' કરે છે મેઘાણી પોતાના ભાવનો કોઈ વ નાની જેમ 'ધારી અસર ઉપજાવવા' માટે 'ઉપયોગ' કરતા નથી પોતાના ભાવમાં ચકચૂર બનેલા મેઘાણી એ કાવ્ય ગાતી વખતે સર્જતી વખતે સભાન પણ નથી એ તો કાવ્યસ્મુખીના રંગમાં ચકચૂર બની ડોલે છે અને સહુને ડોલાવે છે

મેઘાણીના હૃદયના ઊંડા તળમાંથી પ્રગટતા આ ભાવો મેઘાણીના પોતાના છે અનુભૂતિજનિત છે કવિના તીવ્ર સંવેદનશીલ હૃદયે અનુભવેલા ભાવો છે છતાં એ માત્ર મેઘાણીના પોતાના નથી મેઘાણીએ તો આત્મવિલોપન સાધ્યું છે એટલે એ ભાવો પણ લોકનામે ઓળખાતા મોટા જનસમૂહના ભાવો છે મેઘાણીની કવિતામાં જાણે એની સાથેના અનેક માનવ કંઠોના-સમૂહના સૂર સંભળાય છે મેઘાણીના અંગત વૈયક્તિક જીવનના આ ભાવો નથી પ્રેમના કુટુંબજીવનના, રાષ્ટ્ર ઉત્થાનના, ખીંટી વાળનારના, પીડિતોના, ભક્તિના કોમળ કે રૌદ્રભાવો લોકના ભાવરૂપે પ્રગટે છે કાવ્યસિદ્ધિ પ્રતિભા અને કલ્પક-શક્તિની હાજરીનું અચૂક એંધાણ એ ગણ્યું હતું કે કવિના ભાવ પોતાના અંગત જીવનના ન હોતાં અન્યતા જાણે પોતાના જ હોય તે રીતે કવિ અનુભવે અને સંવેદન પ્રગટાવે તેવા હોવા જોઈએ

'ગરજ કોને'' નામનું ભજન મેં એક ચિંતનગામી યોગભક્તિના આશક અધ્યાપક પાસે ગાયું ત્યારે એણે પણ મને પ્રશ્ન કર્યો કે તું આ પ્રભુ તલસાટનો અનુભવ કરી શકે છે? અધ્યાપક મિત્રના એ પ્રશ્નનો ઉત્તર મેં નકારમાં વાળ્યો ભક્તો પોતાના અનુભવો ગાતા હશે કવિનામાગેનો એક

સમહ પોતાના ઉરસવેદનોને શબ્દસ્થ કરતો હગે; પણ બીજો એક સમૂહ છે જે બહુધા પરાનુભવોને જ પોતાના ઊર્મિતંત્રની વીણા કે એકતારા પર બજવવા મથે છે એટલે કે મુખ્યત્વે એ કલ્પક છે" મેઘાણી આ બીજા પ્રકારના કવિ છે "ભોગવનાર અનુભવનાર, વેદનાના હળો વડે ખોદાઈ જનાર ભોય પારકા હૈયાની છે. કવિતાકાર એ સવેદનોના સીધા પરિસહનાર તરીકેનો દાવો કરી શકે નહિ"

મેઘાણીએ ગાયેલા ભાવો : ખાસ કરીને ક્રાતિના, સ્વાતન્ત્ર્ય યુદ્ધના, પીડિતોના, નવ ઉત્થાનના, બાળકોના કિલ્લોલના, ગૃહજીવનના એ સઘળા ભાવો પ્રજાના ભાવો હોય છે કવિ પોતાના ભાવનુ સાધારણીકરણ કરે તો જ એ ભાવ રસરૂપે સામાજિકોને પ્રતીત થાય, પણ મેઘાણી તો પહેલાથી જ જનતાના હૃદયમા રહેલી સઘોર્મિઓને જ ઝીલે છે ને વાણી આપે છે ભાવ પોતે જ પ્રથમથી જ સર્વ સાધારણ હોય છે 'અભિરુચિ'મા ઉમાશકર જોષીએ "વર્તમાન પ્રસગ ઉપરની મેઘાણીની કૃતિ તે જાણે મેઘાણીની વ્યક્તિગત રચના કરતા સારા લોકસમૂહની રચના જેવી હોય છે મેઘાણી તો માત્ર વાહન ન હોય!" એ હકીકત ઉપર ધ્યાન દોરી મેઘાણીને "યુગધ્વનિ ઝીલવામા અજોડ લેખ્યા છે જાણીતો 'છેલ્લો કટોરો' કાવ્ય વિષે તો ગાધીજીના જ ઉદ્ગારો છે: "આ રાષ્ટ્રીય શાયર જાણે મારા દિલમા પેસી ગયો હોય અને અતરના એકેએક પ્રવાહોને જોઈને જ જાણે આલેખ્યા હોય, બસ એવુ આબેહૂબ, આલેખન આ કાવ્યમા છે"

મેઘાણી આમ શબ્દનો વ્યાપાર કરનાર વણજારા બનીને પીડતોના, પરાજિતોના, કચરાતા હૃદયના, 'દેવાલયના ઘુમ્મટ રી' મૂગી પત્નીઓના, શહિદોના ને શહિદોના સગાવહાલાના સવેદનોને બરોબર ઝીની, 'હૈયાના હુલાવ આપી' જગતના કાવ્યચોકમા એ ભાવોનો વ્યાપાર કરે છે લોકકવિ તરીકે અને લોકગાયક તરીકે મેઘાણીએ ચારણનુ વ્યક્તિત્વ અગીકાર કર્યુ છે પારકાના દુહા, પારકાએ માડેલી વાત, પરપરાપ્રાપ્ત વર્ણન, ઉપમા આદિને પોતાના જ કાવ્યો હોય તે રીતે લોકકવિ કે ચારણ ગાય છે કારણ કે એનો રસ જે વ્યક્તિ કે પ્રસગનુ સવેદન પ્રગટાવવુ છે તે ભાવમા જ કેન્દ્રિત થયેલો હોય છે• પોતાની મૌલિકતા, નિર્માણશક્તિ, પ્રતિભા અને કારીગરીના પ્રદર્શનમા નહીં આથી મેઘાણી 'જેમ અન્ય-લોકસમુદાયના ભાવોને પોતાના હોય તે રીતે ગાય છે, તેમ અન્ય પ્રાત-દેશમાથી કાવ્યબીજને કે સમગ્ર કાવ્યને સ્વતત્ર રીતે ઉત્કટતાથી અનુભવી પોતાનું સર્જન હોય તે રીતે રજૂ કરી શકે

છે. વિવેચકોએ આ મૌલિકતાના અભાવ વિષે અવારનવાર ટકોર કરી છે.

"સંપૂર્ણ જ્વલંત સ્વતંત્રતાનુભવની જે ઊણપ પ્રજામાનસમાં છે તે કવિના માનસમાં પણ છે તેથી પ્રજાના સ્વાતંત્ર્ય કવિની કાવ્યશક્તિ પરાશ્રયે ખીલી શકે છે તેટલી સ્વાશ્રયે નથી ખીલતી. આ કડવું સત્ય છે પણ એ પહેલું સત્ય છે, અને પછી અને તેથી કડવું છે"; એમ વિજયરાય વૈદ્યે ટકોર કરી છે. પરંતુ પોતાના વ્યક્તિત્વનું વિલોપન કરનાર મેઘાણી તો લોકગાયક બની લોકોને ભાવોને ગાવામાં જેમ રાચે છે, તેમ મધુકરવૃત્તિથી અહીંતહીંથી જ્યાંથી સંવેદનક્ષમ ભાવ પ્રાપ્ત થાય તેને પોતાની સંવેદનખરલમાં ઘૂંટીને-કસુંબલરંગી બનાવીને રજૂ કરવામાં જરા યે નાનમ અનુભવતા નથી. આખરે સાહિત્યકાર કે કવિને પ્રિય તો છે ભાવની લોકોના હૃદયને ઉછાળે તેવી કવિતા, કેવળ આવી રસભક્તિ, સાહિત્યની કેવળ સાહિત્યની લેખે ઉપાસના. આથી જ લોકકવિ મેઘાણી વારંવાર "તું પણ એવા કવો કે?" એવું જરાક લોકોત્તર સ્વતંત્ર સર્જન થઈ જતાં કોઈક અંતરમાંથી હસતું હોય તેમ અનુભવે છે. કવિઓ વિષે તો એમનો ખ્યાલ ખૂબ ઊંચો છે. પોતાને તો એક અદના લોકગાયક તરીકે જ ગણાવવામાં પોતે મધ્યમ કક્ષાના સર્જક ગણાવવામાં પોતે પૂર્ણ સંતોષ અને ગૌરવ અનુભવે છે. 'એકતારા'ની પ્રસ્તાવનામાં આ અંગે તેઓ લખે છે: "કવિઓ એટલે તો વેદવાણીમાં કહેલા ઋષિઓ, આર્ષદ્રષ્ટાઓ, પરમ સત્યના પયગમ્બરી પેખંદાઓ, એ જ કવિઓ પોતાના પારગામી ચક્ષુઓનું ખમીત દીઠેલું ગાય. કવિનાકારો તો એવી આર્ષદૃષ્ટિનો તો શું, પણ ઉંબર લગીની યે ભૂમિને નિહાળી હોવાનો દાવો ન કરી શકે. સ્વાનુભવલક્ષી કવિતાના રચનાકારો પણ જો ઝીણવટથી તપાસશે તો એમણે ગાયો હોય તે 'સ્વાનુભવ' કિંચિત જ પોતાનો અનુભવ હશે; પરાનુભવના પડઘાને જ ઘણુંખરું એ સ્વાનુભવમાં ઘટાવતા હોય છે. વિશ્વકવિતાના પ્રચૂર વારસાની આપણને આજે સુકર પ્રાપ્તિ થઈ ચૂકી છે. એના ગાઢ પરિચયે આપણને ઉચ્ચારણની સરલતા સંપડાવી છે. એ સરલતાને આપણી કલ્પનાસૃષ્ટિમાં અનેકવિધ ખેલો ખેલાવીએ છીએ ને એ ખેલનમાં આપણી થોડીક ક્ષણોની સહૃદયતાને મૂકીએ છીએ.. તેને પ્રતાપે આજની કવિતા સરજાય છે." મીરાંને જેવી સહૃદયતા યુથિકાએ કેળવી છે તેના જેવી આપણી સહૃદયતા આપણા પરાનુભવ ગાનમાં આપણે સીંચીએ તેટલે અંશે એ *કવિતા સાચી બની એમ કહેવાનો આજે શિષ્ટાચાર છે..."* 'પીડિતો-દુઃખિતોનાં પદો ઘણાંએ ગાયાં છે. મેં પણ ગાયાં છે...પરભૂમિમાં ઊગેલ રોપાઓને પોતાને આંગણે લાવીને ચોંપનાર માણસની માફક પરપીડનમાં સંવેદનોમાંથી ઉદ્ભવેલા એ ભાવોને મેં મારી કલ્પનાભોમમાં ગાત્ર રોપ્યા છે...

કવિતાકાર ઘૂંટે છે કલ્પના વતી ઊર્મિતંત્રની ખરલમાં પણ એ ઘૂંટે તો છે પારકાના અનુભવ એવાઓની જમાતમાં આપણું સ્થાન હોય તો બસ છે"

પરભાષાના કાવ્યોના અનુવાદો-રૂપાંતરો લોકસાહિત્યને અને લોકભાવને આત્મસાત્ કરનાર મેઘાણીની સમર્થ કલ્પનાશક્તિ જ સંચલન અનુભવી કાર્ય કરી રહી છે અને તેથી તે સ્વતંત્ર અને મૌલિક સર્જકશક્તિ જ લેખી શકાય. 'રવીન્દ્ર વીણા'માંના 'સાબદા થાજો અજમેરિયા'થી શરૂ થતું 'પ્રતિજ્ઞા પાલન', 'વીરજ દો', 'ઓલી કોણ કરી લટ મોકળિયું ખડી આભ મહેલ અટારી પરે', એવી ચારણી ઢબની પંક્તિઓ આવે છે તે 'નવી વર્ષા,' 'મા ઘેલો બાળ' 'માની યાદ', 'મરતા બાળકનું આશ્વાસન' 'દરિયાના તીર રળિયામણા રે રૂડાં રમે નાના બાળ', એ 'કાંઠે રમનારા', 'દીઠી સાતતાલની નારી', 'કૃષ્ણ કળી', 'નવી વહુ', 'સોના નાવડી', 'અભિસાર', નિર્ણય', 'સાચા બેસણાં' વગેરે સઘળાં કાવ્યો ઢાળ, કાવ્યબાની વગેરેમાં જ નહીં પણ ભાવની દૃષ્ટિએ પણ પૂરેપૂરાં આત્મસાત્ કરીને સોરઠી કવિના જ સ્વતંત્ર સર્જન જેવા મેઘાણીએ રચ્યાં છે. 'સાચું તો આ છે કે મૂળ કૃતિઓએ મારા ચિદાકાશમાં, મારા અંતસ્તલમાં શક્ય તેટલી આત્મસાત્ થઈ ગયા પછી પોતાની મેળે જ મારા દ્વારા ગુજરાતી અવતાર ધારણ કરેલ છે. બહિરંતર બેઉ રૂપે ગુજરાતી" રવીન્દ્રની વાણીને 'બીજા આપણું અઢળક વારસાની જોડાજોડ' આપણો વારસો બનાવવા માટે લઘુતાગ્રંથિ ત્યજવાનું મેઘાણી સૂચવે છે અને આ કાવ્યોને સ્વતંત્ર રચનાઓ તરીકે એ કેવો રસાસ્વાદ આપી શકે છે તેને જ ચરમ કસોટી લેખવાની ભલામણ કરે છે

મેઘાણી જેવો એક પ્રાંતવિશેષના સંસ્કારોથી જ ઘડાયેલો અને તે સંસ્કારોમાં જ રમમાણ રહેનારો કવિ, આવા ટાગોર જેવા સમર્થ કવિના ભાવોને આત્મસાત્ કરીને, તેને પોતાની હૃદયની ખરલમાં ઘૂંટીને અને સૌરાષ્ટ્રના જ ગીતો હોય પોતાની જ નવેસરથી કૃતિ હોય તે રીતે રજૂ કરે એ શક્તિની હજી ગુજરાતે જોઈએ તેવી કદર કરી નથી ગુજરાતી પ્રજાને સાહિત્યનો રસ, સાહિત્યનું ઉત્તમ, પ્રજાજીવનને અનુકૂળ તેવા ભાવોનું ગાન, જ્યાંથી મળે ત્યાંથી આપવું, અને પોતે તો પાત્રવાહન હોય તેમ આત્મવિલોપન સાધવું એ કંઈ સાધારણ વાત નથી 'ઊર્મિલ અને 'પ્રાણવાન આવેશશીલ અસંયમિત ભાવો'ના આ ગાયક તથા પોતાના જ અંગત જાડાં સ્થૂળ સીધા પ્રત્યાઘાતોને અને લાગણીવેડાને રચ્યા કરતા હોય તો આવી પારકાના ભાવને પોતાના કરવાની, એને આત્મસાત્ કરી ચિત્તમાં તિરોધાન કરી પોતાની જ ભાવસૃષ્ટિ રૂપે

પ્રગટાવવાની વિરલ કલ્પનાશક્તિ ક્યાંથી પ્રાપ્ત કરી શક્યા?

'રા. મેઘાણીમાં તો ઉત્કટ સિસૃક્ષા કૂદાકૂદ કરી રહી હોય છે, એટલે ભાષાન્તર કરતી વખતે એ આવી (મૂળ કવિ પ્રત્યે) વફાદારી, નમ્રતા અને આત્મવિલોપનની વૃત્તિ રાખી શકતા નથી ને ઝટઝટ સર્જન કરવાના ઉત્સાહમાં મૂળના પ્રતિસ્પર્ધી જેવા બની જાય છે. મૂળની સાથેનો એમનો સંબંધ અધીન સેવકના જેવો નહિ પણ ગુરુની સરસાઈ કરવા મથતા ચેલા જેવો હોય છે. પરિણામે આ વર્ગનાં પુસ્તકોમાં તમને ક્યાંય મૂળ ગ્રંથકારનું વ્યક્તિત્વ નહિ જડે પણ સર્વત્ર મેઘાણીભાઈ જ ઘૂમતા માલૂમ પડશે"[1]

આવું ગુજરાતીકરણ કે સૌરાષ્ટ્રીકરણ કે મેઘાણીનું જ આ સ્વતંત્ર સર્જન છે તેવી લાગણી તો કાવ્યરસભોગીની દૃષ્ટિએ વધુ ઇચ્છનીય છે. અને મેઘાણીને મન પણ એ ઇષ્ટ સિદ્ધિ છે. "સાચી વાત છે કે મારી આ કૃતિઓ ગવાતી સાંભળનારને એ બંગાળની-મતલબ કે કોઈ પરભોમની લાગતી નથી. તેનું મૂંગું વાચન પઠન કરવામાં પણ પરકીયતાનો ભાવ નહિ પેદા થાય એમ મારું માનવું છે. એ અનુવાદો છે એવું લાગશે નહિ તો પણ હું નવાઈ જ પામું. ખેદ તો પામું જ શાનો? કારણ કે એ અનુવાદિત છે એવો આભાસ સરખો યે ન થવા દેવાનો તો મારો પ્રત્ન છે."

આમ પ્રતિભાશાળી કવિના માનસમાં નવી કાવ્યાનુભૂતિ જે રીતે ઉદ્ભવે, જે પ્રકારની કલ્પનાપ્રક્રિયા અને કાવ્યકસબના વ્યાપારમાંથી પસાર થાય તે રીતે આ રૂપાંતરિત કાવ્યોનું પણ સર્જન થયું છે. અને એ રીતનો સ્વતંત્ર કાવ્ય જેવો તે આસ્વાદ પણ આપી શકે છે.

મેઘાણી આમ અન્ય કાવ્યો પાસેથી પ્રેરણા લે છે, અનુવાદ કરે છે, તેથી વિવેચકો અલબત્ત એમની પ્રતિભાશક્તિને તો સ્વીકારે છે, પણ એ પ્રતિભાશક્તિને ઈતરેતર-ડીરાઈવેટિવ પ્રતિભાશક્તિ ગણે છે. "એમની સર્જક પ્રતિભા અનુસર્જનમાં વધુ રાચનારી છે. કેટલીક ઉત્તમ કૃતિઓ પણ ઈતરેતર (ડીરાઈ-વેટિવ) છે પણ એમની સરસ્વતીના સ્પર્શે મૂળ-ઘણીવાર તો સામાન્ય-વસ્તુમાં પણ કેટલો પ્રાણ સ્ફુરતો? ક્યાં 'કોઈનો લાડકવાયો'ની દાવાનળની ઝાળે વધતી લોકપ્રિયતા અને ક્યાં એનું કોક ચોપડીને ખૂણે પડી રહેલું મૂળ?"[2] "મેઘાણીમાં

---

૧. નિકષરેખા : પૃ. ૧૯૫-૧૯૬
૨. ઉમાશંકર : અભિરુચિ : પૃ. ૨૫૩

કલ્પના છે પણ તે વિધાયક કરતાં દર્શકવર્ગની વધુ છે તેથી એને જની તૈયાર વસ્તુને જીવંત બનાવવાનું જેટલું ફાવે છે તેટલું આખું વસ્તુ જ નવેસરથી સર્જીને 'સ્વતંત્ર રચના કરવાનુ ફાવતું નથી." [1] "આ પ્રતિનિર્માણ શક્તિ કવિતાના ક્ષેત્રમાં વિશેષ ઉપકારક નીવડી છે. કવિતામાં સ્થાનિક કરતાં સાર્વજનિક તત્ત્વોનું જ મોટે ભાગે પ્રાધાન્ય હોવાથી એનું રૂપાંતર આવડે તો ઘણીવાર મૂળ જેટલું જ અથવા, કોઈવાર તો એથી વિશેષ રસપ્રદ નીવડે છે...'કોઈનો લાડકવાયો,' 'વિરાટ દર્શન,' 'આખરી સન્દેશ,' 'કવિ તને કેમ ગમે,' 'નૂતન યુગના જોગંદર જગદીશને'...ઉત્તમ કોટિની અનુવાદશક્તિના નમૂના તરીકે સદાય જળવાઈ રહે એવાં છે."

સર્જક અને મૌલિક પ્રકારની પ્રતિભા કરતા આવી પ્રતિનિર્માણ કરનારી પ્રતિભા તો મેઘાણીને લોકસાહિત્યના બાળહૃદયમાં પડેલા સંસ્કારો, લોકસાહિત્યનું સતત પરિશીલન અને સહુથી વિશેષ તો એ લોકસાહિત્યના પ્રવાહમાં પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનું આત્મવિસર્જન કર્યું તેના ફળ રૂપે સાંપડી છે. એથી કવિતાને અને મેઘાણીની કાવ્યકલાને બે રીતે ફાયદો થયો છે. એક લોકવિમુખ બનતી જતી કવિતાએ જો ટકવું હોય પ્રજાના–વ્યક્તિ કે સમુદાયના હોઠે અને હૈયે રમવું હોય તો લોકહૃદયના ભાવોને ઝીલ્યા વિના ચાલવાનું નથી. હર્બર્ટરીડ એના ક્રૈસીસ ઓફ ઇંગ્લિશ પોએટ્રીમાં જણાવે છે તેમ અંગત વૈયક્તિક સૂક્ષ્મ અનુભૂતિઓના આલેખનને શિખરે અત્યારે કવિતા પહોંચી ગઈ છે. એણે જો ફરીથી અન્યના હૃદયને હલાવવાનો, સ્પર્શવાનો પોતાનો સહજધર્મ બનાવવો હોય તો તેણે સંગીતગૃહના આપમેળાએ તાલ આપવા પ્રેરાય તેવા લોક ઝીલાતા ગીતોની દિશા તરફ જવુ જોઈ શે. લોકોના ભાવોને, લોકોની વાણીમાં ને લોકઝીલાતા ઢાળોમા રજ કરવા માટે કવિએ પોતાના અંગત જીવનના ભાવોને, પોતાની લોકોત્તર કલ્પનાઓને અને લોકોની પહોંચ બહારની ભાવનાઓને, સૂક્ષ્મ અનુભૂતિઓને અને સંકુલ વિચારોને ત્યજવા પડશે...મેઘાણીએ આવી ઈલિયેટ સ્વરૂપની પ્રતિભાને લીધે સહેજે આમ કર્યું છે. અને તે દ્વારા કવિતાને સાચી દિશા દાખવવાનું પુણ્યકાર્ય કર્યું છે.

પરંતુ આ જાતની પ્રતિનિર્માણ શક્તિનો લાભ તો મેઘાણીની કાવ્યકલાને અને ભાવને ખાસ સ્વાસ્થ્યપ્રદ નીવડ્યો છે. મેઘાણી એટલે પ્રાણવાન ભાવોના ગાયક કવિ એમનું માનસ જ ખૂબ સંવેદનશીલ. એના ભાવ આમ અન્યના

[1] વિશ્વનાથ : નિકષરેખા : પૃ ૧૯૧

ભાવ હોવાથી પ્રત્યક્ષ જીવનમાથી મુખ્યત્વે ઊઠતા ન હોવાથી એ કલ્પનાની પ્રક્રિયામાથી પસાર થાય છે, શાતપણોમા સભારેલા અને તેથી રહસ્ય અને શોભા આદિ સંપત્તિ સહિત અવતરે છે ભાવ તો મેઘાણીના મુલદ હોય છે, મોમા તરગોમા રાચવાને બદલે પ્રચડ મોટા ભાવના લોઢને ઉછાળે છે એમ છતા મેઘાણીના ભાવો કેવળ ખાલી જોસ્સો ને ઝનૂન દાખવનારા, આડબર અને અતથ્યતા દાખવનારા, ઊર્મિલતા અને રોતલવેડા દાખવનારા બનતા નથી. મેઘાણીએ વ્યક્ત કરેલા ભાવો સરળ હૃદયના ધરતી તળના નર્યા માનવના ભાવો હોવાથી, લોકસસ્કારોથી વિભૂષિત થયા હોવાથી, એ ભાવોના ધીંગા રણકારમા ભાવજન્ય પરિસ્થિતિની પાત્રતા પણ પૂરેપૂરી ખીલી રહે છે અને તેથી એ ભાવો અદ્ધર અદ્ધર દુરાકૃષ્ટ કે અતિશયોક્ત લાગતા નથી લોકજીવનની સાદી સહજ બુદ્ધિ અને ધીંગી સમજણનુ તેને નિયત્રણ હોય છે. એથી એ વિશેષ મોટે ભાગે આ ભાવો માનવ સઘના-કોઈ એક વ્યક્તિના નહિ પણ સમગ્ર સમુદાયના ભાવો હોવાથી કોટિ કઠનો રેરો-પડછદો આ ભાવની અભિવ્યક્તિ પાછળ સભળાય છે. કવિની ભાવની અભિવ્યક્તિમા જાણે કે સઘળો લોકસમુદાય સૂર સભળાવે છે અને આપણુ હૃદય પણ હોકારો ભણી તાલ આપે છે.

આમ સહેજે સહેજે સમૂહના સાધારણીકરણ પામેલો આ ભાવો હોવાથી, લોકજીવનમાથી પાગરેલા હોવાથી, અને લોકસાહિત્યની દીક્ષા પામેલા લોકહૃદય પારખુ કવિના એ ભાવ હોવાથી ઘૂટાયેલા છતા એ ભાવો વિવેક વિનાના ઊર્મિવેડામા સરી પડતા અટકે છે, જાડા સ્થૂલ અને પ્રાસગિક પ્રત્યાઘાત રૂપ રહેવાને બદલે અનત સમયના સનાતન લોકહૃદયની સંગીનતા અને ભાવમાધુર્ય ગ્રહણ કરે છે. પરસ્પર ઝીલાતા ભાવના સહજીવનથી આ ભાવો વધારે પ્રાણવાન સામર્થ્ય ઉછાળાટ પ્રાપ્ત કરી શ્રોતાના હૃદયમા પણ કોઈ ઊડા અગોચર તળમાથી ઉદ્ભવના અનુભવાય છે અને રસાત્મકતા અને કાવ્યમયતા ધરી શકે છે.

આ ભાવોને સ્થૂળતામાથી, જાડાપણામાથી, સોંઘાપણામાથી ઉગારનાર અને એને કાવ્યમય લોકોત્તરતા, સનાતનતા અને રમણીયતા અર્પનાર તત્ત્વનુ મેઘાણીના કાવ્યમા વારવાર દર્શન થાય છે તે તત્ત્વભાવોનુ એક પ્રકારનુ શબલત્વ છે. એક ભાવની નુરાવટની સાથે મનુજ ચિત્ત સારગીના અનેક તારો રણઝણી ઊઠી એક ભાવની પાછળ અનેક ભાવો જગાડે છે 'કવિ તને કેમ ગમે ?' એ ગીતના ભાવને "કુદરતની સામેના વિરોધ"ના ભાવને "જરા જાડા

સોંઘી જારના દાણા” જેવો વિજયરાય વૈદ્યે ગણ્યો છે. મેઘાણીના કાવ્યોના ઘણાખરા ભાવો આ દૃષ્ટિએ જોઈએ તો ભાવમાં ખુલ્લે મને ચકચૂર બન્યા વિના જોઈએ તો જાડા ને સોંઘા લાગવાનો સંભવ છે. 'ધરતીને પટે પગલે પગલે મૂઠી ધાન વિના નાનાં બાળ મરતાં હોય ત્યારે રસસુંદરતાની શાયરી દંભ જ ગણાય ને?' આવી લાગણીની અનુભૂતિમાં માણસનો માણસ તરીકેનો પ્રાથમિક અને સદ્યસંવેદનશીલતાએ જાગતો પ્રત્યાઘાત તો છે જ પણ એથી યે ઊંડાણમાં માણસની માણસાઈ છે. 'માણસાઈ' અને 'કસુંબલ રંગ', એ બે શબ્દોમાં વ્યક્ત થાય છે એ સઘળી અર્થચ્છાયાઓ મેઘાણીની જીવન-ફિલસૂફી છે. પેલો ગોવાળનો નાદ એ બેસૂર સંભળાવ્યા કરે છે અને મેઘાણી પ્રમાણે જીવન ઘડે છે તેથી આવી પ્રાથમિક પ્રત્યાઘાત જનિત જાડી ને સોંઘી સ્થૂળ લાગણી પાછળ આવી ઊંડી જીવનનિષ્ઠા, આવી 'માણસાઈ' અને ચકચૂર કરે તેવો 'કસુંબી રંગ' રહેલો હોય છે. મેઘાણીને સંભળાયેલા અંતરાત્માનો, ગોવાળનો, માનવજાતના જીવનનિયંતાનો સાદ પણ હોય છે. મેઘાણીની કાવ્યમાં વ્યક્ત થયેલી લાગણીઓ જેમ કેવળ મેઘાણી નામની કોઈ વ્યક્તિની અંગત લાગણીઓ નથી, તેમ કોઈ મેઘાણીએ સંવેદેલી કોઈ અન્ય માનવની કે પાત્રની કેવળ અનુભૂતિ નથી. એ સાધારણીકૃત બનેલી માનવની માનવ તરીકેની લાગણીઓ છે. તેમ કોઈ વિશિષ્ટ માનવસમુદાય, સંઘ કે ટોળાનો, એ ટોળાની લાક્ષણિકતા પ્રગટાવતો વિવેકહીન અકાવ્યમય અને સદ્ય ઉત્થાન પામેલો પ્રાથમિક પ્રત્યાઘાત પણ નથી...એની પાછળ અંતરાત્માનો, ગોવાળનો સાદ પણ છે.

જીવનને ધરતીના જાયા જેવા પ્રકૃતિના પુત્ર જેવા સાદા માત્ર માણસ બનીને આરાધતાં પ્રકૃતિ અને માનવસંપર્કે સંવેદન તો જાગે, જુદા જુદા અને વિરોધી સંવેદનો પરિસ્થિતિ પ્રમાણે જાગે, બળવાન અને વેગીલા, સંઘર્ષ સમયે કદાચ ઉન્મત્ત અને પ્રલયકારી એવા ભાવ પણ જાગે, અને એવા હૈયાની ધારણે ઊઠતા ભાવ પ્રત્યે ઈમાન રાખનારમાં એ ભાવ કેફમાં ચકચૂર કરે એવા ઘૂંટાયેલા ને એકાંગી પણ દેખાય, છતાં એ સાચી નિષ્ઠા અને ઈમાનને લીધે આ બધા ભાતભાતના, પ્રસંગ અને પરિસ્થિતિના આઘાતે ઉછળેલા ભાવલોઢ અને ક્વચિત્ પલટાઈ ગયેલા લાગતા, વિરોધી લાગતા ભાવના આવિષ્કરણ પાછળ એક સાગર જેવું વિશાળ, ધીંગુ છતાં મુલાયમ, જીવનદર્શન—જીવનભાવ રહેલો હોય છે. આ મૂળ 'માણસાઈ'નો ભાવ વ્યક્ત થયેલી કેફમાં ચકચૂર કરનારી પ્રાસંગિક ભાવલહરીમાં ભળેલો હોય છે. બલ્કે આ વિવિધ ભાવલહરીઓ એ એક જ ચૈતન્યસાગર 'માણસાઈ'ના

સજીવ પ્રાણવાન તરંગો બની રહે છે. તેમાંથી ઊઠી તેમાં શમે છે અને એમ એક પ્રકારનું આતન્ત્ય—માનવભાવનું એ ક્ષણિક પ્રાસંગિક ભાવની અંદર પ્રગટ કરે છે.

'કસુંબલ રંગ' નો આવો અર્થ મેઘાણીને અભિપ્રેત છે. "સુગંધે મ્હેકતો, ન ભડકા જેવો કે ન આછો, પણ લાલપમાં કાળાશ ઘૂંટી કરેલો હોય તેવો આ કસુંબલ રંગ ઉત્તમ ગણાય છે. જીવનનો પણ એવો જ કસુંબલ રંગ: હૃદયના સર્વ ભાવો જેમાં નિચોવાયા હોય તેવો રંગ જીવન કસુંબીનો" આમ માનવના—માનવજીવનના સર્વ ભાવો ઘૂટાઈ ને એકરસ બન્યા હોય તેવા ભાવ-રંગને મેઘાણી કસુંબલ રંગ કહે છે બાળપણમાં કાળુડી કૂતરીને ચસ ચસ ધાવતાં 'વેલે વળગ્યાં તુરિયા જેવા' ગલુડિયાંને રમાડવાનો કાતુક ને મસ્તી ભર્યો ભાવ, યૌવનમાં ખોવાયેલી વાદળીને ઘેરા રાગે સાદ પાડતા પ્રણયી મોરલાનો કે રીસભરી ધરતીને રીઝવતો ઘેરા વિલાપનો પ્રણયી સાગર રાણાનો ભાવ, સમર્પણની અણખૂટ ધારા વહાવવાનો, શહિદની શહાદતથી તલતલનો હિસાબ માગશું એવી દાંત કચકચાટી બોલાવતો પ્રકોપનો ભાવ, અને જીવનની પાછલી અવસ્થામાં જ્ઞાન ગુમાનની ગાંસડી ફેંકીને પ્રભુને દ્વારે દીવો પેટાવવા જવાનો ભાવ...એ સઘળા સ્વાભાવિક ભાવો જીવનની પલટાતી પરિસ્થિતિમાં તો અનુભવાય છે. એને ઉન્મુક્ત બનીને ગાવા એ કસુંબલ રંગી કવિતાનું એક આગવું લક્ષણ છે.

પણ આવા ભાવવૈવિધ્ય કરતાં *એક જ ભાવની અભિવ્યક્તિમાં શૌર્યના* ઉત્સાહ, અમર્ષ, પ્રકોપ ને રુદ્રતા સાથે પ્રેમ, ભક્તિ, કરુણા, શાંતિ, માંગલ્ય વગેરેનો પણ રંગ ઘૂટાઈ ને એકરસ થયો હોય તે જાતનો કસુંબલ રંગ મેઘાણી ઝીલવાને ગાવા મથી રહે છે. યુદ્ધના આહ્વાનોની હાકલ પાડતું ગીત મંગલમય સ્વસ્થતાથી ને માધુર્યથી શરૂ થાય છે: 'કંકુ ઘોળજે જી કે મીંઢળ ઓળજે.' આમ વીર ભાવના ઉદ્‌ગારમાં કોઈ ધર્મક્રિયામાં સામેલ થતા હોઈએ તેવો પવિત્ર ગંભીર ધર્મભાવ, લગ્નને માંડવડે મ્હાલવા જતા હોઈએ તેવો આનંદ અવસરનો ઉત્સાહી મંગલ ભાવ, વાત્સલ્ય કે પ્રણયની ચરમસીમા અનુભવાતી હોય તેવો પ્રણયનો ને વાત્સલ્યનો ભાવ, સર્વ સમર્પણ અને બલિદાનનો ગંભીર ભાવ, પરાજય કે શહીદોને વરવું પડે છે તેનો ગ્લાનિ નિરાશા, કરુણા અને આનો હિસાબ લઈશું તેવી મનોભાવનાનો પ્રકોપ, કડવાશ, ખામોશી વગેરેની સાથે પ્રસન્ન, ગંભીર, ખુમારીભર્યો અણનમ ઉત્સાહનો ભાવ:..આવા આવા ભાવોનું સંમિશ્રણ મેઘાણીના કસુંબલ રંગી

ભાવદર્શનમાંથી સાંપડે છે.

આથી મેઘાણીના ભાવ જાડા, સોંઘા અને સ્થૂળ ન રહેતાં કાવ્યત્વની રમણીયતા ધારી રહે છે. પ્રસંગોના પ્રત્યાઘાતે સદ્ય સંવેદનશીલ મેઘાણીના હૃદયમાં જે રણકારનો કંપ ઊઠે છે તે આમ માણસાઈને, જીવનની નિષ્ઠાથી પ્રેરાયેલો હોવાથી, મેઘાણીના હૃદયતળના કોઈ પાતાળ લોકમાંથી પ્રગટતો હોવાથી, અન્ય ભાવોને પણ આછા આછા પ્રકંપે રણઝણાવે છે. એવા એ ભાવોના ઘૂંટાયેલા એકરસપણાને લીધે સાગરના પ્રચંડ લોઢ જેવો એ પ્રાણવાન ભાવ સમગ્ર માનવ હૃદયનો—'માણસાઈનો' સાગર આપણી સમક્ષ રજૂ કરી દે છે. આ ઉપરાંત અંગત ભાવો નહીં પણ પરાનુભવને કલ્પના, દૃષ્ટિથી સંપૂર્ણપણે સંવેદી ભાવોને પ્રગટાવવાની, અન્યની કવિતાના ભાવને પોતાના હૃદયમાં આત્મસાત્ કરી ઘૂંટવાની, અને લોકહૃદયને જ વફાદાર રહી લોકઝીલાતા ભાવોને જ ગાવાની મેઘાણીની ખાસિયતને લીધે, મેઘાણીના આ ભાવો વાચકના હૃદયને સહેજે કાવ્યત્વથી હલાવી શકે છે. આમાના ઘણાખરા કાવ્યોના ભાવ સંઘના, માનવસમુદાયના, પ્રજાના પ્રજા તરીકેના ભાવો છે. . .

આ સઘળા માનવોના કંઠ મેઘાણીના કંઠના સૂર સાથે સૂર મેળવીને ગાઈ રહ્યા હોય તેવું આપણે અનુભવીએ છીએ 'રાષ્ટ્રિય શાયર' આમ કોઈ વ્યક્તિ નથી, પણ આપણે સહુ—સમગ્ર રાષ્ટ્રના ભૂત, ભાવિ ને વર્તમાનના સહુ આ કાવ્યોના કવિ છીએ એવું પણ મેઘાણીના કેટલાક કાવ્યોમા અનુભવાય છે...

આમ ગુજરાતી કાવ્યસાહિત્યમા ભાવમય કવિતાની એક સાચી, ઊંચી ઉદાત્ત કાવ્યત્વને પાંગરાવી શકે તેવી દિશા મેઘાણીએ દાખવી છે: 'ઊર્મિકવિ, અને મહાકવિ જે જનતાના અનેક હૃદયોને હલાવવા, રસથી ભરવા તત્પર થયો છે, ભાવ સંક્રાન્તિ, ભાવ પ્રત્યાયન અને ભાવ પ્રસારણ જે કવિતાનું જીવિતનું મૂળભૂત લક્ષણ છે તે જેણે સહેજે સિદ્ધ કરવું છે, લોકભોગ્ય લોકકવિ કે રાષ્ટ્રિય શાયર જેને બનવું છે, તેને આ મેઘાણીએ પોતાના કાવ્યદ્વારા ચીંધેલી દિશાએ ડગ માંડયા વગર ચાલવાનું નથી લોકસમુદાયથી પોતે જુદા રખેને પડી જાય એવો ડર રાખનાર મેઘાણી સાચી દિશામા પગલા માંડયા છતા કવિતાના ભાવના મર્યાદિત વર્તુળમા જ ભમે છે,' ભાવના અને કલ્પનાના લોકોત્તર ઉડ્ડયનો કરતાં અચકાય છે અને છતા નવા જમાનાએ આપેલી નવી વિચાર ભાવની સૃષ્ટિને પોતાની લોકવાણીમા અવતારવા મથે છે આવી મથામણ જ્યાં થઈ છે, ત્યાં મેઘાણીનો પેલો 'કસુંબલ રંગ' એના લોકઝીલાતા

ભાવનું સ્વરૂપ બરાબર ખીલતું નથી. 'ધર્મતર્કટના ગારુડી'નું 'અમે' નામનું ગીત, 'છેલ્લી સલામ'ની વચ્ચેની પંક્તિઓના ભાવ, 'સતા સમદરની પાળે'માં સોબતી સાથે મન કોળે તો લગન કરી લેવાની બહેનને અપાતી શીખ...વગેરે ભાવો સાચા લોકહૃદયના ભાવો નથી. કસુંબલ રંગ—અને તેની હલાવવાની શક્તિ ત્યાં મોળી પડે છે.

એમ છતાં 'યુગવંદના', 'એકતારો', 'વેણીનાં ફૂલ', 'કિલ્લોલ' અને 'રવીન્દ્રવીણા'ના ઘણા ખરા કાવ્યોના ભાવ મેઘાણીને અભિપ્રેત એવી માણસાઈ અને કસુંબીના રંગથી સભર છે. તેથી એ કાવ્યો લોકપ્રિય બની અનેકના કંઠમાં અને હૃદયમાં વસી ગયાં છે. ફરી ફરીને વાંચવાનું-લલકારવાનું મન થાય તેવાં છે. અને જ્યારે જ્યારે અને જેટલી વાર ગવાય ત્યારે ત્યારે અને તેટલી વાર વાંચનારના હૃદયને હલાવવાનું સામર્થ્ય ધરાવે છે.

અર્થને અને ભાવને પ્રત્યક્ષ કરનારી લોકબોલીના શબ્દો, શબ્દોનો રણકાર કરતો નાદદેહ અને તેનો સંવાદ, ઢાળોની ભાવ પ્રેરકતા અને તેની સૂક્ષ્મ સમજ, શબ્દના સોદાગર ત્રાજવા તોફનારી, પ્રેતસૃષ્ટિના રાજવીને આહ્‌વાન...સંહારના સ્વામીને ઉદ્‌બોધન...વગેરેમાં રજૂ થઈ છે તેવી મૂર્ત સબળ લોકગમ્ય કલ્પનાલીલા અને ભાવપ્રતીકો ને યોજના; સાંભળતાં જ આંખ સામે ચિત્ર ઉપસ્થિત થઈ જાય, એનો અવાજ સંભળાય, એની મહેક પ્રસરી રહે તેવી ઉપમા આદિની યોજના વગેરે કાવ્યકસબની દૃષ્ટિએ પણ મેઘાણીની આ કસુંબલરંગી કાવ્યસૃષ્ટિ મસ્તીમાં ચકચૂર કરે તેવી છે.

આવી આ 'માણસાઈ'ની કસુંબલરંગી સૃષ્ટિ જીવનની ઊંડી નિષ્ઠાની પ્રમત્તતાથી, ચંચળ અને ઉપરછલ્લા મનને ભયાનક લાગે છે. પણ સહૃદયના હૃદયમાં તો કાવ્યના આસ્વાદની સાથે સાથે જીવનની નિષ્ઠાનું પણ આરોપણ કરી એકરંગીલી સ્થિર કસુંબલરંગી દૃષ્ટિનું સ્થાપન કરે છે.

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા : રંગીલા હો<br>
પીજો કસુંબીનો રંગ

દોરંગા દેખીને ડરિયા : ટેકીલાં હો<br>
લેજો કસુંબીનો રંગ.

✲

પ્રકરણ આઠમું

# સૌરાષ્ટ્રનો મસ્ત મયૂર

નવલી દુનિયા કેરાં સ્વપ્નોમાં કવિઓએ
ગાયો કસુંબીનો રંગ

મુક્તિને કયારે નિજ રકતે રેડણહારે
પાયો કસુંબીનો રંગ...
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ...

આ પંક્તિઓના સૂરમાથી, શબ્દમાથી, અર્થમાંથી અને ભાવમાંથી એક મસ્ત ખુમારીભરી માનવમૂર્તિ ઊભી થાય છે "સભામંડપ વચ્ચે મચ ઉપર એક યુવક આવીને ઊભો : ગરદન સુધીના વાંકડિયા કાળા ઝૂલફાં અને મોટી સહેજ રતાશવાળી આંખો. ડાબી બાજુ ડોક સહેજ ઝુકાવીને જમણો હાથ કર્યો ઊંચો અને ગાવા માંડયું. અવાજમાં આરજૂ હતી અને હતી ખુમારી.

'જાગો જગના ક્ષુધાર્ત! જાગો દુર્બલ અશક્ત
ઈનસાફી તખ્ત પર કરાલ કાલ જાગે'...

આ હુંકારના શબ્દોની સભાને ભારે ચોટ વાગી. કળ વળી ત્યા દર્દ ભર્યા કંપકાના વિલંબિત સરોદ આવતા હતા : 'કવિ તને કેમ ગમે?' સભા એક કાન બનીને એ સૂર પી રહી હતી"[1] "બે હજાર ચારણ ત્યાં મળ્યા હતા અને એમાં ઘણા તો કવિરાજો હતા. એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વૈરાટ સમો માચડા પર ઊભો થયો. એની કસુંબલ તૃપ્ત રિઘીયલ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડી અવળી ફેરવી અને મારવાડી ગતિથી શરૂ કર્યું. મોરલા સામા હોકારા દેવા માંડયા. રાજકોટ ગાંધર્વનગર સમું બની ગયું. મેદનીનાં હૈયે હૈયા ઢળાવા માંડયાં બરાબર પોણા બે કલાક કોઈએ હોકાની ઘુટ ન ખેંચી. હોકા ઓલવાઈ ગયા."[2]

---

૧ ઊર્મિ સ્મૃતિ અંક : ઉમાશંકર જોષી : પૃ ૧૧૪
૨ એજન : દુલાભાઈ કાગ : પૃ ૧૦૦

આવું ગાયક ઝવેરચંદ મેઘાણીનું વ્યક્તિત્વ આ પંક્તિઓમાંથી પ્રગટ થઈ આપણી સામે ઊપસે છે. મસ્તીમાં તે આમતેમ ડોલે છે. છપાયેલા આ શબ્દોમાં એવો રણકાર છે, પ્રાણમયતા છે. એમાં નવા જીવનદર્શનની રંગીલી તાજગી છે, ખુમારી છે, મસ્તી છે, શ્રદ્ધા, નિષ્ઠા અને ઊંચેરી ભાવના તરફની મક્કમ ધીંગી સંકલ્પ-શક્તિનો ઘોષ છે. એ ધ્યેયદર્શનના આનંદે થનગનતો કવિ-આત્માનો આહ્વાન લલકાર છે.

પોતાના જમાનામાં કંઈક નવું જીવનદર્શન લાવનાર સંત, નેતા કવિ લોકોત્તર બળથી પ્રેરક સૂરમાં કંઈક ઉચ્ચારે છે. એવી પ્રબળ નવમન્ત્રની પ્રેરણા આ 'કસુંબલ રંગ'ની પંક્તિઓમાં સંભળાય છે :-

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા : રંગીલા હો
પીજો કસુંબીનો રંગ

દોરંગા દેખીને ડરિયાં : ટેકીલાં હો !
લેજો કસુંબીનો રંગ...

મધ્યકાલના ગુજરાતમાં આવો સૂર સંભળાયો હતો નરસિંહ મહેતાનો.- પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર ! તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે :

અને મીરાંબાઈનો :-

હાં રે કોઈ માધવ લ્યો ! માધવ લ્યો !
વેચંતી વ્રજનારી રે હાં રે કોઈ માધવ લ્યો...માધવ લ્યો.

અર્વાચીન સમયમાં યા હોમ કરીને સાહસમાં ઝંપલાવવા નોતરનાર નર્મદનો સ્વર સંભળાયો હતો : "શંખનાદ સંભળાયે ભૈયા શૂર પુરુષને તેડું હો !" વસંત ધર્મની ભાવનાત્મક સૃષ્ટિથી અંજાયેલા કવિ ન્હાનાલાલની વાણી પ્રગટી હતી : 'ચન્દ્રીએ અમૃત મોકલ્યા હો બ્હેન ફૂલડાં કટોરી ગૂંથી લાવ જગમાલણી, હો બ્હેન ! અમૃત અંજલિમાં નહીં ઝીલું રે બ્હેન !' પોતાના અભિનવા દર્શને થનગની ઊઠેલા કવિઓએ, સંતોએ આ રીતે પોતાનું સમગ્ર દર્શન જેમાં એકત્રિત થયું છે તેવી પંક્તિઓ ઉચ્ચારીને એમના આદર્શ કાવ્યલોકમાં, વાચકને-શિષ્યોને એંચવાનો, લઈ જવાનો, તેમાં રમમાણ કરવાનો પ્રયત્ન કર્યો છે. 'યુગવન્દના'ના આમુખમાં મૂકાયેલા મેઘાણીના આ કાવ્યમાં પણ મેઘાણી કોઈ નવી સૃષ્ટિનું દર્શન કરી રહ્યા હોય અને પોતાના સમગ્ર

જીવનદર્શનના અર્કરૂપે એ નવમાર્ગનો મંત્ર ઉચ્ચારતા હોય તેવી આભા, તેવી શ્રદ્ધા, શક્તિ, મસ્તી, તેવો ઉત્સાહ અને થનગનાટ–'રેપ્ચર' રસુખી રહ્યો છે.

પ્રજાજીવનમાંથી જીવનને માણવાનો ઉલ્લાસ ઓસર્યો હતો પારકાનાં ઊછીના ઉધારા અર્ક લઈ લઈ ને કવિઓ સાગર અને આકાશની કવિતાઓ લલકારતા હતા, લોકજીવનમાં રસપ્રાણ પૂરતું લોકસાહિત્ય અભણોની અજડ વાણી ને બૈરાંઓની બોલી તરીકે ઓશિયાળું બની નિસ્તેજ પડયું રહ્યું હતું; પ્રજાજીવનમાંથી ખુમારી ઓસરી ગઈ હતી, એકતારામાં ધણીની આરાધના કરનારની ભજનવાણી અર્થહીન જોડકણા સમી લાગતી હતી...આવા સાર્વત્રિક ઉલ્લાસહીન સમયમાં એ સઘળા લોકસાહિત્યમાં, લોકજીવનમાં, લોકની દૈનિક જીવન-રીતિમાં માણવા જેવું, દિલ રંગાઈ જાય તેવું કસુંબલરંગી ખુમારી ઉત્પન્ન કરનાર તત્ત્વ કયાં કયાં છે તે મેઘાણીએ દર્શાવ્યું. કયાં કયાથી સાંપડયો મેઘાણીને આ કસુંબલ રંગ? શૌર્ય, વિજયની ખુમારી, અને તેની સાથે જડાએલા ઉત્સાહના, આવેગના, અમર્ષના, પુણ્યપ્રકોપના રૌદ્ર ભીષણતાના ભાવોમાં તો ઠીક, રંગીલા લાલીભર્યા પ્રેમ અને એવા પ્રેમ સાથે જડાયેલા ભાવોમાં ઠીક, પણ 'ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે', 'બિસ્મિલ બેટાઓની માતાને ભાલે', 'શહીદોના ધગધગતા નિઃશ્વાસે નિઃશ્વાસે', 'પીડિતની આંસુડાધારે, હાહાકારે', 'ભીષણ રાત્રિકેરા પહાડોની ત્રાડોએ...અને પરાજય, ગ્લાનિ શોકના પ્રસંગે, શાન્તિના અને ભક્તિના ભાવોમાં.

કસુંબલરંગ એટલે આવો જીવનને પકડી રાખવાનો, માણવાનો, માનવહૃદયના ધબકાર સાથે એક થઇ શકાય માટે માનવના સઘળા ભાવોને ઝીલવા–માણવાનો જીવનનો ઉલ્લાસ. "હાં રે પીપર લીલી હાં હા રે પીપર લીલી" એવા બાળજીવનના કૌતુકના શબ્દ જોડકણાના ઉલ્લાસથી માંડી 'સંહારના સ્વામી'ને નોતરનારા ગીત સુધીના જીવનની જુદી જુદી અવસ્થા, પરિસ્થિતિઓ, આશા-નિરાશાઓ, રાગદ્વેષના ઉત્તાન ઉછાળાઓ...એ સઘળાને મનમોકળાશથી ઉલ્લાસ પૂર્વક માણવા. ખાસ કરીને નાના જીવનના રોજબરોજના નાના નાના ભાવોમાં પણ માણવા જેવું કેફ ચડાવનારું તત્ત્વ છે તેને પ્રગટ કરવું...એ કાર્ય મેઘાણીએ તેની સમગ્ર સાહિત્યપ્રવૃત્તિ દ્વારા કર્યું. 'સંસ્કારી સંયમ' વિરુદ્ધ 'જીવનના ઉલ્લાસ'ને સાહિત્યમાં ખીલવવાનો પ્રયત્ન આપણે ત્યાં થયો છે, પણ સાચો જીવનનો ઉલ્લાસ તો અહીં–મેઘાણીના સાહિત્યમાં ધબકી રહેલો દેખાય છે. બીજાને દાબી, ડારી, કચરી, વિજયશ્રીને વરીને ચકચૂર બની મ્હાલતા નિત્શે પદ્ધતિના લાયબંબોળ જીવનના ઉલ્લાસ કરતાં આ ગૂઢા રંગનો ધરતીના ધાવણે

પ્રોવાયેલો કસુંબલરંગી જીવનનો ઉલ્લાસ વિશેષ 'માણસાઈ વાળો'—(બલ્કે માણસાઈ જ એને કહી શકાય—) વિશેષ તત્ત્વનિષ્ઠ, અને જીવન તેમજ સમાજને ઉભયને સ્વાસ્થ્યપ્રદ ગૌરવ આપનારો છે. એમાં ધરતીની ધૂળ જેવી સાદાઈ ને નમ્રતા છે. ધરતીના કણ્ વેરાઈ–પથરાઈ માટીમાં માટી' બની એક થઈ જાય તેના જેવી લોકજીવનમાં ભળી જવાની, સમષ્ટિમાં ઓતપ્રોત થઈ જવાની, આત્મસ્થાપના અને વ્યક્તિત્વના હુંકાર કે અસ્મિતાને વિલીન કરી નાખવાની ભાવના છે.

ધરતીના જીવનમાંથી અને સમષ્ટિ સાથેની તન્મય બિરાદરીમાંથી પ્રગટેલો આ 'જીવનનો ઉલ્લાસ' ધીંગી નક્કર યથાતથ મૂલ્યાંકન કરનારી સંગીન કોઠા–સમજણથી રસસાગરને સહજ મર્યાદામાં રાખે છે. છતાં એ સાગરના જેવો પ્રકૃતિના સત્ત્વ જેવા અદમ્ય ઉન્મુક્ત ચકચૂર બનાવે તેવો ઉલ્લાસ રહે છે. જીવન માણવા જેવું', પ્રાણવંતી ચેતનાથી મ્હાલવા જેવું છે. એના જય–પરાજય, વિલાસ ને ત્યાગ, જન્મ ને મૃત્યુ, સંયોગ ને વિયોગ સઘળાં એક મહેફીલમાં આપવામાં આવેલા પીણા જેવાં માદક છે. ડાયરામાં સામ સામે અપાયેલી કસુંબાની અંજલિ જેવાં છે. ભાત ભાતનાં માનવીઓમાં.. માણસાઈનું જ્યાં જ્યાં તેજ દેખાય ત્યાં ત્યાં તેને રંગ આપવામાં આવતાં કેફ ઓર ચડે છે આ કસુંબાનો...

"ઉદાત્ત પ્રેમના, અપ્રતિમ શૌર્યના, અને જેનો માયલો મરી જાય એવી ભક્તિના રંગને કસુંબલ રંગ ચડ્યો કહેવાતો."...મેઘાણીને એ કસુંબલ રંગ બરાબર ચડ્યો છે. કલકત્તામાં ગોવાળનો સાદ સંભળાયો ત્યારથી જે જે સાહિત્યપ્રવૃત્તિમાં મેઘાણી પડ્યા...ત્યાં ત્યાં આ કસુંબલ રંગને–જીવનના રંગને : આપવાનું તેમણે જીવનકાર્ય સ્વીકાર્યું. મેઘાણી નામની વ્યક્તિ–એ વ્યક્તિનું જીવન, એના યોગક્ષેમ, એના અંગત સુખદુઃખ, અંગત લાગણીઓ વગેરેનો કોઈ સ્પર્શ થવા દીધો નથી, આત્મલક્ષી સાહિત્યકારની જેમ. સાહિત્યમાં પોતાનું જ વિસ્તૃત કરેલું પ્રતિબિમ્બ મેઘાણીએ પાડ્યું નથી ..અને છતાં આવા સંતના જેવાં આત્મસમર્પણ અને ત્યાગથી મેઘાણીનું વ્યક્તિત્વ એમણે લખેલી વાણીના શબ્દે શબ્દે અને લહેકાએ લહેકાએ અનુભવાય છે.

મેઘાણી સ્મૃતિ અંકના એમના મિત્રોએ આલેખેલા સંભારણાંઓ જોતાં મેઘાણી જેવા પદુકરણ અને ભોળા હૃદયના માનવીને જે જાતનું જીવન જીવવું પડ્યું હતું તેનો ખ્યાલ આવે છે. પણ જીવનના ઐહિક દુઃખદર્દો કરતાં જે નથી

તેની ઝંખના પેલો શેલી કહે છે તેમ ક્ષુદ્ર એવા ફૂદાની તારાને ભેટવાની ઝંખના જેવી કોઈ દિવ્ય વેદના મેઘાણીનું હૃદય સદા અનુભવતું હતું. એ વેદનાએ એને આની મીઠી બોલી આવી પ્રાણવાન ઊર્મિઓ, આવી મરમીની ધીંગી સમજ અને લાડકવાયુ વ્યક્તિત્વ આપ્યુ છે "પાયામાં જોઉં છું તો કશો જ નક્કર કુલસંસ્કાર, રક્તસંસ્કાર નથી જડતો..બહુ બહુ અધઘડ્યું રહી ગયું; મોટો દુમેળ મચી ગયો...ખેર!"[1]

એ જીવનના આ કુમેળમાંથી મેઘાણીએ કેવી રીતે 'અમીના ઓડકાર' ખાધા હશે? "સામસામી વૃત્તિઓના સંઘર્ષ— 'અંધકાર અને પ્રકાશની મારામારી'માંથી મેળ જન્માવવો, રંગપર્વ નિપજાવવું એ તો જીવનકલાનો કીમિયો છે. વિષાદમાં ઝબોળાયેલા જીવન ઉપર મેઘાણી એમના વાંકડિયા વાળની એક લટને ફેંટામાંથી બહાર ડોકાઈ કપાળ પર મોજથી ફરકવા દેતા. જીવનના જૂજવા અનુભવોમાંથી એમણે કોઈક સંવાદિતા સારવી હતી. 'ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ' કે 'બિસ્મિલ બેટાઓની માતાને ભાલે' બધે એમણે તો માત્ર 'કસુંબલ રંગ' પકડયો હતો. કસુંબીનો રંગ લેવા આમંત્રતાં 'દોરંગ દેખીને ડરિયાં' એમ એ યોગ્ય રીતે જ કહે છે. ખરે જ જીવનતંત્રમાં મેળ નિપજાવવો એ દોરંગાનુ કામ નથી. એકરંગી આત્માઓનું જ કામ છે. મેઘાણીના કોમળ લાગણી તંત્ર બહારના અને ભીતરનાં વાવાઝોડાંમાં વિંઝાતાં વિંઝાતા મેળ સિદ્ધિ કર્યો હોય તો તેમા લોકહૃદય માટે તેમને જે રંગ લાગ્યો હતો તેનો ફાળો સૌથી મોટો હોવા સંભવ છે."[2]

આજે જ્યારે અર્વાચીન સાહિત્યકાર પોતાને ખૂબ સંવેદનશીલ અને તીણી તાત્ત્વિક દૃષ્ટિવાળો ગણી પોતાના 'આત્માના તળિયા' સુધી પહોંચીને અનુભવે છે કે જીવન નામની કોઈ નક્કર ભોંય નથી, શ્રદ્ધા નામની કોઈ ચીજ નથી, માનવીઓ સાથે કોઈ રીતે મન મેળ નથી, બધા ચહેરા વિનાના માનવીઓ છે, જીવન સમગ્ર બધિરું લાગે છે ને તેથી પોતે પોતાની જાતને છિન્નભિન્ન માને છે, એથી જ્યારે તે જગતને રસ, સૌન્દર્ય, આશા, ઉલ્લાસ આપવાને બદલે તે કટુતા, વક્રતા, વૈચિત્ર્ય જ પીરસ્યા કરે છે. ત્યારે મેઘાણી જેવા સાહિત્યકારનું મૂલ્ય વિશેષ ઊજળું થાય છે. ખૂબ ખૂબ સંવેદનશીલ મેઘાણી કપરા સંજોગો વચ્ચે જીવ્યા એ સંજોગોની વિષમતા, એ સૌરાષ્ટ્રનો સમાજ, એ પત્રકારી વ્યવસાયને લીધે થતાં નિત નિતના લોહી ઉકાળા...છતાં

---

૧ સ્મૃતિગ્રંથ : ઉમાશંકર : પૃ. ૪

૨. એજન : પૃ. ૧૯–૨૦

મેઘાણી શાથી આવો કસુંબલરંગી ઉલ્લાસ માણી શકયા? અને બીજાને ચકચૂર કરે તે રીતે પીરસી શકયા?

"હૈયા કેરી ધારણે" જે જે સૂર ઊઠયા તે સૂરમાં મેઘાણીએ અજબ શ્રદ્ધા દાખવી છે. કારણ કે એ સૂર જીવનના ધરતીના પુત્રને સહજ એવા માર્મિક દર્શનમાંથી પ્રગટયો છે. એ ભાવનો પ્રવાહ પરવશ બનાવી ખેચી જાય તેવો નથી હોતો. પણ જેના હૃદયમાં એ ભાવ જાગે છે તે માનવની માનવતાનું–માણસાઈનું–એની સમગ્ર પ્રકૃતિ કે ચેતના શક્તિનું એ ભાવ પર પૂરેપૂરું નિયંત્રણ હોય છે. તેજી ઘોડાને રમાડનાર, પલોટનાર, ખેલવનારની જેમ માનવની ચેતના આ માનવપ્રકૃતિના જ સહજ સ્વરૂપે જાગી ઊઠેલા ભાવને રમાડે છે, ખેલાવે છે, એની લિજ્જત માણે છે. આ અર્થમાં એ આનંદાત્મક–રસાત્મક રૂપમાં ચકચૂર કરે તેવું રૂપ ધરે છે. માત્ર જીવનના સુંવાળા સુંવાળા પ્રિય થઈ પડતા ભાવો નહીં પણ આવા બળવાન તેજીલા ભાવો આવો કસુંબલ રંગ પ્રગટાવે છે તેથી જીવનની વિષમતાની ક્ષણોમાં પણ–દર્દમાં, મૃત્યુની મહેફીલમાં, નિરાશામાં, પરાજયના લજ્જાસ્પદ સ્થિતિમાં, પશ્ચાત્તાપના આત્માની કારમા નિચોવણમાં એમ સર્વત્ર કસુંબલ રંગ—માયલો મરી ગયા પછી વ્યાપતો રેમ્બ્રરનો પ્રહર્ષાત્મક રંગ વ્યાપીર હે છે. માટે જ આવો કસુંબલ રંગ જીરવવો દોહ્યલો છે: જીવનની એકધારી નિષ્ઠામાંથી — એકરંગીલાપણામાંથી આ જીવનની વિધ વિધ દિશાના ભાવ અને ભાવ પ્રમાણેનાં પ્રયાણ, જેનાં થતાં નથી એવા સંસારમાં વાસના પ્રમાણે, ઊર્મિ પ્રમાણે તાનમાં તણાયે જતાં માનવી તો દોરંગા છે એમનાથી માણસની માણસાઈની–માનવપ્રકૃતિની આ શક્તિમય ચેતનાનું દર્શન જીરવી શકાતું નથી. આથી જ શીષ ભોંય પર ધરે છે તે જ પ્રેમના ઘરમાં પહોંચી શકે છે એમ સંતોએ વારંવાર કહ્યું છે.

બર્નાડ બોઝાંકે એ એક જગ્યાએ કહ્યું છે કે, કરુણિકાનો સાચો ઊંડી ખો સમો ભેંકાર ભાવ કેટલાક પ્રેક્ષકો જીરવી શકતા નથી. કરુણિકાના પરમ મર્મનો સાક્ષાત્કાર કરતાં ગાત્ર કંપે છે. તેવું જ આ કસુંબલ રંગ માટે પણ છે. માનવ ચિત્ત ચંચલ છે. ભાવ ક્ષણિક છે પણ એ ક્ષણિક ભાવને ઘૂંટી ઘૂંટીને એના લોઢ ઉછાળવામાં આવે, એની પાછળની પેલી એકરંગીલી દાઝ, એ ભાવના એના ચરમ સ્વરૂપમાં જગાડવા પ્રયત્ન કરે ત્યારે ચાંચલ્યના ક્ષણિકતાના માધુર્યમાં આળોટનારુ સુંવાળુ માનવ ચિત્ત ગભરાઈ જાય છે.

મેઘાણીના જીવનને, મેઘાણીની પ્રવૃત્તિને આવી કપરી કસુંબલરંગી

જીવનનિષ્ઠા દોરી રહે છે બાળપણમાં એ પહાડના હૂહૂકારભર્યા પવન સ્વરો સાથે, હોળીની ઝાળની આસપાસ સલકારાતા એ અગનજવાળ જેવા બહારવટિયાના કપરા સંગ્રામોમાંના બિરદાવણુ દુહાઓ સાથે, ગામ બહારની સીમડિયુંને ભરી દેતા લાંબી હલકનાં લગ્નગીતો સાથે, એક તારાના ઘોર અને મંજીરાની રમજટ સાથે કોઈ સુરતાની લાલીમય સમાધિ તરફ લઈ જતા ભજનો સાથે એ કસુંબલ રંગ તેમના હૃદયમાં સંઘરાયો. લોકજીવનમાંથી જ પ્રેરણા લેનાર આ કવિના હૃદયમાં રહેલા કસુંબલ રંગે એને 'જુદા જ. દેશની વાણી' બોલતો કર્યો. 'જીવનની ગોધૂલિનું', 'અંધકાર અને પ્રકાશની મારામારીનું હૃદયમાં દર્શન કરાવ્યુ', અને 'બંધુહીન નહીં' તેવા આ કવિની સાથે નિત્ય સહવાસમાં રહેલા જનમ જનમના સખા અને ગુરુએ ગોવાળ બની સાદ દીધો. એ સાદને વશ રહીને મેઘાણીએ લોકસાહિત્યનું જે કંઈ રસભર્યું હતું તે મર્મીની રીતે પકડીને, પ્રેમભરી મમતાને લાડ લડાવીને રજૂ કર્યું. ગુજરાતી પ્રજાના સમકાલીન જીવનમાં એ જ જીવનના ઉત્થાનનું કસુંબલ રંગનું દર્શન કર્યું. વીરજીવનનો એ જ રણરંગી બની મોતને ભેટવાનો ઉત્સાહ, ગાંધીજી જેવા હૈયા લગી ગરલ ગટકાવનાર રાષ્ટ્રના સંત કર્ણધારનો એ જ સંતત્વનો સાદ, શત્રુ પ્રત્યે એ જ આદર અને ખેલદિલી. તેમ જ ધર્મયુદ્ધમાં ક્રોધથી નહીં પણ ધર્માચરણ કરવું હોય તેવા મંગલમય ઉત્સાહથી જ ઝુકાવવાનો ભાવ; વગેરેનું દર્શન કર્યું. જૂના નવા જીવનના ખ્યાલો આ સનાતન જીવન નિરૂપણમાં રમતારને સમજાતા નથી. નવા જીવનમા ખોરડાં વગોવનારી, મનગમતો પતિ ન મેળવી શકનારી વહુવારુઓ હીજરાતી હતી તેમ નવ. જમાનાના નેતાઓ, ધનિકો, કલાકારોના કુટુંબમાં વહુવારુઓ મન-મૂંઝવણ અનુભવે છે. સુખી દાંપત્યની પરસ્પરની સમજણ અને ટકાઉ પ્રેમભર્યું સુખી જીવન. પહેલાની જેમ પ્રેમ સિવાયના બીજી કેટલીક કપરી સાધના માગી લે છે. "લગ્નનો લાડવો પ્રેમના પાણીથી નથી વળતો, એને માટે જોઈએ છે જીવન-સમજની પાકી તાવણનું ઘી." જીવનમાં કદાચ સ્ખલનો થયા પછી આખું જીવન ટક ટક કરી ચૂંથી નાખવામાં શી માણસાઈ છે ? 'સડેલાં ધાન ફેંકી દેવાય પણુ માણુસ જેવું માણુસ શે ફેંકી દેવાય'...આવી આવી ગોવાળના સાદે પ્રેરેલી ભાવનાઓનું અર્વાચીન જીવનમાં તેમને દર્શન થયુ અને નવલિકાઓ નવલકથાઓ દ્વારા એ ચિરપરિચિત મારાજ્રૂને તેમણે રજૂ કર્યો અને એમ રજૂઆત કરી કરી એ જીવનમૂલ્યોનો-ભાવનાઓનો 'ગોવાળનો સાદ' સંભળાવ્યા કર્યો.

આવુ—કોઈક લોકોત્તર અગમ્ય, ગોવાળનો કે અંતરાત્માની ગંભીર ગહરાઈમાંથી સાદ સાંભળનારનું મધ્ય વ્યક્તિત્વ મેઘાણીના એકે એક બોલ પાછળ અંકિત થયેલું છે. મેઘાણીએ જે જે પ્રવૃત્તિ હાથ ધરી—સાહિત્યનું લેખન કર્યું—તે કવિતામાં, નવલિકામાં, નવલકથામાં, વિવેચનામાં, પત્રકારત્વમાં મેઘાણી સર્વોત્કૃષ્ટ નહીં લાગતા હોય, એમનાં કાવ્યો અર્થહીન કે પાતળા અર્થને વહન કરનારી ગેયતામાં જ રાચતાં હશે, કાવ્યનું દૃઢ સઘન સ્થાપત્ય તેમને નહીં રચ્યું હોય, એમનાં કાવ્યો, નવલ—નવલિકામાં લેખક સંયમહીન આવેશશીલતામાં રાચતા હશે એમની વસ્તુનું કુશળ આયોજન અને પાત્રોનું મનોવૈજ્ઞાનિક ક્ષમામય સર્જન નહીં થયું હોય; એમનાં વિવેચનોમાં માત્ર ગમા–અણગમા તીવ્રતાથી રજૂ થયા હશે. એમાં વિદ્વત્તાયુક્ત અભ્યાસ અને સિદ્ધાંતોની સમજ નહીં હોય. એમનાં સમગ્ર લખાણમાં તેઓ જૂનવાણી લાગતા હશે, અર્વાચીન જીવનમૂલ્યોને તેમણે સમભાવપૂર્વક અવલોક્યાં નહીં હોય. આવા આવા દોષ અને મર્યાદાઓ મેઘાણીની કૃતિમાંથી ભલે ઝીણી દૃષ્ટિએ તારવવામાં આવે, પણ આ જ દોષ અને મર્યાદાને ગુણરૂપે પલટાવનારો મેઘાણીની પેલા ગોવાળના સાદે પ્રેરેલી ઊર્મિનો રણકાર મેઘાણીની કહેણી પ્રાણવાન ઉષ્મા પામીને ગદ્ય કે પદ્યના શબ્દે શબ્દમાંથી જ જાગે છે. મેઘાણીનો એ રણકાર મેઘાણીના વ્યક્તિત્વને આપણી સામે રજૂ કરી દે છે. એ વ્યક્તિત્વ આપણા સહુના હૃદયમાં રહેલા સૌન્દર્યને આપમેળે ધમકાવે છે. એવું એ બળશાળી દુર્નિવાર વ્યક્તિત્વનું ખેંચાણ છે. એના કસુંબલ રંગથી આપણને ચકચૂર કરે છે. અમલના આ ટોટા લાવનારા કેફમાં પડી આપણો માયલો પણ મરી જાય છે અને કેવળ મેઘાણી જે સૃષ્ટિમાં આપણને લઈ જાય છે તેના કેવળ આસ્વાદનમાં આપણે ચકચૂર બનીએ છીએ. એ પછી વિવેક જાગૃત કરી મેઘાણીના સાહિત્યની ઉત્કૃષ્ટતાને 'માપવાનું'' મન નથી થતું. 'લોકસાહિત્યને બાદ કરીએ તો અસંદિગ્ધ Cr,પ્ટતાની મુદ્રાવાળું પ્રથમ કક્ષાનું સર્જન એમણે એકે વર્ગમાં કર્યું નથી. બધે એ મધ્યમતાથી અટકી ગયા છે. કવિ તરીકે એ મધ્યમ છે. લોકસાહિત્યની નવલિકાને બાજુ પર રાખીએ તો નવલિકાકાર તરીકે પણ એ મધ્યમ છે. અને એમની નવલકથાઓ પણ ગમે તેટલી લોકપ્રિય નીવડી હોય છતાં મધ્યમતાની પેલે પાર જઈ શકે એમ નથી.'' વિશ્વનાથ ભટ્ટનું આ વિધાન કદાચ સ્વીકાર્ય હોય તો પણ મેઘાણીના જે વ્યક્તિત્વનું આપણે આકલન કરવાનો પ્રયાસ કર્યો, જે વ્યક્તિત્વ એના એકે એક લખાણ અને પ્રવૃત્તિ પાછળથી "સૌરાષ્ટ્રના પ્રતીક" તરીકે જાગીને રણકાર કરતું અનુભવાય છે એ વ્યક્તિત્વ તો 'ગોવાળના સાદ' થી પ્રેરાયેલું હોવાથી એ ગોવાળના

'બંસીબેલ'ના ભણકાર આપણને સંભળાવ્યા જ કરે છે. અને એવી લોકોત્તર બંસીને તો માણી જ શકાય : એને ઉત્કૃષ્ટ, મધ્યમ, કનિષ્ટ એમ નંબર આપી શકાય નહીં. એ ગોવાળના સાદે પ્રરાઈને મેઘાણીએ જે કંઈ જાણ્યું ને ભણ્યા કરતાં વિશેષ માણ્યું તે લોકજીવન અને લોકભાવનાનું રસરૂપ પીરસણ આપણી આપણી આગળ–માત્ર લોકસાહિત્યના ગ્રંથોમાં જ નહીં, પણ એના સઘળા લેખનમાં ધરી દીધું; અને એ થાળ ઉપર પેલા લોકોત્તર કે અંતરાત્માના અગમ્ય સાદનું તુલસીપત્ર મૂકી દીધું! આ તુલસીપત્રનો જે રસિક સ્વાદ અને ગંધ માણે છે તે પછી એ તુલસીદળ મોટું છે કે નાનું એની મીમાંસા કરવા રોકાઈ શકતો નથી. "તુલસી કા દલ એક હી એકા : કહ મોટા કહ છોટા ?"

મેઘાણી જેવા લોકસાહિત્યાભિમુખ, જીવનાભિમુખ, અને જીવનના મરમી સાહિત્યકાર, જેણે 'માણસાઈને' હમેશાં નજરમાં રાખી અજવાળવાનો પ્રયત્ન કર્યો છે, જેણે હૈયા કેરી ધારણે ઊઠતા સૂરમાં 'ઇમાન' રાખ્યો છે, જીવનમાં એમ વ્યાપતા એકરંગીલા કસુંબલ રંગને ઝીલ્યો ને ઝીલાવ્યો છે અને સહુથી વિશેષ જે અંતરમાંના ગોવાળના દુર્નિવાર સાદને બરોબર ઓળખે છે, ને તેથી 'દિશા ચૂકીશ નહીં' એવો અડગ શ્રદ્ધાનો રણકાર કરે છે, જેની પ્રવૃત્તિએ અને સાહિત્યે તેમને 'સૌરાષ્ટ્રના પ્રતીક' બનાવી વ્યકિતત્વને વિકસાવ્યુ છે.... એવા સાહિત્યકારનું મૂલ્યાકન કરવા કરતા આસ્વાદ જ લેવો જોઈએ. પત્રકાર, વાર્તાકાર, કવિ–મેઘાણી કરતાં મેઘાણીનું આવુ તેની પ્રવૃત્તિ અને કૃતિમાંથી પ્રગટતું વ્યકિતત્વ વિશેષ ધ્યાનપાત્ર ને આસ્વાદ્ય નીવડે છે. ધૂમકેતુએ 'રુચિ'ના ફેબ્રુઆરી ૧૯૬૪ના અંકમા લખ્યું છે: 'મેઘાણીનું મૂલ્યાકન સાહિત્યકાર, ગાયક, લેખક, પત્રકાર તરીકે નહીં પણ 'માણસ' તરીકે થવુ જોઈએ...' લેખકો અનેક કારણોસર લખે છે: "પણ આ તમામ કારણો કે એમાના કેટલાંક કારણો હાજર હોય છતાં અંતિમ કારણ એ સૌથી જુદું જ હોઈ શકે અને એ વસ્તુસ્થિતિનું જ લેખક–જીવનમા કે હરકોઈ જીવનમાં મહત્ત્વ છે. મેઘાણીના જીવનમાં આવું એક અતળ ઊંડાણ હતું અને એ ઊંડાણના ભીતરમાં જ સાચી વ્યકિત બેઠેલી હોય છે એ હરકોઈ મૂલ્યાંકન કરનાર 'માણસે' જાણવું જરૂરી હોય છે."

મેઘાણીની કૃતિઓમાંથી જે કોઈ આ 'અતળ ઊંડાણ'માં બેઠેલી 'ગોવાળનો નાદ સાંભળનારી' વ્યકિતને પામશે તે જ મેઘાણીની આ કૃતિઓનો આસ્વાદ માણી શકશે. મેઘાણીની સર્વ વાઙ્મય પ્રવૃત્તિનું એકી સાથે દર્શન કરનાર, એ સાહિત્યે ફેલાવેલા વાતાવરણમાં પોતાની જાતને દીર્ઘકાળ સુધી

રાખનાર, એ ગોવાળનો સાદ સાંભળનાર, મેઘાણી–માનવને પછી એની એક એક પ્રવૃત્તિમાં ને વાણીના એકે એક બોલમાં અનુભવી શકશે–માણી શકશે.

પત્રકાર મેઘાણીએ પ્રાસંગિક કાવ્યો લખ્યાં છે, સાંપ્રત સમાજના પ્રશ્નોને જીવન નિરૂપતી નવલકથા ને નવલિકાઓ લખી છે, જૂના લોકસાહિત્યના ઢાળોમાં અને સીધી વાર્તાકથન પદ્ધતિના આકારમાં એ બધું લખ્યું છે. તેથી મેઘાણીની કૃતિઓ હવે જૂની બની માત્ર ઐતિહાસિક મૂલ્ય ધરાવતી બનતી, કારણ કે એમની કૃતિની ભોંય સનાતન અને સંગીન લોકહૃદય છે, એ કોઈ પણ સ્થળે અને કાળે તેમાં વિશ્વવ્યાપક સનાતન 'માણસાઈ'નું કોઈ ને કોઈ રીતે ઉદ્‌ઘાટન થયું હોવાથી હોંકારો મેળવશે જ. એટલે વિવેચક જો હૃદયમાં સંવેદન અનુભવતો હોય તો પછી 'ડરતાં ડરતાં વિવેચનામાં મેઘાણીની કૃતિઓનું ઐતિહાસિક મૂલ્ય જ માત્ર દર્શાવી–બાકીનું "મૂલ્ય તો કાળ ભગવાન કરશે" એવું કહેવાની શી જરૂર છે? ઊર્મિના સ્મૃતિ અંકમાં મનસુખલાલ ઝવેરીએ લખ્યું : "એમના વાગ્વૈભવે હજારોનાં હૃદયોને ડોલાવ્યાં છે, હજારોને પ્રેર્યાં છે, હજારોની આંખોને આંસુભીની કરી છે ને હજારોની આંખોનાં અશ્રુ લૂછ્યાં છે. એ વૈભવનું મૂલ્યાંકન આપણે એમના સમકાલીનો તો શી રીતે કરી શકીએ? સાચું મૂલ્યાંકન તો મહાકાલ કરશે." અને ધૂમકેતુએ પણ લગભગ એજ મતલબનું લખ્યું : "શ્રી મેઘાણીના સાહિત્યનું ખરું મૂલ્યાંકન કરવાનો સમય હજી તો દૂર છે, પણ એ સમય જ્યારે આવે ત્યારે મેઘાણીમાં, જેને ખોટી રીતે ઊર્મિલતા કહેવામાં આવે છે, અને જે સાચી રીતે તો Intensity of purpose–ધ્યેય દર્શનની તાલાવેલી છે–એ તાલાવેલીનું સાચું મૂલ્યાંકન કરવામાં જે અફળ જશે તે મેઘાણીને મૂલવી નહિ શકે. એટલું જ નહિ, મેઘાણીના કંઠના ભણકાર જેને સંભળાતા નથી એવો કોઈ પણ આ તાલાવેલીની સાચી પિછાન નહિ કરાવી શકે."

આવા ભણકારા ને પુનઃ જાગ્રત કરવા, મેઘાણીની તાલાવેલીને–ઝંખનાને–'ગોવાળના સાદ'ને બરોબર ઓળખવો ને ઓળખાવવો, મેઘાણીના સાહિત્ય રચના કાળના સમગ્ર વાતાવરણની હવા બાંધી આપવી એ જ સાચી વિવેચનાનું કર્તવ્ય છે. અને એ કર્તવ્ય બજાવવા જતાં મેઘાણીના અક્ષરદેહમાં પથરાયેલું મેઘાણીનું અમૂર્ત જીવન્ત વ્યક્તિત્વ એને ભરાક રંગ આપતાં ખાંભી જેમ ખળભળી ઊઠે તેમ ખળભળીને જાગીને, વિવેચકને સહાય કરવા તત્પર બની જાય છે...લોકગાયક મેઘાણીની જેમ જ...

ઉમાશંકર જોષી 'સ્મૃતિ ગ્રંથ'માં લખે છે: "પણ ગાંધીજીએ મેઘાણીની 'કૃષ્ણની બંસરીની સેવા'ની વાત કરી છે તેનો ભવિષ્યની પેઢીઓને શી રીતે ખ્યાલ આવશે? મેઘાણી જે મહાજનોના ખમીરથી પ્રજાએ ઘડાય છે તેમાંના એક હતા એનો એને શી રીતે અંદાજ આવશે? મેઘાણીના વાઙ્મયમાંથી લોકસાહિત્ય શૈશવ અને કૌમારનાં થોડાંક સ્વતંત્ર ગીતો, ઐતિહાસિક મહત્ત્વનાં રાષ્ટ્રીય ગીતો, ચારેક વાર્તાઓ અને એકેક નવલકથાઓ બચશે (એથી વધુ કાળની ચાળણીમાંથી જવલ્લે જ કાંઈનું બચી પણ શકે). એટલા ઉપરથી ભાવિને મેઘાણીમાં એમના અનેક સમકાલીનોને જે મહત્તાનો અનુભવ થયેલો, તેનો ભાગ્યે જ આંક મળશે. મેઘાણી મોટા ગજાના આદમી હતા. છાતી સિંહની હતી...ધરતીનાં માણસો વચ્ચે એમની લાલસા હતી તે રીતે સામાન્ય માણસ તરીકે જીવી ગયા અને અસામાન્ય મધુરપ રેલાવી ગયા."

પણ એવો આંક—મેઘાણી નામની મોટા ગજાની વ્યક્તિને મેળવવાની જરૂર પણ શી છે? એમણે જે લોકસાહિત્યની, લોકજીવનની, લોકસંસ્કૃતિની ઊંડી અનેરી 'માણસાઈ'ની ભાવના જે મૂકી આપી, ગોવાળના સાદને પોતાના વ્યક્તિત્વનું સર્વ સમર્પણ કરી દીધું...પછી તો એ ભાવના, એ માણસાઈ, એ 'ગોવાળના સાદ'ની મહત્તાનો આંક જ આપણે માપવાનો રહ્યો ને? સમયના પ્રવાહમાં વ્યક્તિઓ તો વિસરાઈ જાય. પણ આવા વાઙ્મયમાં પોતાના આત્માને—રેડનાર વ્યક્તિ તેના એ વાઙમયમાં એવી રીતે છવાયેલી, ગૂંથેલી હોય છે કે મર્મજ્ઞ રસિક એ સમગ્ર વ્યક્તિત્વનું આકલન કરી એ મોટા ગજાની વ્યક્તિની મહત્તાનો આંક ગમે તેટલો સમય થયો હોય છતાં મેળવી શકશે. 'મરતાં બાળકનું આશ્વાસન' કાવ્યમાં મેઘાણીએ કહ્યું છે તેમ એ વ્યક્તિત્વ "પડઘો થઈ હું દેશ જવાબ" એમ જવાબ આપશે.

આવી મહત્તા જોવી એ વિવેચનાની દૃષ્ટિએ નર્યો મુગ્ધભાવ લાગતો હોય તો મેઘાણીની જે જે કૃતિઓ પ્રાણવાન ઊર્મિથી આપણા હૃદયને હલાવે છે તે કૃતિઓને આધારે લોકસાહિત્યના આ અભ્યાસીને એક લોકમાંહેનો સામાન્ય માનવી લેખતાં પણ એનું સાહિત્ય આપણા હૃદયમાં રહેલા સામાન્ય માનવીને પ્રિય થઈ પડે તેમ છે, અને પ્રિય એવું થાય છે કે ખીજ તેજસ્વી, અણિયાળા, આંખ આંજતા વિવેચન સત્રો આપણને એની ખામીઓ બતાવે તો પણ આપણે પેલા ગરીબડા, ભોળા લોકની ખુમારીથી એને કહીશું કે, "આ અમારું વીરત્વ, આ અમારી માણસાઈ, આ અમારો

ચૈતન્યનો ધમકાર, આ ઉગ્માભર્યું પ્રસન્ન ગૃહજીવન, આ પ્રેમી ને પાણી તાવણનો નેહ—આ બલિદાન, શહીદી, આત્મસમર્પણ, સમતા ને ધૈર્ય, આ ભાવના પ્રિયતા ને કોશ વિદ્યાની સાચી છે બીજે! બાણકદેવીએ કહ્યું હતું કે ભલે તમે પરોળાં પહેર્યાં ને હોય ખરછટ ધાબળી। પણ આવું આક શનો કોઈ દેવ રમવા તેવું ઝળકતું વીરત્વ તો અમારું.” આ જુઓ રણમાં સૂતેલો કંથ!

> બાયે ફરુકે મૂછડી અને રયણ ઝળકે દાંત
> જુઓ રે પટોળાં વાળીયું આ લોખડિયાળાનો કંથ!

આવું જ કંઈક ભાવક નવવિવેચને અનુભવગે એટલી મેઘાણીનું સાહિત્ય હજી લાંબા ગાળા સુધી અવશ્ય આપશે.

ખરી રીતે મેઘાણીનું વ્યક્તિત્વ અને તેથી તેનુ સાહિત્ય લોક કક્ષાથી બહાર નીકળવા માગતું જ નથી એટલે લોકસંસ્કૃતિની અને તેના સર્જનનું મૂલ્ય ‘ભદ્ર સંસ્કૃતિ’ના, પંડિત સંસ્કૃતિના, સંસ્કૃતિના આધારે થઈ શકે તેમ નથી. અને એમ છતા પોતાને વિવેચક તરીકે, પંડિત તરીકે ન ઓળખાવનાર, ‘આત્મસ્ફુરણાના ‘મધ્યમ કક્ષાના કસબી’ લેખનાર વિનમ્ર મેઘાણી પોતાના અંતરાત્મામ અનુભૂતિના ઓજસે—સામાન્ય લોકસમુદાયથી ક્યાંયે ઊંચેરા ચાલ્યા લોક વચ્ચે રહી લોકની ઊર્મિના આ લોકગાયક ‘મંચ ઉપર વિરાટ’ જાય છે. લોકોત્તર બની જાય છે. ‘દિવ્યગાયક’ બની રહે છે. ગંધર્વ ન સર્જન કરી નાખે છે. લોકજીવનને, લોકભાવોને તેને મઢ્યાં બનાવે છે રીતે લોકસંસ્કૃતિનો આદમી ઉપર ઊઠતા જેમ સંતસંસ્કૃતિનો—એ સંસ્કૃતિનો આદમી બની જાય છે—તેમ મેઘાણી પણ એ લોકસંસ્કૃતિ પાંગરેલી સંતસંસ્કૃતિના—આ ‘ગોવાળના સાદ’ની અનુભૂતિ પૂરતા તો રહે છે. મેઘાણી ખરા રૂપમાં લોકસાહિત્યની રજૂઆત વખતે આવે છે પણ રૂપે ત્યારે આમ લોકોત્તર પણ બની જાય છે.

> આવડું, એ રૂપ ક્યાંથી લાવ્યો રે
> ઓરતા એ મર્ત્ય લોકમાં આવ્યો રે...

અને ખરેખર તેનામી આવી નિષ્ઠાને લીધે—આવી અંતરની દોરવણ દોરવાતા સાહિત્યકાર અને ‘માનવ તરીકે “ઓલ્યા કાંઠાના અમે પંખીડા ઊડી આ કાંઠે આવ્યા છુ રે” એવા જીવનમાં - દુમેળ

